પણ કાયમ છે. તે આકારમાં વિષમ ચોરસ છે. તેના ઉપર ધાબું છે. તે છેલ્લામાં છેલ્લું હી. સ. ૯૮૪ માં અગીયારમી વખત તુર્કીના સુલતાન મોહમ્મદ મુરાદ બિન સુલેમાનખાન તરફથી મૂળ બાંધણી પ્રમાણે તૈયાર કરવામાં આવ્યું છે. એના ચારે ખૂણા ચારે દિશાઓમાં આવેલા છે, અને તેની ચારે ભીંતો ઇશાન, અગ્નિ, નૈઋત્ય અને વાયવ્ય ખૂણામાં આવેલ છે. તેની ઉંચાઈ શુમારે ૩૬ ફુટ છે, લંબાઇ આસરે ૨૪-૨૫ ગજ, અને પહોળાઈ આસરે ૨૦-૨૨ ગજ છે. એ મકાનની ઇશાન ખૂણા તરફની દિવાલમાં પૂર્વ છેડે જમીનથી આશરે ૫ ફુટ ઉંચે એક **હજરે અસ્વદ** નામનો બે ઈંચ ઉંચો અને આઠ ઈંચ પહોળો એક અર્ધ ચંદ્રાકાર પત્થર ગોઠવેલો છે.[1] કાબાની ભીંતો પત્થરની મોટી મોટી છાટોની બનેલી છે. તેમાં બારીઓ નથી, પણ મોખરા આગળ ભોંયથી આશરે ૭ ફુટ ઉંચે એક ઉમદા બારણું છે. તેના કમાડ અગરના લાકડાનાં છે. કાબાથી થોડે અંતરે ચોમેર લોઢાના કળશવાળી થાંભલીઓ જમીનમાં ગાડેલી છે. તે ઉંચાઈમાં આસરે ૯-૧૦ ફુટ છે. થાંભલીઓ સાથે સળીઆ ચોડેલા છે. જેની સાથે થોડે થોડે અંતરે કાચની હાંડીઓ લટકાવેલી છે. કાબાની અગાશીને ફરતી કિનાર એટલે પાળ બાંધેલી છે અને તેમાં એક સોનેરી નળ મૂકેલો છે. જેમાંથી વરસાદનું પાણી ચોકમાં પડે છે. તેની ભીંતો ઉપર હમેશાં કાળા રંગનો રેશમી **ગિલાફ** (પડદો) ઢાંકેલો રાખવામાં આવે છે. એ ગિલાફ ઉપર સોનેરી ભરતકામ કરેલું હોય છે. આ પડદો પ્રત્યેક વરસે બદલાય છે.[2] બર્કહાર્ટ[3] નામનો ક્રિશ્ચિયન મુસાફર હાલના

---

હતો તેમાં જણાવ્યું હતું કે "કાબાનું પવિત્ર ધામ જે જેરૂસલમ [બેતુલ મુકદ્દસ] ની બરાબર છે તે હઝરત ઇબ્રાહીમ અને હઝરત ઇસ્માઈલ તરફથી બંધાવવામાં આવ્યું છે."

૧. આ પત્થર વીશે સામાન્ય મત એવો છે કે **હઝરત આદમને સ્વર્ગમાંથી** દુનિયામાં આવવું પડયું ત્યારે તેમણે ખુદાતાલાને અરજ કરી કે, હે ખુદા! જો તેં મારી અસલ [સ્વર્ગની] જગાની એક પણ ચીજ મારી સાથે દુનીયામાં મોકલી હોત તો હું સંતોષ પામત. આ ઉપરથી ખુદાતાલાએ એક કીમતી પત્થર સ્વર્ગમાંથી હજરત આદમનો મનનું સમાધાન કરવા પૃથ્વી ઉપર ઉતાર્યો. એ પત્થર હજરત આદમે એક અમૂલ્ય વસ્તુ સમજી કાબાનું મકાન બનાવતી વખત એક ખુણામાં ગોઠવ્યો, અને ત્યારથી તે ત્યાંજ છે.

૨. આ પડદા મીસર દેશના લોકો અસલથી તુર્કસ્તાનના સુલતાનનાં ફરમાન પ્રમાણે દરવરસે ભારે ધામધુમથી મક્કામાં લાવી **કાબેતુલ્લા** ઉપર ચઢાવે છે, અને જુના પડદા પવિત્ર યાદગારી તરીકે વહેંચી આપવામાં આવે છે

૩. Burckhart. જુઓ "ફેથ ઓફ ઈસ્લામ" નામનું પુસ્તક. મુસલમાનો

કાબાનું વર્ણન કરતાં જણાવે છે કે “ તેના ઉંડો અર્થ દર્શાવનારા પડદા, ચાંદી સોનાની રેલ છેલ, રોશનીનો પ્રકાશ અને માલિકને પગે લાગતા હજારો લોકોનો જમાવ વિગેરે ત્યાંની સઘળી શોભા એવી છે કે જેનું વર્ણન જ થઈ શકતું નથી.”

**ચાહે ઝમઝમ.**—કાબા શરીફના દરવાજાની સામે **ઝમઝમ** નામનો પ્રસિદ્ધ પવિત્ર કુવો છે. એ કુવો સુલતાન સુલેમાને બંધાવેલા એક માળવાળા બંગલામાં છે. તે આસરે ૧૭ હાથ ઉંડો અને ૭ હાથ પહોળો છે. તેનું મ્હોડું જમીનથી ૪ ફુટ ઉંચે બાંધેલું છે. આ કુવાનું પાણી ઘણું ઉત્તમ ગણાય છે અને હાજી લોકો કુપ્પીઓ ભરી લઇ જાય છે. એના વિશે એવું લખેલું છે કે જ્યાં સુધી અરબ લોકો એ પાણી પીતા રહેશે ત્યાં સુધી દુશ્મનો તેમના ઉપર ફાવી શકશે નહિ. આ કુવાની હકીકત એવી છે કે હજરત ઇબ્રાહીમ પેગમ્બરને બે બીબીઓ હતી. એકનું નામ **બીબી સારાહ** હતું તથા બીજીનું નામ **બીબી હાજરા** હતું. બીબી હાજરાને દિકરો પેદા થવાથી બીબી સારાહ નારાજ થયાં, તેથી હઝરત ઇબ્રાહીમ તે મા દિકરાને પેલેસ્ટાઇન ( ફિલિસ્તીન ) થી લઈ આવી હાલ જ્યાં મક્કા છે ત્યાં આગળ જંગલમાં મૂકી ગયા. ત્યાં તાપ ઘણો સખ્ત હતો અને પાણી નહોતું, તેથી હજરત **ઇસ્માઇલ** જે નાની ઉમરના હતા તે તરસને લીધે બેચેન થવા લાગ્યા. બીબી હાજરાએ પાણી શોધવા **સફા** અને **મરવા**ની ટેકરીઓ વચ્ચે સાત ફેરા ખાધા પણ પાણી મળ્યું નહિ.[1] જ્યારે પાછાં આવ્યાં ત્યારે જ્યાં હજરત ઇસ્માઇલ હતા ત્યાં તેમના પગ આગળ કુદરતથી એક પાણીનો ઝરો પેદા થએલો તેમના જોવામાં આવ્યો. તેમાંથી પાણી લઇ તેમણે હજરત ઇસ્માઇલને પાયું અને આજુબાજુ પાળ બાંધી લીધી. આથી તે ઝરો એક કુવાના આકારનો થઈ ગયો[2] અને ત્યાં બની અમાલિકા જાતના લોકો આવી વસ્યા.

**મદીના શહેર.**—મદીના મુનવ્વરા મક્કા મોઅઝ્ઝમાની ઉત્તરે ૨૪૫ માઇલ ઉપર છે. એનું અસલ નામ **યસરબ** હતું; પણ જ્યારે હઝરત **પેગમ્બર સલ્અમ**

---

સિવાય મક્કામાં કોઇ જઇ શકતું નથી. આ અંગ્રેજ વેશ બદલીને ગયો હશે. તે અરબી ભાષા સારી જાણતો હશે તેથી ત્યાં જતાં કદાચ તેને કોઇએ અટકાવ્યો નહિ હોય. હાલ પણ ત્યાં મુસલમાન સિવાય કોઇ જઈ શકતું નથી.

૧. સફા મરવાની ટેકરીઓ વચ્ચે હાજીઓ આજે પણ એ બનાવની યાદગીરીમાં સાત વખત દોડે છે.

૨. ઝમ ઝમ નામ તેમાંથી નીકળતા પાણીના અવાજ ઉપરથી પડયું હોય એમ કહેવાય છે. ચાહ એટલે કુવો.

મક્કેથી ત્યાં રહેવા ગયા ત્યારે તેમણે તેનું નામ મદીના[1] પાડ્યું. તેને આસપાસ ૪૦ ફૂટ ઉંચો એક મજબૂત કિલ્લો છે. તેની વસ્તી ૯૦,૦૦૦ માણસની છે. મહાન હજરત સલ્અમે બનાવેલી **મસ્જીદે નબવી** પણ ત્યાંજ છે. દુનિયામાં મુસલમાનો માટે સૌથી પહેલ વહેલી બંધાએલી મસ્જીદ આજ છે. મહાન હજરત પોતાને પેગમ્બરનો મરતબો મળ્યા પછી તેરમે વરસે મક્કા શરીફ છોડી **મદીના શરીફ** રહેવા પધાર્યા ત્યારે તેમણે ખુદાતાલાની બંદગી માટે ત્યાં આ મસ્જીદનો પાયો હી. સ. ૧ માં નાખ્યો. આ મસ્જીદ પૂર્વ પશ્ચિમ આશરે ૬૩ ગજ લાંબી, ઉત્તર દક્ષિણ આશરે ૫૪ ગજ પહોળી, માટીની ભીંતોની, ખજુરીના થાંભલાવાળી અને તરસાડાના છાજના છાપરાની બંધાઈ હતી. તેની સાથે લગોલગ હજરતની બીબીઓ માટે હુજરા-ઓરડીઓ પણ હતી. પાછળથી આ મસ્જીદ સાત વખત જુદા જુદા જમાનામાં જુદી જુદી કારીગરીથી શોભાયમાન થઇ છે. છેવટ તે તુર્કીના મર્હુમ સુલતાન ના૦ અબદુલ મજીદખાન સાહેબના વખતમાં હી. સ. ૧૨૭૭ માં બંધાઈ હતી. ચૌદ વરસ સુધી તેનું કામ ચાલ્યું હતું. ફક્ત કારીગરોની મજુરી પાછળ ચાલીસ લાખ રૂપીઆ ખરચ થયા હતા. બીજા ખરચનો તો કાંઈ હિસાબ જ નથી. તેની દક્ષિણ દિશાએ એક મોટું જમાતખાનું છે અને જમાતખાનાની પૂર્વ દિશા તરફની ભીંતથી આશરે પંદર વીસ ફુટના અંતરે **મહાન હજરત** પેગમ્બર સલ્અમનો મુબારક **રોજો** છે. આ રોજામાં મહાન હજરતની તુરબત ( કબર ) છે. હજરતની તુરબત સાથે તેજ ઠેકાણે તેમના બે મહાન ખલીફા હજરત **અબાબકર સિદ્દીક** રદી૦[2] તથા **હજરત ઉમર** રદી૦ એ બેની તુરબતો પણ છે. આ ત્રણે તુરબતોની આસપાસ ધાતુની જાળી જડેલી છે. તેની ઉપર મજબૂત છત બાંધેલી છે. તુરબતોની આસપાસ જાળી સાથે પડદા જડેલા છે, જેથી અંદરની ત્રણે તુરબતો બીજાઓ જોઈ શકતા નથી. તેમ જાળીની અંદર ત્યાંના ખાસ ખીદમતગારો સિવાય કોઈ પણ જઇ શકતું નથી. આ રોજામાં ઉપલી ત્રણ તુરબતો સિવાય બીજા કોઇની તુરબત નથી.

---

૧. તેનું પૂરૂં નામ મદીનતુન્નબી ( પેગમ્બરનું શહેર) છે. મક્કેથી મદીને પગરસ્તે ૧૧ દિવસમાં પહોંચાય છે. તેને હાલ "મદીના મુનવ્વરા" કહે છે. "મુનવ્વરા"નો અર્થ પ્રકાશમાન થાય છે. મક્કાના નામ સાથે "મોઅઝ્ઝમા" અને મદીનાના નામ સાથે "મુનવ્વરા" એ શબ્દો હમેશાં માન.થે વપરાય છે.

૨. રદી૦ એ "રદીઅલ્લાહો તઆલા અન્હો"નું ટુંકું રૂપ છે જેનો અર્થ ખુદા તેમનાથી રાજી રહેજો એવો થાય છે. મહાન હજરતના અસહાબોના

**જીદ્દા.**—જીદ્દાનું બંદર રાતા સમુદ્રના કિનારા ઉપર છે. મક્કે જનારા હાજીઓ ઘણા ખરા આ બંદરે થઈને જાય છે. તેનો દેખાવ આગબોટમાંથી ઘણો રળીયામણો લાગે છે. તેના મોટા મોટા ઘરની સફેદ અગાશીઓ અને મિનારાઓ ખાસ જનાર માણસનું ધ્યાન ખેંચે છે. જીદ્દામાં **દાદી હવાની**[1] કબર છે. તવારીખ જોતાં માલમ પડે છે કે હજરત મોહમ્મદ પેગમ્બર સલ્લઅ-મની હયાતીમાં ઈ. સ. ૬૦૧ ના સુમારમાં યમન પ્રગણાના હીમારી નામે બાદ-શાહી ખાનદાનના સૅફ ઝિલ્યઝનની મદદ માટે ક્રિશ્ચિયન હબશીઓને યમનમાંથી નસાડી મૂકવા સારૂ આવેલા ઇરાની લશ્કર માટે જીદ્દા શહેર આબાદ કરવામાં આવ્યું હતું, અને ત્રીજા ખલીફા **હજરત ઉસ્માન** ગની રદી૦ હી. સ. ૨૬ માં મદીના શરીફથી ઉમ્રાની ક્રિયા કરવા માટે મક્કે પધારેલા ત્યાંથી પાછા ફરતાં જીદ્દા શહેરને બંદર તરીકે મુકેરર કરી તે રસ્તે થઈને મદીને સીધાર્યા હતા. ત્યારથી જીદ્દા બંદર મક્કે જવા આવવા માટે એક ઘણું અગત્યનું બંદર ગણાય છે, અને ત્યાં થઈને હાજીઓ આજ સુધી જાય છે. તેને ફરતો કોટ છે અને છ દરવાજા છે.

**તાયફ.**—મક્કાથી પૂર્વે આશરે ૫૦ માઈલને અંતરે એક ઘણીજ ફળ-દ્રુપ અને રસાળ જગા છે, જે તાયફ નામથી ઓળખાય છે. ત્યાં અંજીર, દાડમ, દ્રાક્ષ વિગેરે ઘણી જાતનો લીલો મેવો પાકે છે. તે ગઝવાન નામે પહાડ ઉપર સપાટ મેદાનમાં આબાદ થએલું છે અને અરબસ્તાનનું કાશમીર ગણાય છે.

**૨. નજદ.**—નજદ એ સૌથી મોટામાં મોટો પ્રદેશ છે. તેમાં ઘણે ઠેકાણે પત્થરા અને રેતી છે. યુરોપના ભૂગોળ લેખકો અને ગોરા મુસાફરો તેને સુધારાની બાબતમાં યુરોપના કોઈ પણ ભાગથી ઉતરતો ગણતા નથી. તેઓ કહે છે કે આ ભાગ આરોગ્યતા અને હવાપાણીના સંબંધમાં સારામાં સારા દેશની બરાબરી કરી શકે છે. ત્યાંના લોકો કેળવાએલા, બાહોશ અને ચાલાક છે. તેમનામાં માનસિક ગ્રહણશક્તિ ઘણી છે. તેમનું મગજ દરેક પ્રકારની શોધમાં ફતેહમંદ નીવડે એવું છે. આ પરગણાનું મુખ્ય શહેર **રિઆદ** છે કે જ્યાં વહાબીઓની દેખરેખ માટે એક સ્વતંત્ર હાકેમ રહે છે.

---

નામ સાથે આ માનવાચક શબ્દો હમેશાં જોડાય છે. હજરત અબાબકર સિદ્દીક અને હજરત ઉમર એ બંને મહાન હજરત સલ્લઅમના સસરા હતા. જેમને મહાન પેગમ્બરના રોઝા મુબારકમાં અને તેમનીજ બાજુમાં લગોલગ સુવાનો લાભ મળ્યો હોય તેમનો મરતબો કેટલો સમજવો તે વાંચનારની મુનસફી ઉપર છે.

૧. Eve. હજરત આદમની બીબી. તમામ મનુષ્યોની માતુશ્રી.

**૩. યમન.**—યમન અરબસ્તાનના દક્ષિણ અને પશ્ચિમ વચ્ચેના ભાગનું નામ છે. આ ભાગ પેદાશમાં નજરથી કાંઈક ચઢીઆતો છે. ત્યાંના લોકો ખેતી અને વેપાર કરે છે. તેમનો સંબંધ ઇજીપ્ટ, સીરિઆ, ઇરાન અને હિંદુસ્તાન સાથે અસલથી જારી છે. આ પ્રદેશ હાલમાં તુર્કસ્તાનની સત્તા હેઠળ છે. તુર્કસ્તાન તરફથી ત્યાં એક હાકેમ રહે છે, જે સઘળો વહિવટ ચલાવે છે. તેનું મુખ્ય શહેર **સના** છે. આ શહેર ઘણું પુરાણું છે. જો કે હાલમાં તેની આબાદી કેટલેક દરજ્જે ઘટી ગઈ છે, તો પણ ઘરોની બાંધણી, બાગબગીચાઓની શોભા, અને તેના કુદરતી દેખાવને લીધે તે ઘણું રળીયામણું લાગે છે. ત્યાં અસલના પ્રખ્યાત બાદશાહી મહેલ અને કિલ્લા હજી પણ મોજૂદ છે. ત્યાંના સાધારણ મકાનો પણ નકશીદાર પત્થરનાં છે. આ શહેરમાં વીસ મસ્જીદો[1] છે, અને તેમના મિનારાઓ ઉપર સોનેરી કામ કરેલું છે. સના શહેરની નજીક એક બીજું **રૌઝા** નામનું શહેર છે. ત્યાં ઘણાં સારાં સારાં મકાનો છે. ત્યાંના બગીચા ઘણા સફાઈદાર છે, તેથી લોકો ત્યાં હવા ખાવા માટે આવે છે. વળી ત્યાં દ્રાક્ષ પુષ્કળ થાય છે. સનાથી પૂર્વે ૧૩ માઇલને છેટે **મારબ** શહેરના જુનાં ખંડેરો આવેલાં છે. ત્યાંની આબાદી હાલ એક નાના કસ્બા જેટલી છે. કહે છે કે કોઈ વખત આ શહેર ઘણું આબાદ હતું. હમણાં પણ છેટેથી તેની આબાદીનાં નિશાન નજરે પડે છે. યમનમાં **મોખા** અને **અદન** નામનાં બે પ્રખ્યાત બંદરો છે.

**અદન.**—અદન (એડન) શહેર હાલમાં પહેલાં કરતાં ઘણું ટૂટી ગએલું હોવાથી તેનો ઘણો ખરો ભાગ વેરાન થઈ ગએલો છે. માત્ર સમુદ્રના કિનારા તરફ તે આબાદ છે. તેની એકંદર વસ્તી ૩૦ હજાર માણસની છે. આ બંદરમાં ઈ. સ. ૧૮૩૮ ની સાલથી અંગ્રેજ સરકારની કોઠી સ્થાપવામાં આવેલી છે.

**૪. હેદ્રમોત.**—હેદ્રમોત અને અલમેહ્રની હદ યમનથી પૂર્વ તરફ હિન્દી મહાસાગરના કિનારા આગળ થઈને ઓમાન પરગણા સુધી ગએલી છે. તેમાં કેટલાક કસ્બા તથા ગામો આબાદ છે. ત્યાંની જમીન રસાળ અને ખેતીના બરની છે. આ જમીનમાં લોબાનનાં ઝાડ ઘણાં થાય છે. અહિંનાં હવા પાણી બહુ સારાં છે, અને વસ્તી પણ વિશેષ કરીને ખાનદાન અરબોની છે.

**૫. ઓમાન.**—ઓમાન અલમેહ્રની સરહદથી મળેલો છે. તે હિન્દી મહાસાગર અને ઇરાની અખાતના કિનારા ઉપર આવેલો છે. ઓમાન એક

---

૧. મસ્જીદનો અપભ્રંશ મસીદ છે.

રેતીનું મેદાન છે; પરંતુ તેમાં રસાળ અને ફળદ્રુપ જમીન પણ ઘણી છે. તેનાં હવાપાણી ઠીક નથી. આ ભાગનું મુખ્ય શહેર **મસ્કત** છે. મસ્કત એક ભારે બંદર છે અને હાલમાં અરબસ્તાનમાં એક ઘણું મોટું શહેર ગણાય છે. આ શહેરમાં એક ઈમામ[1] રહે છે, જે ત્યાંનો સઘળો વહિવટ ચલાવે છે.

**૬. અલ-હિસા.**—અલ-હિસાની હદ ઓમાનથી લઇને ઈરાની અખાતના કિનારે થઈ ઠેઠ ફુરાત[2] નદી સુધી લંબાતી ચાલી ગઈ છે. તેમાં અલ-કતીફથી લઇને **બસરા** સુધી એક ભારે ઉજ્જડ મેદાન છે. આ પરગણાની સામી બાજુએ દરિયામાં **બેહરૈન** નામના ટાપુ છે, જ્યાંથી સાચાં મોતી નીકળે છે.

આ છ ભાગ સિવાય બીજો એક ભાગ હિજાઝની ઉત્તરે આવેલો છે. તેમાં **કોહેતુર** નામનો પર્વત છે. વળી **કોહે સીના**[3] પર્વત જ્યાં **હજરત મુસા**[4] પેગમ્બરે ખુદાની લીલા જોઇ હતી, તે પણ આ ભાગમાં જ છે. આ પર્વતની હાર પેલેસ્ટાઇનથી તે રાતા સમુદ્ર સુધી ગએલી છે. પર્વતોને લીધે ત્યાં પથરા તથા કાંકરી ઘણી છે, અને ઘણે ખરે ઠેકાણે ઉજ્જડ માલમ પડે છે. આ ભાગને **ઉત્તર હિજાઝ**[5] કહે છે.

**ઉજડ મેદાન.**—અરબસ્તાન એકંદરે એવો ઉજ્જડ દેશ છે કે જ્યાં રેતી, પથરા અને પર્વતની ખીણો સિવાય બીજું કાંઇ જોવામાં આવતું નથી. ત્યાં ઉષ્ણકટિબંધની ગરમી એવી સખત પડે છે કે માણસને બહાર નીકળવું મુસ્કેલ થઇ પડે છે. અરબસ્તાન કુદરતી રીતે જ એક ભયાનક જગા છે. ત્યાં ચારે બાજુએ મોટાં રેતીનાં મેદાન ઘુરકીયાં કરે છે અને ઠેક ઠેકાણે પર્વતોનાં બીહામણાં શિખરો પોતાનું માથું ઉંચું કરી મુસાફરને બીવરાવે છે. સૂર્ય પણ ભાલાની માફક આકાશમાંથી સખત તડકાનાં કિરણો પૃથ્વી ઉપર ફેંકે છે. તોફાની હવા રેતીને ઉડાવીને ઉંચે લઈ જઇ તમામ આકાશમાં અંધારૂં કરી મૂકે છે. માથા ઉપર વિશાળ આકાશ, પગ આગળ રેતીનું ધગધગતું રણ,

---

૧. અધ્યક્ષ.

૨. યૂફ્રેતીસ નદી. આ નદી ઈરાની અખાતને મળે છે.

૩. Mount Senai. સીનાઈ પર્વત. તેની ઉંચાઈ ૮,૫૩૬ ફુટ છે. તે લાલ સમુદ્રના કિનારા તરફ આવેલો છે.

૪. Moses. મોઝિસ. હજરત મુસા અલયહિસ્ સલામ હજરત મુસાનો જમાનો ઈ પૂર્વે ૧૬૦૦ વરસ પહેલાં હતો. કહે છે કે તેઓ ઇ. પૂર્વે (A. M.) ૨૪૩૩ માં જન્મ્યા હતા

૫. હિજાઝ નો અર્થ સરહદી પ્રદેશ અથવા આડ થાય છે.

અને મ્હોં આગળ છાયા વગરનાં ખજુરાં, એવા દેખાવ ત્યાં હમેશાં નજરે પડે છે. તે ઉપરાંત દક્ષિણ અને પશ્ચિમ તરફથી વાવંટોળીયા આવે છે અને તે સાથે નીકળતો "સિમૂમ્[૧]" નામનો પ્રાણઘાતક વાયુ રેતીને સમુદ્રનાં મોજાંની પેઠે અફાળે છે. એટલું જ નહિ પરંતુ તે ચારે બાજુએ ફેલાઈ લોકોની તંદુરસ્તીમાં ભારે બિગાડ કરે છે. તેના વિકરાળ વમળમાં કાફલાના કાફલા ગેબ થઈ જાય છે, અને મોટી મોટી ફોજો એવી દબાઈ જાય છે કે પત્તો પણ લાગતો નથી.

પાણીની ત્યાં ઘણી તંગી છે. કોઈ કોઈ જગાએ તો વરસોનાં વરસો થઇ જાય છે તો પણ વરસાદનું એક ટીપું સરખું પણ પડતું નથી. લાકડાં પણ ત્યાં મહા મુસ્કેલીએ મળે છે. અરબસ્તાનમાં કોઈ નદી કે સરોવર નથી. ત્યાંની જમીન ગરમીને લીધે એવી તપેલી રહે છે કે જેટલું પાણી પડે તેટલું તરત ચુસી લેછે. ત્યાં વરસાદ કોઇ કોઇ વખતેજ પડે છે; અને જ્યારે પડે છે ત્યારે તેનું પાણી હોજ અને ટાંકાઓમાં ભરી લેવામાં આવે છે.

**બે ઉપયોગી પશુઓ.**—ખુદા તાલાએ આ દેશને એવી બે અમૂલ્ય વસ્તુઓ આપી છે કે જેને લીધે બીજી અગવડો છતાં પણ ત્યાંના લોકો ઘણા સુખથી પોતાના દિવસો ગુજારે છે. આ વસ્તુઓમાં એક ઘોડો અને બીજો ઉંટ છે. અરબસ્તાનના ઘોડા ઘણાજ ઉમદા અને વફાદાર પ્રાણી ગણાય છે. એ દેશની હવા ઘોડાને એવી તો માફક આવે છે કે બીજા દેશમાં તેના જેવા ઘોડા ભાગ્યેજ પેદા થાય છે. કેટલાક અરબો તેનો બહોળા પાયા ઉપર વેપાર કરે છે અને તે પ્રાણીને કેળવવા એટલી બધી કાળજી રાખે છે કે તે નમુનેદાર જાનવર થઇને ઉભો રહે છે. તે એવો વફાદાર ગણાય છે કે બેસનાર કદાચ પડી જાય છે તો પણ તે તેને મુકીને કદી જતો નથી. તેઓ ઘોડાની નસલ[૨] ઘણીજ કાળજીથી સાચવી રાખે છે અને તેનું પેઢીનામું સુદ્ધાં તૈયાર કરે છે. નર કરતાં માદાને તેઓ વધારે પ્રિય ગણે છે. જ્યારે કોઇની ઘોડીને બચ્ચું પેદા થાય છે ત્યારે મોટો આનંદ ઉજવવામાં આવે છે, અને તેના માલિકને મુબારકબાદીઓ અપાય છે.

બીજી વસ્તુ ઉંટ છે. આ પ્રાણીનો ત્યાં એટલો બધો ખપ છે કે જો તે ત્યાં પેદા ન કર્યું હોત તો ત્યાંના લોકોને એ દેશમાં રહેવું ઘણું જ મુશ્કેલ થઈ પડત. તે ભાર વહેવામાં, ઘણા દહાડા સુધી અન્ન પાણી વગર મુસાફરી કર-

---

૧. Simoon. Samiel Wind.

૨. Geneology.

વામાં, ઉતાવળથી લાંબી લાંબી મંજલો કાપવામાં અને મન ધાર્યું કામ કરવામાં ઘણું જ ઉપયોગી છે. વળી તેના વાળ, ચામડાં, હાડકાં લીંડીઓ વિગેરે કાંઈ ચીજ નકામી જતી નથી. માદાનું દુધ તથા ઘી એ તેમને માટે એક ઉમદા ખોરાક છે જેના ઉપર ઘણે ભાગે તેમના ગુજરાનનો આધાર છે.

**લોકો.**—આવી આવી અગવડો છતાં પણ અરબસ્તાન આખી દુનિયાના ઇતિહાસમાં એક એવો દેશ છે કે જેણે કોઇ પણ વખતે પરદેશી સત્તા આગળ પોતાની ગરદન નીચી નમાવી નથી. ઘણા ઘણા માણસોએ તેને પોતાના કબજામાં લેવાની કોશીશો કરી પરંતુ કોઇ પણ ફાવી શક્યું નહિ. આજુબાજુના કેટલાક લોકોએ અરબસ્તાનમાં કોઇ કોઈ ઠેકાણે પોતાનો ઉપરચોટીઓ અમલ જમાવ્યો હતો, પરંતુ કોઇ પણ ત્યાં પૂર્ણ સત્તા જમાવી શક્યું નથી. આબીસીનિઆના કેટલાક ક્રિશ્ચિયન હબશીઓએ યમન પ્રગણામાં કેટલેક ઠેકાણે પોતાનો અમલ જમાવ્યો હતો, પરંતુ તે થોડા વખતમાંજ નાબુદ થવા પામ્યો હતો; કારણ કે **ઝુલયઝન**નો દીકરો **સઍફ** જે અરબોનો સરદાર ગણાતો હતો તેણે લશ્કર ભેગું કરી તેમને નસાડી મૂક્યા હતા.

ત્યાંના લોકો એવા સ્વતંત્ર મિજાજના હતા કે તેમને કોઇની તાબેદારી કરવી પસંદ નહોતી. ઇરાનના શાહ **કેખુસરૂ**[1] અને યુનાનના[2] બાદશાહ **સિકંદર**[3] જેવા મહાન્ યોદ્ધાઓએ પણ અબરસ્તાનને તાબે કરવા કોશીશો કરી પરંતુ કાંઈ વળ્યું નહિ. **સાયરસ, પૉમ્પી**[4] અને **ટ્રેજન**ની[5] ફોજો પણ માથું ફોડીને મરી ગઇ પણ તેને તાબે કરી શકી નહિ. ઘણા લોકોએ અરબસ્તાનના લોકોની બહાદુરી અજમાવી જોઇ છે. રોમના બાદશાહ **જસ્ટીનિયન**ના[6] વખતના લોકોએ જણાવ્યું છે કે અરબ લોકો ઘણાજ હિંમતવાન અને

---

૧ Cyrus. Chosroes. તે ઈ. પૂર્વે પ૨૯ માં મરાયો હતો.

૨. ગ્રીસ દેશ.

૩. એલેક્ઝાન્ડર. Alexander the Great (ઈ. સ. પૂર્વે ૩૫૬થી ૩૨૩ સુધી)

૪. Pompey (ઇ. પૂર્વે ૧૦૬ થી ૪૮ સુધી.) તે રોમન સરદાર હતો અને રોમના રાજા સીઝરની દીકરી સાથે પરણ્યો હતો. પાછળથી તેને સીઝર સાથે દુશ્મનાઈ થઈ અને સીઝરે તેને હરાવ્યો હતો.

૫. ટ્રેજન રોમન બાદશાહ હતો. (ઈ. સ. ૫૬ થી ઈ. સ. ૧૧૭) એ નામનું ઈટાલીમાં શહેર પણ હતું.

૬. Justinian (ઈ. સ. ૪૮૨–૫૬૫.) જસ્ટીનિઅન એ થિઓડોરા નામની નાટકકાર સ્ત્રી સાથે પરણ્યો હતો. કાયદા બાંધનારી મંડળી તેના વખતમાં સ્થપાઈ હતી.

બહાદુર હતા. તેમને ઉશ્કેરવું ઘણું સહેલ હતું; પરંતુ ઠેકાણે લાવવું ઘણુંજ મુશ્કેલ હતું. કોઈ પણ માણસ તેમનાથી દુશ્મનાઈ કરવામાં ફાવી શકતો નહોતો કારણ કે જ્યારે તે તેમની પાછળ પડવાનો વિચાર કરતો કે તરતજ તેઓ પોતાનાં ઉંટ અને ઘોડાઓ ઉપર સ્વાર થઇ જંગલમાં નીકળી પડતા અને એવા લોપ થઈ જતા હતા કે પત્તોજ લાગતો નહોતો; અને પાછળ જનાર માણસ આખરે રખડી રઝળીને મરણ પામતો હતો.

આ ભયાનક જગામાં ત્રણ પ્રકારના લોકો રહેતા હતા. એક પ્રકારના લોકો શહેરમાં રહેતા અને પ્રદેશ સાથે વેપાર કરતા. બીજા પ્રકારના લોકો વેપારની જણસો પરદેશ લઈ જવા માટે પોતાનાં ઉંટ ભાડે ફેરવતા, અને ત્રીજા પ્રકારના લોકો પોતાના જાનવરો ઘોડાં ઉંટ અને બકરાં લઇને ચારે તરફ ફરતા રહેતા. તેઓ એક ઠેકાણે સ્થાઈ રહેતા નહોતા પણ એકાંત પ્રદેશની રેતાળ જમીનમાં સઘળે ફરી પોતાનો તથા પોતાના જાનવરોનો ગુજારો કરતા હતા. આ છેલ્લા પ્રકારના લોકો **બદ્દુ** નામથી ઓળખાય છે. અનેક રાજાઓનાં રાજપાટ બદલાઈ ગયાં છે અને દુનિયામાં જોઇએ તેટલા ફેરફારો થઈ ગયા છે; પણ આ બદ્દુઓ જે છે તેનાં તેજ છે. તેઓ સ્વતંત્ર સ્વભાવના હોવાથી એકાંત પ્રદેશમાં સ્વતંત્ર રહેવા માગે છે. તેમને ખુદાતાલાએ તાજને બદલે માથે લપેટવાનો રૂમાલ, કિલ્લાને બદલે તલવાર, ઘરને બદલે ટાટના તંબુ અને કાયદાને બદલે બાપદાદાની કવિતા આપી છે. તેમને કોઇની તાબેદારી પસંદ નથી. આકાશમાં ઉડતા પક્ષીની પેઠે અથવા સર્વ ઠેકાણે પ્રસરી રહેલી હવાની પેઠે તેઓ આપ અખત્યારીથી મરજીમાં આવે ત્યાં ફરવાનું પસંદ કરે છે. કહે છે કે દુનિયાની કોઈ પણ પ્રજા પોતાની અસલી સાદાઇને વળગી રહી હોય તો તે આ અરબની જ છે. તેઓ વેપારને અર્થે ઘણે દુર દુર જાય છે છતાં પોતાની અસલીયત છોડતા નથી. હઝરત મુસા અ૦ ના વખતમાં જેવી રીતે તેઓ વેપારના કાફલા ચલાવતા હતા તેવા હાલ પણ ચલાવે છે અને ઘણા દુર દેશાવરમાં જાય છે છતાં તેઓ પોતાની વાત બિલકુલ છોડતા નથી.

હાલમાં પણ અરબસ્તાનના લોકો એવા હઠીલા અને સ્વતંત્ર મિજાજના છે કે તેમને કોઈ છેડી શકતું નથી. રૂમના સુલતાન જો કે તેમના ઉપર હુકમત ચલાવે છે; તોપણ તેમને વધારે દબાવી શક્તા નથી. આ આખો દેશજ એવો છે કે જે **સ્વતંત્રતા** માટે પોતાનો જીવ આપે છે.



# પ્રકરણ બીજું.



## પ્રાચિન સ્થિતિ.

**ખુદાતાલા** ફરમાવે છે કે "અમે તને સર્વ કોમ અને **સર્વ લોકો માટે** [પેગમ્બર તરીકે] મોકલ્યો છે. તને **અમે** ખુશ ખબર આપનાર અને ચેતવણી આપનાર તરીકે [મોકલ્યો છે.] પણ ઘણા માણસો જાણતા નથી[1]."

અને અમે તને હે મોહમ્મદ ખાસ સર્વ આલમ [જગત] માટે એક **રહેમત** [પ્રસાદ) તરીકે મોકલ્યો છે.[2]"



**દુનિયામાં** મનુષ્ય જાતીમાં વખતો વખત ધર્મ સંબંધી જે જે સુધારા વધારા થયા છે તે કેવી રીતે અને કેવા સંજોગોમાં થવા પામ્યા તે જાણવાની માણસને કેટલીક વખત જીજ્ઞાસા થઈ આવે છે અને તેને તે ઉલટ પૂર્વક વાંચે છે. આખા જગત ઉપર પોતાની સર્વોપરિ સત્તા ચલાવનાર શક્તિનું મહાત્મ જાણવાની જાગૃતિ મનુષ્યના મનમાં પેદા થઈ તથા તમામ સૃષ્ટિને નિયમમાં રાખનાર ખુદા–પરમાત્માનો વિચાર જન્મ પામ્યો તેના પહેલાં તે વખતના લોકોને કેવા કેવા સંકટોમાંથી પસાર થવું પડયું હતું તે ઘણા અગત્યના પાઠ હોવાથી તેનાથી વાકેફ થવું એ એક જરૂરી બાબત છે. સૃષ્ટિની શરૂઆતમાં જ્યારે લોકો જડ પદાર્થોને ખરી શક્તિ સમજી તેની પૂજા કરતા હતા, તે વખતથી

---

૧. કુરાન શરીફ–સુરતુસ–સબા, આયાત ૨૭–૨૯.

૨. કુરાન શરીફ–સુરતુલ–અંબીયા, આયાત ૧૦૭.

We have not sent thee but as a mercy unto the creatures.

લઇને તેઓ ખરા ખુદાની બંદગી કરતાં શીખ્યા તે વખત સુધીમાં ઘણો જમાનો વિતી ગયો છે અને તે દરમ્યાન તેમને હજારો સંકટ વેઠવાં પડયાં છે. આ બાબતમાં હજારો લોકો ઘણી વખતે ખરો માર્ગ મૂકી દઇને પોતાની ખરાબ ઇચ્છાઓ અને મન કામનાઓના ભોગ થઈ પડેલા અને આડે માર્ગે દોરાએલા જણાવવામાં આવ્યા છે, તો પણ માલિકનો અવાજ જે સાધારણ માણસો સાંભળી શકતા નથી તેણે સત્યનો પોકાર કર્યો છે અને તે સાંભળી ખુદાના ખરા દાસ—**પેગમ્બરો** ખુદાની મરજીથી વાકેફ થયા છે અને તેમણે લોકોને ખુદાને ઓળખી તેના તરફની ફરજો બજાવવાનું વારંવાર ભાન કરાવ્યું છે. આ મહાત્માઓ પોતાની કોમ—જાતમાં પેદા થયા હતા પણ તેઓ બીજા માણસો કરતાં હજારો દરજ્જે ચઢીઆતા હતા. તેઓ સત્ય, પવિત્રતા, અને ન્યાયની આતુર ઇચ્છાઓ માણસના અંતરમાં પ્રગટ કરનારા હતા. તેઓ પોતાના સમયની ધર્મ સબંધી બાબતો માટે એક મહાન્ શક્તિરૂપ હતા અને તે વખતના અધમ સ્થિતિના અને પતિત થએલા લોકોને સારે માર્ગે દોરવા, તેમને સુધારવા તથા તેમને શુદ્ધ બનાવી ઉંચી પંક્તિએ ચડાવવા આવ્યા હતા. કેટલાક સત્યના સંદેસા સાથે એક નાનકડી ટોળી માટે આવ્યા હતા ત્યારે કેટલાક એકજ જાત કે એકજ પ્રજા માટે નહીં આવતાં આખા જગતના લાભ માટે પ્રગટ થયા હતા. મહાન્ **હજરત મોહંમદ** પેગમ્બર સલ્અમ આ પ્રકારમાનાંજ છે. તેમનો સંદેશો ( Mission ) કાંઈ અમુક મુલક, અમુક જાત, કે અમુક જમાના માટેજ નથી પણ દુનિયા ચાલે ત્યાં સુધી તમામ મનુષ્ય જાતી માટે નિર્માણ થએલો છે.

આ મહાન શિક્ષક—પેગમ્બર જેમનું વૃતાંત એક ઐતિહાસિક પુરાવાથી સાબિત થઈ ચુકેલી બિના છે તેમનું આગમન માત્ર કાંઈ અકસ્માતરૂપે નથી પણ જગતની તવારીખ—ઇતિહાસની એક ખરેખરી સુપ્રસિદ્ધ બાબત છે. દુનિયામાં ફેલાએલી બદીઓને નાબુદ કરવા ઐશ્વર્ય અંશ ધરાવનાર મહાત્માઓની જે જબરદસ્ત જરૂર હતી તે માટે ઑગસ્ટસ સીઝરના[1] વખતમાં ગૅલિલીના[2] કિનારા ઉપર જેવી રીતે પેગમ્બર **હજરત ઇસા** અ૦ પેદા થયા હતા તેવીજ બદીઓ ઇસ્વીસનના સાતમા સૈકામાં મહાન્ હજરત મોહંમદ પેગમ્બર સલ્અમ

---

૧. **Augustus Cæsar** રોમનો બાદશાહ હતો તે જ્યુલીઅસ સીઝરનો ભત્રીજો હતો. તેનાજ વખતમાં **હજરત ઇસા** અ૦ [ જીસસ ક્રાઈસ્ટ ] પેદા થયા હતા.

૨. Galilee **ગેલિલી** એ પેલેસ્ટાઈન [ અર્જે મુકદ્દસ ] નો એક ભાગ હતો. **હજરત ઇસા** અ૦ ત્યાંજ ઉછર્યા હતા.

પેદા થયા તે વખતે વધારે વિસ્તારમાં ફેલાએલી હતી. ખરૂં પૂછો તો તે જમાનો પ્રજાની, સમાજની, અને ધર્મ સંબંધીની ભાંગતોડનો હતો. એવા છિન્ન ભિન્નવાળા જમાનામાં તમામ ભટકેલા લોકોને એકત્ર કરવા સારૂ એક વાસ્તવિક ધર્મ પેદા થાય એ કુદરતી છે. તે વખતની તમામ વાતો જોતાં એમ સ્પષ્ટ દેખાઇ આવતું હતું કે, યહુદી તથા ખ્રિસ્તિ ધર્મ કરતાં વધારે બહોળા સાધનોવાળા એક ખુદાઇ ધર્મની જરૂર હતી. હઝરત ઝરદુસ્ત, હઝરત મુસા, અને હઝરત ઇસાએ જે પવિત્ર જવાળા પ્રગટ કરી હતી તે માણસ જાતના લોહીથી ઓલવાઇ ગઇ હતી. જુના જુના મોટા ધર્મોમાં ખાંપણો આવી ગઇ હતી. એક બીજા ઉપર સરસાઇ ભોગવવાની લડાઇઓ, અંદર અંદરના કલહ અને નાના પંથોના એક બીજા સાથેના નકામા ઝગડાઓએ પ્રજાને પાયમાલ કરી નાખી હતી. દમ વિનાના ધર્મોપદેશકોના પગ તળે ચગદાતા લોકો જુલ્મીઓના જુલમની ખુદા આગળ હમેશાં ફરિયાદ કરતા હતા. લોકોને જુલમના પંજામાંથી છોડાવી તેમનો ઉદ્ધાર કરવા માટે એક મહાન્ પેગમ્બરને પેદા થવા આ વખત કરતાં બીજો કોઇ વખત ઇતિહાસિક દ્રષ્ટિથી જોતાં વધારે અનુકુળ જણાતો નથી. ઇસ્લામ ધર્મની સ્થાપના થઇ તે વખત તથા તેની અગાઉ પૃથ્વી ઉપર ધર્મ તથા નીતિ સંબંધી કેવી સ્થિતિ હતી અને તે સુધારવા મહાન હજરત સલ્અમે કેવાં પરાક્રમ કર્યાં છે, તે ઉપર આપણે એક દ્રષ્ટિ કરીશું તો તે અસ્થાને કહેવાશે નહિ.

**બાકટ્રિઆનો**[1] ઉંચો પ્રદેશ જેને અરબ લોકોએ વાસ્તવિક રીતે "**ઉમ્મુલ બિલાદ**[2]" નામ આપ્યું હતું તે મનુષ્ય જાતનું ઉત્પત્તિ સ્થાન તથા સર્વ ધર્મોની જન્મભૂમિ ગણવામાં આવે છે. માણસ જાતની શરૂઆત સંબંધે કલ્પનાથી મેળવેલ જ્ઞાન ઉપરથી જણાય છે કે, જેમ જેમ વસ્તી વધતી ગઇ તેમ તેમ લોકોને પોતાના અસલ વતનનો ત્યાગ કરી જુદે જુદે ઠેકાણે વિખરાઇ જવું પડ્યું. આ પ્રમાણે જન્મભૂમિ છોડી નીકળી જનારાઓમાં **હૅમેટિક**[3] (Hamotic) શાખા પહેલી હતી એમ માનવામાં આવે છે. તેમની પછી **જાફેટિક**[4] (Japhetic) કુટુંબના ગણાતા.

---

૧. Bactria બલખ બુખારાની પાસેનો પ્રદેશ. મધ્ય એશિયાના ઉપલા ભાગમાંનો પ્રદેશ.

૨. "ઉમ્મુલ બિલાદ" એટલે સૌ દેશોની મા.

૩. **હામ** એ હજરત **નૂહનો** એક દિકરો હતો જેની ઓલાદના લોકો **હૅમેટિક** કહેવાય છે.

૪. **જાફેટ** એ પણ હજરત નૂહનો એક દિકરો હતો. તેની ઓલાદના લોકો **જાફેટિક**

**તુરાની** લોકો[1] નીકળ્યા. તેઓ પહેલ વહેલા ઉત્તર તરફ ગયા અને પછી પૂર્વમાં ફેલાયા અને હાલની **મંગોલિયન**[2] શાખાના સ્થાપક બન્યા. એક બીજી ટોળી પશ્ચિમ ભણી ગઈ અને કાસ્પયન સમુદ્રની નૈઋત્ય કોણમાં આવેલા આઝરબજાન, હમદાન અને ગિલાન[3] નામના દેશોમાં જઈ વસી. આ પ્રદેશ પ્રાચિન ઇતિહાસમાં **મીડિયા**[4] ના નામે ઓળખાય છે. તેનો એક ભાગ પાછળથી **બાબિલોનિયા**[5] ના ફળદ્રુપ પ્રદેશમાં જઈ ચડયો અને અસલી **હેમેટિક** રહેવાસીઓની સાથે મળી જઈ **એકેડિયન**[6] પ્રજાના નામથી ઓળખાવા લાગ્યો, જેને ક્રિશ્ચિયન અને યહુદી ધર્મ પુસ્તકોમાં **કુશાઈટ**[7] નામ આપેલું છે. આ નવી બનેલી પ્રજાએ **બાબિલન** શહેર સ્થાપ્યું અને એક નવો ધર્મ ઉત્પન્ન કર્યો તેનું ઉંચામાં ઉંચુ રૂપ જોતાં તે "અદ્વૈત મત" (આખું વિશ્વ એજ ખુદા છે તે) ને મળતો આવતો હતો. તેનું હલકામાં હલકું રૂપ જોતાં "સઘળું ભૂતરૂપે[8] છે," એવી માન્યતા તથા સૂર્ય દેવતાઓની ભક્તિને લીધે તે ઈંદ્રિય પૂજાના મતને મળતો હતો. મનુષ્ય જાતિના અધમ કાર્યો જેવાં કે **બાલ** તથા

---

કહેવાય છે. હજરત નૂહ અ૦ હજરત **આદમ**ની નવમી પેઢીએ હતા. તૂફાન [જળ પ્રલય] પછી ૩૫૦ વરસ સુધી તેઓ જીવ્યા હતા.

૧. ઇરાન પાસેના તુરાન મુલકમાં રહેનારા લોકો.

૨. મંગોલિયનોમાં ટાર્ટર [તાતારી] લોકો, તુર્કી લોકો, ચીનાઇ લોકો વિગેરેનો સમાવેશ થાય છે. ચંગીજખાન, તૈમૂર વિગેરે આ ટોળાના જ હતા.

૩. આઝર બિજાન, હમદાન અને ગીલાન એ ત્રણે ઇરાન પાસેના મુલક છે.

૪. મીડિયા એ પણ ઇરાન પાસે એક મુલક છે. ઇ. પૂ. ૫૫૬ તેને સાયરસ ધી ગ્રેટે જીતી લઇ ઇરાન સાથે જોડી દીધો હતો. તેને **ઈરાક અજમ** કહીએ તો ચાલે.

૫. **બાબિલોનિયાનું** બીજું નામ **કેલ્ડિયા** [Chaldea] હતું. યુફ્રતીસ (ફુરાત) નદી પારેનો પ્રદેશ. તેનું મુખ્ય શહેર **બાબિલન** હતું. તે ઉપલી નદીને કાંઠે હતું. તે પંદર માઇલ જેટલું લાંબુ હતું. તેના કિલ્લાને ૩૬૦ બુરજ અને ૧૦૦ દરવાજા હતા. તેના વચમાં યુફ્રતીસ નદી વહેતી હતી. નમરૂદે આ શહેર વસાવ્યું હતું. નેબુકડનઝર અથવા તેના જમાઇ નાઈટોક્રીસના વખતમાં તે પુર જાહોજલાલીમાં આવ્યું હતું. બાદશાહ કેખુસરૂએ (Cyrus) તે જીતી લીધું. દારાએ [Darius] તેની ઉપર બંદુકનો મારો ચલાવ્યો. ઝર્કસીસ (Xerxes) બાદશાહે તેના દેવળો તોડી નાખ્યા. અને સીકંદર (Alexander) બાદશાહ તેના ખ્યાલમાં ને ખ્યાલમાં ગુજરી ગયો.

૬. Accadians.

૭. ખુઝિસ્તાની લોકો. **Kushites.**

૮. Pan-demonism.

મુલોક[1] દેવતાઓને નાના બાળકોના બળીદાન તથા બેલ્ટિસ[2] તથા અસ્ટોરેથ[3] ને કુમારીકાઓના ભોગ આપવા વિગેરેને તેઓ ધર્મક્રિયામાં ગણતા હતા. એટલે આ સમય એવો હતો કે, ઉંચા પ્રકારના સુધારાની સાથે બદફેલીના દુષ્ટ કામો મળી ગયાં હતાં અને અઘોર ક્રુરતાના કામોને ધર્મ તરફની છુટ હતી.

હવે અસલ વતન છોડી બહાર નીકળવાનો **સીમાઇટ**[4]–સેમેટિક ( Semites ) લોકોનો વારો આવ્યો. તેઓ પણ તુરાની લોકોને પગલે ચાલીને પશ્ચિમ ભણી ગયા અને **મેસોપોટામિયા**[5] ના ઉત્તર ભાગમાં જઇ વસ્યા. તેમની વસ્તી તથા બળમાં વધારો થવાથી તેમણે બાબિલોનિયન રાજ્યની સત્તા તોડી નાખી અને એક મહાન શહેનશાહતનો પાયો નાખ્યો જેની સત્તા આસપાસના રાજ્યો સુધી ફેલાઇ હતી. પશ્ચિમ એશિયાની બે મોટી નદીઓની વચ્ચે આવેલી તેમની મજબૂત રાજ્યધાનીમાં **આસિરિયનો**[6] કોઇ કોઇ વખત એક માલિકની બંદગી કરવાનું જ્ઞાન પ્રાપ્ત કરવા જેટલે દરજ્જે ચઢતા. તેમની સ્વર્ગ સંબંધી માન્યતા ઉપરથી તેઓ એકજ જાત પાકને સ્વિકારનારા હતા એમ નીકળી આવે છે.

સેમેટિક લોકો મેસોપોટામિયાના ઉપલા ભાગમાં વૃદ્ધિ કરી રહ્યા હતા ત્યારે એક નાનો જથ્થો દક્ષિણમાં છેક કેલ્ડિયન રાજ્યના "ઉર[7]" નામની

---

૧. Baal and Moloch. આ બંને કાર્થેજીઅન, બાબિલોનિયન, આસીરિયન વિગેરે લોકોના દેવતા હતા જેમની આગળ બાળકોનો ભોગ આપવામાં આવતો હતો.

૨. Beltis.

૩. Ashtoreth. **અસ્ટોરેથ** સીડોનિઅન ( Sidonians ) લોકોની એક મોટી દેવી હતી. સીરીઆ ( શામ ) તથા ફિનીશીઆના લોકો તેની પૂજા કરતા હતા. આ દેવીની પૂજા માટે ૩૦૦ પુજારી હતા. તે "આકાશની રાણી" મનાતી હતી.

૪. Semites. **સેમેટિક લોકો** શામના દીકરા નૂહની ઓલાદના **જોક્તાનના** વંશના હતા.

૫. તાઇગ્રીસ તથા યુફ્રતીસ નદીઓ વચ્ચેનો પ્રદેશ. **અલ-જઝીરા** તેની ઉત્તરે આર્મિનિયા, પૂર્વે આસિરિયા, દક્ષિણે અરબસ્તાન અને પશ્ચિમે સીરીઆ ( શામ ) છે.

૬. મેસોપોટામિયાની પૂર્વે આસિરિયા પ્રદેશ છે ત્યાંના લોકો.

૭. "ઉર" ને હાલ ઓર્ફા કહે છે. **હજરત ઇબ્રાહીમ** અ૦ નો જન્મ આ જગાએ થયો હતો.

જગામાં દાખલ થયો હતો. આ ટોળીના નાયક જેની પોતે માથે ઓરી લીધેલા દેશવટા તથા રખડપટીઓની કહાણીઓ લોકોમાં દંતકથા રૂપે ચાલે છે તે ભવિષ્યના ઇતિહાસનો સ્થાપક લેખાયો છે.

**જાફેટિક** લોકો પોતાના અસલ વતનમાં લાંબા વખત સુધી રહેલા હોય એમ લાગે છે. જ્યારે બીજી કોમોના લોકો પોતાના મૂળ સ્થાનથી જુદા પડીને મોટાં મોટાં રાજ્યો તથા ધર્મોની સ્થાપના કરતા હતા ત્યારે જૅફેટિક લોકો ત્યાંજ રહીને પોતાની કોમની ખાસ પ્રકારની વૃદ્ધિ કરવામાં રોકાએલા હતા. આખરે ત્યાં તેમની એટલી બધી વસ્તી વધી ગઇ કે, ખોરાક તથા ઘાસ ચારાની તંગીને લીધે તેઓ પોતાની જન્મભૂમિમાં વધારે વાર ટકી શકયા નહીં. **પિલાસજીઅન અને કેલ્ટ**[1] લોકો પહેલાં નીકળી પડયા અને પશ્ચિમ ભણી ગયા. આ પ્રમાણે એક કોમે બદખશાનમાં[2] અને બીજીએ **બલખમાં**[3] પોતાનું રહેઠાણ જમાવ્યું. તેઓ સદીઓ સુધી એ ઠેકાણે આસપાસના લોકો સાથે સંબંધમાં નહીં આવતાં અલગ રહ્યા તે એટલે સુધી કે તેમની લડાઇઓ તથા બીજી હિલચાલોમાં પણ મુદ્દલ ભળ્યા નહીં. પૃથ્વીના અસલ વતનીઓની કેટલીક કોમો આ ફળદ્રુપ ઉંચાણવાળા પ્રદેશમાં એકઠી થઇ હતી એવું ઇતિહાસના ભાસ ઉપરથી માલમ પડે છે. તેઓ જંગલી સ્થિતિમાંથી આગળ વધીને અર્ધ સુધારાવાળી સ્થિતિમાં આવી એક સર્વવ્યાપક કાલ્પનિક શક્તિને માનતી હતી. પ્રથમ કુદરતી ચીજોને લોકો બીકને લીધે પુજતા હતા તે હવે કાલ્પનિક શક્તિ-ઓને પુજવા લાગ્યા. તેમનામાંના કેટલાકનો એ ખ્યાલ હતો કે, કુદરતી શક્તિઓનું બળ અજવાળું અને અંધારૂં જે વિશ્વના બે મહાન તત્વો ગણાય છે તેને આધિન છે અને સૂર્ય જે જીવન અને પ્રકાશનું એક સાધન છે તે ખુદાની માફક શક્તિ ધરાવનાર એક મંગળ ચિન્હ છે. આવી કાલ્પનિક શક્તિઓ આગળ ચાલતાં ઝાડપાન તથા પત્થર જેવા જડ પદાર્થોની પૂજા જોડે એકત્ર થતી ગઈ અને તેમને આગળ દોરતી ચાલી. ધીમે ધીમે રોશનીનો પ્રકાશ વધતો ગયો અને લોકોમાં વ્યવસ્થાનું બંધારણ બંધાતું ગયું. દોર ચાલવાનો

૧. **Kelts.** **કેલ્ટ** લોકો એ બ્રીટન લોકો, વેલ્શ લોકો,. હાઇલેન્ડર લોકો તથા કેટલાક આયરિશ લોકોના વડવા હતા. Pelasgians and Celts.

૨. બદખશાન એ મધ્ય એશિયામાં ઓક્સસ નદી અને હીંદુકુશ પર્વતની વચ્ચેનો પ્રદેશ છે.

૩. બલખ એ અફગાની તુરકસ્તાનમાં એક શહેર છે. જુના વખતમાં તે બાદશા-હોની રાજધાની હતી. તે ૨૦ માઇલના ઘેરાવામાં હતું. હાલ બલખ બુખારા કહેવાય છે.

ધંધો કરતાં કરતાં હવે લોકો ખેતીનો ઉદ્યાગ કરવા લાગ્યા. ખરા હુન્નરો ખીલતા ગયા, ધાતુઓનો ઉપયોગ વધતો ગયો અને સુધારો થવા માંડયો. આવું થવાથી લોકોના અર્ધ વિકાસ પામેલા મન ઉપર સર્વોત્તમ શક્તિ વિશેના વિચારો ધસારો કરવા લાગ્યા. પ્રખ્યાત ઇરાનના કવી **ફીરદોસી**એ[1] પોતાના રસિક પુસ્તક **શાહનામા**માં કયુમુર્સ[2], હોશંગ[3] વિગેરે પ્રાચિન રાજકર્તાઓનું વર્ણન કરેલું છે તે આ વધતા જતા સુધારાના નમુના હતા.

---

૧. **ફિરદોસી** એ સુલતાન મેહમૂદ ગઝનીના દરબારનો કવી હતો. શાહનામાનું મહાભારત પુસ્તક તેનું જ લખેલું છે. તે મુસલમાન હતો. તેનું નામ અબુલ કાસમ હસન બિન શરફશાહ હતું. તે તુસ [ મશહદ ] નો રહેવાસી હતો. તે ઇ૦ સ૦ ૧૦૨૦ માં ગુજરી ગયો. મુસલમાનોએ આ રીતે પારસી સાહિત્યની એક મહાન સેવા બજાવી છે. પારસીઓ જે શાહનામા વિગેરેમાં વર્ણવેલા પોતાના સાહિત્ય માટે મગરૂરી ધરાવે છે તે સઘળો મુસલમાનોનો જ પ્રતાપ છે. જો ફિરદોસીએ આ સાહિત્યનો સંગ્રહ ન કર્યો હોત તો આજે પારસી સાહિત્યનું નામ પણ ન હોત. મુસલમાનોની આ સેવા કાંઇ ઓછી નથી.

૨. Kaiomurs. کیومرس **પેશદાદીયાન** વંશનો આ કયુમુર્સ ઇરાનનો પહેલો બાદશાહ હતો. તે હજરત નૂહના વંશનો હોવાનું કહેવાય છે. તેના છોકરાનું નામ સ્યાવક હતું. તે સ્યાવક દેવો સાથે લડવામાં માર્યો ગયો હતો. સ્યાવકને હોશંગ કરીને છોકરો હતો જે કયુમુર્સ પછી ગાદીએ આવ્યો હતો. કયુમુર્સે ૩૦ વરસ રાજ્ય કર્યું હતું. પેશ દાદીયાન વંશમાં [૧] કયુમુર્સ [૨] હોશંગ (૩) તહમુર્સ ઉર્ફે દેવબંદ (૪) જમશેદ (૫) ઝોહાક અલ્વાની (૬) ફરીદુન (૭) મનુચેહર (૮) નઓદર (નઓઝર) (૯) અફરાસીયાબ (૧૦) ઝાબ (નઓઝરનો ભાઇ) (૧૧) ગરશાસ્પ એ રીતે બાદશાહો થયા છે. પેશ દાદીયાન વંશ ઇરાનનું પહેલું શાહી કુટુંબ ગણાય છે. બીજું બાદશાહી કુટુંબ **કયાનીઅન** (કયાની) વંશ છે. તેમાં દસ બાદશાહો થયા છે. (૧) કએકુબાદ (૨) કએકાઉસ (૩) કએખુસરૂ [૪] લહરાસ્પ (૫) ગુસ્તાસ્પ (Darius) (૬) ઇસ્ફન્દીયાર (૭) બહમન અથવા અરદેશર દરાઝ દસ્ત (Xerxes) (૮) હુમાઇ (રાણી] (૯) દારાબ બિન બહમન અથવા દારા (૧૦) દારા બિન દારાબ (Darius overcome by Aelxander the Great) જેને મહાન સીકંદરે હરાવ્યો હતો. છેલ્લો ઇરાનનો બાદશાહી વંશ **સાસાની** હતો. તેના ૩૦ રાજકર્તા ગાદી ઉપર થઇ ગયા છે. (૧) અરદેશર બાબકાન ( Artaxeixes ) [૨] શાહપુર પહેલો (૩) હરમુઝદ પહેલો (૪) બહેરામ પહેલો (૫) બહેરામ બીજો (૬) બહેરામ ત્રીજો (૭) નરસી (૮) હરમુઝદ બીજો (૯)શાહપુર બીજો (૧૦) અરદેશર બીજો (૧૧) શાહપુર ત્રીજો (૧૨) બહેરામ ચોથો (૧૩) યઝદજર્દ પહેલો (૧૪) બેહરામ ગોર (૧૫) યઝદજર્દ બીજો (૧૬) હરમુઝ અથવા હરમુઝદ ત્રીજો (૧૭) ફીરોઝ (૧૮) બલાસ અથવા પલાસ (૧૯) કુબાદ (૨૦) જ્યામાસ્પ (૨૧)

૩. હોશંગ એ કયુમુર્સનો પૌત્ર હતો.

**આર્યો**ની સ્થિતિ તરફ જ્યારે નજર કરીએ છીએ તો જણાય છે કે, તેમનામાં બે શાખાઓ હતી. જ્યારે તેમનામાં ધર્મ સંબંધી ઝગડા ઉત્પન્ન થયા ત્યારે પૂર્વ તરફની શાખાને પોતાના મૂળ સ્થાન બાકત્રિયામાંથી હાંકી કહાડવામાં આવી. એક મહાન નર જેમનું નામ ઇરાનીઓના ધર્મ પુસ્તકમાં મહાત્મા ઝરદુસ્ત[1] તરીકે જણાવવામાં આવ્યું છે તેમણે પશ્ચિમ તરફના આર્યોમાં ધર્મની એક જબરી ચળવળ પેદા કરી. આ ધર્મગુરૂએ સ્થાપેલા ધર્મ સાથે જે ઝગડો પેદા થયો તેની યાદગીરી તરીકે **વેદ** પુસ્તકના સ્તોત્રમાં જરદસ્તિને નામે તે સ્થાપકનું ઘણું વગોણું કરેલું જણાય છે. આ ધર્મ સંબંધી વિરોધને લીધે **આર્યો**ની બે શાખાઓમાં ફાટફુટ પડી. ધર્મના આ પહેલા જ ઝગડામાં પશ્ચિમ તરફના આર્યો પોતાના જાતી ભાઇઓને પૂર્વ તરફ હાંકી કહાડવામાં ફતેહમંદ નીવડયા. આથી તેઓ **હિંદુ-સ્તાન** ભણી નીકળી આવ્યા અને અહીંના કાળા રંગના અસલ વતની **અનાર્યો**નો પરાજય કરી કેટલાકને હાંકી કહાડયા.[2] અને બીજાને પોતાના

---

નવશેરવાન (કસરા) (૨૨) હરમુઝદ (૨૩) ખુસરૂ પરવીઝ (૨૪) શિરોયા (૨૫) અરદેશર ત્રીજો (૨૬) શેહરીઆર (૨૭) તુરાન અથવા પુરાન દુખ્ત (૨૮) આઝર્મી દુખ્ત (૨૯) ફર્રૂખઝાદ બખ્તીયાર (૩૦) યઝદજર્દ ત્રીજો. આ છેલ્લા બાદશાહના વખતમાં ઇરાન મુસલમાનોએ જીતી લીધું. **બીબી શહેરબાનુ** આ બાદશાહનીજ દીકરી હતાં જે હજરત જેનુલ આબેદીનની મા હતાં.

૧. ઝરદુસ્ત-ઝરથુસ્ત્ર-ઝરદોસ્ત ઇરાનમાં પેદા થએલા એક મહાન નર હતા જેને પારસીઓ પોતાના પેગમ્બર ગણે છે. તેમના સમયનો ચોક્કસ વખત જાણવામાં આવ્યો નથી; પણ તેઓ ઇ૦ પૂ૦ ૧૦૦૦ થી તે ૫૫૦ સુધીમાં થએલા હોય એમ માનવામાં આવે છે. પ્રથમ ઇરાનમાં તારા—ગ્રહોની પૂજા ચાલતી હતી પણ બાદશાહ દારા-ગુસ્તાસ્પ ( Darius Hystaspes ) ના વખતમાં મહાત્મા ઝરદુસ્તે આતશ તથા પાણી વિગેરે મૂળ તત્વો ( Elements ) ની પૂજા જારી કરી. ઇરાનમાં આ ધર્મ તે મુલક મુસલમાનોના કબજામાં બાદશાહ યઝદજર્દના વખતમાં હજરત ઉમરની ખિલાફતમાં આવ્યો ત્યાં સુધી ચાલતો હતો. ઇરાનથી હિંદુસ્તાન ચાલ્યા આવેલા પારસીઓ હાલ એજ ધર્મ પાળે છે. તેમનાં ધર્મ પુસ્તકો ઝંદ અવસ્થા તથા ગાથા કહેવાય છે. Citama Zarathustra. ઇરાનમાં **સાલ, ઝાલ** અને **રૂસ્તમ** એ ત્રણ ઘણા બહાદુર નરો પેદા થઇ ગયા છે. સાલ એ ઝાલનો બાપ હતો અને ઝાલ એ રૂસ્તમનો બાપ હતો. સાલ એ પેશદાદીઆન વંશના મનુચહેર બાદશાહનો વઝીર હતો.

૨. આથી સાફ માલમ પડે છે કે, હિંદુસ્તાન એ કાંઇ મુળ આર્યોનો દેશ નથી. પણ અનાર્યોનો છે અને અનાર્યોનો તેની ઉપર આર્યો કરતાં વધારે હક છે. આર્યો તો મુસલમાનો પેઠે પાછળથી આવીને વસેલા છે. તે કાંઇ હિંદુસ્તાનના અસલ વતનીઓ નથી. અસલ વતનીઓ તો અનાર્યો છે. માટે પોતાને આર્ય કહેવડા-

ગુલામ બનાવી ક્ષુદ્ર ગણવા લાગ્યા[1]

પ્રથમ ઝરદુસ્તની જન્મ ભૂમિ તથા કાળ ગુપ્ત રહેવા પામ્યાં હોય એમ જણાય છે; તો પણ દારા બાદશાહના અમલ દરમ્યાન એક બીજા ગુરૂ એજ નામના ઉત્પન્ન થયા; જેમણે કહે છે કે અસલ શિક્ષણને બહોળા પાયા ઉપર મુક્યું હતું[2].

હિન્દમાં આવ્યા પછી આર્યો ઘણા વખત સુધી પૂર્વ તથા દક્ષિણ તરફના ભાગોમાં અનાર્યોને કચડી પોતાનો પાયો જમાવતા ગયા. ઠેકાણે પડયા પછી સ્વભાવિક રીતે અનાર્યોની ઝાડ પાન વિગેરેની હલકા પ્રકારની પૂજાનું તત્વ તેમનામાં આવવા લાગ્યું. તેમના અસલના ધર્મ નિયમો વધારે શુદ્ધ—પાક થવાને બદલે હલકું તત્વ અખત્યાર કરવા લાગ્યાથી તેમની નીતિને એક જબરો ધોકો લાગ્યો. અનીતિનું જોર વધી જવાથી શુદ્ધ અંતઃકરણને તે તરફ ઘણો તિરસ્કાર ઉત્પન્ન થયો અને સમય જતાં અનીતિ સામે લડત ચલાવવા **બૌદ્ધમત**ની[3] સ્થાપના થઇ. આ મતે લોકોને સુધારવા ઘણી કોશીશ કરી

---

વનાર લોકોએ ઇનસાફને ધ્યાનમાં રાખી હિંદુસ્તાન ઉપર અનાર્યોનો હક વધારે છે એમ ગણી તેમને પોતાના કરતાં વધારે હકદાર ગણવા જોઇએ.

૧. વર્ણોવર્ણોનો ભેદ આર્યોએ પાછળથી કહાડેલો આથી જણાય છે.

૨. જુઓ જસ્ટિસ અમીરઅલી કૃત " સ્પિરિટ ઓફ ઇસ્લામ " પુસ્તકનો દીબાચો.

૩. ગૌતમ બુધ્ધે આ ધર્મ સ્થાપ્યો હતો. બુદ્ધનું અસલ નામ સિદ્ધાર્થ હતું. ઇ. સ. પૂર્વે ૫૦૦ વરસ ઉપર તે હિંદુસ્તાનમાં થયા હતા. તે રાજવંશી હતા. તેમનું આખું નામ સકય મુની ગૌતમ બુદ્ધ હતું. તેમના પિતાનું નામ સધ્ધોધન હતું, સધ્ધોધન કપીલવસ્તુનો રાજા હતો. તે સકય જાત આર્યોમાંની નહેતી પણ તુરાની લોકોમાંની હતી. ગૌતમ બુદ્ધને વૈરાગ્ય ઉત્પન્ન થયો અને તેમણે એક ધર્મનો પાયો નાખ્યો. તે ધર્મ તેમના નામ ઉપરથી બૌદ્ધ ધર્મ કહેવાય છે. તેનો ઇ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં હિંદુસ્તાનમાં પાયો નખાયો હતો. તેના મુખ્ય ચાર સિદ્ધાંતો આ પ્રમાણે હતા [૧] જીંદગી એ કેવળ દુઃખજ છે. (૨) જીવન મેળવવાના ખ્યાલથી પ્રાણી હસ્તીમાં આવે છે (૩) ઈચ્છા મટી જાય છે તો તેની સાથે હસ્તી પણ મટી જાય છે. (૪) નિર્વાણનો માર્ગ અખત્યાર કરવાથી ઈચ્છા મટી જાય છે. નિર્વાણ એવી સ્થિતિ છે કે જ્યાં દુઃખનો ભાસ જરા પણ હોતો નથી. મનની ઈચ્છાઓનો નાશ કરવો એજ એ ધર્મનો મુખ્ય હેતુ છે. એ ધર્મવાળા ઈશ્વરે આ દુનિયા પેદા કરી છે એવું માનતા નથી. આ ધર્મ હિંદુસ્તાનમાં જ્ઞાતિભેદનું બંધન તોડી જોર પકડતો જતો હતો તેટલામાં બ્રાહ્મણો જાગ્યા અને શંકરાચાર્યે તેમના વિરૂધ્ધ ભારે

પણ તે કાર્ય વહેવારને અનુકુળ નહીં નીવડવાથી તેનો પાયો હિંદુસ્તાનમાં મજબુત થયો નહીં; અને થોડી મુદતમાં જ તે નિર્મૂળ થઈ ગયો. તેના પછી હિંદુસ્તાનમાં જે પંથ નીકળ્યા તેમણે દેવોને કન્યાઓ અર્પણ કરી તેમને સ્વેચ્છાચારી બનવાની બેહદ છુટ આપેલી હોવાથી લોકોમાં અનીતિનો વધારો થયો. તેમના કાયદામાં સ્ત્રીનો દરજ્જો ઘણો હલકો રાખવામાં આવ્યો હતો. સ્ત્રીઓને તેમના કાયદેસર વાલીઓના હવાલામાંથી નસાડી જઈ તેમની સાથે પરણવું એ તેમનામાં કાયદેસર ગણાતું હતું.[1] એક કુટુંબમાં જેટલા ભાઇઓ હોય તે સઘળા એક સ્ત્રી ઉપર પરણેતનો હક ધરાવતા હતા.[2] જુગારમાં બીજી મિલકતની પેઠે ધણી પોતાની સ્ત્રીને દાવમાં મુકી હારી શકતો હતો.[3] રમત ગમતના મેલાવડાઓમાં સૌથી વધારે જીત મેળવનાર માટે ઇનામ તરીકે સ્ત્રી આગળ ધરવામાં આવતી હતી.[4] **મનુ**[5] કહે છે કે, "સ્ત્રીઓ પોતાના બિછાના, ઘર તથા ઘરેણાઓની ભુખી હોય છે. તેમની અભિલાષાઓ હલકા

---

લડત ચલાવી તેનું જોર તોડી નાખ્યું. બુદ્ધનો સમય ઇ. સ. પૂર્વે ૫૫૭થી ૪૭૭ સુધી હતો. હિંદુઓના **શકિતપંથ**માં હાલ પણ એવી ઘણી બાબતો જોવામાં આવે છે. એ પંથના બીજા પેટા પંથો જેવા કે **વામ પંથ, નેજારી પંથ, રામદેપીરનો પંથ, ગોરખનાથજીનો પંથ, કાપડી(કાંચળીઆ)પંથ, ગોસાંઇ** [દસનામી] **પંથ** એ રીતે છે. તેમની ધર્મક્રિયા વખતે તે પંથની કોઇપણ જાતની સ્ત્રી કોઈપણ જાતના પુરૂષની એકાંતમાં વગર સંકોચે સેવા હજુપણ કરી શકે છે. અડધું ગુજરાત, પોણું કાઠીઆવાડ, અડધું દક્ષિણ, અડધું બંગાલ, પોણું મારવાડ, અડધું પંજાબ વિગેરે ઠેકાણે, આ ઉપલા પંથો હિંદુઓમાં ચાલે છે. દેવોને હાલ પણ કન્યાઓ અર્પણ કરી તેમને મુર્લિઓ બનાવી મંદિરોમાં છુટી મુકી દેવામાં આવે છે જેમની નીતિ ઉપર કોઇપણ પ્રકારનો અંકુશ હોતો નથી.

૧. શ્રી કૃષ્ણજી રૂકમણીને તથા અર્જુન સુભદ્રાને લઈ ગયાના દાખલા હિંદુ પુસ્તકોમાં વર્ણવેલાં છે.

૨. પાંચ પાંડવોમાં એકજ સ્ત્રી દ્રૌપદી હતી. એ દાખલા ઉપરાંત બીજા પણ દાખલા મળી આવશે. ટીબેટમાં હાલ પણ એવો રિવાજ જારી છે.

૩. યુધિષ્ઠિર—ધર્મરાજા દ્રૌપદીને જુગારમાં હારી ગયા હતા.

૪. ભારે ધનુષ્ય ઉપાડી શ્રી રામચંદ્રજી સીતાજીને મેળવવા ભાગ્યશાળી થયા તે સીતા સ્વયંવરનો દાખલો છે તેવા બીજા પણ થયા હશે.

૫. મનુ બ્રહ્માના પુત્ર કહેવાય છે. તેમની મનુસ્મૃતિ પ્રખ્યાત છે. તે હિંદુઓના મોટા શાસ્ત્રકાર ગણાય છે. સાંખ્ય શાસ્ત્ર બનાવનાર કપિલ તેમના પૌત્ર હતા. મનુ ઇ. સ. પુર્વે ૯૦૦ વરસ પહેલાં થયા હતા. તેમણે સ્ત્રીને ક્ષુદ્ર માની છે.

પ્રકારની હોય છે. તેઓ નબળા મનની તથા નઠારા ચલણની હોય છે તેથી તે હમેશાં પરતંત્રતાને લાયક છે."[૧]

હવે આપણે **ઇરાન** તરફ વળીએ. એ દેશ ઇસ્લામની જન્મભૂમિ ( અરબસ્તાન ) ની પાડોશમાં આવેલો હોવાથી તેણે મુસલમાની વિચારો ઉપર ભારે અસર કરેલી છે તેમજ ક્રિશ્ચિયન તથા યહુદી ધર્મ ઉપર પણ તેની અસર જોવામાં આવે છે.

આપણે આગળ જોઈ ગયા છીએ કે, આર્યોની એક ટુકડી પશ્ચિમ તરફ એટલે હિંદુસ્તાન વિગેરે તરફ ગઇ અને બીજી ટુકડી પૂર્વ તરફ ગઇ,[૨] પૂર્વ તરફ ગએલી આર્યન ટુકડીના લોકો વખત જતાં સંખ્યામાં વધવાથી નવા પ્રકારના ધર્મની અસરથી મજબૂત થઈ આગળ વધ્યા અને અર્વાચિન ઇરાન તથા અફઘાનિસ્તાનમાં ફેલાઇ ગયા. તેમણે અસલની હૅમેટક તથા કુશાઇટ જાતોના ઘણા ખરા લોકોને દબાવી નાખ્યા અને તેઓ ધીમે ધીમે કાસ્પિયન સમુદ્રના કિનારા લગી જઇ પહોંચ્યા. ત્યાં આગળ મીડિયા[૩] તથા સૂસિઆના[૪] ના મુલકમાં તે વખતે તુરાની લોકો વસ્તા હતા. તેઓ ઘણા જોરાવર હતા. આર્ય લોકો તુરાની લોકોને જીતી પોતાને તાબે કરવાનો વિચાર કરતા હતા તેટલામાં તેઓ એક પરદેશી શત્રુના પંજામાં સપડાઈ ગયા

---

૧. જુઓ જસ્ટીસ અમીરઅલીનું "સ્પિરિટ ઓફ ઇસ્લામ" નામના ઇંગ્રેજી પુસ્તકની પ્રસ્તાવના. ઉપલા દાખલા એ પુસ્તક જોવાથી જણાઈ આવે છે, તેમ હિંદુ પુસ્તકોમાં પણ છે. હિંદુઓમાં વેદ તથા પુરાણોના સમયના સાહિત્યના વધુ પુસ્તકો નહીં હોવાથી આટલાજ દાખલા હાલ મળતા હશે.

૨. પૂર્વ તરફ એટલે ઇરાન, અફઘાનિસ્તાન વિગેરે તરફ ગએલા તથા પશ્ચિમ તરફ એટલે હિંદુસ્તાન, ચીન, મંગોલીઆ વિગેરે તરફ ગએલા આર્યો એકજ વંશના હતા. આથી જણાય છે કે, હિંદુઓ તથા મુસલમાનોના વડીલો મુળ એકજ હતા.

૩. મીડિયાના મુલકની હદ ઉત્તરમાં કાસ્પિયન સમુદ્ર તથા આર્મિનિયા સુધી હતી. દક્ષિણે ઇરાન સુધી અને પૂર્વે આસીરિયા સુધી હતી. એ ઘણો રસાળ મુલક હતો. પ્રથમ તે આસીરિયાના રાજા નીનસ ( Ninus ) ના તાબામાં હતો. પણ ઇ. સ. પૂર્વે ૫૫૯ માં તે સાયરસે જીતી લીધો. સાયરસ કેંબેસીસ ( Cambeses ) નો પુત્ર હતો. તેણે ઇ. સ. પૂ. ૫૩૯ માં બાબિલન શહેર પણ જીતી લીધું હતું. યહુદીઓને તેનાથી ઘણો ફાયદો પહોંચ્યો હતો. તેણે તેમને કેદમાંથી છોડવ્યા હતા. તથા દેવળ બાંધવા પરવાનગી આપી હતી. મીડિયામાં આઝર બિજાન, હમદાન તથા ગીલાનનો સમાવેશ થાય છે. તેને ઇરાકેઅજમ કહીએ તો પણ ચાલે.

૪. Susiana.

અને લાંબા કાળ સુધી તેના તાબામાં રહ્યા. આ પરદેશી જે ઘણું કરીને આસીરિયન હતો તેને આર્યોએ લાગ જોઇ હાંકી કહાડ્યો એટલે તેઓ છુટા થયા અને છેવટે તેમણે માડિયા તથા સુસાનિયાના તુરાની લોકોને તાબે કર્યા. સદીઓના લાંબા સંબંધને લીધે ઇરાનીઓના ધર્મ ઉપર તુરાનીઓના મતની અસર થઈ. તેથી જ્યારે ઇરાનમાં **અહારમન**[1] ( શેતાન ) ને ધિક્કારી **ઓરમઝદ** ( માલિક ) ની આરાધના થતી હતી ત્યારે માડિયામાં સારા તથા નઠારા બંનેનું પુજન થતું હતું. તુરાનીઓ પોતાની ઉપર અમલ ચલાવનારા આર્યોના દેવતાઓની પૂજા કરવાને બદલે પોતાનાજ અસલ દેવતાઓની પૂજા કરવાનું વધારે પસંદ કરતા, એટલે સામાન્ય લોકોમાં ઓરમઝદ કરતાં અહરિમનની વધારે પૂજા થતી હતી.

માડ અને બાબલોનિયન લોકોના સંપને લીધે વખત જતાં **આસિરિયન**[2] શહેનશાહત ભાગી પડી હતી તો પણ આસીરિયન લોકોના ધર્મની જબરી છાપ ઝરદોસ્તી ધર્મ ઉપર પડવા પામી હતી. ફાર્સિસ્તાન[3] માં **સાયરસ**[4]

---

૧. **ઝરદોસ્તી**–ઇરાની–પારસી લોકોમાં અહરીમન ( Ahriman: Angro Mainyush ) ને નઠારા કામની શક્તિ ( શેતાન ) તરીકે માને છે. Spirit of Evil.

**ઓરમઝદ** ( Ormezd ) ( Ahuro' Mezdao' ) ને સારા કામની શક્તિ [ ખુદા ] તરીકે માને છે. Spirit of Good.

૨. **Assyrian Empire.** આ શહેનશાહત આગલા જમાનામાં ઘણીજ ભારે ગણાતી હતી. હજરત **નૂહ** પેગમ્બરના વખતના તોફાન ( જળ પ્રલય ) ની ૧૨૦ વરસ પછી **નમરૂદે** આ સલતનતનો પાયો નાખ્યો હતો. આની હદ પશ્ચિમે ભૂમધ્ય સમુદ્રથી લઇને પૂર્વમાં છેક હિંદુસ્તાનની સીંધુ નદી સુધી હતી. આ શહેનશાહતની મુખ્ય રાજધાની **નીનેવાહ** ( Nineveh ) શહેર હતું. તે ટાઇગ્રીસ નદીના કિનારે હતું. તે હાલ મોસલ શહેર છે તેની સામે હતું. બાબિલન શહેરથી તે આસરે પોણા ત્રણસો માઈલ હતું. આ બંને શહેરોમાં હરિફાઇ ચાલતી હતી. નીનેવા વીસ માઈલ લાંબુ હતું. તેની વસ્તી ૬ લાખ કરતાં વધારે હતી. તેના કિલ્લાને પંદરસો બુરજ હતા. આ શહેર નમરૂદે વસાવ્યું હતું. બાબિલન પણ **નમરૂદે** વસાવ્યું હતું. નમરૂદ ( Nimrod ) ના બાપનું નામ કુશ ( Cush ) હતું.

૩. ફાર્સીસ્તાન [ફારિસ્તાન]એટલે ઇરાન Farsistan.

૪. **સાયરસ** ( Cyrus ) એ ઇરાન તથા મીડિયાનો બાદશાહ હતો. તેણે ઇ. સ. પૂર્વે ૫૪૮ માં બાબિલનનું શહેર જીતી લીધું અને યહુદીઓને કેદખાનામાંથી છોડાવ્યા. તે ઇ૦ સ૦ પૂર્વે ૫૨૯ માં લડાઇમાં માર્યો ગયો હતો.

નો ઉદય થયો અને તેની ગોતરફ જીત થવા લાગી તે પહેલા ત્યાંના અસલ વતનીઓ અને સ્થાનિકોમાં જે પવિત્ર વસ્તુઓની પૂજા ચાલતી હતી તે બદલાઇને હલકા પ્રકારની ચીજોની પૂજા ચાલુ થઇ ગઇ હતી. સારાંશ કે તે વખતે ઝરથોસ્તી ધર્મે **કેલ્ડી આસીરિયન સાબી** મતનું રૂપ ધારણકરી લીધું હતું[1].

**આશુરનું**[2] શહેર જેની સત્તા એક હજાર વરસ સુધી પશ્ચિમ એશિયા ઉપર છેક હિંદુસ્તાન સુધી ફેલાઈ હતી અને જેના કબજામાં મિસરનું **ફિરઓની**[3] રાજ્ય લગભગ સઘળું આવી ગયું હતું તે મીડ તથા બાબિલોનિયન લોકોના એકઠા લશ્કરના બળ આગળ ટકી શક્યું નહીં અને એવું પડયું કે ફરી ઉઠવાજ પામ્યું નહીં.

બાબિલન શહેર જે નિનેવા (Nineveh) શહેર સાથેની સ્પર્ધામાં આસીરિયાનું તાબેદાર બની ગયું હતું તે ફરીથી એશિયાના સુધારાનું મથક બન્યું અને તેમાં અનેક પ્રકારના હુન્નર ખીલ્યા તથા ઘણી જાતના માણસો તથા ધર્મોનો જમાવ થયો. આસીરિયાએ પણ પ્રાચિન એકેડિયન[4] લોકોના સુધારા, વિદ્યા તથા ધર્મમાંથી ઘણી બાબતો ગ્રહણ કરી. નિનેવા શહેરની પડતી થવાથી બાબિલન ઘણું વધ્યું અને બળવાન બન્યું હતું. તેમાં આસિરિયન અને **કેલ્ડિયન**[5] લોકોના પંથના મૂળતત્વો દાખલ થવા પામ્યા હતા.

---

૧. જુઓ જસ્ટિસ અમીરઅલી કૃત "**સ્પિરિટ ઓફ ઇસ્લામ**"

૨. **આશુર** (Asshur) એ આસીરિયાના મુલકનું એક મોટું શહેર હતું. આ નામ શામના દીકરા ઉપરથી પડયું હોય એમ લાગે છે. The city of Sargon and Sennacherib.

૩. **ઇજીપ્ટ** (મિસર) માં જ્યારે ભારે રાજ્ય હતું ત્યારે તેના રાજકર્તાઓને ફિરોન–**ફેરો** (Pharaoh) કહેતા હતા. આવા ફેરો આઠ કે દસ થયા છે. એલેકઝાન્ડર ધી ગ્રેટ [**સીકંદર**] બાદશાહની જીત પછી મિસરમાં જેટલા રાજકર્તા થયા તે (Ptolemy) **ટોલેમિ**ના નામથી ઓળખાતા હતા. આ ખાનદાનમાં રાણી **કિલઓપેટ્રા**(Cleopatra)એ સૌથી છેલ્લી રાજકર્તા થઇ ગઇછે.

૪. Accadian.

૫. Chaldeans. **કેલ્ડિયન** (કલદાઇ અથવા ઇરાકી) લોકો ઈ. પૂર્વે **૬૩૦ માં** ટૌરસ અને કૉકેસસપર્વત તરફથી ઉતરી આવ્યા હતા. તેઓ **પ્રથમ** જ્યાં ત્યાં રખડતા રહેતા હતા. પણ ત્યાંથી આવ્યા પછી તેમણે પૂર્વ એશિયાનો ભાગ પોતાને કબજે કરી લીધો. તેમણે ઈ. પૂર્વે ૫૮૮ માં જરૂસલમનું શહેર **બરબાદ** કર્યું. ટાયર તથા ફિનીશિયા જીતીલઇ એક મોટું રાજ્ય સ્થાપ્યું. તેની મુખ્ય રાજધાની બાબિલન શહેરમાં સ્થાપી હતી. બાબિલન સૌ વાતે આગળ વધેલું હતું. ત્યાંના લોકો જાદુઈ વિદ્યામાં ઘણા પ્રવીણ હતા તેથી તેઓ કેલ્ડિયન (Conjurors or Magicians) કહેવાયા જેનો ભાવાર્થ જાદુ વિદ્યાવાળા થાય છે. કેલ્ડિયા જેનું બીજું નામ બાબિલોનિયા છે તે તાઈગ્રીસ અને યુફ્રેતીસ નદી વચ્ચેનો એક ઘણો રસાળ મુલક છે. અને એશિયાનો

બખ્તનસર[1] (નેબુકદનઝર) બીજાના વખતમાં બાબિલન જાહોજલાલીની ટોચ ઉપર પહોંચ્યું હતું.

---

એક સારો સપાટ પ્રદેશ ગણાય છે. ઇ. સ. ૫૩૯ માં આ મુલકને ઈરાન સાથે જોડી દેવામાં આવ્યો હતો. ઈ. સ. ૬૪૦ માં ખલીફા હજરત ઉમર રદી૦ એ ઈરાન જીતી લીધું ત્યારે તે મુસલમાનોના કબજામાં આવ્યો. ઈ. સ. ૧૬૩૯ માં તે તુર્કોના હાથ આવ્યો હતો. કેલ્ડિયાનો એક નાનો ભાગ પ્રથમ શીનાર ( Shinar ) પણ કહેવાતો હતો.

"કેલ્ડિયા" એ નામ "બાબિલોનિયા" માટે વપરાયું છે. અક્કડ લોકોને પ્રાચિન કેલ્ડિયન લોકો કહેલા છે. તો પણ આ સીરિયન અને બીજા લોકો અક્કડ સાથે મળી જઇ એક મિશ્ર પ્રજા બની ત્યારે આખી મિશ્ર પ્રજા ખરૂં જોતાં કેલ્ડિયન નામથી ઓળખાતી હતી. શરૂઆતના કેલ્ડિયન લોકો ઇરાની અખાત આગળ વસ્યા હતા. તેઓ તેમની આસપાસના બીજા લોકો કરતાં વધારે બહાદુર લડવૈઆ હોવાથી ધીમે ધીમે આખા "મેસોપોટામિયા" ના માલિક થઈ ગયા આ ઉપરથી કેલ્ડિયા અને બાબિલોનિયા એ શબ્દો એક બીજા માટે વપરાવા લાગ્યા.

૧. બખ્તનસર નેબુકડનઝર (Nebuchadnezzar) એ બાબિલનનો બાદશાહ હતો. તેના બાપનું નામ નબોપોલાસર (Nabopolassar) એ દીકરાનું નામ બેલ્શાઝાર હતું. તે ઇ. સ. પૂર્વે ૬૦૦ વરસના આસરા ઉપર થઇ ગયો છે. જ્યારે મિસરના બાદશાહે યહુદીઓને તાબે કરી બાબિલન તરફ જીત મેળવવાના ખ્યાલથી ચ઼ડાઈ કરી ત્યારે બખ્તનસરે તેનો મુકાબલો કર્યો અને તેના લશ્કરને ત્યાંજ રોકી ગારશેમિશ ( Garchemish ) આગળ હરાવ્યું. નવો જીતેલો મુલક પાછો લઈ લીધો અને ઘણાને કેદ પકડયા. જેરૂસલમ કબજે લઈ તેને ખંડીયું બનાવ્યું અને ડેનીઅલ તથા જુડિયાના બીજા રાજકુમારોને કેદ પકડયા, તેણે બીજી વાર પણ જૂડિયા ઉપર ચડાઇ કરી અને ઘણા યાહુદીઓને પકડયા. યહુદીઓએ તેના તાબામાંથી નીકળી જવા ઘણું જોર માર્યું પણ તેમનું કાંઈ ચાલ્યું નહીં. યહુદીઓ ઇજીપ્શયન ( મિસરના ) લોકો ઉપર આધાર રાખીને આવું કરતા હતા પણ ઇજીપ્શયનોનેજ હાર ખાવી પડી એટલે તેઓ કાંઇ કરી શકયા નહીં. બખ્તનસરે જેરૂસલમને ઘેરો ઘાલ્યો, અને તેને કબજે લઇ બરબાદ કરવા માંડયું. તેના દેવળો તોડી નાખ્યા અને સૌથી મોટું દેવળ હતુ તે બાળી નાખ્યું. ત્યાંના રાજાને તથા બીજા ઘણા યહુદીઓને પકડી કેદ કરી તે બાબિલન લઈ ગયો. ભારે જીત થવાથી તે ઘણોજ ફુલાઇ ગયો એટલે ખુદાતાલાએ તેને સપાટામાં લીધો. તે મગજ ખસી જવાથી દીવાનો થઈ ગયો અને સાત વરસ સુધી ઘેલછામાં રહ્યો અને જંગલમાં ભટકી ઘાસ ચારો ખાઈ હાલ બેહાલ થઇ ગયો. આખરે તેની તબીયત સુધરી પણ તેનો પહેલાનો સઘળો જુસ્સો નાબુદ થયો હતો. તેને ફરી ગાદીએ બેસાડયો પણ તે ઈ. સ. પૂર્વે ૫૬૨ માં ગુજરી ગયો. તેણે બધું થઈ ૩૫ કે ૪૦ વરસ રાજ કર્યું હતું. તેને ઇસ્લામીઓ બખ્તનસર નામથી ઓળખે છે.

જૂડિયા[1] જે જેહોવા[2] ના રાજ્યનું મુખ્ય શહેર હતું તે પડયું અને તેના ચુનંદા વીર પુરૂષો કેદ પકડાયા અને તેમને બાબિલનમાં કેદી તરીકે મોકલી દેવામાં આવ્યા. આ પછી બખ્તનસર અરબસ્તાન તરફ ગયો અને તેણે હજરત ઇસ્માઇલની ઓલાદના લોકોના એ મુલકમાં પણ કેટલેક ઠેકાણે પોતાની સત્તા જમાવી. તેણે ટાયરીઅન[3] લોકોનો નાશ કર્યો અને મિસરના બાદશાહની સત્તા તોડી નાખી.

બખ્તનસરના રાજ્ય અમલમાં બાબિલન ખરેખર તમામ પ્રકારના સુધારાનું મથક હતું અને તેમાં ધર્માધિકારીઓની સત્તા એટલી બધી હતી કે, તે રાજ્ય પડયા પછી પણ તે કાયમ રહી હતી. બાબિલનના લોકોના વિચારની છાપ યહુદી તથા ક્રિશ્ચિયન ધર્મ ઉપર પડી હતી એવું સાફ જણાઇ આવે છે. કેલ્ડિયન ધર્મગુરૂઓ સાથેના યહુદીઓના લાંબા સહવાસથી તેમજ બાબિલનના રાજ્ય દરબારમાં યહુદીઓ પાછળથી જે માન મરતબા ભોગવતા થયા હતા તેને લીધે એ બંને જાતના લોકો વચ્ચે પરસ્પરનો સમાગમ થએલો હોવાથી પાછળના યહુદીઓના આચાર વિચાર ઉપર ઘણી અસર થાય એમાં નવાઇ જેવું નહોતું. તેમને કેદી કરીને બાબિલનમાં લઇ ગયા ત્યારે તેઓ અર્ધ જંગલી સ્થીતિમાં હતા. પણ જ્યારે લાંબોકાળ બહાર દેશવટો ભોગવ્યા પછી તેઓ **ઝીઓન**[4] માં પાછા આવ્યા ત્યારે તેમનું સ્વરૂપ તદન બદલાઇ ગયું હતું. તેમની અભિલાષાઓ ઉંચા પ્રકારની થઇ ગઇ હતી અને તેમની રાજકીય (પોલિટિકલ) દ્રષ્ટી પણ ઘણી વિકાસ પામેલી હતી.

બાબિલનની જીત થવાથી ધર્મ સંબંધી સ્ફુર્ણામાં એક નવો સમય શરૂ થાય છે. આ થયા પછી એશિયાના મહાન રાજ્યમાં "દ્વૈતમત" સર્વોપરિ થએલો જણાય છે. ઇરાનના સાયરસ[5] બાદશાહે બાબિલન બખ્તનસરની પાસેથી જીત્યા પછી તેણે યહુદીઓને છુટા કર્યા અને તેમને પોતાનો ધર્મ કોઇપણ પ્રકારની હરકત સિવાય સંપૂર્ણ છુટથી પાળવા દેવા તેણે જે ઉદારતા બતાવી તેથી યહુદીઓ તેને ખાસ મસીહા[6] તરીકે માનવા લાગ્યા; એટલુંજ નહીં પણ તેને તેમણે જગત્રાતા (ખુદા) ના દરજ્જે ચડાવી દીધો. બખ્તનસરના વખતમાં યહુદીઓ પકડાયા પછી તેમને ઇરાની રાજ્યના નજીકના પ્રદેશમાં વસવાની ફરજ પાડવામાં આવ્યાથી તથા સાયરસ બાદશાહના વખતમાં તેમને ઇરાનીઓ સાથે છુટથી

---

૧. જુડિયા Judæ. ૨. Jehoveh. ૩. Tyrians.
૪. Zion. તે જેરૂસલમ પાસે ટેકરી ઉપર એક જગા હતી.
૫. Cyrus king of Persia.
૬. "Messiah." The "Redeemer," The anointed "Saviour of the world" ઉદ્ધારક. દુઃખમાંથી છોડાવનાર.

મળવાનો પ્રસંગ મળવાથી દારા બાદશાહના અમલમાં જરદોસ્તી ધર્મનો જે ભારે સુધારો નિર્માણ થએલો હતો[1] તેનાં હવે મૂળ રોપાયાં. બંને ધર્મોએ એક બીજાના વિચાર ગ્રહણ કરવા માંડયા. ઇસ્રાઇલિ ( યહુદી ) ધર્મથી જરદોસ્તી ધર્મમાં જગત્ ઉપર અમલ ચલાવનારી એક દિવ્ય-મહાન શક્તિ વિશેના વિચારો પેદા થવા પામ્યા, ત્યારે યહુદીઓએ ઇરાનીઓ પાસેથી પવિત્ર સ્વર્ગીય આત્માઓ તથા ભલા ભુંડાની શક્તિ સંબંધી દ્વૈતમતના વિચારો ગ્રહણ કર્યા. આથી નઠારાં કૃત્યો કરનારાઓને જુઠું બોલવા ઇશ્વર પ્રેરણા કરે છે એવી જે યહુદીઓમાં માન્યતા ચાલતી હતી તે બંધ પડી અને તેમના ધાર્મિક તથા નૈતિક ઇતિહાસમાં અહરીમનની[2] પેઠે શેતાનને અગ્રસ્થાન મળવા લાગ્યું.

સાયરસનો સમય રાજ્યની વૃદ્ધિ કરવાનો હતો, વ્યવસ્થા કરવાનો નહોતો. વ્યવસ્થા તથા મજબૂતી તો દારાના વખતમાં થઇ હતી. દારા ઓહોરમઝદ[3]નો ખરો સેવક અને પક્કો પૂજારી હોવાથી તેણે જરદોસ્તી ધર્મમાં બહારથી આવી મિશ્ર થઇ ગએલી મલિનતા દુર કરી તેને સાફ કરવાનો તથા દેશમાં ઘુસી ગએલા મીડ લોક[4]ના મગી[5] મતને નાબુદ કરવાનો જબરો પ્રયાસ કર્યો; તો પણ જે રંગ-પટ લાગ્યો હતો તે દુર થઇ શક્યો નહીં. સો વરસ પુરાં થયાં નહોતાં તેટલામાં તો શરૂઆતમાં જે મલિનતા દુર કરવા કોશીશ થઇ હતી તે મલિનતાએ ઉંડી જડ ઘાલી અને પોતાનું રૂપ દેખાડવા માંડ્યું. જે ઇરાની પ્રજા પ્રથમ મૂર્તિ પૂજાને ચાબુક ફટકાર્યા કરતી હતી અને જેણે ઝનુનમાં ને ઝનુનમાં મિસરના એપિસ[6]નો નાશ કરી તેનું મંદિર તોડી પાડ્યું હતું તેણેજ પાછળથી પોતાના હાથ નીચે આવેલા રાજ્યોના સૅમેટિક દેવતાઓને ઓરમઝદની પૂજામાં સામિલ કરી દીધા હતા.

**મઘી**[7]—અતિશપરસ્ત-અગ્નિપૂજક લોકોની જુની તત્વ પૂજા ( Nature worship ) પાછી સજીવન થઇ અને દારા ( Darius ) પછી થનાર અરદેસર બાબકાને ( Artaxerxes ) ઉભય લિંગના દેવતા મિથ્રાની[8] પૂજા જરદોસ્તી ધર્મમાં દાખલ કરી દીધી.

---

૧. Darius Hystaspes ના વખતમાં આ ધર્મનો સુધારો થયો હતો.
૨. Ahriman. શેતાન. Spirit of Evil. જરદોસ્તી ધર્મમાં તેને બુરાઇનો દેવ જણાવેલો છે.
૩. ઓહોરમઝદ એ ઇરાનીઓમાં ખુદાનું નામ છે.
૪. Medes.
૫. Magism.
૬. એપિસ. ( Egyptian Apis )
૭. મઘી-મોબેદ લોકો. Magi, મુગાં
૮. મિથ્રા એ કેલ્ડિયન મિલિટ્ટાનું ઈરાની નામ છે,

પ્રાચિન સુધારાની જાદુઈ અસરથી જરથોસ્તી ધર્મ બચવા પામે એ બનવા જોગ નહોતું. ઇતિહાસના સંશોધકોને છેવટના જરથોસ્તી ધર્મનું જે સ્વરૂપ જણાયું હતું તે ઇરાનીઓએ પ્રાચિન ધર્મો ઉપરથી રચેલું હતું.

**સ્ત્રી**—જરથોસ્તી ધર્મમાં સ્ત્રીની જે નઠારી સ્થીતિ વર્ણવામાં આવી છે તે જોઇ આપણને આશ્ચર્ય થાય છે. તે પુરૂષના ગલિત વિચારની ગુલામ હતી. આ સંબંધમાં ઇરાનીઓ પોતાની મરજી સિવાય બીજો કોઈ કાયદો માનતા નહોતા. તેઓ નજીકમાં નજીકની સગાઇમાં પરણી શકતા અને સ્ત્રીને પોતાની મરજી પ્રમાણે ગમે ત્યારે છુટકો આપી શકતા. ઇરાનીઓજ પોતાની સ્ત્રીઓ એકાંતમાં રાખતા એવું નથી પણ આયોનિયા[1]ના ગ્રીક લોકો પણ તેમને બહાર નહીં ફરવા દેતાં તાળા કુંચીમાં રાખતા. ઇરાનમાં સ્ત્રીઓ ઉપર દેખરેખ રાખવાનો રિવાજ છેક પ્રાચિન કાળથી ચાલ્યો આવતો હતો. તેમનામાં ગ્રીસની પેઠે વગર પરણે સ્ત્રી સાથે વહેવાર રાખવાની રીત કાંઈ ગેરકાયદે ગણાતી નહોતી, તો પણ તેમનામાં બહારથી ગ્રહણ કરેલી પૂજા સાથે તેની સાથેનો વ્યભિચાર દાખલ થવા પામ્યો નહોતો[2].

જ્યારે **એકીમીનિયન**[3] શહેનશાહતની પડતી થઇ ત્યારે જરથોસ્તી ધર્મ જે સુધારાની બાબતમાં દુનિયાને આગળ વધારનાર શક્તિ તરીકે ગણાતો હતો તે પણ હવે નહીં જેવો થઇ ગયો. જીત મેળવવા આવનાર લોકોના ટોળેટોળાં જે વંટોળીઆની પેઠે ઇરાન ઉપર ધસી આવ્યાં હતાં તેમણે તેની તમામ સંસારિક તથા નૈતિક રીતભાત નાબુદ કરી નાખી. **મેસીડોનીઆ**[4] ની જીત તથા તેની પછી તરતજ આવનાર પચરંગી અરિદળોના તથા એશિયા માઇનરના સાધારણ લોકો, સિલીશયનો, ટાયરિયનો, પેમ્ફિલિયનો[5] તથા બીજી અર્ધ ગ્રીક

---

Mythra-the Persian counterpart of the Chaldean Mylitta on Anaitis

૧. આયોનિયા એ ગ્રીસ ( યૂનાન ) નો એક ભાગ છે.

૨. જુઓ જસ્ટિસ અમીરઅલીકૃત **સ્પિરિટ ઑફ ઇસ્લામ.**

૩. Achaemenian. ઇરાની.

૪. Macedonia મકદુનીઆ, ગ્રીસ ( યૂનાન ) ની પાસે આ એક પ્રાંત છે. તે થેસલી ( Thessaly ) પ્રાંતની ઉતરે આવેલો છે. ફિલકોસ ( Philip ). અને તેના છોકરા મહાન સીકંદર ( Alexander the Great ) ના વખતમા ગ્રીસ ફતેહ થયું અને મેસીડોનીઆની જાહોજલાલી તેમણે વધારી. તે પછી રોમના બાદશાહ પૉલસ એમીલિઅસે ( Paulus Emilius ) તે જીતી લીધું. તે લગભગ ૬૦૦ વરસ સુધી રોમન લોકોના તાબામાં રહ્યું અને તે પછી તુર્ક લોકોએ તે જીતી લીધું.

૫. Cilicians, Tyrians, Pamphylians.

અને અર્ધ એશિયાઈ એવી જાતના લોકો જેમને નીતિના નિયમોનું મુદ્દલ ભાન નહોતું તેવાઓના દરોડાને લીધે જરદોસ્તી ધર્મ પાછો પડતો ચાલ્યો. મોએદો જે રાષ્ટ્રીય જીવનના પ્રતિનિધિ સમાન ગણાતા હતા તેમની ઉપર પરદેશી લોકોએ એશિયાને ગ્રીસ જેવો બનાવવાના હેતુથી બેહદ જુલમ ગુજાર્યો.

મહાન **સિકંદરે**[1] એકીમીનીઅન વંશની સમાપ્તિ કરી તેથી જરદોસ્તી ધર્મને ઠેકાણે હૅલનિક પંથ તથા કેલ્ડિયન સુધારાની નઠારામાં નઠારી દંત-કથાઓનો પ્રચાર થયો. આ બાદશાહની પ્રબળ ઈચ્છા બાબલનને એક સંપૂર્ણ સુધારાનું મોટું મથક બનાવવાની હોવાથી તેણે સઘળા ધર્મો તથા પંથોને દબાવી દીધા હતા.

તેની પછીના રાજકર્તાઓએ પણ જરદોસ્તી ધર્મને તદ્દન દબાવી દીધો. પણ જ્યાં એ લોકોની અસર પહોંચવા પામી નહીં ત્યાં એ ધર્મ મીડ લોકોના[2] પ્રાચિન સાબી[3] મત તથા કેલ્ડિયન પંથની સાથે સેળભેળ થઈ ગયો. પાર્થીઆનું[4] રાજ્ય વધીને જ્યારે શહેનશાહતના રૂપમાં આવ્યું ત્યારે તેના રાજકર્તાઓને શહેનશાહી પદ ધારણ કરવાની ઈચ્છા થઈ તેથી સઘળી તાબાની પ્રજાઓને પોત-પોતાનો ધર્મ પાળવાની છુટ આપવામાં આવી. આથી જરદોસ્તી ધર્મ સજીવન થયો અને ઈરાનના છેલ્લા શાહી વંશ સાસાનીઅનના વખતમાં તેની ઘણી વૃદ્ધિ થઈ, પણ લાંબા વખતના જુલમથી જે અસલ શિક્ષણ દબાઈ ગયું હતું તે બહાર નહીં આવતાં પુસ્તકોમાં જ રહ્યું. આથી લોકોના મનમાંથી તે ધર્મની અસર ઓછી થઈ ગઈ. આપણે જાણીએ છીએ કે ઈરાનના સાસાનીઅન બાદશાહોના વખતમાં જરદોસ્તીઓ સત્તાની ટોચે પહોંચ્યા

---

૧. Alexander the Great સીકંદર બાદશાહ મકદુનીઆ ( Macedonia ) ના ફિલ્કોસ ( Philip ) બાદશાહનો દીકરો હતો. તેણે ઈ. સ. પૂર્વે ૩૩૧ માં ઈરાનના બાદશાહ દારાને હરાવ્યો હતો. તેણે ૩૩ વરસ રાજ્ય કર્યું અને ઈ સ. પૂર્વે ૩૨૭ માં ગુજરી ગયો. હૅલનિક એ યૂનાનનો જુનો પંથ હતો.

૨. Medes. મીડિયા–ઈરાકે અજમના લોકો.

૩. Sabean Faith. સેબીઅન લોકો સીસના દીકરા સાબીની ઓલાદના કહેવાય છે. ઈસ્લામ પહેલાં અરબ લોકો ઘણા ભાગે આજ ધર્મ પાળતા હતા. આ પંથ એકજ ખુદાને સ્વિકારતો હતો; પણ તેમાં સુર્ય, ચંદ્ર, તારા વિગેરેની પુજાઓ હતી.

૪. **પાર્થીઆ** ઈરાની અખાત અને ટાઈગ્રીસ (ફુરાત) નદી વચ્ચેના પ્રદેશનું નામ હતું. પ્રથમ તે મીડિયાનો એક પ્રાંત હતો. તેના લોકો ઘણા બહાદુર હતા. પાર્થીઆનું રાજ્ય ઈ. સ. ૨૨૬ માં ઈરાનના રાજ્ય સાથે મેળવી દેવામાં આવ્યું. તે તથા ઈરાન લગભગ એકજ ગણાય છે. તે વખત તેની હદ યુફ્રેતીસ (દજલા) નદીથી હિંદુસ્તાનની સીંધુ નદી સુધી ગણાતી હતી.

હતા અને રોમન[1] શહેનશાહતની હરિફાઈમાં તેના લશ્કર સાથે મુકાબલા કરી વખતો વખત તેમને હરાવતા હતા. તેમણે રોમના કૈસર (બાદશાહો) ને કેદ પકડયા હતા અને તેમની રૈયતને હરાવી લૂંટી લઈ ઘણી દોલત ભેગી કરી હતી. એ સઘળું ખરૂં, પણ હવે જરદોસ્તી ધર્મનો જુસ્સો તેમનામાં પહેલા જેવો રહ્યો નહોતો. એક ખરા ખુદાને માનવાને બદલે તેઓ કેલ્ડી–મઘી મતને હવે માનતા થઈ ગયા હતા. **રોમન** ( બાઇઝેન્ટાઇન[2] ) શહેનશાહતની પેઠે પાછલા સાસાની રાજકર્તાઓના વખતમાં વિવિધ પંથોના ગડબડાટનો, બાદશાહોના વિષયીપણાંનો, અમીરોની અધોગતિનો તથા ધર્મ ગુરૂઓના ગર્વનો પાર રહ્યો નહોતો. રાજાઓ દેવ સમાન મનાતા હોવાથી રૈયતના જાન માલના સ્વતંત્ર ધણી હતા. ટુંકામાં પ્રજાના હાથમાં કાંઈ હક નહીં હોવાથી દરેક જણ ગુલામની સ્થિતિમાં હતો.

ઇસ્વી સનની છઠ્ઠી સદીમાં **મઝ્દકે**[3] એવો હુકમ બહાર પાડયો કે જેમ માણસને આગ, પાણી હવા વિગેરે ઉપર એક સરખો સ્વતંત્ર હક છે તેમ દોલત તથા સ્ત્રીઓ ઉપર પણ હોવો જોઈએ. મિલકત ઉપર કોઈનો ખાસ હક હોવો જોઇએ નહીં, દરેક જણે આ સંસારમાં એક બીજાના સુખદુઃખના ભાગીઆ થવું જોઈએ[4]. જરદોસ્તી ધર્મમાં તે વખતે એટલો બધો સુધારો

---

૧. Rome. **રોમ** શહેર ઈટાલી ( ઈટલી ) માં ટાઇબિર નદી ઉપર આવેલું છે. તેને ઈ. સ. પૂર્વે ૭૫૦ માં રોમ્યુલસે વસાવ્યું હતું. આગળ જતાં તે ઘણું વધ્યું હતું. તેની વસ્તી ૨૦ લાખ માણસની હતી. તેમાં ૪૨૦ દેવળો હતાં, અને ત્યાં મુર્તિ પુજા ઘણા જોર ઉપર હતી. હુન્નર વિદ્યામાં તે આગળ પડતું હતું પણ ધર્મ સંબંધી તેની હાલત સારી નહોતી. હજરત ઇસાના જમાનામાં તેની દશા ઘણી ખરાબ હતી.

**જુડિયા** એ રોમનો એક ભાગ હતો. ત્યાં યહુદીઓની વસ્તી ઘણી બારે હતી. ઇ. સ. ૧૫ થી ૯૫ સુધીમાં રોમમાં ક્રિશ્ચિયન ધર્મ દાખલ થવા પામ્યો હતો. નીરો, ડોમીટન, અને ટ્રેજન બાદશાહોના વખતમાં તેનો વધારો થયો નહીં પણ કોન્સ્ટેન્ટાઇનના વખતમાં ( ઇ. સ. ૩૨૫ માં ) તે ધર્મ ઘણો વધ્યો. ડોમીટન ઈ. સ. ૮૧ માં તથા ટ્રેજન ઈ. સ. ૯૭–૧૧૭ માં થયો હતો.

૨. રોમ-બાઈઝેન્ટાઈન શહેનશાહત. Roman Empire.

૩. Mazdak. મઝ્દક એ ઇરાનનો રહેવાસી હતો. તેને લોકો ઝંદીક એટલે કાફર કહેતા. તે નવશેરવાનના બાપ કોબાદના વખતમાં થઈ ગયો છે. ખોટા સિદ્ધાંત માટે તે નવશેરવાનના વખતમાં કેદ થયો હતો અને પાછળથી તેને મારી નાખવામાં આવ્યો હતો.

૪. મોહસિન ફાની કૃત " દબિસ્તાને મઝાહિબ " નામની કિતાબ જુઓ.

પેશી ગયો હતો કે સગી બ્હેન સાથેના લગ્ન કાયદેસર ગણાઈ ચુક્યાં હતાં. આવી બાબતોથી ખુદ કેટલાક પવિત્ર મનના ઈરાનીઓ પણ કંટાળી ગયા હતા. પરિણામ એ થયું કે તેમણે બળવો કર્યો અને મઝદક જે પોતાને મહાત્મા ઝરદુસ્તનો ખલીફા કહેવડાવતો હતો તેને મારી નાખ્યો. મઝદકનું મૃત્યુ થયું પણ તેણે પોતાના પંથના જે મૂળ રોપ્યાં હતાં તે તો કાયમજ રહ્યાં.

જે પ્રજામાં અનાચાર પગ પેસારો કરી બેઠો હોય તે લાંબા કાળ સુધી ટકી શકતી નથી. એનો વખત ભરાઈ ગયો હતો પણ નૌશેર્વાન[1] કસરાના જાતી ગુણોને લીધે તે જેમ તેમ કરી ટકી રહી હતી. નૌશેર્વાન ગુજરી ગયો કે તરતજ તેની સ્થિતિ બિગાડી પડી ગઈ. આવો મામલો ચાલી રહ્યો હતો તેવા વખતમાં એક **મહાન ઉપદેશકની જરૂર** હોય એ દેખીતું છે.

યહુદીઓને બાબલનની કેદમાંથી છુટવાને અગિયારસો વરસ વીતી ગયાં હતાં તે દરમ્યાન તેમણે ચડતી પડતીના અનેક ફેરફારો જોયા હતા. જે ભારે આફતો તે બિચારાઓ ઉપર વખતો વખત આવી પડી હતી તેવી ટાઇટસ તથા હેડ્રીઅન[2] સાથેની લડાઈઓમાં પણ તેમને વેઠવી પડી હતી. મૂર્તિપૂજક રોમન લોકોએ તેમનાં દેવળ તોડી પાડયાં અને તે સાથે તેમનું પ્રજા તરીકેનું જોર પણ છેક તોડી નાખ્યું. **કોન્સ્ટાન્ટીનોપલના**[3] ક્રિશ્ચિયન રાજ્ય તરફથી પણ તેમની ઉપર બેહદ જુલમ ગુજારવામાં આવ્યો. આવાં આવાં અનેક સંકટો

---

૧. નૌશેરવાન– Kesra Anushirvan.

૨. Titus and Hadrian. **ટાઈટસ** એ પૉલનો સાથી હતો. તે ક્રિશ્ચિયન ગુરૂ હતો. **હેડ્રિયન** પણ તેમાંનોજ હતો.

૩. Christian Constantinople.

Constantinople, કૉન્સ્ટાન્ટીનોપલ ( કુસ્તુનતુનિયા ) અથવા ઈસ્તંબોલ એ તુર્કીનું મુખ્ય શહેર છે. તેમાં હાલ તુર્કીના સુલતાન રહે છે. તે બૉસફરસ નદી ઉપર આવેલું છે. આ નદી મારમોરા સમુદ્રનો એક ભાગ છે. કૉન્સ્ટાન્ટીનોપલ એક ભારે બંદર ગણાય છે જેમાં એકી વખતે ૧૨૦૦ જેટલાં વહાણો રહી શકે છે. તે ભૂમધ્ય સમુદ્ર તથા કાળા સમુદ્રના સંગમ ઉપર એક મોકાની જગા ઉપર આવેલું છે. તેનો દેખાવ ઘણોજ સુંદર તથા રમણિય છે. તેના કિલ્લાને ૩૭ દરવાજા છે. તેમાં તુર્ક, યુનાની ( ગ્રીક ) યહુદી ( જ્યુ ) આર્મીનિયન વિગેરે લોકોની વસ્તિ છે. તેનો ઘેરાવો લગભગ બાર માઈલ જેટલો છે. તેમાં ૫૦૦૦ જેટલી મસ્જીદો છે. તેમાં મોટામાં મોટી મસ્જીદ " મસ્જીદે–સુફિઆ " છે. પ્રથમ તે સેન્ટ સોફાયાનું ઈસાઈ દેવળ હતું. તે ઈ. સ. ૩૨૫ માં કૉન્સ્ટેન્ટાઈન બાદશાહે બંધાવ્યું હતું. ફરી તેની દુરસ્તી ઈ. સ. ૫૩૮ માં બાદશાહ જસ્ટીનીયનના વખતમાં થઈ હતી. જ્યારે

તેમના ઉપર પડ્યાં હતાં છતાં તેમણે ભવિષ્ય માટે જરાપણ શીખામણ લીધી નહીં. તેમનામાં દયા તથા શાન્તિના ગુણ આવવા પામ્યા નહીં. મિસર, સાઇપ્રસ તથા સાઇરીન[1] ના શહેરોમાં તેઓ રહેવા ગયા ત્યાં તેમણે ત્યાંના લોકો ઉપર એવું તો ઘાતકીપણું વાપર્યું કે, જેનું વર્ણન કરતાં ત્રાસ છુટે છે. આખરે તેઓ ખાખાવીખી થઈ ગયા. તેઓ આશ્રય શોધવા આમ તેમ ઘણા ભટકતા હતા પણ કોઈ તેમને સંઘરતું નહોતું. સઘળા મહાત્માઓએ ધિક્કારેલ બેહદ મગરૂરી અને કઠોરપણાના દુર્ગુણો તેમનામાં એટલાં બધાં હતાં કે, તેઓ જ્યાં જતા ત્યાં એવાને એવાજ ધંધા કરતા. **હઝરત ઈસા**[2] અ૦ આવ્યા અને છેવટે ચાલ્યા

---

મુસલમાનોના હાથમાં રૂમની શહેનશાહત આવી ત્યારે સુલતાન મોહંમદ સાની (બીજા) એ તેની ઈ. સ. ૧૪૫૩ માં મસ્જીદ બનાવી દીધી. એ શહેરમાં એક ભારે યુનીવર્સિટી દારૂલ ઉલૂમ (પાઠશાળા) છે, તેમાં ૪૦ કરતાં પણ વધારે લાયબ્રેરીઓ (કુતુબખાના) છે. તે વેપારનું એક મોટું મથક છે. તેની વસ્તી ૧૦ લાખ કરતાં પણ વધારે હશે. તેમાં ઘણો ભાગ મુસલમાનોનો છે.

કોન્સ્ટાન્ટીનોપલ એ જુના બાઇઝેન્ટાઈન રાજ્યનો એક ભાગ હતો. આ રાજ્ય ઈ. સ. પૂર્વે ૬૫૮ માં ગ્રીક લોકોએ સ્થાપ્યું હતું. તે એક અગત્યની કુદરતી જગા આગળ હોવાથી થોડીજ મુદતમાં ઘણું વધી ગયું હતું. ત્યાં મોતી એટલા બધા નીકળતા કે તે વખતે તે ગોલ્ડન હોર્ન (સોનેરી કીર્તિ-Goldn Horn) ના નામે ઓળખાતું. મેસીડોનીઆ (મકદુનીઆ) ના મહાન સીકંદર બાદશાહે તેને પોતાની સત્તામાં લીધું હતું. પાછળથી કોન્સ્ટેન્ટાઈન બાદશાહના હાથમાં તે આવ્યું હતું. તેણે જુનું શહેર તોડી નાખી તેને ઠેકાણે નવું શહેર બનાવ્યું અને તેને તેણે રોમન (બાઈઝેન્ટાઈન) રાજ્યની રાજધાનીનું શહેર નક્કી કર્યું. એટલે ઇ. સ. ૩૩૦ માં બાઈઝેન્ટાઇન મટીને કોન્સ્ટેન્ટીનોપલ થયું. તે પછી તે રોમન શહેનશાહતનું મુખ્ય શહેર થયું. અને ઇ. સ. ૩૯૫થી બાઇઝેન્ટાઈન એટલે લાટીન શહેનશાહતનું મુખ્ય શહેર કહેવાયું. ઇ સ. ૪૧૩ માં ધરતીકંપ થવાથી તેનો ઘણો ભાગ નાશ પામ્યો. તેને થીઓડોસિઅસ (Theodosius II) બીજાએ ફરી આબાદ કર્યું. ઈ. સ. ૧૪૫૩ ના મે મહીનાની ૨૯ મી તારીખે તુર્ક લોકોએ તેની ઉપર દરોડો પાડયો અને અગિયારમાં કોન્સ્ટેન્ટાઇન (Constantine XI) નામના છેલ્લા બાઈઝેન્ટાઈન બાદશાહના વખતમાં તે જીતી લીધું અને ત્યારથી તે તુર્ક લોકોના હાથમાં છે. બાઈઝેન્ટાઈન શહેનશાહતનું બીજું નામ પાશ્ચાત્ય અથવા ગ્રીક (યુનાની) શહેનશાહત છે. તે ઈ. સ. ૩૯૫ થી ૧૪૫૩ સુધી હતી.

૧. Egypt, Cyprus and Cyrene.

**સાઇપ્રસ** એ ભૂમધ્ય સમુદ્રમાં એક બેટ છે. એ જગા ઘણી પુરાની છે.

**સાઇરિન** એ ટ્રિપોલીમાં એક શહેર છે. તેને હાલ કાયરન (Cayran) કહે છે.

૨. Jesus Christ. Messiah.

પણ ગયા તોપણ એ લોકો ઉપર કાંઈ અસર થવા પામી નહીં. હજરત ઈસા અ૦ સામાન્ય ભ્રાતૃભાવ અને પ્રેમનો સંદેશો લઇને આવ્યા હતા અને નમ્રતા તથા નેકીથી ચાલતા હતા. તેઓ માયાળુ વિનયશીલ અને પરોપકારી હોવાથી તેઓ પોતાની પાછળ એક મહાન નિઃસ્વાર્થી જુસ્સો–ઉત્સાહ મુકતા ગયા હતા. પોતાના પેગમ્બર તરીકેના કામમાં સફળ થવાની સંપૂર્ણ આશાથી તેઓ ઝનુની યહુદીઓની વસ્તીમાં એક ખુશનુમા સવારે દાખલ થયા પણ એક પખવાડીયું વીત્યું નહીં તેટલામાં તો તેઓ પોતાના જમાનાના સ્વાર્થના ભોગ થઈ પડયા.

તેમના જીવન સંબંધી જે જે દંતકથાઓ સાંભળવામાં આવે છે તેથી એટલું તો સાફ જણાય છે કે તેઓ ગરીબ લોકોમાં જન્મ્યા હતા અને તેમનેજ તેમણે બોધ કર્યો હતો. પ્રાચિન શાસ્ત્રમાં તેઓ પ્રવીણ હોવાથી ગેલિલી[1] ના ગરીબ ગામડીઆ તથા માછીઓને ઉપદેશ કરવા પાછળ તેમણે પોતાનો વખત રોકયો હતો. ગરીબ અને અભણ માણસોજ તેમના શિષ્ય હતા. તે લોકો ઘણા ભોળા સ્વભાવના હતા તેથી પોતાના ગુરૂ–ઉસ્તાદના એકદમ કવખતે ચાલ્યા જવાથી[2] તેમના મગજ ઉપર એક જાદુઈ અસર થવા પામી હતી. તો પણ તેઓ તેમને માટે એજ ખ્યાલ ધરાવતા હતા કે તેઓ એક માનવી છે. **પૉલ**[3] જેણે હજરત ઇસાને ફાંસી દેતી વખત અગ્રસ્થાન લીધું હતું તેણે ક્રિશ્ચિયન ધર્મ અખત્યાર કર્યો ત્યાં સુધી અવતારી ઈશ્વર કે ફરિસ્તાનો વિચાર ક્રિશ્ચિયન ધર્મમાં દાખલ થયો નહોતો. ધર્મ ઇતિહાસ લેખકો જણાવે છે કે પવિત્ર આત્મા[4] પ્રગટ થવાના છે એવું વચન હતું, તો પણ વિદ્યાકળામાં પ્રવીણ હોય તેમજ યહુદી વિદ્વાનો તથા મૂર્તિપૂજક તત્વવેત્તાઓ સાથે તેમનાજ હથિયાર વડે મુકાબલો કરી શકે તેવા એક સખસની ધમની બાબતોના[5]

---

૧. Galilee ગેલિલીને હાલ જેરૂસલમ કહીએ તો ચાલે.

૨. ક્રિશ્ચિયનો માને છે કે હજરત ઈસાને યહુદીઓએ ફાંસી દીધી છે પણ મુસલમાનો ફાંસીની વાત કબુલ કરતા નથી.

૩. Paul **પૉલ** એ યહુદી લોકોમાંનો હતો. તે સિલિશ્યા ( Cilitia ) નો રહેવાસી હતો. તે યહુદી શાસ્ત્રમાં ઘણો કાબેલ હતો. પાછળથી તે જેરૂસલમમાં રહેતો હતો. હજરત ઈસાને તેણેજ ખોટા કહ્યા હતા અને તેમને ફાંસી લટકાવવાના કામમાં તેજ મુખ્ય માણસ હતો પણ પાછળથી કેટલાક ચમાત્કાર જોય.થી તે હજરત ઈસા ઉપર ઈમાન લાવી તેમને ઘણોજ માનતો થઈ ગયો હતો. અને ક્રિશ્ચિયન ધર્મ માટે પાછળથી તેણે ઘણીજ કોશીશ કરી હતી.

૪. પવિત્ર આત્મા રૂહુલ્કુદ્દસ. Holy Ghost.

૫. " સુવારતા " Gospels.

રક્ષણ અર્થે જરૂર હતી. આ કામને માટે **હજરત ઈસાએ** સ્વર્ગમાં રહ્યા રહ્યા પોતાના અદ્‌ભુત અવાજ વડે પોતાના ધર્મની સેવા માટે એક "તેરમો હૌવ્વારી[1] "તૈયાર કર્યો હતો જેનું નામ સૉલ[2] હતું. આ સખસ પાછળથી **પૉલ** નામથી પ્રખ્યાત થયો છે. તેને યહુદી તથા યુનાની વિદ્યાનું ઘણું જ્ઞાન હતું.

**મગી**—જરદોસ્તીઓ પૂર્વમાં પ્રગટ થનાર "સરોશ[3]" ને મુક્તિનો ફરિસ્તો માનતા હતા. બૌધ મતના લોકો કુંવારી કન્યાને પેટે જન્મ લેનાર અવતારી પુરૂષ ઉપર વિશ્વાસ ધરાવતા હતા. એલેકઝાન્ડ્રિયન ગુપ્ત વિદ્યા જાણનાર[4] લોકોની પણ એવીજ માન્યતા હતી જેનો પ્રચાર મિસર તથા શામમાં હતો. પૉલ વિદ્વાન હોવાથી આ સઘળા મતોથી જોઈએ તેવો માહિતગાર હતો. તે પોતાના મહાન્ ગુરૂ **હજરત ઇસાના** જાતી સમાગમમાં ન આવેલો હોવાથી તેણે તેમને ખુદાના ગુણો લાગુ પાડયા અને તેમના સાદા શિક્ષણમાં "ત્રીપુટી"[5] નો અંશ મેળવી દીધો. **પીટર**[6] તથા **પૉલ** વચ્ચે જે અભાવ ઉત્પન્ન થએલો જણાય છે તે પણ આજ કારણને લીધે હશે.

---

૧. ઈશ્વર પ્રેરિત દૂત. Christian Apostle.

૨. Saul સૉલનું નામ પાછળથી **પૉલ** પડયું હતું અને તેની હકીકત આગળ ફુટ નોટમાં આવી ગઇ છે.

૩. Sarush.

૪. Alexandrian mystic.

૫. Trinity. તસ્લીસ. પિતા, પુત્ર અને પવિત્ર આત્મા એ ત્રણે એક અંગ છે એવો મત. બાપ, બેટા, ઓર રૂહુલ્કુદ્દુસ એટલે **ખુદા, હજરત ઈસા તથા પવિત્ર આત્મા** ત્રણે એકજ અંગ છે એવો મત.

૬. Peter. પીટર એ હજરત ઇસાનો ખાસ શિષ્ય હતો. અને તેમની સાથેજ તે ઘણો વખત રહ્યો હતો. (Peter) તે જોનસ (Jonas) નો છોકરો હતો અને બેથ સૈદા (Bethsaida) નો રહેવાસી હતો. તેનું મૂળ નામ સાયમન (Simon) હતું. જ્યારે તે હૌવ્વારી (પ્રેરીત) થયો ત્યારે તેને પીટર નામ આપવામાં આવ્યું. તે ઘણોજ મક્કમ તથા મજબુત વિચારનો હતો. તેણે હજરત ઈસા અ૦ ની સાથે રહી ધર્મની બાબતમાં સૌથી વધારે મહેનત કરી હતી. તેણે હજરત ઈસાનો એક વખત ઇનકાર કર્યો હતો તેવો આરોપ તેની ઉપર મુકવામાં આવ્યો હતો. પણ તેમના બધાજ શિષ્યો ખરા વખત ઉપર તેમને તજી ગયા હતા તેથી પીટરનો વધારે વાંક કહાડવામાં આવતો નથી. કહે છે કે તેને તથા પૉલને રોમના ચોથા બાદશાહ મારટિયસે (Martius) કેદ કર્યા હતા, અને ધર્મનો પ્રચાર કરવામાંજ તેમનો ઈ. સ. ૬૫માં અંત આવ્યો હતો; પણ ઘણા લોકો આ વાત માનતા નથી.

રાજા કોન્સ્ટન્ટાઇન[1] ગાદી ઉપર આવ્યો તે પહેલાં ક્રિશ્ચિયન ધર્મનો ફેલાવ થવા પામ્યો હતો તેનાં મુખ્ય કારણ એ હતાં કે તે વખતે મૂર્તિપૂજક લોકોમાં ઘણું અંધેરખાતું હતું. તેમનામાં ધર્મને સાચવી રાખનાર આચાર્ય વર્ગ નહોતો; તેમજ તે વખતે ફિલસુફીના વિવિધ મતોનો પ્રચાર થઇ ગયો હતો. ક્રિશ્ચિયન ધર્મ તેના ઉંચા સ્વરૂપને લીધે માણસની ઉંચા પ્રકારની બુદ્ધિ ઉપર અસર કરતો હતો તેથી નિરાધાર તથા જુલમથી પાયમાલ થએલા લોકોને તેનાથી દિલાસો મળતો હતો. જો કે તેના પાદરીઓ ધર્માંધપણાને લીધે લોકોના મનમાં પેદા થએલી શંકાઓ દુર કરી શકતા નહોતા તો પણ પ્રાચિન પંથોના બિભત્સપણાને લીધે કંટાળેલા અને વધારે પાવત્ર જીવનની શોધ કરનારા લોકોના મનને તે રૂચતો હતો. પોતાનો અસલ ધર્મ મુકી દઇ બીજા નવા ધર્મમાં દાખલ થવાથી પોતાના ઉપર આફતો ગુજરશે અને તેથી પોતાનું નામ થશે અને તેમાં કદાચ મોત થાય તો "શહીદી[2]" નો મરતબો મળશે એવી માન્યતાને લીધે ક્રિશ્ચિયન ધર્મ ઘણો ફેલાવા પામ્યો હતો.

હજરત ઇસાની પેગમ્બરીનો વહેલો અંત આવવાથી તેમજ તેમના શિક્ષણ સંબંધી કાંઇ લેખી નોંધ રહેલી નહીં હોવાથી તેમના ઉપદેશ તથા સંપ્રદાય માટે પાછળથી તકરારો ઉત્પન્ન થઇ એટલુંજ નહીં પણ તેમની પોતાની જાત માટે પણ તેમજ થયું. ક્રિશ્ચિયન લોકોને યહુદીઓ સિવાયના બીજા લોકોને મળવાનો પ્રસંગ મળવાથી સંસારિક બાબતોમાં તેમણે મૂર્તિપૂજક લોકોના વિચારો ગ્રહણ કર્યા. જેમ જેમ વખત વધતો ગયો તેમ તેમ તેમણે હજરત ઇસાનું માનવી તત્વ ઉડાવી મુકયું અને તેમને એક અવતારી ખુદા બનાવી તેમના આકારની પૂજા

---

૧. Constantine કોન્સ્ટેન્ટાઇન એ રોમનો બાદશાહ હતો. તે શાહજાદી હેલીના (British princess Helena) નો પુત્ર હતો. તે ઈ. સ. ૩૦૬ માં બાદશાહ થયો હતો. એણે ક્રિશ્ચિયન ધર્મ અખત્યાર કર્યો એટલે એ ધર્મને ઘણું ઉત્તેજન મળ્યું. ઈ. સ. ૩૩૫ પૂર્ણ રાજસત્તા તેના હાથ આવી. તેણે ઈ. સ. ૩૩૨ માં બાઇઝેન્ટીઅમ ( Byzentiam ) ને પોતાની રાજધાનીનું શહેર બનાવ્યું તે બોસ્ફરસ નદીને કીનારે હતું. તે પહેલાં દુનિયાનું એક પ્રખ્યાતમાં પ્રખ્યાત રાજ્ય ગણાતું હતું. તેનો વેપાર યુરોપ તથા એશિયા સાથે ઘણો ભારે હતો. કોન્સ્ટેન્ટીનોપલ નામ એના નામ ઉપરથીજ પડેલું છે.

૨. શહીદી એટલે સ્વાત્માર્પણ. Martyrdem. ધર્મને માટે જીવ આપવો તે એક સવાબનું કામ ગણાય છે અને તેથી ખુદાને ત્યાં મોટો મરતબો મળે છે એવો ખ્યાલ.

શરૂ કરી. આથી હજરત ઈસાનો કરૂણાજનક ઈતિહાસ એક કલ્પિત વાર્તા જેવો થઈ ગયો અને તેમના જીવન સાથે એટલી બધી ભળતી વાતો ભેળાઇ ગઈ કે તેઓ કોણ હતા અને તેમણે શાં શાં કામ કર્યા તે ખોળી કહાડવું પણ એક કઠણ કામ થઇ પડયું.

ઇસ્વી સનના પહેલા સૈકામાં નૉસ્ટિક[1] મતવાળા તત્વવેત્તાઓ થયા તેમાં સેરિન્થસ[2] મુખ્ય હતો. તેણે બાપ ( ખુદા ) તથા દીકરા ( હ૦ ઇસા ) બંનેની એક સાથેની પૂજા ક્રિશ્રિયન ધર્મમાં દાખલ કરી. બીજા ફિલસુફો પણ થયા હતા પરંતુ નોસ્ટિક મતની અસર વિશેષ થવા પામી હતી. ઇસ્વી સનના બીજા સૈકામાં ધર્મ સંબંધી લડાઇઓ થવાથી ખુનરેજી ઘણી થઇ અને તે સાથે મજકુર મતના નાના નાના ઘણા ફાંટા થઈ ગયા. આ ફાંટાઓને લીધે હજરત ઇસા અ૦ ના સંબંધમાં ઘણી તકરારો પેદા થઇ. આ પ્રમાણે ૭ સૈકા વીતી ગયા. છેવટે ઇ. સ. ૬૩૦ માં હિરેક્લિઅસે[3] તમામ ગોટાળાનો અંત આણવા એક નવો મત શરૂ કર્યો. તેમાં એવી માન્યતા હતી કે હજરત ઇસા અ૦ સંપૂર્ણ ખુદા તથા સંપૂર્ણ માણસ હતા અને તેમનામાં એ બંને જાતના સ્વભાવ એવી રીતે એકત્ર હતા કે જેથી તે બંનેમાં કોઇ પણ પ્રકારનો વાંધો આવતો નથી પણ એ એકત્રતાથી એકજ વ્યક્તિ ગણાય છે. આ મત જાહેરમાં આવવાથી ગડબડાટ ઓછો થવાને બદલે વધી પડયો અને પશ્ચિમ એશિયા, ઉત્તર આફ્રિકા અને યુરોપના જુદા જુદા ભાગોમાં હજરત ઇસા અ૦ ના નામે ત્રાસ ઉપજાવે તેવી ખુના મરકીઓ સાધારણ થઇ પડી. ઇસ્લામ પહેલાં ક્રિશ્રિયન ધર્મની આવી હાલત હતી.

રોમના બાદશાહ કોન્સ્ટન્ટાઇને[4] ક્રિશ્રિયન ધર્મ કબુલ કર્યો એટલે રોમન રાજ્યમાં એ ધર્મ સર્વોપરિ થયો અને મૂર્તિપૂજાની પડતી થઈ. પ્રખ્યાત ઇતિ-

---

૧. Gnosties આ મતવાળા હજરત ઈસાને ખુદાના તત્વવાળા માનતા હતા, ( eon )

૨. Cerinthus.

૩. Heraclius. હિરેક્લીઅસના મતવાળા મોનોથલાઇટ્સ ( Monothelites ) કહેવાતા હતા.

૪. Constantine. કોન્સ્ટન્ટાઇન એ રોમનો બાદશાહ હતો. તે ઈ. સ. ૩૦૬ માં ગાદીએ બેઠો હતો. તે ક્રિશ્રિયન થઈ ગયો હતો. ઈ. સ. ૩૨૫ માં તેણે પોતાની સત્તા બરાબર જમાવી હતી અને ઇ. સ. ૩૩૨ માં બાઇઝેન્ટાઈન (યૂનાની) સલ્તનતનો પાયો નાખ્યો હતો.

હાસ કર્તા મી. ગીબન[1] લખે છે કે મૂર્તિપૂજાનું જોર તુટવાથી ક્રિશ્ચિયનો પોતાની જીતના ફળ શાંતપણે ભોગવી શકત પણ તેમના અંતઃકરણમાં કુસંપનાં બી રોપાએલાં હતાં અને તેઓ પોતાના પેગમ્બરના કાયદા ઉપર અમલ કરવાને બદલે તેમની હકીકતોની શોધ ખોળ કરવામાં લાગી રહેલા હતા. ક્રિશ્ચિયન ધર્મ પાળનાર તમામ યુરોપ અંધકારમાં ઘેરાયેલો હતો. તેમ તે ધર્મમાં ઉલટા સુલટી પંથો તથા અધર્મનું જોર ઘણું થઈ ગયું હતું. સાધારણ લોકોના ધર્મસંબંધી વિચારો મૂર્તિપૂજા કરતાં આગળ વધેલા નહોતા. મરણ પામેલા વીરપુરૂષો જેમણે પોતાની જીંદગીમાં મહાન પરાક્રમો કર્યાં હતાં તેમની ખાસી રીતે પૂજા કરવામાં આવતી હતી.

જે પ્રજાઓ ક્રિશ્ચિયન સત્તા હેઠળ હતી તેમની સંસારિક તથા રાજકીય સ્થિતિ દુઃખદાયક હતી. તેમની વિચારની સ્વતંત્રતાની સ્વતંત્રતા તદ્દન નાબુદ કરી નાખવામાં આવી હતી. જે મતનો સામાન્ય સ્વિકાર કરવામાં આવતો તેના વિરૂદ્ધ જનારાઓને કુર્પીણુપણે મારી નાખવામાં આવતા. **અલેકઝાન્ડ્રિયા**[2] શહેરમાં એક સારા દેખાવવાળી, ડાહી તથા સદગુણી બાઇ હતી જેનાં ભાષણ સાંભળવા શહેરના ધનાઢ્ય તથા આગેવાન લોકો એકઠા થતા હતા. એક દિવસે તે જ્યારે ભાષણ કરીને બહાર નીકળી કે તરત તેની ઉપર પાદરીઓની ઉશ્કેરણીથી હોંસીલા ક્રિશ્ચિયનો તુટી પડયા. ધર્મરક્ષકોના ભારે ઘોંઘાટ વચ્ચે તેને તેની ગાડીમાંથી ઘસડી ક્હાડવામાં આવી અને ધોરી રસ્તા ઉપર તેના લૂગડાં ચીરી નાખી તેને નવસ્ત્રી કરી નાખી. તે બીકને લીધે હબકી બની ગઇ

---

૧. Gibbon. આ ઈતિહાસકર્તાનું "ડિક્લાઈન એન્ડ ફૉલ ઓફ ધી રોમન એમ્પાયર" નામનું પુસ્તક પ્રખ્યાત છે. તે ઈ. સ. ૧૭૩૭ માં જન્મ્યો હતો. તેના પુસ્તકનો પ્રથમ ભાગ ઈ. સ. ૧૭૭૬ માં અને બાકીના ત્રણ ભાગ ૧૭૮૮ માં છપાયા હતા. તે ઇ. સ. ૧૭૯૪ માં ગુજરી ગયો.

૨. Alexandria એલેકઝાન્ડ્રિયાનું બીજું નામ **સીકંદરીઆ** છે તે ભૂમધ્ય સમુદ્રને કિનારે મિસરનું એક ભારે બંદર છે. તે મિસરની રાજધાની કેરો શહેરથી ૧૧૮ માઈલ જેટલે છેટે છે. તે એક જોવા જેવું શહેર છે. તેની એક મસજીદ એટલી મોટી છે કે, જેને એક હજારને એક થાંભલા છે. હાલ આ શહેરથી સુએઝ સુધી રેલ ગયેલી છે. આ શહેર મહાન સિકંદરે ઈ. સ. પૂર્વે ૩૩૩ માં સ્થાપેલું છે. પ્રથમ તેની વસ્તી ૬ લાખ માણસની હતી. હૌવ્વારીઓના વખતથી તે તુર્કોના હસ્તક આવ્યું ત્યાં સુધી રોમના બાદશાહના તાબામાં રહેલું જણાય છે. તે વેપારનું એક ઘણુંજ મોટું મથક હતું. બાઇબલનો યુનાની ભાષાનો તરજુમો અહીંજ થયેલો છે. આ તરજુમો ૭૨ વિદ્વાન યહુદીઓએ મળીને કરેલો છે.

હતી છતાં તેને જવા ન દેતાં પાસેના એક દેવળમાં ઘસડી ગયા જ્યાં એક મહાત્માની ડાંગથી તેનો જીવ ગયો.[૧] વળી તે બિચારીની નવસ્ત્રી લાશ ઉપર પણ એટલો બધો જુલમ ગુજારવામાં આવ્યો કે તેના કકડે કકડા કરી નાંખવામાં આવ્યા. આટલું કર્યા છતાં પણ જાણે ધરાયા ન હોય તેમ તેના હાડકા ઉપરતું માંસ કાલુ માછલીની છીપોથી છોલી કહાડયું અને અગ્નિમાં હોમી દીધું. સૌથી આશ્ચર્યની વાત તો એ છે કે આવું ઘોર કૃત્ય કરનાર કાંઇ પણ સજાને પાત્ર થવાને બદલે ક્રિશ્ચિયન પ્રદેશમાં મોટા પદવાળા પાદરી ગણાવા લાગ્યા.

જસ્ટીનિયન બાદશાહના વખતમાં **કોન્સ્ટાન્ટીનોપલ**ની કેવી દશા હતી તેનો વિચાર કરવાથી આખા ક્રિશ્ચિયન સામરાજ્યની અધોગતીનું ભાન થાય છે. જાહેર અથવા છુપા સદગુણની જરાપણ ગણના કરવામાં આવતી નહીં. રાણી થિઓડોરા[૨] જેણે પોતાનો નીચ ધંધો ખુલ્લી રીતે ચલાવ્યો હતો અને જેનું નામ બદફેલી માટે ઘણું પ્રખ્યાત થઈ ગયું હતું તે શાહી દરબારમાં ખુલ્લે છોગે બાદશાહ જસ્ટીનિયનની સાથે પટરાણી તરીકે તખ્ત ઉપર બીરાજતી હતી. મોટા મોટા અધિકારીઓ, પાદરીઓ, લશ્કરી સરદારો તથા રાજા રજવાડાઓ તેને એક મોટી મહારાણી તરીકે માન આપતા હતા. કોઈ પણ પ્રકારના અંકુશ વગર આખા રાજ્યમાં ભારે જુલમ અને ઘાતકીપણાનો દોર ચાલી રહ્યો હતો. રાજદ્રોહ તથા ફિસાદી રમખાણો મચી રહ્યાં હતાં અને તેમાં પાદરીઓનો મુખ્ય ભાગ હતો. ખુદાના તથા દુનિયાના કાયદા બેદરકારીથી પગ તળે કચડી નાખવામાં આવતા હતા. લૂટફાટથી કોઈ જગા બચેલી

---

૧. તે સ્ત્રીનું નામ હાઈપેશિઆ (Hypatia) હતું. તેનો જન્મ ઇ. સનના ચોથા સૈકાની આખરમાં થયો હતો. તેના બાપનું નામ થીઓન (Theon) હતું. તે એક મોટો યૂનાની ગણીત શાસ્ત્રી હતો. તે એલેકઝાન્ડ્રિઆનો રહેવાસી હતો. તેણે પોતાની છોકરી હાઇપેશિયાને પણ ઘણા પ્રકારનું શિક્ષણ આપી વિદ્વાન બનાવી હતી. તે ફિલસુફીમાં ઘણી કાબેલ હતી અને ધર્મ ઉપર મોટાં મોટાં વ્યાખ્યાનો આપતી હતી. તે વિદ્વાન ઉપરાંત ઘણી ખુબસુરત પણ હતી. ક્રિશ્ચિયન પાદરીઓ તેની ઉપર ઘણા દાઝે બળતા હતા. એક દિવસે તેમણે ભળતી વાતો સમજાવી લોકોને ઘણા ઉશ્કેર્યા અને ઈ. સ. ૪૧૫ માં તેનો જીવ લેવડાવ્યો. ચાર્લ્સ કિન્ગ્ઝલીએ આ બાઈના વૃતાંતનું આબેહુબ વર્ણન કરેલું છે. આ જમાનામાં જો આવું બને તો ન્યાયી સરકાર તે સાંખી શકેજ નહી.

૧. Theodora. થિઓડોરા એ એક નાટકકાર સ્ત્રી હતી. તેણે વ્યભીચારની બાબતમાં હદ વાળી હતી. પાછળથી બાદશાહ જસ્ટીનિયને તેની સાથે લગ્ન કર્યું હતું. તે રાણી થઈ હતી છતાં તેણે પોતાની ખરાબ ટેવ મુકી નહોતી. આખા શહેરમાં તેનું નામ મશહુર હતું.

નહોતી. કોઈ પણ જાતના સામાજીક નિયમો આબાદ રહેવા પામ્યા નહોતા, અને ધ્રુજારી છુટે તેવો ત્રાસ વર્તાવવામાં આવતો હતો.

કોન્સ્ટાન્ટીનોપલની સરખામણીમાં ઇરાનનો મામલો આ વખતે કાંઇક સંતોષકારક હતો. ઇસ્લામના મહાન પેગમ્બર બાલ્યાવસ્થામાં હતા ત્યારે કોન્સ્ટાન્ટીનોપલના એક સદગુણી શહેનશાહ[1] તથા તેના સ્ત્રી છોકરાંઓને એક ક્રિશ્ચિયન રાજાની ઉશ્કેરણીથી ઘાતકીપણે કતલ કરવામાં આવ્યાં હતાં. તે શહેનશાહને તેના મકાનમાંથી ઘસડી કહાડવામાં આવ્યો હતો અને તેના પાંચ શાહજાદાઓને એક પછી એક તેની નજર સામે કાપી નાખવામાં આવ્યાં હતાં. શહેનશાહને ફાંસીએ લટકાવ્યો હતો અને તેની રાણી તથા શાહજાદીઓને નિર્દયપણે ગરદન મારવામાં આવી હતી. વળી તેના મિત્રોની આંખો ફોડી નાખવામાં આવી હતી, તેમની જીભ ખેંચી કહાડવામાં આવી હતી અને તેમના હાથ પગ કાપી નાખવામાં આવ્યા હતા. કેટલાક કોરડા ખાતા ખાતા મરી ગયા હતા. કેટલાકને અગ્નિમાં હોમવામાં આવ્યા હતા અને બાકી રહેલાઓને તીર વડે વીંધી નાખવામાં આવ્યા હતા. મી. ગીબન કહે છે કે, એ વખત એવો હતો કે કુદરતી અને તાત્કાળિક મોતને લોકો એક પ્રસાદ રૂપે સમજતા અને કોઇકજ તે મેળવવા ભાગ્યશાળી થતો. ટુંકામાં બાઇઝેન્ટાઇનનું રાજ્ય આ પ્રમાણે ખુનરેજી અનીતિ તથા ઘાતકીપણાનું એક મથક થઇ પડયું હતું.[2]

યુફ્રેતીસ નદીની પશ્ચિમ તરફનો એશિયાઈ તુર્કસ્તાનનો ઘણો ભાગ પાર્થિયન, રોમન, ઇરાની તથા બાઇઝન્ટાઇન લોકોના હુમલાઓને લીધે ઉજ્જડ થઇ ગયો હતો. તેમની નીતિ સંબંધી હાલત પણ તેવીજ હતી. ક્રિશ્ચિયન ધર્મ તે દુઃખ ઓછું કરી શક્યો નહોતો. પાદરીઓના જુલમને લીધે મિસર તથા આફ્રિકાના લોકોની નીતિ લગભગ નાબુદ થઇજવા આવી હતી. યુરોપમાં પણ તેવીજ હાલત હતી. સ્વદેશ પ્રેમી **નાર્સીસ**[3] નામના સખસને કોન્સ્ટાન્ટીનોપલના બજારમાં ધોળે દિવસે જીવતોને જીવતો બાળી નાખવામાં આવ્યો હતો. રોમ શહેરના

---

૧. આ બાદશાહનું નામ **મૉરિસ** હતું. Emperor Maurice.

૨. જુઓ જસ્ટીસ અમીરઅલી કૃત "સ્પિરિટ ઑફ ઈસ્લામ" નામનું પુસ્તક. આવો મામલો હાલના ન્યાયી જમાનામાં ચાલી શકે ખરો ?

૩. **Narses. નાર્સીસ** એ એક રોમન સરદાર હતો. ગૉથ્સ લોકોના સામે તે હમેશાં થતો રહેતો હતો. તેના નામથી ઘણા લોકો ચોંકતા હતા. છોકરાં રડતાં તો તેમને નાર્સીસના નામથી બીવરાવી ચુપ રાખવામાં આવતાં હતાં (ઈ.સ. ૪૭૩–૫૬૮)

મહોલ્લાઓમાં હરીફ પાદરીઓના પક્ષકારો લડાઇ ઉભી કરતા અને ક્રિશ્ચિયનોના લોહીથી દેવળોને અપવિત્ર કરતા. સ્પેનમાં અંધેરનો દેખાવ થઈ રહ્યો હતો. પૈસાદાર લોકો જેમને મેજીસ્ટ્રેટોના હોદા મળેલા હતા તે કોઇ પણ પ્રકારના જોખમમાં નહોતા. તેઓ સુંદર બાગબગીચાઓમાં રહી એશઆરામમાં વખત ગાળતા. ખાવા પીવામાંથી વખત મળતો તો હમામખાના[1] જે અનીતિના સ્થાન ગણાતાં હતાં તેમાં તથા જુગારખાનામાં પોતાનો વખત બરબાદ કરતા. માલદાર આવી રીતે મોજમજા કરતા હતા ત્યારે ગરીબ લોકો બિચારા હાડમારીમાંજ દહાડા કહાડતા હતા. શહેર તથા ગામડાઓના વચલા વર્ગના લોકો ઉપર રોમન લોકો ઘણોજ જુલમ ગુજારતા હતા. જમીનના બદલામાં ગુલામગીરી કરાવવાની રીત નાબુદ થઇ નહોતી. જે જમીન તે ચાકરી પેટે રાખતા તેની ઉપજનો થોડો ઘણો ભાગ તે લેતા અને બાકીનો તેમના માલિકો લેતા. ખાનગી ગુલામોની પેઠે તેમને પણ શારીરિક શિક્ષા કરવામાં આવતી હતી. તેઓ ખાનગી નહીં પણ રાજ્યના ગુલામ હતા. કેમકે રાજ્યની જમીન રાખી તે પેટે પોતાની ચાકરી રાજ્યને લખી આપતા હતા. આવી ગુલામગીરી વંશપરંપરા ચાલતી હતી. જે ગુલામો મોટી વસ્તીમાં રહેતા તેમની હાલત તો તેથી પણ ખરાબ હતી. તેમની ઉપર ઢોર કરતાં પણ વધારે ઘાતકીપણું ગુજારવામાં આવતું હતું. પરદેશીઓના હુમલાઓથી ગરીબ દેશને ઘણું ખમવું પડ્યું હતું. તેની છેક પાયમાલી થઇ ગઇ હતી. કારણકે પરદેશીઓએ બૈરાં છોકરાં તથા પાદરીઓને લૂટયા, કેટલાકને મારી નાખ્યા અને બાકીનાને ગુલામ બનાવ્યા હતા. ઘણા યહુદીઓ જે તે જગામાં સદીઓથી આવી વસ્યા હતા તેમની ઉપર જે જુલમો ક્રિશ્ચિયનો તરફથી ગુજર્યા હતા તે કાળજું ભેદી નાખે તેવા છે. ઇ. સ. ૬૧૬ થી પાદરીઓની શીખામણથી આ જુલમની શરૂઆત થઈ હતી અને અજ્ઞાનતા તથા ઘાતકીપણાને ભોગ થઈ પડેલા લોકોને ઇસ્લામે છોડવ્યા ત્યાં સુધી આ જુલમ ઉઘાડે છોગે જારી રહ્યા હતા.

હવે આપણે **અરબસ્તાન**ની સ્થિતિ તપાસીશું. આજ સુધી તે દેશ દુનિયાની પ્રજાઓ વચ્ચે જે લડાઈઓ તથા ઝગડા થયા હતા તેથી તદ્દન અલગ રહેવા પામ્યો હતો. ઇરાની તથા રોમન લોકોની ફોજો તેની સરહદ ઉપર થઈ આવજા કરતી હતી પણ તેથી તેની લાંબા કાળની ઉંઘ ઉપર કાંઈ અસર થવા પામી નહોતી. પાસેના દેશોમાં ફુટતી તોપોના ગડગડાટ તેના કાને સંભળાતા હતા તો પણ એ દેશ હજુ સુધી જાગૃત થયો નહોતો. હવે તેનો વારો આવી લાગ્યો હતો એટલે તે હવે ચુપ બેશી રહી શકે તેવી સ્થિતિમાં નહોતો. કારણ કે તેની ભૂમિઉપર ટુંક વખમાંજ એક મહાન પેગમ્બર પેદા થવાના હતા.

---

૧. હમામખાના (Baths) જ્યાં સ્ત્રીઓ માણસને પૈસા લઇ નહવડાવતી હતી તે જાહેર વેશ્યાવાડા જેવાંજ હતાં.



# પ્રકરણ ૩ જું.

## અરબસ્તાનના પ્રાચિન લોકો.

**ખુદાતાલા** ફરમાવે છે કે "અમોએ તમારા પહેલાં ઘણા જમાનાના માણસોનો તેમના અન્યાયને લીધે નાશ કર્યો છે. તેમની તરફ સ્પષ્ઠ સાબીતીઓ (ચમત્કારો) સહીત અમે પેગમ્બર મોકલ્યા હતા પણ તેમણે તેમનું માન્યું નહીં. આ પ્રમાણે અમે પાપીઓને સજા કરીએ છીએ. તેમની પછી અમે તમને તેમની જગાએ આ પૃથ્વીમાં મોકલ્યા છે તે એટલા માટે કે અમે જોઇએ કે તમે કેવી રીતે વર્તો છો. ૧"

"જે કોઈ પેગમ્બરનો હુકમ ઉઠાવે છે તેણે ખુદાનો હુકમ ઉઠાવ્યો છે (એ વાત ચોકસ છે) અને જે (તારાથી) મ્હોડું ફેરવે છે તેની સાચવણી માટે અમે તને મોકલ્યો નથી ૨."



અ રબસ્તાનના ઇતિહાસ લેખકોએ ત્યાંના પ્રાચિન રહેવાસીઓના ત્રણ ભાગ કરેલા છે (૧) **અરબુલ્-બઇદા**[૩]. (૨) **અરબુલ્-આરબા**[૪]. અથવા **મુતઆરબા** અને (૩) **અરબુલ્-મુસ્તઆરબા**[૫]. અરબુલ-બઇદા જાતના અરબો ખાસ અસલ અરબો કહેવાય છે. તેમાંના હાલ

---

૧. **કુરાને શરીફ** સુરતે યૂનુસ-આયાત, ૧૨-૧૩-૧૪.

૨. **કુરાને શરીફ** સુરતુન્નિસા-આયાત, ૭૯-૮૦. મહાન હજરત સલ્અમને આ ઇશારો (સંબોધન) છે.

૩. Extinct Arabs. પહેલાના અસલી અરબો.

૪. Original Arabs. True Semites عارب શુધ્ધ અરબો.

૫. Naturalized Arabs. Abrahamitic Semites. مستعرب અરબસ્તાનની કેહતાની સ્ત્રીઓથી પેદા થએલા અરબો. કેટલાક ગુજરાતી લેખકો "અરબ" શબ્દને આરબ લખે છે પણ તે ખોટું છે તેમજ "યહુદી" શબ્દને યાહુદી લખે છે તે પણ ખોટું છે.

અરબસ્તાનમાં હશે કે કેમ તે એક સવાલ છે. આ અરબોમાં **કુશાઇટ** લોકો કરતાં અરબસ્તાનમાં પહેલાં આવનાર **હૅમેટિક** લોકોનો સમાવેશ થાયછે. વળી કેટલાક તો શામ, ફિનીશિયા[1] અને બીજા ભાગના લોકોને પણ આ વર્ગમાં ગણે છે.

**અરબુલ-આરબા** અથવા અરબુલ-મુતઆરબા મુળ અરબો કહેવાય છે. આ અરબો ખાસ સેમાઇટ લોકો પૈકીના છે. તેઓ **કહેતાનના**[2] વંશના ગણાય છે. તેઓ આગળ વધતા વધતા છેક દક્ષિણ સુધી ગયા અને તેમણે ત્યાંના મૂળ રહેવાસીઓને બરબાદ કરી તેમની જડ ઉખેડી નાખી. આ કહેતાની અરબો ફરતા ફરતા હૅમેટિક લોકોના સમાગમમાં પણ આવ્યા અને હૅમેટિક લોકોને નસાડી મૂકી તેમની જગાએ પોતે કાયમ થયા. કહેતાની લોકો અસલ **ઇરાક અરબી**[3]ના રહેવાસી હતા અને **હજરત હૂદ**ના વંશથી ઉતરી આવેલા હતા.

**અરબુલ્-મુતઆરબા** જાતના લોકો ધીરે ધીરે અરબસ્તાનમાં આવ્યા અને કહેતાની અરબો સાથે મળી જઈ તેમની સાથે બેટી વહેવાર કરી વસવા લાગ્યા. આરબા, મુતઆરબા અને મુસ્તઆરબા એ ત્રણે શબ્દ એકજ મૂળ ધાતુમાંથી નીકળેલા છે અને જે જે સમયે એ લોકો અરબસ્તાનમાં આવી વસવા લાગ્યા તે સમય દર્શાવે છે. **અરબુલ આરબામાં** ઇસ્લામની તવારીખમાં જાણીતી થએલી **બની આદ**[4]' **બની અમાલિકા**[5]' **બની સમૂદ**[6]' તથા **બની જદીસ**[7] વિગેરે કોમોનો સમાવેશ થાય છે. બની આદ એ હૅમેટિક વંશથી ઉતરી આવેલી એક કોમ છે. તે સૌથી પહેલાં આવીને યમન, હેદ્રમોત અને ઓમાન પ્રગણા નજીકના "અસહા કુર્મલ[8] " ના નામે

---

૧. Phœnicia.

૨. Kahtan or Joktan. હજરત હુદ **પેગમ્બર** ના તે દીકરા હતા.

૩. **ઇરાક અરબી** ( Babylonia or Chaldea ) એ યુફ્રેતીસ ( ફ્રજાત ) નદીના જમણા કાંઠેનો પ્રદેશ કહેવાય છે.

૪. The Adites.

૫. The Amalakites.

૬. The Thamudites. The Thamudiens.

૭. Bani Jadis. The Jodicites of Diodorus Sioulus and Ptolemy.

૮. રેતીનું મેદાન.

ઓળખાતા મધ્ય અરબસ્તાનવાળા ભાગમાં ખાસ કરીને વસી હતી. એક વખત તે એક જીત મેળવનારી બળવાન પ્રજા ગણાતી હતી. આ કોમના એક **શદ્દાદ**[1] નામના હાકેમે અરબસ્તાનના ઘણા ભાગોમાં પોતાની સત્તા જમાવી હતી. તેણે ઇરાક જીતી લીધું હતું અને તે ઠેઠ હિંદુસ્તાનની સરહદ સુધી પહોંચ્યો હતો. કેટલાક લોકો ઈ. સ. પૂર્વે ૨૦૦૦ માં

---

૧. આ શદ્દાદ હાકેમે ખુદાઇનો દાવો કર્યો હતો. જેની હકીકત કુરાને શરીફમાં પણ છે. તેનો બાપ આદન્દ એ બની આદનો સૌથી પહેલો હાકેમ હતો. શદ્દાદને એક શદીદ કરીને ભાઈ હતો, તે બંને ભાઇ બાપના ગુજરવા પછી સાથે મળી હુકમત કરતા હતા. પણ જ્યારે શદીદ ગુજરી ગયો ત્યારે શદ્દાદ એકલોજ હુકમત કરવા લાગ્યો. તેને જુના પુસ્તકો વાંચવાનો ઘણો શોખ હતો. પુસ્તકોમાં જન્નત (સ્વર્ગ)નું વર્ણન જ્યારે તેના વાંચવામાં આવ્યું ત્યારે તેવી જગા પૃથ્વી ઉપર તૈયાર કરી તેનો ઉપભોગ કરવાનું તેને મન થઈ આવ્યું. આ ઉપરથી તેણે હુન્નરી કારીગરોને એકઠા કર્યા અને એક સારી ઉંચાણવાળી જગા પસંદ કરી સ્વર્ગ બનાવવાનું કામ શરૂ કર્યું. એક આલીશાન (ભવ્ય) ઇમારત તૈયાર થવા લાગી. દરરોજ ચાલીસ ઉંટ ભરીને ઝવેરાત, સોનું, ચાંદી જેવી કીમતી ચીજો તેમાં વપરાતી. તે મકાનમાં હજારો મોટા મોટા દાલાન-હૉલ હતા. તેના બગીચામાં ચાંદી સોનાના ઝાડ તૈયાર કરવામાં આવ્યાં હતાં. તે ઝાડનાં પાંદડાં લીલમના અને ફુલ ફળ હીરા માણેક, પોખરાજ, મોતી વિગેરે ઝવેરાતના બનાવ્યાં હતાં. જમીન ઉપર બધે અંબર, કસ્તુરી તથા કેસર પાથરવામાં આવ્યાં હતાં. કહેછે કે આ મકાન તૈયાર થવાને લાંબી મુદત લાગી હતી. આ જગા તૈયાર થઇ ત્યારે શદ્દાદે તેને જન્નતના નમુના તરીકે **ઇરમ** નામ આપ્યું હતું. આવી એક અનુપમ-નાદર ચીજ પોતે દુનિયામાં તૈયાર કરવા ભાગ્યશાળી થવાથી તેણે પોતે આખા જગતનો માલેક (ખુદા) હોવાનો દાવો કર્યો અને ગર્વમાં ફુલાઇ જઈ ખુદાની કુદરત તદ્દન ભુલી ગયો. જ્યારે મકાન તૈયાર થયું ત્યારે તેણે પોતાની સવારી તેમાં લઈ જવાની તૈયારી કરી. તે દિવસે એક ભારે ઠાઠ સાથે શદ્દાદ વરઘોડાના રૂપમાં જન્નતમાં દાખલ થવા પોતાના માનકરીઓ-મુસાહેબો સાથે દરવાજા ઉપર આવ્યો તેવોજ તેણે એક ભયંકર અવાજ સાંભળ્યો. તેણે આકાશ ભણી જોયું, તો મોતનો ફિરિશ્તો (યમદૂત) તેને દેખાયો. આથી શદ્દાદ ઘણો ગભરાયો અને જલદી જલદી તે બગીચામાં જવાના ખ્યાલમાં હતો કે દરવાજા આગળ પગ મુકતાંજ તે ભોંય ઉપર પડ્યો અને તેનો પ્રાણ નીકળી ગયો. આ વખતે એક એવું ભારે તોફાન આવ્યું કે તે જન્નતનું મકાન તથા તેનું તમામ રાજ્ય બરબાદ થઈ ગયું. ખુદાને ભુલી જવાથી શદ્દાદને પોતાની હુકમત તથા સત્તા કાંઈ પણ કામ લાગી નહીં. કહે છે કે આ ઈરમનો બાગ તેણે અદન પાસેની કોઈ જગામાં તૈયાર કર્યો હતો. પણ તે વિશે ભિન ભિન મત છે.

અરબ લોકો બાબિલોનિયા અથવા કે      ઉપર જે હુમલો લઈ ગયા હતા તે તથા કેટલાક ઇરાની ઝોહાકે જે હુમલો કર્યો હતો તે આ હુમલો હતો એમ બતાવે છે. આજ શદ્દાદ અથવા તેની ઓલાદમાંનો કોઇ શદ્દાદ મિસર ઉપર પણ ચડી ગયો હતો. અરઓનો મિસર ઉપરનો આ હુમલો તે દેશમાં હિક્સોસના[1] દરોડા નામે ઓળખાયછે. બની-આદ કોમમાં નાસ્તિકપણું ઘણું વધી ગયું હતું. હજરત હુદ[2] પેગમ્બરે તેને સત્યના માર્ગે ચલાવવા ઘણી કોશીશ કરી પણ તેણે કાંઇ ગણકાર્યું નહીં, પરિણામ એ થયું કે તેની ઉપર માલિકનો કોપ થયો. એકાએક પવનનું એક જબરૂં તોફાન આવ્યું અને એવી આંધી આવી કે અંધારા સિવાય કાંઈ પણ દેખાતું નહોતું. તે ભારે તોફાનમાં સપડાઇ અને તેનાં હજારો માણસો મરી ગયાં. ત્યાર પછી દેશમાં ચાર વરસ લાગલાગટ દુષ્કાળ પડયો જેથી તે ઘણીજ પાયમાલ થઈ ગઈ. તેના કેટલાક લોકો યમન તરફ નાસી ગયા. ત્યાં તે સારી હાલતમાં આવતા જતા હતા તેટલામાં કહેતાની લોકોએ તેમને કચડી નાખ્યા. આથી બની-આદની આખી કોમનું નામ નિશાન મટી ગયું.

**બની-અમાલિકા**[3] કોમ આસીરિયાના રાજકર્તાના હાંકી કહાડયાથી અરબસ્તાનમાં આવીને વસી હતી. તેણે યમન, હિજાઝ તેમજ પેલેસ્ટાઇન તથા શામમાં પોતાનો ફેલાવો કર્યો હતો. તેની એક ટુકડી મિસરમાં પણ ગઇ હતી અને તે એટલી બધી વધી હતી કે, તેના કેટલાક માણસો મિસરના ફેરો (બાદશાહ) થવા પામ્યા હતા. વખત જતાં તેને કહેતાની શાખાની એક બની જુર્હુમ નામની કોમના લોકોએ તારાજ કરી નાખી, કેમકે આ વખતે બની જુર્હુમ કોમના લોકો અરબસ્તાનના દક્ષિણ ભાગમાં ફેલાઇને જોર ઉપર આવી લાગ્યા હતા.

**બની-સમૂદ**[4] કોમ બની આદની માફક કુશાઇટ અથવા હેમેટિક જાતની હતી. તે પ્રથમ ઇડમ[5]ની સરહદ ઉપર વસતી હતી પણ પાછળથી હિજાઝ તથા

---

૧. Irruption of the Hyksos.

૨. Hebor. હજરત હુદ પેગમ્બર અ૦

૩. Amalakites of the Jewish and Christian Scriptures યહુદી તથા ક્રિશ્ચિયન ધર્મશાસ્ત્રોમાં આ કોમના લોકોને "અમલ કાઈટસ" નામથી વર્ણવેલા છે. મી. લીનોમેંન્ટ જણાવે છે કે એ લોકો આરેમિયન (Aramaen) વંશથી ઉતરી આવેલા હતા.

૪. Thamudites.

૫. Edom. ખારા સમુદ્ર (Dead Sea) થી લઇને રાતા સમુદ્રના પશ્ચિમ ભાગ સુધી લંબાતી ગએલી પર્વતની એક હાર વાળો પ્રદેશ ઇડમ નામે ઓળખાતો હતો.

શામના મુલકના કેટલાક ભાગોમાં ફેલાઈ ગઇ હતી. તે બીજી વસ્તીથી છેટે પહાડોમાં ગુફાઓ બનાવી તેમાં રહેતી હતી[1]. સીરિઆ, નજદ અથવા હિજાઝમાં વેપારના કામમાં તેણે સારો ભાગ ભજવ્યો હતો અને તે ઘણી આબાદીમાં આવી હતી. વખત જતાં તેનામાં મૂર્તિપૂજાનું જોર ઘણું વધી ગયું. હઝરત **સાલેહ**[2] પેગમ્બરે તેને સત્યને માર્ગે લાવવા ઘણો પ્રયત્ન કર્યો પણ તેણે તેમનું બિલકુલ માન્યું નહીં એટલુંજ નહીં, પણ તેમને જેમ તેમ બોલવા લાગી. સત્ય માર્ગે નહીં ચાલવાથી તેની ઉપર ભારે આફત આવી. **ખોઝારલ અહમર**[3] જ્યારે જીત મેળવતો મેળવતો અરબસ્તાન અને શામમાં આવ્યો ત્યારે તેણે તેને પોતાના પંઝામાં લીધી અને એવી દબાવા કે તેનો દમ નીકળી ગયો. તે પહાડોમાં પત્થરના ઘરોમાં રહેતી હતી પણ એવાં મજબુત ઘર પણ તેને બચાવી શક્યાં નહીં. કારણકે તેના ઉપર હજરત સાલેહ પેગમ્બરનું કહેવું નહીં માનવાથી માલિકનો કોપ થયો હતો. આ આફત પછી તેના રહ્યા સહ્યા માણસો ઍલેમેટિક[4] અખાતની ઉતરે આવેલ માઉન્ટ–સેર[5] નામની જગાએ જ્યાં તેઓ હજરત ઇસ્હાક[6] તથા હજરત યાકૂબ[7] ના વખતમાં પ્રથમ રહેતા હતા ત્યાં ચાલ્યા ગયા, પણ આજુબાજુના બીજા લોકોએ તેમને ઠરવા દીધા નહીં. માઉન્ટસેરમાં ઇડોમાઇટ[8] લોકોનું જોર હતું તેથી તેમણે તેમને તારાજ કરી નાખ્યા. ઇડોમાઇટ લોકો પણ ત્યાં વધારે રહી શક્યા નહી, કારણ કે કહેતાની લોકોએ નસાડેલા યમનના અરબો ત્યાં આવી પહોંચ્યા અને તેમનું સર્વસ્વ પચાવી પડયા.

**બની જુર્હમ** કોમ અરબુલ આરબા લોકો પૈકીની હતી. હિજાઝમાના બની અમાલિક લોકોને આણેજ હેરાન કર્યાં હતા. બની જુર્હમની

---

૧. These people were troglodytes. પહાડમાં પત્થરના મકાનમાં રહેનાર.

૨. Saleh.

૩. Chedorlaomer. The great Elamite conqueror.

૪. Elamitic Gulf. ઈરાની અખાતની ઉતરે આ અખાત છે.

૫. Mount Seir. ખારા સમુદ્ર (Dead Sea) ના દક્ષિણ કિનારાથી રાતા સમુદ્રના પૂર્વ ભાગ સુધી જે ડુંગરોની લાંબી હાર છે તે.

૬. Issac. હજરત ઈસ્હાક એ હજરત ઈબ્રાહીમના દીકરા હતા અને હજરત ઈસ્માઇલના ઓરમાન ભાઈ હતા.

૭. Jacob. હજરત યાકુબ એ હજરત ઈસ્હાકના દીકરા હતા.

૮. Edomites.

બે શાખાઓ હતી. એક કુશાઇટ વંશની બની આદની સાથેની હતી અને બીજી કેહતાની વંશની હતી. આ કેહતાની શાખાએ હિજાઝમાં બની અમાલિકા જાતના લોકો રહેતા હતા તેને હાંકી કહાડયા અને તેમની જગાએ પોતાનો જમાવ કર્યો. ઇસ્માઇલી અરબો જયારે બની અમાલિકા કોમની જગામાં પોતાનો ફેલાવ કરતા હતા ત્યારે કેહતાની વંશની બની જુર્હુમ કોમના લોકો ઉભરી નીકળ્યા. ઇસ્માઇલીઓએ બની જુર્હુમ સાથે સારો સંબંધ પેદા કરી લીધો. અને એક મુદ્દત સુધી તેમની સાથે સાથે રહ્યા. દિવસે દિવસે ઇસ્માઇલીઓનું જોર વધતું ગયું તેથી બની જુર્હુમ લોકોનો એ જગા ઉપરનો કાબુ ઓછો થતો ગયો અને એક સૈકો થયો નહીં તેટલામાં તો હિજાઝ અને તેહામાનાં પ્રાંત ઇસ્માઇલીઓના કબજામાં આવી ગયા. બાબિલોનિયાના રાજકર્તાઓના હુમલાઓથી **મુસ્ત-આરબા**[1] અરબો મુસ્કેલીમાં આવી પડયા હતા પણ તેઓ થોડા જ વખતમાં પાછા તેજ થઇ ગયા અને હિજાઝ, નજદ તથા ઇરાક અને મેસોપોટામિયાના જંગલોમાં ફેલાઇ ગયા. પોતે સારી રીતે જામી ગયા પછી તેમણે પોતાની પહેલાના કેહતાની વંશના લોકોને તદન દાબી દીધા.

**મુતઆરબા**[2] નામના અરબો હજરત હૂદના દીકરા કેહતાનના વંશના હતા અને મુખ્યત્વે કરીને યમન પ્રગણામાં જથાબંધ રહેતા હતા. આ કહેતાનીઓ અરબસ્તાનના ઇશાન ખૂણામાંથી નીકળી દક્ષિણ તરફના ભાગમાં ગયા અને કુશાઇટ શાખાના બની આદ લોકો સાથે લાંબો વખત રહીને છેવટે સત્તાધારી થઇ પડયા. કહેતાની વંશની પ્રજા માત્ર કાંઇ દક્ષિણ અરબસ્તાનમાં જ નહોતી. તેમનું અસલ મથક તો મેસોપોટામિયામાં હતું. ત્યાંથી યમન સુધી આવતાં ઉત્તરથી તે દક્ષિણ સુધીનો અરબસ્તાનનો આખો મુલક તેમણે ખેડયો હતો. અને જેમ જેમ આગળ ચાલતા ગયા તેમ તેમ ઠેકઠેકાણે તેમના લોકો રસ્તામાં વસતા ગયા હતા.

અરબી ઇતિહાસ લેખકો જણાવે છે કે, આ વખતે અરબસ્તાનમાં લોકોનું એક ભારે ટોળું આવ્યું જેના આગેવાન કહેતાન તથા યક્તાન નામના બે ભાઇઓ હતા. આ બંને ભાઇઓ હજરત હૂદના[3] દીકરા હતા. કહેતાનને એક

---

૧. Abrahamitic Semites. Naturalised Arabs. તેમના બાપદાદા અરબસ્તાનમાં આવ્યા પછી જન્મેલા અરબો.

૨. Original Arabs, true Semites.

૩. Eber or Heber. ઈબ્ન અસીર ગાબિર અથવા આબિર બતાવે છે.

**યરબ** કરીને દીકરો હતો જે યમનનો પહેલો હાકેમ થયો હતો. આના નામ ઉપરથી જ તેની પાછળના લોકો અરબ તથા તે દેશ અરબસ્તાન કહેવાયો હોય એમ લાગે છે. તેના પછી તેનો છોકરો યશહદ થયો. તેણે મારબ શહેર વસાવ્યું. અને તેને પોતાની રાજધાની બનાવી. યશહદને એક અબદુશ શમ્સ કરીને પુત્ર હતો જે **સબા** નામથી પ્રખ્યાત થઇ ગયો છે. સબાનો અર્થ "જીત મેળવનાર" થાય છે. તેણે એ દેશમાં ઘણી જીતો મેળવી હતી તેથી તે એ નામથી મશહુર છે. આ સબાની ઓલાદના લોકોથી કહેતાની વંશની જુદી જુદી જાતોનો વધારો થયો. સબાને બે દીકરા હતા. એકનું નામ **હિમિયાર**[1] અને બીજાનું નામ કોહલાન હતું. હિમિયાર પોતાના બાપના ગુજરવા પછી ગાદીએ આવ્યો. અને તેના નામ ઉપરથી સબાના વંશના લોકો પાછળથી હિમિયારી[2] કહેવાયા. તેની અને તેના ભાઇ કોહલાનની ઓલાદના લોકો યમનના હાકેમ થયા હતા અને તેમનો અમલ મહાન હજરત સલ્અમ પેદા થયા તેના આગલા સૈકા સુધી રહ્યો હતો. કહે છે કે બાદશાહ ઝુલ્કરનૈન[3] તથા શાહજાદી બિલ્કીસ[4] એ બંને આજ કુટુંબના હતાં.

અરબસ્તાનમાં **ઇસ્માઇલી**[5] લોકો ક્યારથી આવીને વસ્યા તેનો જ્યારે આપણે ખ્યાલ કરીએ છીએ ત્યારે હજરત ઇબ્રાહીમ કેલ્ડિયામાંથી નીકળી

---

૧. હિમિયારનો અર્થ "લાલ" થાય છે. મિસરના બાદશાહોની માફક તે લાલ ઝભ્ભો પહેરતો હતો તેથી તેને લોકો એ નામે ઓળખતા. પણ કેટલાકનું કહેવું એમ છે કે, તેનો ચહેરો ઘણો લાલ હતો તેથી તેનું એવું નામ પડયું હતું.

૨. Hymyarite. ઈ. સ. ૩૪૩ માં હિમિયારી રાજકર્તાઓના મુલકમાં યહુદી ધર્મની ઘણી ચર્ચા ચાલતી હતી. બાદશાહ કોન્સ્ટેન્ટાઇન તરફથી ક્રિશ્ચિયન ધર્મનો પણ બોધ જોરથી થતો હતો. પણ હિમિયારી લોકો ઘણે ભાગે પોતાના બાપ દાદાના અસલી સેમેટિક પંથને જ વળગી રહ્યા હતા.

૩. ઝુલ્કરનૈન વિશે ભિન ભિન મત જોવામાં આવે છે. તેને કેટલાક લોકો સિકંદર કહે છે. ઝુલ્કરનૈનનો અર્થ "બે શીંગડાવાળો" થાય છે. સેબીઅન લોકોના રાજકર્તાઓ હિલાલ (અર્ધ ચંદ્રનું ચિન્હ) માથા ઉપર રાખતા હતા તેની બે અણીઓ માથા ઉપર રહેતી હતી તે બે શીંગડા માફક દેખાતી હતી. સિકંદર આ હિલાલ પહેરતો હતો. તેથી પણ કદાચ તે ઝુલ્કરનૈન કહેવાયો હોય. શદ્દાદ, ઝુલ્કરનૈન તથા બિલ્કીસ એ ત્રણે "કુશાઇટ" લોકોમાનાં હતાં. સિકંદર ઇ. સ. ૬૩ માં ગુજરી ગયો હતો.

૪. બિલ્કીસ એ શીબાની રાણી (Queen of Sheba) ના નામથી ઓળખાય છે. હજરત સુલેમાન પેગમ્બર અ૦ પાસે આ રાણી ગઇ હતી.

૫. હજરત ઇસ્માઇલના વંશના લોકો ઇસ્માઇલી કહેવાય છે. હજરત ઇસ્માઇલ અ૦ એ હજરત ઇબ્રાહીમના પુત્ર હતા.

અરબસ્તાન તરફ આવ્યા હતા એ વાત આપણી નજર આગળ આવી ઉભી થાય છે. ઇસ્માઇલી લોકો હિજાઝ પ્રગણામાં ઘણી આબાદીમાં આવ્યા હતા અને ત્યાં તેમની ઘણી વસ્તી વધી હતી. પણ બાબિલનના રાજા બખ્તનસરે[1] જ્યારે અરબસ્તાન ઉપર ચડાઇ કરી ત્યારે તેણે તેમને બરબાદ કરી નાખ્યા. તેમની સાથે તેમના મળતીઆ બની જુર્હુમ લોકો પણ પાયમાલ થઈ ગયા. મક્કાની સ્થાપના હજરત ઇબ્રાહીમની ઓલાદના લોકો અરબસ્તાનમાં વસતા થયા ત્યારથી જ થવા પામી છે. બની જુર્હુમ કોમનો એક મગાસ-ઇબ્ન-અમ્ર નામનો હાકેમ હતો તેની દીકરી સાથે હજરત ઇસ્માઇલ પરણ્યા હતા અને તેમની ઓલાદમાં જે અરબો થયા તે " મુસ્તઆરબા "[2] કહેવાયા. કાબાની પુનઃ સ્થાપના[3] થઈ તથા મક્કા શહેર સ્થાપન થયું તે હજરત ઇસ્માઇલનાજ લીધે હતું. કાબાના[4] ધામને લીધે મક્કા અરબસ્તાનમાં વખત જતાં ઘણું અગત્યનું શહેર ગણાવા લાગ્યું. તે વેપાર રોજગારમાં ઘણું વધવાથી સારી સ્થિતિમાં આવ્યું હતું અને આસપાસના બીજા શહેરો કરતાં ઘણું આગળ પડતું ગણાતું હતું. તેની સારી સ્થિતિ જોઈ બાબિલનના બાદશાહને પણ તેને તાબે કરવા ઘણી આતુરતા થઈ આવી હતી. પણ તેમ થવાનું સર્જાએલું નહોતું; કારણ કે ફતેહમંદીની શરૂઆત-રોશનીની મશાલ ત્યાંથીજ પ્રગટ થવા નિર્માણ થએલી હતી.

---

૧. બખ્તનસર ( નેબુકડનઝર ) ની હકીકત આગળ ફુટનોટમાં આવી ગઇ છે. આ બાદશાહ બાબિલનથી અરબસ્તાન ઉપર ચડી આવ્યો હતો. અરબસ્તાન ઉપર કોઇપણ બીજો બાદશાહ ચડાઇ લાવી શક્યો નહોતો. માત્ર બખ્તનસર જ તેમ કરવા કેટલેક અંશે ફતેહમંદ થયો હતો.

૨. અરબુલ મુસ્તઆરબા જાતના લોકો ઇસ્માઇલી લોકો કહેવાય છે અને તેમણેજ અરબસ્તાનને જાહોજલાલીએ પહોંચાડેલો છે.

૩. કાબાની અસલ સ્થાપના હજરત આદમ અ૦ ના વખતમાં થઇ હતી, અને આ સ્થાપના-દુરસ્તી તો તે પછીની હતી જે આગળ આવી ગયું છે.

૪. આજ સુધી પણ એ જગા અગત્યની મનાય છે. અને દર વરસે હજારો લોકો ત્યાં હજ પડવા જાય છે. હજરત ઇબ્રાહીમ ( That Saturnian father of the tribes ) ના વખતથી કાબાની નામના ચાલતી આવેલી છે. ખરૂં જોતાં તો કાબાની સ્થાપના હજરત આદમના વખતથી થઇ છે. પણ હજરત નૂહના વખતમાં ભારે પાણીનું તોફાન આવ્યું હતું તેમાં કાબાનું ધામ પણ ધોવાઇ ગયું હતું. તેમાંનો " હજરે અસ્વદ " નામનો સ્વર્ગીય પત્થર આગેવાન લોકોએ સાચવી રાખ્યો હતો જે પાછળથી કાબાનું ધામ તૈયાર થયું ત્યારે તેમાં ગોઠવવામાં આવ્યો હતો.

**જુના અરબો.**—અરબસ્તાનના જુના લોકો ઘણા સાદા હતા. તેમની વહેવાર પદ્ધતિ ઘણી સરળ હતી. તેમનામાં પહેલાં જોઇએ તેવી સમજણ નહોતી. પણ જેમ જેમ વખત વધતો ગયો તેમ તેમ તેઓ સમજતા થયા; અને ઢોર ઊછેરી પોતાનું ગુજરાન કરવા લાગ્યા. જેમ જેમ અજ્ઞાનપણું મટતું ગયું તેમ તેમ તેમને સલાહસંપથી રહેવાનાં અને જોઇતી ચીજો પેદા કરવાનાં સાધનો મળતાં ગયા. તેઓ હવે ઉનના જાડા ટાટ બનાવતાં શીખ્યા અને તેના તંબુ બનાવી તેમાં રહેવા લાગ્યા. તેઓ આમ તેમ ભટકતા હતા. એક ઠેકાણે ખોરાક ખૂટી જતો તો બીજે ઠેકાણે જતા. પોતાનાં શરીર ઉપર એક ચાદર વીંટતા અને માંસ, સાંઢણીનું દુધ અને ખજુર વિગેરેથી પોતાનું ગુજરાન ચલાવતા. ઉંટ, ઘોડા, ખચ્ચર, અને લોંડી ગુલામ એ તેમની ખાસ મિલકત ગણાતી હતી. બીજી મિલકત કરતાં લોંડી ગુલામો વધારે કીમતી ગણાતાં. બદૂઓ જેમનો ઘરસંસાર અરબસ્તાનની ભટકતી પ્રજાનો એક નમુનો રજુ કરે છે તે પશુઓ કરતાં ચડીઆતા નહોતા. તેઓ ભટકયાજ કરતા, પણ જ્યારે તેમને કોઈ અનુકુળ જગા મળતી ત્યારે તેઓ ત્યાં મુકામ જમાવતા, અને વધારે વખત રહેવાનું થતું તો આસ્તે આસ્તે ત્યાં મકાન બાંધી લેતા. આ પ્રમાણે એક ગામનો પાયો નંખાતો હતો.

અરબસ્તાનના લોકો પોતાનો વખત ખેતીમાં, વેપાર વણજમાં, અને બીજાં ઘરનાં કામકાજમાં ગાળતા. તેઓ હમેશાં ખુલ્લી હવામાં ફરતા. ગરમ મસાલા, બસલામ, લોબાન, સોનામુખી, ઝવેરાત, મોતી, સોનું, આબનૂસ, હાથીદાંત વિગેરેનો વેપાર કરતા. જુના વખતથી તેમનો વેપાર મિસર, શામ, હિંદુસ્તાન અને બીજા આજુબાજુના દેશો સાથે જારી હતો. **તઓરૈત**[1] પુસ્તક ઉપરથી માલમ પડે છે કે આ લોકો હઝરત **યાકૂબ**[2] અ૦ અને હઝરત **યૂસુફ**[3] અ૦ ના વખતમાં પણ વેપારજ કરતા. તેમની અને બીજા ભટકતા લોકોની રીતભાત સરખીજ હતી. ખાવાપીવામાં અને લૂગડાંલત્તામાં તેઓ કરકસરથી વર્તતા અને દુનિયાદારીની બાબતમાં નિયમથી ચાલતા. તેઓ માફકસર ઉંઘતા અને સૂર્યોદય પહેલાં કામે લાગી જતા. પાડોશીઓ ઉપર માયા રાખવી, તેમને મદદ કરવી અને તેમનાં જાનમાલનું રક્ષણ કરવું વિગેરે બાબતોને તેઓ સારી ગણતા.

---

૧. Old Testament હઝરત મુસા પેગમ્બરનું પુસ્તક. યહુદીઓનું ધર્મ પુસ્તક.

૨. Jacob. જેકબ-યાકૂબ હઝરત ઇસહાક (Isaac) ના દીકરા થતા હતા.

૩. Joseph. જોસફ-યૂસુફ હઝરત યાકૂબના દીકરા થતા હતા. અ૦ એ અલયહિસ્સલામનું ટુંકું રૂપ છે, જેનો અર્થ "ખુદા તેમનાથી રાજી રહેજો!" એવો થાય છે.

તેઓ વચનના સાચા અને ટેકવાળા હતા. તેઓ ધર્મ ભાક્તવાળા માણસને ઘણું માન આપતા. વાક્યવિનોદ અને અલંકારવાળી ભાષાને ઘણી પસંદ કરતા. ઘોડેસ્વારી તેમનામાં એક મુખ્ય બાબત ગણાતી. વાઘ વરૂ વિગેરે હિંસક પ્રાણીઓનો શીકાર કરવો એ બહાદુરીનું લક્ષણ હતું.

**સ્ત્રીઓ.**—ઉપરની સારી બાબતો અરબસ્તાનની ભારે વસ્તીના પ્રમાણમાં કાંઈ લેખાંની નહોતી. માત્ર થોડા ઘણા લોકો નીતિસર ચાલતા. વધારે ભાગ તો અંધકારમાંજ ડૂબેલો હતો. એકંદરે એવી સ્થિતિ હતી કે લોકો કુકર્મ કરવામાં જરાપણ આંચકો ખાતા નહોતા. પોતે બદનામ થતા અને બીજાને પણ બદનામ કરતા. આબરૂદાર સ્ત્રીઓની લાવણીઓ બનાવી ઉભે બજાર ગાતા. તેમના ઉપર ખોટાં આળ ચડાવી તેમની આબરૂ ધૂળધાણી કરતા. જે સખશ વધારે ઉઘાડી ગરબી તૈયાર કરતો તે વધારે પરિબળવાળો ગણાતો. તેમનો એ ખ્યાલ હતો કે દરેક કવિ દેવની સાધના કરી તેને પોતાના તાબામાં રાખે છે અને જેમ જેમ તેની કવિતા ચડીઆતી થાય છે તેમ તેમ તે દેવનું જોર પણ ચડીઆતું થાય છે. આવી ધાસ્તીને લીધે કવિઓ ગમે તેવી બિભત્સ કવિતાઓ બનાવતા, તો પણ લોકો તેમનાં સામું કાંઇપણ ચું કે ચાં કરી શકતા નહિ. સ્ત્રીઓની હાલત ઘણી ખરાબ હતી. અબળા જાત એક પશુની પેઠે પોતાની જીંદગી ગુજારતી. તેને કોઇપણ બાબતમાં બોલવાનો અધિકાર નહોતો. વારસામાંથી તેને કાંઈ પણ હિસ્સો મળતો નહોતો કારણ તે કે વારસા માટે તદન નાલાયક ગણાતી. "સ્ત્રી" એ શબ્દ તો તેઓ કલંકરૂપજ સમજતા. તેને બિચારીને કોઇ ઠેકાણે ઉભા રહેવાનુંજ નહોતું. બીજાં પશુઓની માફક આ પણ ઘર સંસારનાં કામ માટે એક પશુ છે એમ લોકો સમજતા. તેને ખરૂં પુછો તો કાંઇજ આધાર નહોતો. પુરૂષ એક હેડની હેડ સ્ત્રીઓ ઘરમાં ઘાલતો પણ તે બિચારીથી જરા પણ બોલી શકાતું નહિ. સ્ત્રીને માત્ર મનકામનાં પૂર્ણ કરવાનું સાધન સમજી પુરૂષો મરજી પડે તેટલી સ્ત્રીઓ પરણતા હતા. કેટલી સ્ત્રીઓ કરવી તેની કાંઈ હદ નહોતી. લોકો શોખની ખાતર આજ પરણતા અને કાલ ફારગતી આપતા. ફારગતી આપ્યા પછી પણ તે બિચારી લાંબા વખત સુધી કોઇનું ઘર માંડી શકતી નહોતી.[1] તેનો જરા કાંઇ વાંક પડતો કે લોકો લાગલા તેને રજા આપી રઝળથી કરતા. તેને માટે એવો સખત કાયદો હતો કે તે બિચારી દુધ પણ દોહી શકતી નહોતી. લોકો કદાચ કોઇ સ્ત્રીને દુધ દહોતી જોઈ જતા તો તેની એટલી બધી ફજેતી કરતા કે તે બિચારીથી બહાર પણ નીકળી શકાતું નહિ. જે સ્ત્રી તેમની ઇચ્છા

૧. આ રિવાજનું નામ "ઇલા" હતું.

પ્રમાણે ન ચાલતી તેને તેઓ અનેક વાતે કનડતા. તેને લોંડી ગણી તેની પાસે વેઠ કરાવતા.[1] વળી સ્ત્રી ગુલામગીરીનાં બંધનમાંથી પણ મૂક્ત નહોતી. તેને તો આ ફંદામાં પહેલી નાખવામાં આવતી હતી. તેની પાસેથી લોંડીપણાનું કામ લેવામાં આવતું એટલુંજ નહિ, પણ તેને કંચનીનો ધંધો કરવાની પણ ફરજ પાડવામાં આવતી. તે બિચારીને આ સઘળું મુંગે મ્હોડે કરવું પડતું હતું; કારણ કે તેને બીજો કાંઈ આધાર નહોતો. જો કદાચ કોઇ સ્ત્રી વિધવા થતી તો તેનો ઓરમાન છોકરો તેને ઘરમાં ઘાલતો. અથવા તેને રાખવા ન માગતો તો તેનાં કુટુંબનાં માણસો તેને જંગલમાં એકલી મુકી આવતાં જ્યાં તે બિચારી એક નાની સરખી ઝુંપડીમાં ઘણીજ દુઃખદાયક સ્થિતિમાં પડી રહેતી હતી. ઘેરથી કોઈ માણસ તેને ખાવાનું આપી આવતો તો તે ખાતી, નહીં તો બિચારી ભુખેજ દહાડા કહાડતી. જ્યારે તેના ધણીની વરસી થઇ જતી ત્યારે કેટલીક શરમ ભરેલી ક્રિયાઓ કરી તેનાં સગાંવહાલાં તેને ગામમાં લઇ આવતાં. ટુંકામાં તેને બિચારીને કોઇ ઠરીને બેસવા દેતું નહોતું.

જ્યારે કોઈ મેળો ભરાતો ત્યારે લોકો સ્ત્રીઓને લઇને ત્યાં જતા અને તેમને દારૂ પાઈ બેભાન કરતા. પોતે છાકટા[2] થઇ સ્ત્રીઓને છાકટી બનાવતા. પછી મરજી પ્રમાણે અનીતિથી વર્તતા. તેમને ભાન આવતું અને માલમ પડતું કે સઘળા પૈસા પીવામાં ખલાસ થઈ ગયા ત્યારે તેઓ એકદમ પૈસા મેળવવાની લાલચમાં જુગાર રમતા. તેમાં સ્ત્રીઓને પણ સામિલ કરતા. મતલબ કે સ્ત્રીઓને દરેક રીતે અનીતિને માર્ગે દોરતા. કેટલાક લોકો છોકરીઓને પેદા થતાં જ મારી નાંખતા કે તેઓ મોટી થઈ કુટુંબને કાંઈ કલંક ન લગાડે. લડાઈમાં હાર થવાથી જય મેળવનાર લોકો જુવાન સ્ત્રીઓને ઉપાડી લઈ જતા હતા તથા ઘણી વખતે વધુ છોકરીઓ હોવાથી તેમનું ભરણ પોષણ કરવાનું ઘણું મુસ્કેલ થઈ પડતું તો તેવા સંજોગોમાં છોકરીઓને જીવતીને જીવતી મારી નાખવામાં આવતી હતી. કાંતો પાણીમાં ડુબાવી દેતા કે કાંતો દેવોને ભોગ આપતા કે કાંતો જીવતીને જીવતી દાટી દેતા.[3] જો તરત જ મારી નાંખવાનું ન બનતું તો બાળકી પાંચ છ વરસની થયા બાદ તેનો બાપ તેને નવડાવી ધોવરાવી સારાં લૂગડાં

---

૧. ઘણી સ્ત્રીઓ લોકો કરતા હતા તેનું એક કારણ એ પણ હતું કે લોકો તેમને ગુલામ તરીકે વાપરતા જેથી તેમને તેમના કામકાજમાં ઘણી સરળતા પડતી.

૨. મુસલમાનો જેમ દિવસમાં પાંચ વખત નમાઝ પડે છે તેમ તે પાંચ વખત દારૂ પીતા.

૩ બાળકીઓને દુધ પીતી કરવાનો—મારી નાખવાનો રિવાજ હિંદુસ્તાનમાં તો હમણા સુધી હતો જે અંગ્રેજ સરકારે બંધ કર્યો છે.

પહેરાવી પોતાની સાથે ફરવા તેડી જવાના બહાને જંગલમાં લઈ જતો. ત્યાં પ્રથમથી ખોદી રાખેલા ખાડા આગળ જઈ તેને અંદર જોવાનું કહેતો. ગરીબ નિરપરાધી બાળા આતુરતાથી તેમાં જોવા જતી કે તે રાક્ષસ તેને એકદમ અંદર ધકેલી દેતો, અને ખાડો પુરી ઘર તરફ વિદાય થતો. જો ખાડો ખોદવાનું ન બની શકતું તો તે તેને એક મોટા ડુંગરની ટોચ આગળ લઈ જતો અને ત્યાંથી તેને ગબડાવી મૂકતો જેથી તે બિચારી તરફડીઆં ખાતી છુંદાતી ઠેઠ નીચે જઈ પડતી જ્યાં તેને જનજનાવરો ખાઈ જતા હતા. માતાઓને હાથે પણ પુત્રીઓને મારી નાખવાનો રિવાજ હતો. પુરૂષ પોતાની સ્ત્રીને કહેતો કે હું બહાર જાઉં છું, અને તું તારૂં કામ કરી નાખજે. તે બહાર ગયા પછી તેની સ્ત્રી એક ખાડો ખોદતી અને પોતાના કુટુંબની બીજી સ્ત્રીઓને બોલાવી છોકરીને શણગારી તૈયાર કરી પોતાના પતિના પાછા ફરવાની રાહ જોતી. જેવો તે દૂરથી આવતો દેખાતો કે તરત જ તેને ખોદેલા ખાડામાં ધકેલી દેવામાં આવતી, અને તેનો બાપ ઘરમાં આવી પહોંચે તેટલામાં તો તેના ઉપર તદન મટોડી ફરી વળતી. એ ઉપરાંત સંખ્યાબંધ સ્ત્રીઓ પોતાની ખુશીથી વેશ્યા અને ગુણીકાનો ધંધો કરતી. તેઓ પોતાની ઓળખ માટે પોતાના ઘર આગળ ધજાઓ રાખતી. જેથી લોકોને તે ધજાઓ જોઈ તેમને ઓળખવાનું કઠણ પડતું નહીં. વળી ગૃહસ્થ સ્ત્રીઓ પણ પોતાને કાંઈ ઓલાદ ન થતી તો પર પુરૂષ પાસે જઈ પોતાની ઈચ્છા પૂર્ણ કરતી.[1] ટુંકામાં તે વખતે અરબસ્તાનમાં સ્ત્રીઓની આવી દુર્દશા હતી. અને અબળા જાતને કોઈ પણ પ્રકારે ઠરવાનો આરો નહોતો.

**જુગાર.**—અરબસ્તાનમાં તે વખતે જુગારનો પણ ઘણો રિવાજ હતો, અને લોકો તે શીખી તેમાં પ્રવીણ થવામાં મગરૂબી માનતા હતા. આવું હોવાથી લોકો પોતાની ગૃહસ્થાઈ, અને શ્રીમંતાઇનો કાંઈ પણ ખ્યાલ નહીં કરતાં જુગારને એક મોટો હુન્નર સમજી તે શીખવા અને તેમાં નિપુણતા મેળવવા પોતાથી બને તેટલી મહેનત કરતા અને પોતાના ધનનો ભોગ આપતા. જેને આ હુન્નર ન આવડતો તે અજ્ઞાન અને મુર્ખ ગણાતો. યુદ્ધમાં પાછી પાની કરવી એ શુરવીરને માટે કલંકિત છે તેમ જુગારમાં પાછી પાની કરનારને પણ કલંકિત ગણવામાં આવતો. તે પોતાનું ગૌરવ જાળવી રાખવા માટે એટલી હદ સુધી જુગાર રમતો કે તે પોતાની મુડી સાથે ઘરનું રાચરચીલું,

---

૧. આ રિવાજ હાલ પણ હિંદુસ્તાનમાં કેટલાક હીંદુઓમાં જારી છે જેને તેઓ **નિયોગ** કહે છે, અને તે કેટલાકના શાસ્ત્ર પ્રમાણે માન્ય ગણાય છે.

ઘરબાર તથા સ્ત્રી સુદ્ધાં હારી જતો. આવી બાબત હોવાથી કેટલીક વખત માંહોમાંહે જબરી લડાઇઓ જાગતી અને તેનું પરિણામ ઘણી વખતે પાયમાલી નીપજાવનારૂં નીવડતું.

**અજ્ઞાનતા.**—તેઓ એવા ઉન્મત્ત અને હઠીલા હતા કે જરા જરા વાતમાં લડી મરતા. લૂટફાટ, ધાડ, ચોરી વિગેરે તો શું પણ ખુન કરવામાં પણ આંચકો ખાતા નહોતા. તેઓ ધોળે દિવસે લોકોને રેંહશી નાંખતા અને તેમનાં બાયડી છોકરાંઓને ગુલામ બનાવી જબરાઇથી વેઠ કરાવતા. ગરીબ માણસોને તેમના જુલમને લીધે હંમેશ પરતંત્રતાની બેડીમાં રહેવું પડતું, અને તેઓ બિચારા પશુઓની માફક પોતાની કમનસીબ જીંદગી જેમ તેમ કરી ગુજારતા હતા. બદલો લેવામાં કોઇ પણ પ્રકારે પાછા પડતા નહોતા. ખુનનો બદલો ખુનથી જ લેવાતો. જો ખુનથી ન લેવાતો તો લોકોમાં ભારે હલકાઇ ગણાતી. તેઓ કહેતા કે ખુનનો બદલો ખુનથી લેવામાં ન આવે તો મરનારને સંતોષ થતો નથી. તેના માથામાંથી એક ઝીણી પાંખોવાળો કીડો નીકળે છે જે બેદિલ થઇ ગગનમાં ચડી ભારે ચીસો પાડે છે, અને જ્યાં સુધી તેનું વેર લેવામાં આવતું નથી ત્યાં સુધી બેચેન રહે છે અને ભટકયા કરે છે.[1] આવા ખ્યાલને લીધે ગમે તેમ કરી તેઓ ખુનીને છતો કરી તેનું વેર લેતા. જો ખુની છતો થવામાં ઢીલ થતી તો જે જથાનાં માણસો ઉપર શક જતો તે જથાના પાંચ આગેવાનોને બોલાવી તેઓ સમ[2] ખવડાવતા, અને ગમે તેમ કરી ગુન્હેગારને શોધી કહાડતા. જેવો ગુન્હો તેવી સજા કરતા. ખુનથી ઉતરતો પણ ભારે સ્વરૂપનો ગુન્હો થતો તો ગુન્હેગારને તેઓ રણની ઉની લ્હાય જેવી રેતી ઉપર ચત્તોપાટ સુવાડતા જેથી તેના શરીર ઉપર ફોલ્લે ફોલ્લા ઉઠતા. સ્ત્રીઓમાં પણ દ્વેષભાવ અને ખારની લાગણી એટલે દરજ્જે હતી કે તેઓ પોતાના લડાઇમાં જખમી થએલા શત્રુઓનાં કાળજાં કાપી લઇ ચાવતી અને તેમના નાક કાનના હાર અને ગજરા બનાવી ગળા તથા હાથમાં પહેરતી.

---

૧. આ કીડાને તેઓ "હામા" કહેતા હતા.

૨. સમ ખાવાની તેમનામાં વિચિત્ર રૂઢી હતી. તેઓ દેવતા સળગાવી તેમાં મીઠું તથા ગંધક વાટીને નાખતા જેથી તેમણે સમ ખાધા એમ મનાતું. સમ ખાવા માટે સળગાવેલા દેવતાને તેઓ "હુલા" કહેતા, અને દેવતા સળગાવનારને "મુહલ્લિલ" કહેતા. વળી સમ ખાવાની એક બીજી રીત એ હતી કે તેઓ કાબાની પાસેની નેહેરમાં એક ચાબુક, એક કમાન, તથા એક ખાસડું મુકી આવતા. આથી તેમણે ખરા સમ ખાધા છે એમ મનાતું.

તે વખતની જુની અરબ પ્રજામાં આચાર વિચાર કે વ્યવસ્થાનાં કાંઇ પણ કાનુન નહોતા તેમ તેમના ઉપર કોઇની રાજ્યસત્તા નહોતી. દેશનો બંદોબસ્ત અને સલાહશાંતિ જાળવવા માટે તેમનામાં કાંઇ પોલીસ કે બંદોબસ્તી માજીસ્ટ્રેટો નહોતા. જુદા જુદા કબીલાના જુદા જુદા સરદાર હાકેમ ગણાતા હતા. જે ટોળું બળવાન અને મોભાદાર ગણાતું તે બીજા નબળા ટોળા પાસેથી કાબાના ધામનો કબજો લઇ લેતું. આવું હમેશાં થયાજ કરતું. તેઓ સ્વભાવના એવા તો તીખા હતા કે વાત વાતમાં તલવારો ખેંચાતી. ટુંકામાં તેઓ જંપીને બેસવાનું તો સમજતા જ નહિ. દરેક બાબતમાં લડાઈ[1] લડાઈ અને લડાઈ એજ એમનો ધારો હતો. જરાક કાંઈ ગેરસમજુતી થઇ કે ઝટ લડવા તૈયાર થઇ જતા. કદાચ કોઈ કહેતું કે મારો ઘોડો તારા ઘોડા કરતાં તેજ છે તો વાત કાંઇની કાંઈ વધી પડતી અને એવી લડાઇ જાગતી હતી કે હજારો માણસોના જીવ જતા.[2] વળી તેઓ એવા વહેમી હતા કે કદાચ કોઈ વરસ વરસાદને વાર લાગતી તો એક ગાયની પૂછડીએ ઘાસ તથા કાંટા બાંધી સળગાવી મૂકતા જેથી તે બિચારી તરફડીઆ મારી બળી મરતી હતી. કોઈ સખ્સ મરી જતો તો તેના ઉંટને તેની કબર આગળ બાંધી આવતા.[3] તે ત્યાં ભૂખ ને તરસને લીધે માથું કુટતું પણ કોઈ તેને છોડવા જતું નહિ. આખરે તે મુંગું પ્રાણી માથું અને પગ પછાડી પોતાના ધણીની કબર આગળ જીવ આપતું. કોઈ સાંઢણી, મેંઢી કે બકરી પાંચ વખત નરજાતિનું બચ્ચું જણતી તેને તેઓ નકામી સમજી તેના કાન કાપી લઈ છોડી મૂકતા.[4] કોઈ સાંઢણી, મેંઢી કે બકરી દસ વેતરની થતી તો તેને તેઓ રઝળતી મૂકતા અને તે મરી જતી તો બધા ભેગા થઇ તેને ખાઈ જતા. આનું માંસ ફક્ત પુરૂષો જ ખાતા. સ્ત્રીઓને તે ખાવાની સખ્ત મનાઈ હતી. કોઈ બકરીને બકરી પેદા થતી તો માલિક પોતે રાખતો, અને બકરો પેદા થતો તો મૂર્તિઓને ચહડાવવામાં આવતો. જો એક બકરો અને એક બકરી એવાં બે

---

૧. ઇસ્લામ પહેલાં ૧૭૦૦ લડાઇઓ અજ્ઞાનતાના સમયમાં થએલી કહેવાય છે. જુઓ ગીબન પાન ૪૭૮.

૨. આવી લડાઇ ઍસ અને નરબયાન એ બે વર્ગ વચ્ચે સો વરસ સુધી ચાલી હતી. વળી એક ઊંટણીનાં આંચળ કાપી નાખ્યાં હતાં તેને માટે બસુસની લડાઇ ૪૦ વરસ ચાલી હતી.

૩. આ ઊંટને તેઓ "બલીઆ" કહેતા હતા.

૪. આને તેઓ "બહીરા" નામ આપતા હતા.

બચ્ચાં થતાં તો તે બંને ઘરધણી રાખતો.[1] જ્યારે કોઈ સાંઢીઆના પેટથી દસ બચ્ચાં થતાં તો તેને તેઓ નકામો સમજી રખડતો કરતા.[2]

**૩૬૦ મૂર્તિઓ.**—મક્કા શરીફમાં હજરત ઇસ્માઇલ અ૦ સ૦ ના પછી તેમના વંશજો રહેવા લાગ્યા હતા. તેમનામાં કાળ ક્રમે માણસોનો એટલો બધો વધારો થયો કે જેમ આર્ય લોકોને મધ્ય એશિયામાં વસ્તી વધી જવાથી અંદર અંદર લડીને નહાસવું પડ્યું હતું તેમ એમને પણ માંહોમાંહે લડાઇઓ થઈ જવાથી કેટલાકને મક્કા શરીફ છોડી દુર જઈ વસવું પડ્યું હતું. મુસલમાન લોકોમાં પવિત્ર કાબા શરીફને માટે હાલમાં જે માન્યતા છે તેવીજ બલકે તેથી પણ વધારે માન્યતા એ લોકોમાં હતી. કારણ કે એ પવિત્ર ધામ તેમના પૂર્વજ હજરત ઇબ્રાહીમ અ૦ સ૦ પેગમ્બરે બંધાવેલું હતું અને તેથીજ તેઓ દુર ગયા પછી પણ દર સાલ મકકા શરીફમાં હજ—યાત્રા કરવા આવતા હતા. વખત જતાં તેમનામાં મૂર્તિપૂજાનાં બી રોપાયાં અને પવિત્ર કાબામાં તેમણે મુર્તિઓ ગોઠવવાનું શરૂ કર્યું.

કાબા શરીફમાં પ્રથમ મૂર્તિ મુકનાર અમર બિન લુહી હતો. એ માણસને પોતાના બાપ દાદા તરફથી કાબા શરીફનો વહીવટ મળ્યો હતો એટલે કાબાના ધામમાં વધારો ઘટાડો કરવાની તેને પૂર્ણ સત્તા હતી. એક વખત તે બિમાર પડ્યો. તેણે ઘણા ઘણા ઇલાજ કર્યા પણ કાંઈ વળ્યું નહીં, કોઇએ તેને કહ્યું કે તુર્કસ્તાનમાં એક જગા છે જ્યાં ઘણા બીમાર લોકો નહાવા માટે જાય છે. જો તું પણ ત્યાં નહાવા જાય તો તારી બિમારી દુર થઇ જાય. આથી તે ત્યાં નહાવા ગયો. ત્યાં જઇને તે નહાયો એટલે તેની બિમારી સારી થઈ ગઈ. ત્યાંના લોકો મૂર્તિ પૂજક હતા તેથી હમેશાં તે તેમને મૂર્તિઓની પુજા કરતા જોતો. તેણે તેમને પુછ્યું કે આ શું છે? તો તે લોકોએ જવાબ આપ્યો કે તે અમારો દેવ છે અને અમે તેની હમેશાં પૂજા કરીએ છીએ અને તેને રાજી રાખીએ છીએ કે અમારી ઉપર કાંઈ આફત ન આવે. આથી પેલા માણસનું મન તે તરફ ખેંચાયું. તેણે તેમને કહ્યું કે મને જો આમાંથી એક દેવ આપો તો તમારો મોટો ઉપકાર થશે.' તે લોકોએ તેને એક મુર્તિ આપી જેનું નામ "હુબુલ" હતું. તેણે તે મૂર્તિ લઇ આવી કાબાના પવિત્ર ધામમાં ગોઠવી. કાબા શરીફમાં જે પહેલી મૂર્તિ મુકાઇ તે આ "હુબુલ" ની હતી. ત્યાર પછી અમર બિન લુહીએ મૂર્તિ પુજાનો જોરથી

---

૧. આ બચ્ચાં "વસીલા" નામથી ઓળખાતાં હતાં.

૨. આ સાંઢીઆને તેઓ "હામ" કહેતા હતા.

ઉપદેશ કરવા માંડયો અને પાછળથી બીજી પાંચ મૂર્તિઓ જીદ્દેથી લાવી કાબા-માં મુકી. આ માણસ કાબાનો પુરોહિત હોવાથી લોકો તેને માનતા હતા તેથી તેના ઉપદેશની લોકો ઉપર ઘણી અસર થઈ અને આખરે બધે અરબ-સ્તાનમાં મુર્તિપૂજા થવા લાગી. આ રિવાજ એટલો બધો જોર પર આવી ગયો કે મૂર્તિઓને તેમની ઓલાદના લોકો ઘણી પરિબળવાલી સમજી એજ જગતનિયંતા છે એમ માનવા લાગ્યા. આ પ્રમાણે મક્કા શરીફમાં અને પછીથી આખા અરબસ્તાનમાં મૂર્તિપૂજાની શરૂઆત થઈ. જેમજેમ તેઓ મૂર્તિઓને વધારે પવિત્ર અને પુજ્ય ગણવા લાગ્યા તેમ તેમ તેઓ તેમને કાબા શરી-ફમાં ગોઠવતા ગયા. આ રિવાજ એટલો બધો જોરાવર થઈ ગયો હતો કે મહાન હજરત સ૦ પેદા થયા તે વખતે કાબા શરીફમાં ૩૬૦ મૂર્તિઓ હતી. એટલે અરબસ્તાનમાં તે વખતે મૂર્તિ પૂજાનો રિવાજ સામાન્ય થઇ પડયો હતો. લોકોએ જુદા જુદા પ્રકારની મૂર્તિઓ તૈયાર કરી કાબામાં ગોઠવી હતી અને તેઓ તેમને ખુદા તરીકે માનતા હતા. બધી મળીને ૩૬૦ [1] મૂર્તિઓ હતી, પરંતુ જે ઘણી પ્રખ્યાત હતી તેનું વર્ણન નીચે મુજબ છે.

**૧. હુબુલ.**—આ એક ઘણું મોટું પિત્તળનું પુતળું હતું. તેને કાબાની પવિત્ર જગામાં ગોઠવ્યું હતું. તેનો આકાર માણસના જેવો હતો.

**૨. વદ્દ.**—આ પુતળાનો આકાર પણ માણસના જેવો હતો. તેની પૂજા જંગલી લોકોમાં હઝરત નૂહ[2] પેગમ્બરના વખતથી ચાલતી હતી, તેથી હાલ પણ લોકો તેને પૂજતા હતા. તેના મુખ્ય પૂજારીઓ બનુ-કુઆબ કુટુંબનાં માણસો હતાં.

**૩ સોવાઅ.**—આ પૂતળું બની-મઝહજ અને બની-હમદાન એ બે કુટુંબનું હતું. તેનો આકાર સ્ત્રીના જેવો હતો. તેની પૂજા પણ હજરત નૂહ પેગમ્બરના વખતથી અજ્ઞાન લોકોમાં ચાલતી હતી. તેને પૂજનારા લોકો તેના ઉપર દુનિયાની હસ્તીનો આધાર હોવાનું કહેતા હતા.

**૪ યગૂસ.**—આ પૂતળાની સ્થાપના હઝરત નૂહ પેગમ્બરના વખતથી

---

૧. દરરોજ એકેક પૂતળા માટે ખાસ વિધિપૂર્વક પૂજા થતી હતી ૩૬૦ દિવસની ૩૬૦ મુર્તિઓ હતી.

૨. Noah નોઆહ. હજરત નુહ અલએહિસ્સલામ. હજરત આદમથી નવમી પેઢીએ હતા. મોટી રેલ પછી તેઓ ૩૫૦ વરસ જીવ્યા હતા.

અજ્ઞાન લોકોમાં થઈ હતી. તેનો આકાર ઘોડા જેવો હતો, અને તે ઘોડાના વેગથી લોકોની ઇચ્છા પુરૂં કરનારૂં ગણાતું હતું. તેની પૂજા બની-મુરાદ્ કુટુંબના માણસો કરતાં હતાં.

૫. **યઊક્.**—આ પૂતળાને પણ હજરત નૂહ પેગમ્બરના વખતમાં ઉભું કર્યું હતું. તેનો આકાર વાઘના જેવો હતો તેથી લોકો તેને વાઘના બળથી દુઃખનો નાશ કરનાર માનતા. આના પૂજારી બની-હુમદાન કુટુંબના લોકો હતા.

૬. **નસ્ર્.**—આ પૂતળું પણ એજ અરસામાં ઉભું કરવામાં આવ્યું હતું. તેનો આકાર ગરૂડપક્ષી[1] જેવો હતો. બની હમીદ કુટુંબનાં માણસો તેની પૂજા કરતાં હતાં.

૭. **અસાફ.**—આ પૂતળું સફા [2] નામના પર્વત ઉપર હતું. તેને દરેક પ્રકારનો ભોગ આપવામાં આવતો. લોકો મુસાફરીએ જતી વખતે તેના શુકન લઈને નીકળતા.

૮, **નાઇલા.**—આ પૂતળું મરવા[3] નામની ટેકરી ઉપર હતું. તેને પણ લોકો ઘણું જોરાવર સમજતા અને તેને ભોગ આપતા. પરદેશ જતી વખતે અને ઘેર આવતી વખતે તેનાં દર્શન કરી તેને શ્રદ્ધાપૂર્વક ચુમી કરતા.

૯. **અબૂઅબૂ.**—આ એક ઘણુંજ મોટું પૂતળું હતું. તે એવું પરિબળવાળું ગણાતું કે લોકો તેને ઉંટોનો ભોગ આપતા, અને તેના ઉપર લોહીની રેલ ચલાવતા. કારણ કે તેના ઉપર લોહીનું વહેવું ઘણું ઉત્તમ ગણાતું.

૧૦. **દુવાર્.**—આ પૂતળું ફક્ત જુવાન સ્ત્રીઓનેજ પૂજવાનું હતું. સ્ત્રીઓ તેની આસપાસ ફરતી અને પૂજા કરતી.

૧૧. **ઊઝ્ઝા.**—આ પૂતળું બની-ગતફાનના કુટુંબનું હતું. તે ઝાડ જેવું દેખાતું હતું. તેના ઉપર એક મોટું દેવળ બાંધવામાં આવ્યું હતું.

૧૨. **તાગૂત.**—તથા જીબ્ત એ બે કુરેશોની મૂર્તિઓ હતી. આ બન્નેને યહુદી લોકો પણ પૂજતા હતા.

---

૧. Eagle.

૨. મક્કા આગળ આ એક પર્વતની ટેકરી છે,

૩. મક્કાની પાસે આ એક ટેકરી છે.

૧૩. **લાત્.**—આ પૂતળું તાયફના બની-સકીફ કુટુંબનું હતું. તેની સ્થાપના નખલામાં કરવામાં આવી હતી. આ પૂતળાને લોકો ખુદાની માફક માનતા હતા.

૧૪. **મનાત્.**—આ એક મોટો પથ્થરનો ખડક હતો. હોઝાયલ અને ખોઝાઅના કુટુંબનાં માણસો તેની આસપાસ ફરી પૂજા કરતાં હતાં. કેટલાક લોકો કહે છે કે તે એક લાંબા ગુચ્છાદાર વાળવાળું પૂતળું હતું જેને બનુ-કઅબ કુટુંબનાં માણસો પૂજતાં હતાં.

**લાત્** અને **મનાત્** એ બે પૂતળાં તે વખતે ઘણાં પ્રખ્યાત હતાં. તેમનો સંબંધ કોઇ ખાસ કુટુંબ સાથે નહોતો. તે તો સઘળી મૂર્તિઓના સરદાર ગણાવાને લીધે અરબસ્તાનના તમામ લોકોમાં પૂજ્ય ગણાતાં હતાં, અને તે ખાસ ખુદાની દીકરીઓ છે એમ લોકો માનતા.

કાબાની પવિત્ર જગામાં હઝરત ઇબ્રાહીમની મૂર્તિ પણ મુકવામાં આવી હતી, અને તેના હાથમાં **અઝલામ્**[1] નામનાં શુકન જોવાનાં તીર ગોઠવવામાં આવ્યાં હતાં. પાસે એક ઘેટાનું બચ્ચું પણ નિશાની[2] તરીકે મુકવામાં આવ્યું હતું. હઝરત ઇબ્રાહીમના પુત્ર હઝરત ઇસ્માઇલની મૂર્તિ પણ ત્યાં હતી. વળી આ બંને બાપ દીકરાનાં ચિત્રો પણ કાબાની ભીંત ઉપર પાડવામાં આવ્યાં હતાં. હઝરત ઇસા[3] પેગમ્બરનાં માતુશ્રી બીબી મરીયમની[4] મૂર્તિ પણ ત્યાં ઉભી કરી હતી અને તેના ખોળામાં હજરત ઇસાને મૂર્તિરૂપે બેસાડ્યા હતા. કહે છે કે વદ્દ્, યગૂસ્, યઊક્, અને નસ્ર્ હઝરત ઇદરીસ[5] પેગમ્બરના દીકરા હતા, તેથી લોકોએ તેમની કીર્તિ જાળવી રાખવા તેમની મૂર્તિઓ બનાવી કાબામાં ગોઠવી હતી, અને પાછળથી તેમને મોટા દેવતાઓ ગણી પૂજવા લાગ્યા હતા.

---

૧. આ તીર સાત હતાં અને તેમાંના દરેક ઉપર જુદી જુદી નિશાનીઓ કરેલી હતી. કેટલાંકપર અમુક કામ કરવાની પરવાનગીની અને કેટલાંકપર તેની મનાઇની નિશાનીઓ હતી. જ્યારે કોઇ માણસ કાંઇ કામ કરવા ચાહતો ત્યારે સૌથી પહેલો તે આ તીર આગળ જઈ એક ઉપર હાથ મૂકતો હતો અને તેની ઉપર જે આજ્ઞા માલમ પડતી તે પ્રમાણે ચાલતો.

૨. હઝરત ઇબ્રાહીમ પોતાના દીકરા હઝરત ઇસ્માઇલનો ખુદાના નામ ઉપર ભોગ આપવા તૈયાર થયા ત્યારે માલિકે ઇસ્માઇલને બદલે એક ઘેટું કબુલ કર્યું હતું.

૩. Jesus Christ, જીસસ ક્રાઇસ્ટ. હજરત **ઈસા** અલએ હિસ્સલામ.

૪. Virgin Mary. મેરી.

૫. હજરત ઇદરીસ (Enoch) નૂહ (Noah) પેગમ્બરના મોટા દાદા હતા.

મૂર્તિઓ પૂજવામાં તેમનો એ ખ્યાલ હતો કે માંદાને સાજા કરવા, ઓલાદ આપવી, દુષ્કાળ અને મરકી જેવી આફતો દૂર કરવી વિગેરે શક્તિ તેમનામાં છે. તેઓ મૂર્તિ આગળ લાંબા થઇને પગે લાગતા, તેમની આસપાસ ફેરા ફરતા અને તેમને સન્માનપૂર્વક ચૂમી લેતા. તેમની આગળ પશુઓનો વધ કરતા અને એમ ધારતા કે આથી તેઓ પ્રસન્ન થાય છે.[૧] તેઓ બાર મહીને પોતાની ખેતીની ઉપજમાંથી એક ભાગ ખુદાનો અને એક ભાગ મૂર્તિઓનો અલગ કહાડતા હતા. તેઓ મૂર્તિઓવાળા ભાગને એટલો બધો અગત્યનો સમજતા કે તે ઘટી જતો તો ખુદાના ભાગમાંથી ઉમેરી લેતા; પણ ખુદાનો ભાગ ઘટી જતો તો મૂર્તિના ભાગમાંથી ઉમેરી લેવાની તેમની હીંમત ચાલતી નહિ.

કાબાના ધામને લોકો તે વખત ઘણું પવિત્ર સમજતા[૨] અને શ્રદ્ધાપૂર્વક તેની પ્રદક્ષિણા કરતા. તેમાં પેસતી વખતે તેઓ લૂગડાં બહાર મૂકતા. કારણ કે તેઓ એમ ધારતા હતા કે લૂગડાં અપવિત્ર છે તેથી તે પહેરી ભક્તિ કરવી એ મોટું પાપ છે. સ્ત્રીઓ પણ નવસ્ત્રી થઇ કાબાની આસપાસ ફેરા ફરતી. અસલ કાબાના મુકાબલામાં બીજા બે નકલી કાબા બનાવવામાં આવ્યા હતા અને તેમાં પણ મરજી પ્રમાણે મૂર્તિઓ ગોઠવવામાં આવી હતી.

આ વખતે મક્કા એ જુદા જુદા પ્રકારની મૂર્તિપૂજાનું એક મોટું મથક હતું. સીમાઇટ,[૩] ફિનાશિયન, અને બાબિલન[૪] લોકોની માફક ઘણી પ્રતિમાઓની પૂજા અહીં થતી હતી. પ્રજાનો મોટો ભાગ તેમાં ખાસ કરીને બનો

---

૧. આવા ભોગો હિંદુઓ હાલ પણ હિંગલાજ દેવી, કાલકા દેવી, વિંધ્યાચળ દેવી, અંબાજી દેવી, બહુચરાજી દેવી, ચંડીકા દેવી, વિગેરેની મૂર્તિઓ આગળ આપે છે અને એ બહાને તેઓ હજારો પશુઓનો વધ કરે છે. આથી જણાય છે કે હિંદુઓ ધર્મની બાબતમાં પશુઓનો વધ કરવામાં કાંઇ સંકોચ જેવું સમજતા નથી. આ બાબતની ખાતરી કરવી હોય તો મી. વિનાયક અનંતરાય મેઢ કૃત "તીર્થયાત્રા" નામનું પુસ્તક જુઓ.

૨. હજની રૂઢીને પુરાતન વખતથી લોકો માને છે. એ હજરત ઇબ્રાહીમ અને હઝરત ઇસ્માઇલના વખતમાં પણ જારી હતી. જે લોકો હજ કરવા આવતા તે અરફાતના મેદાનમાં એકઠા થતા; અને કુરેશી કોમના લોકો જે સૌથી ઉંચા ગણાતા તેનો આગેવાન મુઝદલફા નામની ઉંચી જગા ઉપર બેસતો. હજ પછી બધા લોકો ભેગા થતા; અને પોતાના વડીલોના મગરૂરી સાથે ગુણ ગાતા.

૩. Semites, ૪. Babylonians,

મોધર[1] કુટુંબના લોકો નીચમાં નીચ પ્રકારની મૂર્તિ પૂજાને વશ હતા. ઘોડા, ઊંટ, હરણ તથા બીજા જનાવર તેમજ તાડ વિગેરે જેવાં ઝાડ તથા ખડક, પત્થર વિગેરેની પૂજા થતી હતી. તે વખતે એક મહાન શક્તિ—જાત પાકની હસ્તીને કેટલાક લોકો માનતા હતા તો પણ તેમનામાં સાબી, યહુદી, તથા ક્રિશ્ચિયન તત્વો ભેળાએલાં હતાં. આમાના જે લોકો ઐશ્વર્ય અંશને માનનારા હતા તે તે વખતની ભ્રષ્ટતાથી કંટાળીને સીધે માર્ગે દોરે એવા એક ઉદ્ધારકની રાહ જોતા હતા અને જલદી કોઈ એવો મહા પુરૂષ પેદા થાય એવી ઇચ્છા રાખતા હતા.



૧. મોધર એ હજરત ઇસ્માઇલની ઓલાદના અદનાનના દીકરા મઆદના પૌત્ર હતા.



# પ્રકરણ ૪ થું.

## પ્રકાશનો પ્રારંભ.

ખુદાતાલા ફરમાવે છે કે " ખુદા તેજ છે જેણે પોતાના પેગમ્બરને રસ્તો દેખાડનાર (કુરાન) અને સત્ય ધર્મ સહિત મોકલ્યો છે એટલા માટે કે તે ધર્મને સર્વ ધર્મ ઉપર સર્વોપરી બનાવે અગર જો કે મુશરિક (પરધર્મી) લોકો તેનાથી નારાજ હોય. હે મોમેનો, તમને હું એવો વેપાર બતાવું જે તમને દુઃખદાયક શિક્ષાથી બચાવે (તે એ છે કે) તમે ખુદા અને તેના પેગમ્બર ઉપર ઇમાન લાવો."[૧]

" અને (યાદ કર કે) જ્યારે ઈબ્રાહીમે કહ્યું કે હે પરવરદિગાર, આ શહેરને સલામતીનું સ્થાન બનાવ અને મને અને મારા દીકરાઓને મૂર્તિઓની બંદગી કરવાથી દુર રાખ. [૨]"



તોરેત[૩] પુસ્તકમાં માણસની ઉત્પત્તિ વિષેની, અને ઇન્જીલ[૪] પુસ્તકમાં ભાષાઓ સેળભેળ થઇ પૃથ્વી ઉપર છિન્ન ભિન્ન થઈ જવાની જે બિના દર્શાવી છે તેને આપણે જો પ્રવેશરૂપ માનીએ તો માલમ પડે છે કે જ્યાં સુધી લોકો ઓછી સંખ્યામાં હતા, અને જ્યાં સુધી એક જગામાં રહેતા હતા ત્યાં સુધી તેમનામાં એકસરખાપણું જારી રહ્યું, પરંતુ જેમ જેમ તેઓ વિખરાતા ગયા તેમ તેમ જ્યાં જ્યાં તેઓ ગયા ત્યાંની સ્થાનિક બાબતો તેમની ઉપર અસર કરવા લાગી.

---

૧. કુરાને શરીફ, સુરત્તુસ સફ, આયાત, ૮-૯-૧૦.

૨. કુરાને શરીફ, સુરતુલ-ઈબ્રાહીમ, આયત ૩૫-૩૬.
આ દોઆને લીધે તેમની ઓલાદમાંથી મૂર્તિપૂજા નાશ પામવાનો વખત આવી લાગ્યો.

૩. Old Testament. હઝરત મુસા પેગમ્બર ઉપર ઉપરેલું પુસ્તક. યાહુદીઓનું ધર્મ પુસ્તક.

૪. New Testament. બાઈબલ. હઝરત ઈસા પેગમ્બર ઉપર ઉતરેલું પુસ્તક.

**પૂજાનો ખ્યાલ.**—સવારમાં સૂર્ય પૂર્વ દિશા તરફ પોતાના અજાયબ દેખાવથી બહાર નીકળે છે, બપોરે પોતાના તેજના બળથી સખ્ત અમલ ચલાવે છે, સાંજરે પશ્ચિમમાં અદૃશ્ય થાય છે, પ્રકાશ મટી અંધારૂં થાય છે, આસ્તે આસ્તે જ્યોતિષ્ક મંડળી—અનેક તારા—ગુપચુપ ઉદય પામે છે, અને સજીવ-પ્રકાશમાન થઇ જીવતા પ્રાણીની માફક વિશાળ આકાશના પટમાં ફરે છે, વીજળીના ચમકારા થાય છે, પવનના સપાટા સાથે ભયંકર તોફાન આવે છે, મેઘની ગર્જના થાય છે, ધરતી કંપે છે, જમીન ફાટે છે, સમુદ્ર ખળભળે છે, ઝાડો તુટી પડે છે, વરસાદ મુસળધાર વરસે છે, એ વગેરે કુદરતના ચમત્કારો શું છે અને શાથી થાય છે એ તેઓ બીલકુલ સમજતા નહોતા. તેઓ તો તેમને ઇશ્વરની માફક જુદી જુદી શક્તિઓ સમજતા હતા, અને અધુરામાં પુરૂં તેમના ગુપ્ત રહેવાને લીધે તેમના તરફ વધારે ધાસ્તીની નજરથી જોતા હતા. કેટલાક કહે છે કે આથીજ માણસના મનમાં તેમને પૂજ્ય ગણવાનો, તેમને ભોગ આપવાનો અને તેમની પ્રાર્થના કરવાનો વિચાર પેદા થયો હશે. જેમ જેમ વખત વધતો ગયો તેમ તેમ એ શક્તિઓને રીઝવવાની અને તેમની પ્રસન્નતા મેળવવાની બાબતમાં ભિન્ન ભિન્ન ભેદ પડતા ગયા, અને આખરે અરબસ્તાનમાં મૂર્તિપૂજા,[1] ઇશ્વરપૂજા,[2] નાસ્તિકપણું,[3] સત્યપ્રેરિત[4] ધર્મ એવા ચાર પંથ થઇ ગયા.

**બુતપરસ્તી—મૂર્તિપૂજા.**—માણસના મનમાં ધાર્મિક વિચાર કુદરતી રીતે પેદા થાય છે એ એક સામાન્ય નિયમ છે. જો તે ખરા ખુદાથી નાવાકેફ હોય છે તો એક બનાવટી ખુદા ઉભો કરે છે, અને તેની પૂજા કરવા મંડે છે. આપણે જાણીએ છીએ કે દુનિયાના કારભારમાં તેના ઉપર હમેશાં આફતો પડતી રહે છે; તેમાં વળી તે કુદરતની અદ્‌ભુત શક્તિઓને પોતાની નજરો નજર ચમત્કાર કરતી જુએ છે એટલે તેના મનમાં ભયની લાગણી ઉત્પન્ન થયા વગર રહેતી નથી. વળી તે શક્તિનાં કામો તેની ગુંજાસ બહાર હોવાથી તેની સમજમાં આવી શકતાં નથી તેથી તેમને તે વધારે બળવાન અને પરિબળવાળી સમજે છે, અને તેમના ઉપર યકીન[5] રાખી તેમની સાથે એક પ્રકારનો સંબંધ જોડવાની આતુરતા ધરાવે છે.

પદાર્થવિજ્ઞાન અને ગુણધર્મશાસ્ત્ર[6] જાહેરમાં આવ્યાં તે પહેલાં તો એવું હતું કે લોકો ગમે તે પ્રમાણે ખ્યાલ દોડાવતા. તેઓ ચૈતન્યવાળી અને ગતિ-

---

૧. બુતપરસ્તી. ૨. ખુદા પરસ્તી. ૩. કુફ્ર. ૪. ઈલ્હામી મઝહબ.
૫. આકિન. વિશ્વાસ. શ્રદ્ધા. ૬. Physical Science. સાયન્સ.

માન ચીજોને પ્રાણધારી સમજી તેમને ખુદાના ગુણો લાગુ પાડતા. તેઓ કુદરતે બનાવેલી મોટી મોટી ચીજોને પોતાના કરતાં અનેક દરજ્જે બળવાન સમજતા તેથી તેમનો કાંઈ જાહેર આકાર બનાવી તે સન્મુખ આજીજી કરવા ઇચ્છા રાખતા. તેમણે કલ્પિત શક્તિઓને જાહેર રૂપમાં લાવવા યુક્તિઓ કરવા માંડી. સૂર્ય, ચંદ્ર, તારા, ગ્રહો, નક્ષત્રો, દેવદૂતો,[1] વિગેરે જેને તેઓ માણસની જીંદગી ઉપર કાબુ રાખનારા સમજતા તેમને દેવ સમાન ગણી પૂજવા લાગ્યા. વળી જે લોકોએ દેશની સેવા બજાવી નામના કહાડી હતી તેમની પણ તેમણે મૂર્તિઓ ઉભી કરી.[2] તેમનો એ ખ્યાલ હતો કે આવી મૂર્તિઓનું જે કોઇ પૂજન કરે છે તેના ઉપર તે પ્રસન્ન થઇ તેને અનેક પ્રકારનું સુખ આપે છે અને જે નથી કરતું તે દુખ્યામાં પડી ખરાબ થાય છે. એજ કારણથી અરબસ્તાનની આદ, સમૂદ, જુર્હુમ, જદીસ, અમાલીકા વિગેરે કોમોના ઘણાખરા લોકોએ જડ પદાર્થોના બનાવેલા દેવતાઓને આ લોક તેમજ પરલોકના અધિકારી બનાવી મૂક્યા હતા.

**કુફ્ર-નાસ્તિકપણું.**—અરબસ્તાનમાં તે વખતે એવા લોકો પણ હતા જે કોઇ ચીજને માનતા નહોતા. તેઓ મૂર્તિપૂજાની વિરૂદ્ધ હતા એટલુંજ નાહ, પરંતુ કોઈ પણ ઇલ્હામી મઝહબ[3] ઉપર તેમને વિશ્વાસ નહોતો. તેઓ ખુદા હોવાનો ઇનકાર કરતા અને પાપ પુન્યને એક પ્રકારનું ધતીંગ સમજતા. સ્વર્ગ અને નર્કને તેઓ માનતા નહોતા. તેઓ પોતાને અનંતકાળની કૃતીથી પેદા થએલા ગણતા. તેઓ કહેતા હતા કે માણસની ઉત્પત્તિ એક ઝાડ અથવા જનાવરની માફક છે. તે પેદા થાય છે, મોટો થાય છે અને વધતો વધતો છેક ટોચે પહોંચે છે, પછી તેની પડતી થવા માંડે છે અને આખરે શક્તિ ઘટી જવાથી મરણ પામે છે.[4]

**ખુદા પરસ્તી-ઇશ્વર પૂજા.**—અરબસ્તાનમાં જો કે તે વખતે મૂર્તિપૂજાનું જોર ઘણું હતું તો પણ ત્યાં ખુદાને માનનાર લોકો પણ હતા. તેમના બે પંથ હતા. એક પંથ કહેતો કે અમને કોઈ ગુપ્ત શક્તિએ પેદા કર્યા છે અને તેના ઉપરજ અમારો વિશ્વાસ છે. તે ખુદાની ગુપ્ત શક્તિને માનતો

---

૧. ફરિશ્તા.

૨. શ્રીકૃષ્ણ તથા રામચંદ્રની મૂર્તિઓ પણ આવાજ ખ્યાલથી કદાચ ઉભી કરવામાં આવી હશે.

૩. ઇશ્વરપ્રેરિત ધર્મ. Inspired Religion.

૪. આવા લોકો નેચરી કહેવાય છે હિંદુસ્તાનમાં કેટલાક પંથોમાં આવી માન્યતા હજુ પણ ચાલે છે.

પણ બીજી બાબતમાં તેનો મત નાસ્તિકપણાથી અલગ નહોતો. બીજો પંથ ખુદાને માનતો, પરંતુ પેગમ્બરો[1] અને વહી[2] ઉપર વિશ્વાસ રાખતો નહોતો. તેનો એ મત હતો કે અમર આત્માના પ્રતિફળનો આધાર માણસનાં સારાં માઠાં કૃત્યો ઉપર છે; તેથી માણસે પોતાને નિરંતર આનંદ પ્રાપ્ત થાય એવો માર્ગ અખત્યાર કરવો જોઇએ. એ લોકોના કેટલાક નિયમો સારા હતા; તો પણ તેમની પાસે એવું કાંઇ ધોરણ નહોતું જેથી તેમનો પંથ સંપૂર્ણ ગણાય. આવા સંજોગોને લીધે તેમની આસપાસના બીજા પંથના નિયમો તરફ તેમનું ધ્યાન ખેંચાવા લાગ્યું અને આસ્તે આસ્તે તેઓ દરેક પંથમાંથી થોડી થોડી બાબતો લઇ પોતાના પંથમાં દાખલ કરવા લાગ્યા. પરિણામ એ થયું કે મૂર્તિપૂજકોની ભારે વસ્તીમાં રહેવાથી તેઓ પણ તેમના રિવાજ ઉપર ઉતરી પડયા, અને એક પંથને વળગી ન રહેતાં મરજી પ્રમાણે ચાલવા લાગ્યા.

**ઇલ્હામી મઝહબ—સત્યપ્રેરિત ધર્મ.**—ઇસ્લામ ધર્મ પહેલાં અરબસ્તાનમાં ચાર સત્યપ્રેરિત ધર્મ જારી થયા હતા. ૧. મઝહબે સાબેઇન (સેબીઅન ધર્મ). ૨. મઝહબે ઇબ્રાહીમી (ઇબ્રાહીમી ધર્મ). ૩. મઝહબે યહૂદી (યહૂદી ધર્મ). ૪ મઝહબે ઇસવી (ખ્રિસ્તિ ધર્મ).

**મઝહબે સાબેઇન.**—સામરી[3] કોમના અરબોએ આ ધર્મ અખત્યાર કર્યો હતો. તેઓ પોતાને સત્યધર્મ માનનારા બતાવતા અને હઝરત શીસ[4] અને હઝરત ઇદ્રિસને[5] પોતાના પેગમ્બર ગણતા. તેમની પાસે એક ધર્મ પુસ્તક હતું જેને તેઓ સહીફએ -શીસ[6] કહેતા. તેઓ સાત વખતની નમાઝ પડતા અને એક મહીનાના રોજા[7] રાખતા. પાછળથી તેમનામાં પણ ખોટા ખોટા રિવાજ દાખલ થતા ગયા. વખત જતાં તેઓ પણ બીજાઓનું જોઇ તારાઓની પૂજા કરવા લાગ્યા. તેમણે સાત નક્ષત્ર પૂજાસ્થાન બનાવ્યાં હતાં, તેઓ તારાઓની

---

૧. સત્યધર્મ પ્રસારક. "પેગમ્બર" "નબી" અથવા "રસૂલ" પણ કહેવાય છે.
૨. સત્યપ્રેરિત જ્ઞાન. સત્યધર્મની પ્રેરણા. પેગમ્બર ઉપર પ્રગટ થતો સત્યનો સંદેશો. Prophetic inspiration. Revelation. Divine Mission.
૩. "સામરી" નામનો હઝરત મૂસા પેગમ્બરના વખતમાં એક જાદુગર હતો કે જેણે ગૌપૂજા જારી કરી હતી.
૪. Seth. શેથ. હઝરત **સીસ** હઝરત આદમ અલૈએહિસ્સલામના દીકરા હતા.
૫. Enoch. ઈનોક. હઝરત ઈદ્રીસ અલૈએહિસ્સલામ. હઝરત આદમની સાતમી પેઢીએ થયા હતા.
૬. શીથ ગ્રંથ. શીથ પેગમ્બરનું ધર્મપુસ્તક. શીથ પોથી.
૭. ઉપવાસ.

પૂજા કરતા અને કાબાને પણ માનતા. જ્યારે સૂર્ય મેષ[1] રાશીમાં પ્રવેશ કરતો ત્યારે એક મોટો ઓચ્છવ કરતા. તેઓ કહેતા હતા કે, ગ્રહો પોતાની સારી નરસી અસર માણસના કિસ્મત અને દુનિયાના તમામ વહેવાર ઉપર ચલાવે છે, અને વરસાદનો તમામ આધાર પણ તેમની હીલચાલ ઉપર છે.

**ઇબ્રાહીમી મઝહબ-ધર્મ.**—ઇસ્લામ ધર્મ પહેલાં અરબસ્તાનમાં આ નબીઓ[2] પેદા થયા હતા. (૧) હઝરત હૂદ[3]અ૦ (૨)હઝરત સાલેહ[4]અ૦ (૩) હઝરત ઇબ્રાહીમ[5] અ૦ (૪) હઝરત ઇસ્માઇલ[6] અ૦ (૫) હઝરત શોએબ[7]અ૦ આ બધા નબીઓ હઝરત મૂસાના[8] પહેલાં થયા હતા. એ બધાના ધર્મનો મૂળ હેતુ ફક્ત એકજ ખુદાની બંદગી કરવાનો હતો; પરંતુ આ વખતે હઝરત ઇબ્રાહીમ અને હઝરત ઇસ્માઇલ એ બે પેગમ્બરોનાં ફરમાનો સિવાય બીજાં બધાં ફરમાનો લોકો ભૂલી ગયા હતા. હઝરત ઇબ્રાહીમની ભક્તિનો ખરો હેતુ એ હતો કે મૂર્તિપૂજાને તોડી પાડવી, અને ખરા ખુદા ઉપર ઇમાન રાખી શુદ્ધ અંતઃકરણથી તેની બંદગી કરવી.[9] કાબાની સ્થાપના હઝરત આદમના વખતમાં થઇ હતી. પ્રથમ લોકો ત્યાં આગળ બંદગી કરતા હતા પણ જેમ જેમ વખત વધતો ગયો તેમ તેમ તેમનામાં કઢંગા રિવાજ દાખલ થતા ગયા, અને બીજા લોકોની માફક તેઓ પણ પોતાના વડીલો અને આગેવાનોની મૂર્તિઓ કાબામાં ગોઠવી તેમની પૂજા કરવા લાગ્યા.

---

૧. વસંત ઋતુનું પહેલું નક્ષત્ર. બુર્જે હમલ. Aries. આવા મત હજુ પણ હિંદુસ્તાનમાં કેટલાક લોકોમાં છે.

૨. પેગમ્બરો. એક લાખને ચોવીસ હજાર પેગમ્બર થયાનું મનાય છે. કેટલાક એક લાખને એંશી હઝાર કહે છે. ત્યારે આ બધાનો સમય કેટલો લાંબો હશે?

૩. Heber. ક્રિશ્ચિયનો જેને હેબર કહે છે. હઝરત હૂદ અલએહિસ્સલામ.

૪. Saleh. હઝરત સાલેહ જે સમૂદ કોમમાં નબી થઈને આવ્યા હતા તે.

૫. Abraham. હઝરત ઈબ્રાહીમ અ૦ હઝરત ઈસ્માઇલના બાપ હતા. તેમણે કાબાની દુરસ્તી કરી હતી. યહુદી લોકો તેમને ઘણા માનતા હતા. તેઓ એક મોટા પેગમ્બર ગણાય છે. મુસલમાનો પણ તેમને માને છે.

૬. Ishmael. હઝરત ઇસ્માઈલ હઝરત ઈબ્રાહીમના પુત્ર હતા.

૭. Shoaib. શોએબ પેગમ્બર મદાયનની કોમમાં નબી થઇને આવ્યા હતા. કેટલાક લોકો તેમને બાઇબલના "Jethro" ને નામે ઓળખાવે છે.

૮. Moses. હઝરત મૂસા યહુદી લોકોના પેગમ્બર હતા. મુસલમાનો પણ તેમને પેગમ્બર ગણે છે અને અંગ્રેજો પણ ગણે છે. મૂસા અલએહિસ્સલામ.

૯. સુન્નત કરવાનો, દાઢી રાખવાનો તથા (બકરી ઇદની) કુરબાની આપવાનો રિવાજ હઝરત ઇબ્રાહીમના વખતથી જારી થએલો છે.

**યહુદી ધર્મ**[1].—બાબીલનનો હાકેમ બખ્તે-નસર[2] યહુદીઓની પાછળ હાથપગ ધોઇને પડયો હતો, તેથી તેના જુલમથી કંટાળી તેઓ ઈ. સ. પૂર્વે ૫૦૦ પહેલાં અરબસ્તાનમાં આવી "ખએબર" નામની જગામાં રહેવા લાગ્યા. ત્યાં આવ્યા પછી તેમની હાલત સુધરવા લાગી. તેમનામાંના કેટલાક લોકો ધર્મના આગેવાન થઈ બોધ કરવા લાગ્યા. તેમના ધર્મનો પ્રચાર થવા માંડયો. અરબસ્તાનના હારિસ્ ઇબ્નુ-કાઅબ્, અને કન્દા કુટુંબનાં માણસો તે ધર્મમાં દાખલ થયા. ઈ. સ. પૂર્વે ૩૫૪ માં યમનના હાકેમ નવાસ્-હમીરીએ પણ એ ધર્મ સ્વિકાર્યો, અને તેણે બીજા લોકોને બળાત્કારે તેમાં દાખલ કર્યા. દિવસે દિવસે એ ધર્મનો ફેલાવ થવાથી યહુદીઓની સત્તા વધતી ચાલી. ઘણાખરા શહેરમાં અને કિલ્લાઓમાં તેમણે પોતાનો કાબુ જમાવ્યો. તેમના બોધથી અરબસ્તાનમાં કેટલેક દરજે સત્યનું જ્ઞાન ફેલાવા લાગ્યું. તેઓ પોતાનાં ખરા ધર્મપુસ્તક[3] પ્રમાણે ચાલતા, અને લોકોને પણ તેજ પ્રમાણે ચાલવાને શીખવતા. યમનના બીજા હાકેમ ઝુનવાસે પણ એ ધર્મ સ્વિકાર્યો, અને તેનો ફેલાવ કરવા ઘણી કોશીશ કરવા લાગ્યો. ઇતિહાસકર્તાઓ જણાવે છે કે, યહુદીઓ તે વખતે મૂર્તિપૂજા તરફ ક્રોધની નજરે જોતા હશે; પરંતુ કાબાના સંબંધમાં તેમનો મત બીજા જંગલી લોકોથી જુદો હોય એમ લાગતું નથી. હઝરત ઇબ્રાહીમની મૂર્તિ જેની સાથે ભોગ આપવાની નિશાની તરીકે ઘેટાની આકૃતિ પણ હતી તે કાબાના ધામમાં ગોઠવવામાં આવી હતી એમ તઓરૈત પુસ્તક ઉપરથી દેખાય છે. મી. ગૉડફ્રે હેગિન્સ લખે છે કે "હઝરત ઇબ્રાહીમની મૂર્તિ બધા કરતાં પ્રખ્યાત હતી. હઝરત નૂહ અને હઝરત મુસાની મૂર્તિઓ પણ ત્યાં (કાબામાં) હતી. આ મૂર્તિઓ ત્યાં હોવાનું કારણ યહુદી ધર્મ

---

૧. યહુદી લોકોનો ઈષ્ટદેવ **એલ** નામે હતો તે ઉપરથી પ્રાચિન કાળમાં એ લોકોની જાતનું નામ ઇસ્રાઈલ પડયું હતું. એ લોકોના રાજ્યના બે નાના વિભાગ થઈ ગયા ત્યારબાદ જ્યૂડામાં જે લોકો રહ્યા તેમના ઉપરથી "જ્યૂ" એ નામ પાછળથી પડયું હતું. "ઇસ્રાઈલ" અને "જ્યૂ" એ નામો યહુદીઓનાંજ છે.—રા. બ. ગોવિંદભાઈ દેસાઇ કૃત "પૂર્વ તરફના દેશોનો પ્રાચિન સુધારો" પાન ૧૪૦.

૨. Nebuchadnezzar. નેબૂકડનઝર. એ ક્રિશ્ચિયન રાજા ઈ. સ. પૂર્વે. ૬૦૪ માં બાબીલનની ગાદી ઉપર બેઠો હતો. તેણે ઈ. સ. પૂર્વે. ૫૮૮ માં તઓરૈતનું પુસ્તક બાળી નાખી ઝેરૂસલમવાળા સોલોમનના દેવળનો નાશ કરી ૭૦ હજાર યહુદીઓને કેદકરી બાબીલન મોકલી દીધા હતા. તેણે ઇ.સ. પૂર્વે ૫૬૨ સુધી રાજ્ય કર્યું હતું.

૩. Old Testament. હઝરત મૂસાનું ધર્મપુસ્તક.

હતા.[1]" આ ઉપરથી માલુમ પડે છે કે, યહુદીઓ પોતાના પેગમ્બરો, મહાપુરૂષો અને વડીલોની મૂર્તિઓ કાબાના ધામમાં ગોઠવી તેમની પૂજા કરવામાં કાંઈ પણ બાધ સમજતા નહોતા.

**ઇસવી-ખ્રિસ્તિ-ધર્મ.**—કહે છે કે પાશ્ચાત્ય દેવળોમાં[2] જેમ જેમ નવા નવા કઢંગા રિવાજ દાખલ થતા ગયા તેમ તેમ જુના વિચારના ખ્રિસ્તિઓની પાયમાલી થવા લાગી. તેઓ કંટાળી દેશ છોડી નીકળી ગયા, અને અરબસ્તાનમાં આવી પહેલ વહેલા નજરાનમાં વસવા લાગ્યા.[3] આ વિશ્વાસી વર્ગ "**જૅકોબાઇટ**[4]" નામથી ઓળખાતો હતો. તેનો મત એ હતો કે હઝરત ઇસામાં[5] અંતરશુદ્ધિ અને પવિત્રતા ફક્ત માનવી ગુણવડેજ પેદા થયાં હતાં.

આસીરિયન, ગ્રીક, અને રોમન લોકોના જુલમથી નાસી છુટેલા યહુદીઓને અરબસ્તાનમાં રક્ષણ મળ્યું હતું. તે પોતાની સાથે પોતાનો કજીઆખોર સ્વભાવ જે તેમની ઉપર વારંવાર આફત લાવતો હતો તે લેતા આવ્યા હતા. ગમે તેમ હતું પણ તેઓ પોતાનો ધર્મ અરબસ્તાનમાં કેટલેક ઠેકાણે ફેલાવવામાં ફતેહમંદ થયા હતા. આ વખતે અરબસ્તાનમાં **નેસ્ટોરિયન**[6] અને **જૅકોબાઇટ**[7] સંપ્રદાયના ક્રિશ્ચિયનો પણ હતા. યહુદી તથા ક્રિશ્ચિયન ધર્મ વચ્ચે ત્યાં સર્વોપરી સત્તા મેળવવા માટે ભારે હરિફાઇ ચાલતી હતી. નિઝારના દીકરા રબીઆની ઓલાદનાં કેટલાંક કુટુંબોમાં ખ્રિસ્તિ ધર્મ દાખલ થવા લાગ્યો હતો. તેમનામાંના મેસોપોટામિયાના બની-તગલબ, બેહરૈનના બનુ

---

૧. જુઓ મી ગૉડફ્રે કૃત "ઍપૉલૉજી ફૉર મોહમ્મદ" નામનું પુસ્તક તથા "ઍન્જીલુત્તનઝીલ" નામનું પુસ્તક પાનું ૧૨.

૨. Western Churches. પશ્ચિમ યુરોપ તરફનાં ખ્રિસ્તિ દેવળો.

૩. અરબસ્તાનમાં ખ્રિસ્તિધર્મ ઈસવી સનના ત્રીજા સૈકામાં દાખલ થવા પામ્યો હતો. પોતાના દેશમાં જુલમ થવાથી ખ્રિસ્તિ સાધુઓ અરબસ્તાનના ડુંગરો અને ગુફાઓમાં જઈ વસ્યા હતા. જ્યાં પાછળથી સેન્ટ પૉલ પણ ગયાનું કહેવાય છે.

૪. જૅકોબાઇટ (યાકુબી) નામ એક "જેકોબસ્ બાડીસ્" નામના સાધુ જેણે ગ્રીસના રાજા જસ્ટીનિયનના વખતમાં એક ઈલાયદો પંથ કાયમ કર્યો હતો તેના ઉપરથી પડયું હતું.

૫. Jesus Christ. ઈશુ પેગમ્બર. જીસસ ક્રાઈસ્ટ. હઝરત ઈસા અલએહિસ્સલામ.

૬. Nestorian. હજરત ઇસા માનવી હતા ખુદા નહોતા એવું માનનારા.

૭. Jacobites. જૅકોબાઈટસ લોકો સૅન્ટ જેમ્સ નામના હોળ્વારી (પ્રેરિત) ઉપરથી એ નામ ધારણ કરે છે.

અબ્દુલ કૈસ, ઈરાકના બનુ ઈબાદ, શામના બની-ગસ્સાન તથા બનુ ખોઝાઆ તથા બનુ કઅબના કેટલાક લોકોમાં ક્રિશ્ચિયન ધર્મ જોરથી ફેલાએલો હતો. પેલેસ્ટાઈન તથા મિસરની વચ્ચેના જંગલમાં ભટકતી કેટલીક જાતો પણ ક્રિશ્ચિયન ધર્મ પાળતી હતી. મધી તથા સાબી પંથો પણ અરબસ્તાનમાં હતા. હીમિયારી[1] લોકો તો એજ પંથોમાં હતા. બનુ-અસદ બુધ ગ્રહની[2], જો ધામ બ્રહસ્પતિ[3]ની, બનુ તએ આકાશ છત્રની[4], બની-કએસ માયા દેવીની[5] પૂજા કરતા હતા. અરબસ્તાનમાં યહુદી તથા ક્રિશ્ચિયન ધર્મના ફેલાવ માટે જો કે ભારે કોશીશો કરવામાં આવી છે તો પણ મૂર્તિપૂજાની જડ એટલી બધી મજબૂત હતી કે તેને ઇસ્લામ સિવાય કોઈ તોડી શક્યું નહીં.

કેટલાક ખ્રિસ્તિ લેખકો જણાવે છે કે, અરબસ્તાનમાં ખ્રિસ્તિ ધર્મનો પ્રસાર ઘણો થયો હતો; પરંતુ ખરી રીતે જોતાં નજરાન ભાગના છૂટક છૂટક લોકો તથા થોડા ઘણાં કુટુંબો સિવાય ત્યાંની કોઈપણ આખી ન્યાતે ખ્રિસ્તિ ધર્મ સ્વિકાર્યો નહોતો. ઇસ્લામ પહેલાં અરબસ્તાનમાં ખ્રિસ્તિઓ તથા યહુદીઓ બંને હતા; તેથી તેમણે હઝરત ઇબ્રાહીમની, હઝરત ઇસાની, તથા બીબી મરીયમની મૂર્તિઓ કાબાના ધામમાં ગોઠવી હશે. કારણ કે જેમ બીજા પંથના લોકોને પોતાના દેવતાઓ અને વડીલોની મૂર્તિઓ કાબામાં ગોઠવવાનો હક હતો તેવી રીતે તેમને પણ હોવો જોઇએ. એ મૂર્તિઓ જો તેમણે ન ગોઠવી હોત તો તે ત્યાં હોતજ નહિ[6].

**મી. ડેવનપોર્ટ** લખે છે કેઃ—ક્રિશ્ચિયનો અને યહુદીઓ જે વરસોના વરસોથી અરબસ્તાનના દ્વીપકલ્પમાં રહેતા હતા તેઓ બંનેમાં નીતિ અને ધર્મ સંબંધી એક સરખો બિગાડો પેશી ગયો હતો. યહુદીઓ એ સ્વતંત્રતાની ભૂમમાં રોમન લોકોના દુઃખથી નાશીને આશ્રય લેવા આવ્યા હતા. ક્રિશ્ચિયનો પણ નેસ્ટોરિયન યુટીચીઅનીઝમ[7] (Nestorian Eutychianism)નીકતલથી અને એરીઅન Arian વાદવિવાદની પીડાથી નાસીને ત્યાં આવતા રહ્યા હતા. ક્રિશ્ચિયન ધર્મ કરતાં આ વખતે બીજી કાંઈ બીના અફસોસકારક નહોતી. એશિયા અને આફ્રિકામાંની

---

૧. કહેતાની લોકોના એક વડીલ અબ્દુશ-શમ્સ હતા તેમના દીકરા **હિમિયાર** ઉપરથી હિમિયારી કહેવાય છે. તેઓ યમની પણ કહેવાય છે.

૨. Mercury. મરક્યૂરી. ૩. Jupiter. જ્યુપીટર. ૪. Canopus. કેનોપસ.

૫. Sirius. ૬. જુઓ સર સૈયદ એહમદ કૃત મહાન્ હઝરતનું વૃત્તાંત.

૭. Eutyches. યુટીચીસ એ નામનો એક યુનાની ક્રિશ્ચિયન હતો. તે કહેતો હતો કે જીસસ ક્રાઈસ્ટમાં ઈશ્વરી અને માનવી બે ગુણ હતા પણ તે બન્ને મળી જવાથી માનવી ગુણ ઈશ્વરી ગુણમાં સમાઈ ગયા છે અને હવે માત્ર ઈશ્વરી ગુણ બાકી રહ્યો છે.

ક્રિશ્ચિયન દેવળોની દુર પડેલી શાખાઓ એક બીજાથી જુદી પડતી હતી અને પાખંડ મત અને ખોટા વહેમ લઈ બેઠી હતી. તેઓ હમેશાં એક બીજાની સાથે વાદવિવાદ કર્યા કરતી અને એરીઅન ( Arian ) સૅબેલીઅન ( Sabellians ) નેસ્ટોરીઅન[1] ( Nestorians ) અને યુટીચીઅન ( Eutychians )ના ઝગડાથી લગભગ તુટી પડી હતી. દેવળના વેચાણથી, અપવિત્રતાથી, અને તે વખતના પાદરીઓના સામાન્ય જંગલીપણા અને અજ્ઞાનતાથી ક્રિશ્ચિયન ધર્મને મ્હોટું કલંક લાગવા જેવું થયું હતું. લોકોમાં મનસ્વીપણું આવી ગયું હતું. અરબસ્તાનમાં તે વખતે જંગલોમાં અજ્ઞાન અને મિથ્યાભિમાની સીનોબાઈટ(Conobites) એટલે ક્રિશ્ચિયન સાધુઓનો રાફડો ફાટયો હતો. તેઓ નકામો ઉત્સાહ દેખાડી કેટલીક વખત હથિયાર લઈ તોફાની ટોળાના રૂપમાં શહેરમાં પેશી જઇ દેવળોમાં મનકલ્પિત વાતો લોકોને સમજાવતા અને જબરજસ્તીથી તેમને મનાવતા.હજરત ઈસા પેગમ્બરે સર્વજ્ઞ, સર્વશક્તિમાન અને સર્વવ્યાપક ખુદાની જે અનુપમ અને સાદી બંદગી કરવાનું શીખવ્યું હતું તેને ઠેકાણે આ વખતે અઘોર મૂર્તિ પૂજા ચાલી રહી હતી.

જેમને હજરત ઇસા પેગમ્બરે એક માત્ર જીવતા ખુદાતાલાની બંદગી કરવાનું ફરમાવ્યું હતું તેઓ જુની નીશાનીઓ અને કોતરેલી તથા ચીતરેલી આકૃતિઓની પુજા કરવાનું લઈ બેઠા હતા. ઍલેકઝાન્ડ્રિયા ( સીકંદરીઆ ) અલેપ્પો, (હલબ) અને દમાસકસ (દમિશ્ક) માં ઇસા પેગમ્બરનાં દેવળો આવો ચિતાર રજુ કરતાં હતાં. મહાન હજરત મોહમ્મદ પેગમ્બર સલ્અમ પેદા થયા ત્યારે સઘળાઓ પોતાના ધર્મના મુખ્ય સિદ્ધાંતો છોડી દઈ નકામી બાબતો ઉપરના હમેશના વાદવિવાદમાં ગુંથાયલા રહેતા હતા. આથી અરબસ્તાનના બીજા લોકોને માલમ પડી ગયું હતું કે ક્રિશ્ચિયનોએ ધર્મની–ખુદાની ખાસ બંદગીની જરૂરી બાબતો નજરમાંથી કહાડી નાખી હતી અને કલંકરૂપ અને અઘોર વહેમની બાબતમાં તેઓ પોતાના જંગલી સાથીઓના જેવાજ થઈ ગયા હતા.[2]

---

૧. **એરીઅન** મત એક એરીઅસ ( Arius ) નામના સખસે જારી કર્યો હતો. તેનો મુખ્ય સિદ્ધાંત એ હતો કે હજરત ઇસા એ ખુદાથી ઉતરતા છે તથા રૂહુલ્-કુદુસ-પવિત્ર આત્મા એ પણ ખુદા નથી.

**સેબેલીઅન** મત એક સૅબેલિઅસ ( Sabellius ) નામના સખસે કહાડયો હતો. તેનો મુખ્ય સિધ્ધાંત એ હતો કે ખુદા એકજ વ્યક્તિ છે અને પુત્ર તથા પવિત્ર આત્મા એ તેના જુદા જુદા ગુણ–કિરણ પ્રકાશ ફણગા છે.

૨. જુઓ મી. ડૅવનપોર્ટ કૃત "ઍન ઍપૉલૉજી ફૉર મહમ્મદ ઍન્ડ ધી કુરાન" નામનું પુસ્તક.

ઇસ્લામના પ્રકાશ પહેલાં અરબસ્તાનની ધર્મ સંબંધી આવી હાલત હતી. લોકો તદ્દન અંધકારમાં ડુબેલા હતા. નીતિ અને ધર્મ શું છે તેનું તેમને ભાન નહોતું. ત્યાં એકી વખતે જુદા જુદા ધર્મ ચાલતા હતા તેથી તેમનાં ફરમાનો અને રીતરિવાજો એક બીજાની સાથે ભેળસેળ થઈ ગયા હતા. તે વખતના અજ્ઞાન લોકો સારૂં માઠું કાંઇ સમજતા નહોતા, તેમ ધર્મનું કાંઇ ઠેકાણું નહોતું, એ કારણથી ઇસ્લામધર્મ પહેલાનો જમાનો "**અજ્ઞાનતાનો સમય**[1]" કહેવાય છે.

મક્કા શરીફ આ વખતે સાથી વધારે અગત્યતા ધરાવનારૂં શહેર હતું. તે ઉત્તર દક્ષિણ વસેલું હતું. તેની પશ્ચિમે ડુંગરાઓની હાર, પૂર્વે ઉંચા ગ્રેનાઇટ ખડકો, શહેરની વચ્ચોવચ કાબા શરીફનું ધામ, પત્થર જડેલા સીધા રસ્તા, કિલ્લેબંદી મકાનો, અને કાબા શરીફના ધામ તરફની રૂખવાળો શહેરનો કાઉન્સીલ હૉલ, એવી એવી ચીજોથી મક્કા શરીફ ઘણું શોભાયમાન દેખાતું હતું. કાબાનું રક્ષક પદ અસલ હજરત ઇસ્માઇલના કુટુંબમાં હતું; પરતુ બાબિલોનીઅન હુમલાને લીધે તે બની-જુર્હમ કુટુંબના માણસોને હાથ ગયું હતું. સાંસારિક અને ધાર્મિક બંને સત્તા એકત્ર થવાથી બની-જુર્હમ કુળના સરદારોએ "મલેક" એટલે રાજાનું પદ ધારણ કર્યું હતું. ત્રીજી સદીની શરૂઆતમાં જુર્હમીઓને કહેતાનીઓના કુટુંબી બની-ખોઝાઆએ હરાવ્યા અને મક્કા તથા હિજાઝના દક્ષિણ ભાગનો કબજો મેળવ્યો. આ દરમિયાન હજરત ઇસ્માઇલની ઓલાદના લોકો ધીમે ધીમે જોર પકડતા ગયા. હજરત ઇસ્માઇલના વંશના "અદનાન" નામના સખસ જે ઈ. સ. પૂર્વે પહેલી સદીમાં થયા હતા તે જુર્હમી કુટુંબમાં પરણ્યા હતા. તે મક્કામાં રહેતા હતા. એમના દીકરા "મઆદ" હિજાઝ તથા નજદમાં વસતા ઇસ્માઇલીઓના દાદા કહેવાયા. મઆદના વંશમાં એક ફિહ્ર જેનું બીજું નામ "કુરેશ" હતું તે ત્રીજી સદીમાં થયા હતા અને તેમના વંશમાંજ અરબસ્તાનના મહાન પેગમ્બર હજરત મોહમ્મદ સલ્અમ પેદા થયા હતા.

બની ખોઝાઆ પાસે કાબાના પવિત્ર ધામનો કબજો સદીઓ સુધી રહેલો હોવાથી તેઓ ઘણા માનને પાત્ર ગણાતા હતા. તેમના છેલ્લા સરદાર હોલાયલના ગુજરવા પછી ફિહ્ર કુરેશની પાંચમી પેઢીએ **કોસૈ** જે હોલાયલની દીકરી સાથે પરણ્યા હતા તેમણે **ખોઝાઇઓને** મક્કામાંથી હાંકી

---

૧. જમાન-એ-જેહાલત. Time of Ignorance.

કહાડયા અને તેમની બંને સત્તા પ્રાપ્ત કરી હાકેમ બન્યા. આ સમયથી ખરો ઈતિહાસ શરૂ થાય છે.

મહાન હજરત સલ્અમ પેદા થયા એ વખતે અરબસ્તાનમાં બે વર્ગના લોકો હતા. એક કહેતાની અને બીજો ઈસ્માઈલી. કહેતાની વર્ગ યમનમાં રહેતો હતો અને ઈસ્માઈલી હિજાઝમાં રહેતો હતો. કહેતા-નીઓ તેમના વડા હાકેમ અબ્દુશ્-શમ્સના એક દિકરા હીમયારના નામ ઉપરથી પાછળથી હીમિયારી કહેવાયા. વળી તેમને કેટલાક લેખકો યમનમાં રહેવાથી યમની પણ કહે છે. યમનના હીમિયારી રાજકર્તાઓ જે "તોબા[1]" નામથી ઓળખાતા હતા તેમના અમલ દરમ્યાન જે લોકો યમનની રાજધાની સબા અથવા મારબમાં અને તેની આસપાસ રહેતા હતા તે કહેતાનની ઓલાદના એક **અઝદ** નામના સખસના કુટુંબના હોવાથી બનુ અઝદ નામથી ઓળખાતા હતા. ઈસ્વી સનના બીજા સૈકામાં આ લોકો ઉત્તર તરફ નીકળી પડયા જેથી ત્યાંની બીજી કોમો ચાલી ગઈ. છેવટે બનુ અઝદ વર્ગના કેટલાક લોકો મક્કાની નજદ બત્નમર નામની જગામાં **ઓઝાઆ** (જુદા પડેલ) નામ ધારણ કરી આવી રહ્યા જે હજરત પેદા થયા તે વખતે પણ ત્યાંજ રહેતા હતા. બીજી શાખા મદીના શરીફમાં જઈ વસી જે વખતના વહેવા સાથે બે મોટી કોમો થઈ પડી અને "ઑસ" અને "ખઝરજ" નામથી ઓળખાવા લાગી. બાકીના લોકો સીરીઆ અને ઈરાકમાં ફરતા રહ્યા. જે લોકો સીરીઆ તરફ વસ્યા તે "**બનુ ગસ્સાન**" નામથી અને જે લોકો ઈરાક તરફ વસ્યા તે "**બનુ કલબ**" નામથી ઓળખાવા લાગ્યા. એક ટુકડી હમદાનમાં જઈ વસી અને બીજો એક મોટો વર્ગ પૂર્વ તરફ ઈરાની અખાતના કિનારા તરફ ઓમાન પ્રગણામાં રહેવા ગયો. ટુંકામાં જે વખતે મહાન હજરત પેદા થયા તે વખતે કહેતાની (હીમિયારી) લોકો ઉપરના સ્થળોમાં રહેતા હતા.

ઈસ્માઈલી લોકો "**બનુ મઆદ**" અને મઆદ[2]ના પૌત્ર મોધર ઉપરથી કેટલીક વખતે **બનુ મોધર** કહેવાતા હતા તેમનામાં બીજા નાના વર્ગ

૧. જેવા વડોદરાના રાજકર્તા "ગાયકવાડ," ઇંદોરના "હોલકર," હૈદરાબાદના "નીઝામ" તેમ યમનના "તોબા" કહેવાતા હતા. આ તેમની રાજ અટક હતી.

૨. મઆદ એ હજરત ઈસ્માઈલની ઓલાદના "અદનાન"ના દીકરા હતા. મોધર એ મઆદના પૌત્ર હતા. અદનાન અને હજરત ઇબ્રાહીમ વચ્ચે ૩૦ કર્ન (જમાના) વીતેલા કહેવાય છે.

પણ હતા જે "બનુ કુરેશ," "બનુ કૈસ," "બનુ બક્ર," "બનુ તગલબ" અને "બનુ તમીમ" નામથી ઓળખાતા હતા.

આ બંને કહેતાની (હીમિયારી) અને ઇસ્માઇલી (મોધરી) કોમો વચ્ચે પહેલાંથી દુશ્મનાઈ ચાલી આવતી હતી. કહેતાની કોમ ઇસ્લામ પહેલાં કેટલાક સૈકા ઉપર સુધારાની ટોચે પહોંચી હતી. તે જ્યાં જ્યાં વસી ત્યાં ત્યાં તેની વ્યવસ્થા ઉત્તમ પ્રકારની હતી. જો કે તે વ્યવસ્થા હાલના કરતાં જુદી હતી, તોપણ સાધારણ જીંદગીના કારભાર માટે તે ઠીક હતી. એ કોમના લોકો લખી વાંચી શકતા અને મુખ્ય કરી ખેતીવાડીને વળગી રહેતા. ત્યારે ઇસ્માઇલી લોકો "કુરેશ" ની કોમ સિવાય કુસૈના વખતથી બધે ફરતા રહેતા અને જ્યાં ગુજરાન મળતું ત્યાં થોડો વખત પડાવ નાખતા. ઇસ્માઇલી લોકોનું દરેક કુટુંબ એક બીજાથી અલગ રહેતું અને તેઓ પોતપોતાનો સરદાર લોકમતથી ચુંટી કહાડતા. વખત જતાં તેમની અંદર અંદરની જુદાઇને લીધે તેમને કહેતાની લોકોને શરણે થવું પડ્યું હતું. અંદર અંદર ઘણી લડાઇઓ ચાલી હતી તો પણ તેમને ઇસ્વી સનના પાંચમા સૈકા સુધી કહેતાનીઓને ખંડણી આપવી પડી હતી. તેઓ એક બીજા ઉપર સરસાઇ મેળવવા હમેશાં લડતા હતા અને દિવસે દિવસે અદેખાઈ વધતી જતી હોવાથી એક બીજાના કટ્ટા શત્રુ થઈ ગયા હતા. આવો મામલો હતો તેમાં વળી તેમના ચારણ લોકો તેમને કવિતાઓ સંભળાવી ઉશ્કેરતા અને એક બીજાની સાથે હર વખત લડાવી મારતા.

**કુરેશી ખાનદાન.**[1]— અરબસ્તાનના ઇતિહાસમાં બીજા બધા લોકો કરતાં હિજાઝ અને યમનના અરબોએ પોતાની ઉમદા કારકીર્દિથી ઘણીજ નામના મેળવી છે. હિજાઝના અરબોમાં સૌથી પ્રખ્યાત કોમ કુરેશની[2] ગણાય છે. ઇસ્વી સનના ત્રીજા સૈકામાં હઝરત ઇસ્માઇલના વંશમાં એક ફિહ્ર-કુરેશ[3] નામના સખસ પેદા થયા જેની ઓલાદ "**કુરેશી**[4]" નામથી ઓળખાવા

---

૧. આ ખાનદાન હઝરત ઈબ્રાહીમના મોટા દીકરા હઝરત ઇસ્માઈલના વંશમાં સૌથી કુલિન ગણાયં છે.

૨. "કુરેશ" નો અર્થ પ્રાચિન અરબી ભાષામાં બહાદુર પુરૂષ થાય છે, વળી તેનો બીજો અર્થ વેપારી પણ થાય છે.

૩. હઝરત ઇસ્માઈલના વંશના અદનાનના પુત્ર મઆદની ઓલાદમાં સાતમી પેઢીએ તે પેદા થયા હતા.

૪. હઝરત પેગમ્બર સલ્અમે ફરમાવ્યું છે કે "મન્ આમના મિન્ કુરેસિન્ ફહોવા કુરેશીયુન્ (જે ઇસ્લામ ધર્મમાં આવ્યો તે મારામાંથી અને મારી

લાગી. આ કુરેશી ખાનદાન અરબોમાં સૌથી શ્રેષ્ટ ગણાય છે. હઝરત મોહમ્મદ પેગમ્બર સલ્અમ પણ એજ ખાનદાનના હતા.

**કુસૈ.**—ઇસ્વીસનના પાંચમા સૈકામાં કુરેશી ખાનદાનના એક કુસૈ કરીને મક્કાના અને પાછળથી તમામ હિજાઝના હાકેમ થયા. આ વખતે મક્કા એક નાનું સરખું ગામડું હતું. કુસૈએ તેમાં દારૂન-નદવા[1] નામનો દરબાર તથા બીજાં સારાં સારાં મકાનો બંધાવી તેને મોટું શહેર બનાવ્યું અને રાજકારભાર માટે કાયદા કાનુનોનું ધોરણ નક્કી કરી લોકોની સુખશાંતિમાં વધારો કર્યો. તે ઈ. સ. ૪૮૦ માં મરણ પામ્યા.

**અબ્દ-મુનાફ.**—કુસૈ પછી તેમના દીકરા અબ્દ મુનાફ મક્કાના હાકેમ થયા. તેમનું અસલ નામ મુગીરા હતું. તેઓ ઘણા તપોબળવાળા અને દેખાવડા હતા. તેમને હાશમ, અબ્દુશ્શમ્સ, નઓફિલ, અને મુત્તલિબ એવા ચાર દીકરા હતા. તેમાં હાશમ અને અબ્દુશ્શમ્સ બંને જોડકા પેદા થયા હતા. તેમનાં કપાળ ચોંટેલાં હતાં. એ કપાળ તરવારથી જુદાં કરવામાં આવ્યાં હતાં તે ઉપરથી એ વખતના વિદ્વાનોએ એવું ધોરણ બાંધ્યું હતું કે આ બંનેની ઓલાદમાં હંમેશાં ટંટા જાગશે અને તેનો ફેંસલો તરવારથી થશે. જોવા જતાં થયું પણ એમજ. કારણ કે મહાન હઝરત સલ્અમ અને અબુ સૂફિયાન[2] વચ્ચે અને હઝરત અલી[3] કરમ૦ અને અમીર મોઆવિઆ વચ્ચે વારંવાર ઝગડા ઉઠયા એટલુંજ નહિ પણ હઝરત ઇમામહુસેન[4] રદી૦ અને ઘાતકી યઝીદ[5] વચ્ચે પણ એવો મામલો જાગ્યો જે નાનું બચ્ચું પણ જાણે છે.

---

કોમમાંથી છે) તે ઉપરથી એક રીતે બધા મુસલમાન પણ પોતાને કુરેશી જણાવે છે. ઉપરના વચન માટે જુઓ જામેઉસ્સગીર. જલાલુદ્દીન સયૂતી.

૧. કાઉન્સીલ હૉલ. જમાતખાનું. બેઠક. કચેરી.

૨. અબુ-સૂફિયાન, અમીર મોઆવિઆ, અને યઝીદ એ અબ્દુશ્શમ્સની ઓલાદમાં હતા અને મહાન હઝરત સલ્અમ, હઝરત અલી, અને હઝરત ઈમામ હુસેન એ હાશમની ઓલાદમાં હતા

૩. હઝરતઅલી મહાન હઝરત સલ્અમના કાકાના દીકરા હતા અને વળી બીબી ફાતેમા સાથે લગ્ન થવાથી તેમના જામાત્ર (જમાઈ) પણ થતા હતા. બની હાશમ, બની ઉમૈયા, બની અબ્બાસ એ બધાં અબ્દ મુનાફની ઓલાદમાં છે. અબ્દ મુનાફ હજરત સલ્અમના દાદાના દાદા થાય છે.

૪. હઝરત ઈમામ હુસેન રદી૦ એ હઝરત અલી કરમ૦ અને બીબી ફાતેમાના પુત્ર અને મહાન્ હજરત સલ્અમના નવાસા થતા હતા.

૫. ઘાતકી યઝીદ હજરત અમીર મોઆવિઆનો છોકરો હતો, જેણે હઝરત ઈમામ

**હાશમ.**—અબ્દ મનાફ પછી હજરત હાશમને મક્કાની સરદારી મળી. હઝરત હાશમ અબ્દ મનાફના સૌથી મોટા દીકરા હતા. તેઓ ઘણા ઉદાર અને મળતાવડા હતા; તેથી લોકો તેમને ઘણા ચાહતા. એક વખત એવું બન્યું કે મક્કામાં ભારે દુષ્કાળ પડયો અને હજારો લોકો ભુખે મરવા લાગ્યા. હઝરત હાશમ એકદમ શામના મુલકમાં ગયા અને હજારો મણ અનાજ ઊંટો ઉપર ભરી લાવી ગરીબ લોકોને પહોંચતું કરી તેમના જીવ ઉગાર્યા. તેઓ હંમેશાં ગરીબોના દુઃખમાં ભાગ લેતા અને તેમને દીલાસો આપતા. તેમણે પોતાના દેશી ભાઈઓને મદદ કરી તેમનું દુઃખ ભાગ્યું તે ઉપરથી તેમનું નામ હાશમ[1] પડયું. તેમણે શીઆળામાં યમનમાં અને ઉનાળામાં શામમાં એ રીતે બે કાફલા દર વરસે વેપાર માટે મોકલવાનું શરૂ કર્યું. આથી મક્કા શરીફ વેપાર વણજમાં ઘણું વધી પડયું અને લોકો ઘણા પૈસાદાર થઈ ગયા. આથી તેમની ખ્યાતી એટલી બધી ફેલાઇ કે રૂમના બાદશાહ હરકયુલિઅસે[2] તેમની સાથે પોતાની દીકરી પરણાવવાનો ઇરાદો કર્યો પણ તેમણે ના પાડી હતી. તેમનું લગ્ન બની-નદીર કુટુંબની એક બીબી-સલ્મા નામની બાઇ સાથે થયું હતું. તેઓ ઘણી લાંબી મુદત સુધી કુરેશીઓની આગેવાની ભોગવી ઇ૦ સ૦ ૫૧૦ માં શામમાં ગુજરી ગયા.

**હઝરત અબદુલ્-મુત્તલિબ્.**—અબદુલ્-મુત્તલિબ્ હઝરત હાશમના દીકરા હતા. તેમનો જન્મ મદીનામાં ઇ૦ સ૦ ૪૭૯ માં પોતાના મોસાળમાં થયો હતો. તેમના માથાના વાળ જન્મથીજ સફેદ હતા તેથી લોકો તેમને **'શએબા'**[3] કરી બોલાવતા. તેઓ ઘણા સદ્‌ગુણી, વિદ્વાન અને બહાદુર હતા. ઝમઝમનો કુવો જે ઘણા વખતથી અવાવર પડયો હતો તેને તેમણે દુરસ્ત કરાવ્યો. તેમણે પોતાની ઉમદા વર્તણુક અને બુદ્ધિબળ વડે લગભગ ૫૯ વર્ષ મક્કામાં આગેવાની કરી અને ઇ૦ સ૦ ૫૭૯ માં ગુજરી ગયા. તેમને તેર દીકરા અને ૭ દીકરીઓ હતી. દીકરાનાં નામ અબુ-લહબ[4], અબ્બાસ, કસમ,

---

હુસેનને મહોરમના મહિનામાં કરબલાના મેદાનમાં હી. સ. ૬૧ માં શહીદ (કતલ) કરાવ્યા હતા.

૧. હાશમનો અર્થ ભારે ચીજ (આફત)નો ભાગનાર થાય છે.

૨. Herculius. તે ક્રિશ્ચિયન હતો.

૩. ધોળા વાળવાળો. ડોસો. હઝરત અબદુલ્ મુત્તલિબ ઈ. સ. ૪૭૯ માં જન્મ્યા હતા અને ઇ. સ. ૫૭૯ માં ગુજરી ગયા. તેમને એક મુત્તલિબ કરીને કાકા હતા જેમની સાથે તેઓ રહેતા હતા. તેમની માનું નામ સલ્મા હતું.

૪. આ અબુ લહબ ઇસ્લામનો કટ્ટો શત્રુ થઇ પડયો હતો.

ગીદાક[1], અબદુલ્લ-કાબા, અબુ-તાલબ, ઝરાર,[2] મકૂમ, હમઝાં, અબદુલ્લાહ,[3] હારિસ, હજલ, અને ઝુબેર, એ રીતે હતાં. અને દીકરીઓનાં નામ આતેકા, સાફ્યા, બએદા[4], અમીમા, બરીઆ અને અરવી હતાં. પુત્રો પૈકી હઝરત અબુ-તાલિબ[5], હઝરત અબ્બાસ[6], હઝરત હમઝા, અને હઝરત અબદુલ્લાહ એ ચાર અરબસ્તાનના ઇતિહાસમાં પ્રખ્યાત છે.

કહે છે કે હઝરત અબદુલ મુત્તલિબે મૂર્તિઓની માનતા લીધી હતી કે જો મને ઘણા દીકરા થશે તો હું એકનો ભોગ આપીશ. ખુદાની કુદરત એવી કે એમજ થયું. તેમને દસ પુત્ર થયા એટલે એકનો ભોગ આપવાનું આવશ્યક થયું. કેટલીક રકઝક તથા રસાકસી પછી નક્કી થયું કે, હજરત અબ-દુલ્લાહનો ભોગ આપવો. જ્યારે અબદુલ મુત્તલિબ હજરત અબદુલ્લાહનો ભોગ આપવા તૈયાર થયા અને જ્યારે તેમની ગરદન ઉપર છરી ફરવાનો વખત આવ્યો ત્યારે એકદમ એક બુજુર્ગ સખસ વચ્ચે પડયો અને કહ્યું કે, " એને શું કરવા તમે મારો છો. જો એને બદલે તમે ૧૦૦ ઉંટનો ભોગ આપશો તો તમારી માનતા પુરી થશે અને એનો પ્રાણ બચશે." આથી હજરત અબદુલ મુત્તલિબે ૧૦૦ ઉંટોનો ભોગ આપ્યો જેથી હજરત અબદુલ્લાહ બચી ગયા. જો તેમનો ભોગ આપવામાં આવ્યો હોત તો આજે દુનિયામાં ઇસ્લામનું નામ પણ ન હોત પણ ખુદાની કુદરત ન્યારીજ છે.

મક્કાની હકુમત આ વેળા આગેવાન પુરૂષોની સભાના હાથમાં હતી. આ સભા દસ સભાસદોની બનેલી હતી અને દરેક સભાસદ **શરીફ** કહેવાતો હતો. આ દસ પુરૂષોને અગ્રસ્થાન મળતું હતું. દરેકને અમુક હક ભોગવવાનો ખાસ અધિકાર હતો. અને તે અધિકારો નીચે પ્રમાણે હતા.

---

૧. ગીદાકનું બીજું નામ ફેહલ હતું.

૨. ઝરારનું બીજું નામ અબુ-તાહેર હતું.

૩. અબદુલ્લાહ તે હઝરત મોહમ્મદ પેગમ્બર સલ્અમના પિતા થતા હતા.

૪. બએદાનું બીજું નામ ઉમ્મૂ-હકીમ હતું.

૫. હઝરત અબુ-તાલિબ હઝરત પેગમ્બરના કાકા હતા. તેમની હકીકત આગળ આવશે.

૬ હઝરત અબ્બાસ રદી૦ અબ્બાસી ખલીફાઓના વડીલ હતા. તેઓ આમ્મુલ્-ફીલુના ત્રણ વરસ પહેલાં જન્મ્યા હતા, અને ૮૬ વરસના થઇ ત્રીજા ખલીફા હઝરત ઉસ્માનના જમાનામાં મદીનામાં ગુજરી ગયા. (ઇ. સ. ૫૬૬ થી ૬૫૨)

(૧) **હિજાબા** એટલે કાબાના પવિત્ર ધામની કુંચીઓ રાખવાનો અધિકાર. આ અધિકાર ખાસ કાબાની સાથે સંબંધ રાખતો હોવાથી ઘણો અગત્યનો ગણાતો હતો અને મક્કામાં જ્યારે ઇસ્લામનો પ્રકાશ થયો ત્યારે તે તલ્હાના દીકરા ઉસ્માનના હાથમાં હતો.

(૨) **સિકાયા** એટલે ઝમઝમના પવિત્ર કુવાનો વહીવટ કરવાનો તથા તેમાંથી હાજીઓને પાણી પુરૂં પાડવાનો અધિકાર. આ અધિકાર હાશમના કુટુંબનો હતો અને છેવટ તે મહાન હજરતના કાકાના હસ્તક હતો.

(૩) **દ્વિયત** એટલે ઇનસાફ કરવાનો અધિકાર. આ અધિકાર તયમ ઇબ્ન મર્રાના કુટુંબનો હતો અને તે ઇસ્લામના પ્રકાશ વખતે હજરત અબાબકર સિદ્દીકના હાથમાં હતો.

(૪) **સિફારત** એટલે સભા તરફથી લોકો સાથે પત્ર વહેવાર ચલાવી છેવટનો નિકાલ કરવાનો અધિકાર. આ અધિકાર ઘણો અગત્યનો ગણાતો હતો. કારણ કે તે અધિકારીને અરબ લોકો તથા બીજા લોકો વચ્ચે જે ઝગડા ઉત્પન્ન થતા હતા તેને રાજ્ય તરફથી નિરાકરણ કરવાની પૂર્ણ સત્તા હતી. આ અધિકાર વગવાળા અને મોભાદાર માણસનેજ હસ્તક રહેતો હતો કારણ કે તમામ લોકો ઉપર કાબુ ધરાવનાર માણસજ આ કામ કરી શકતો હતો. બીજાનું ગજું નહોતું. અરબસ્તાનમાં બહારથી જેટલા પત્રો આવતા તે આજ અધિકારીના નામે આવતા અને અરબસ્તાનથી જેટલા બહાર જતા તે પણ આનાજ નામથી જતા. એટલે એની જાણ સિવાય અરબસ્તાન કાંઈ પણ કામ કરી શકતું નહીં. ઇસ્લામનો પ્રકાશ થયો ત્યારે આ અધિકાર હજરત ઉમર બિન ખત્તાબના હાથમાં હતો.

(૫) **લિવા** એટલે દેશનો (રાજ્યનો) વાવટો—ઝંડો ધારણ કરવાનો અધિકાર. આ અધિકાર હમેશાં લશ્કરના મુખ્ય સેનાધીપતિના હાથમાં રહેતો હતો. જે આ વાવટો રાખતો હતો તે સઘળા લશ્કરનો મુખ્ય સરદાર ગણાતો હતો. છેવટમાં આ અધિકાર અબુસૂફિયાન બિન હર્બ પાસે હતો.

(૬) **રિફાદા** એટલે કર વસુલ કરવાનો અધિકાર. જે લોકો ધર્માદા પૈસા આપતા હતા તે આ અધિકારવાળાના કબજામાં રહેતા હતા અને તે ગરીબ પરદેશી હાજીઓની ખેરાકીમાં વપરાતા હતા. આ હક છેવટ વખતમાં હારિસ બિન અમ્ર પાસે હતો.

(૭) **નદવા** એટલે પ્રજાકીય મંડળનું પ્રમુખસ્થાન. આ અધિકારવાળો રાજ્યનો મુખ્ય સલાહકાર ગણાતો હતો. અને તેની સલાહ પ્રમાણે સઘળાં કામો કરવામાં આવતાં હતાં. છેવટ આ અધિકાર અસ્વદના હાથમાં હતો.

(૮) **ખદ્દમ્મા** એટલે સલાહકારી સભાનો વહીવટ કરવાનો અધિકાર. આ અધિકારવાળો જરૂર પડે ગમે ત્યારે સભા બોલાવી શકતો અને લશ્કરને હથિયાર ધારણ કરી લડાઇ કરવા હુકમ આપી શકતો. આ વેળા મજકુર અધિકાર ખાલિદ બિન વલીદના હાથમાં હતો.

(૯) **ખાઝીના** એટલે ઉપજ–મહેસૂલ ઉઘરાવવાનો અધિકાર. આ અધિકાર છેવટમાં હારિસ બિન કએસના હાથમાં હતો.

૧૦) **અઝલામ** એટલે શુકન જોવાનાં તીરોનો વહીવટ કરવાનો અધિકાર. આ અધિકારવાળો દેવી દેવતાઓના હુકમ લોકોને સંભળાવતો હતો. આ વખતે આ અધિકાર અબુસૂફિયાનના ભાઇ સફવાન પાસે હતો. વળી તે વખતે એવું પણ હતું કે જુનામાં જુનો સભાસદ બોહળો અધિકાર ધરાવતો અને તે "સૈયદ" નામથી ઓળખાતો.

**હઝરત અબ્દુલ્લાહ.**—હઝરત અબ્દુલ્લાહ અબ્દુલ્-મુત્તલિબના દીકરા થતા હતા.[1] તેઓ ઘણા શાંત અને દૃઢ સ્વભાવના હતા. તેઓ જો કે જુના વિચારમાં ઉછર્યા હતા, તોપણ તેમનું મન ઘણું ઉદાર હતું. તેઓ હંમેશાં કાબાની સેવામાં રહેતા. નેકી, નરમાશ અને ગૃહસ્થાઇ વિગેરે જે જે ગુણો જોઇએ તે તેમનામાં હતાં. નબુવતનો[2] પ્રકાશ તેમના ચહેરા ઉપર પ્રદિપ્ત થતો હતો, અને રિસાલતના[3] સૂર્યનું પ્રતિબિંબ તેમની કાન્તિ ઉપર ઝબકતું હતું. તેમના આવા અલૌકિક તેજથી એક વહબ[4] નામના સખ્સના મન ઉપર એટલી બધી અસર થઇ કે તેણે પોતાની દીકરી બીબી આમિનાનું લગન તેમની સાથે કરવાની ઇચ્છા જણાવી, આ વાતને તેના સગાઓએ ટેકો આપ્યો, અને તેણે બીબી આમિનાનાં લગ્ન તેમની સાથે કરી આપ્યાં.[5]

---

૧. હઝરત અબદુલ્લાહ અને હઝરત અબુ-તાલિબ બંને સગી માના દીકરા થતા હતા.
૨. પેગમ્બરની પદ્ગી. દૈવી પ્રતિનિધિપણું. પેગમ્બરી.
૩. રિસાલત એટલે પેગમ્બરી. નબુવત. સિદ્ધિ.
૪. ઝોહરી ખાનદાનના એક હાકેમ હતા. તેમની દીકરીનું નામ બીબી અમિના હતું.
૫. હઝરત અબદુલ્લાહ ઈ. સ. ૫૪૫ માં જન્મ્યા હતા અને ઇ. સ. ૫૭૦ માં મદીનામાં સીરીઆથી માલ લઇ પાછા ફરતાં ગુજરી ગયા. ગુજરતી વખતે

વખતના વહેવા સાથે માલિકની કૃપાથી બીબી આમિનાને ચહડતો દહાડો થયો. દિવસે દિવસે ખુદાના પેગમ્બરનું નુર તેમના ચહેરા ઉપર વધારે ચમકવા લાગ્યું જ્યારે સાતમા મહિનાનો વખત આવ્યો તે અરસામાં હજરત અબદુલ્લાહને પોતાના બાપના ફરમાન પ્રમાણે શામ તરફ વેપાર અર્થે જવું પડ્યું. પાછા આવતાં તબીયત રસ્તામાં સીક થઇ જવાથી તેઓ ત્યાં થોભ્યા. તેમની સાથેના બીજા માણસો મક્કે આવી ગયા. અને તેમણે હજરત અબદુલ્લાહ રસ્તામાં બીમાર પડી ગયાની વાત તેમના બાપને કહી. આ ઉપરથી તેમના બાપે પોતાના એક પુત્ર હારિસને હજરત અબદુલ્લાહને લેવા મોકલ્યા પણ ભાઇના ત્યાં પહોંચવા પહેલાં તો તેઓ આ દુનિયામાંથી કુચ કરી ગયા અને ભવિષ્યના તેજસ્વી પુત્રને જોવાના અરમાન મનમાંજ લઇ ગયા.

**આમ્મુલ્-ફીલ.**[૧]—કહે છે કે યમનના એક અબ્રહા-બિન-સબાહ્[૨] નામના આબિસીનિયન[૩] હાકેમે અરબ લોકો મક્કા જવાનું છોડી દઈ સના શહેરમાં જાત્રા કરવા આવે એવા હેતુથી ત્યાં એક મોટું દેવળ બંધાવ્યું. કનઆનની[૪] અરબ કોમનો એક નૌફિલ નામનો સખ્સ તે દેવળમાં રહ્યો અને ત્યાં ગંદકી

---

તેમની ઉમર ૨૫ વરસની હતી. મી. ગીબન લખે છે કે, "ક્રિશ્ચિયન લોકો હજરત હલકા અને સાધારણ કુટુંબના હતા એવું જે વગર વિચારે કહે છે તેમાં તેમની સાફ હલકાઈ જણાય છે. એથી તો તેઓ પોતાના સામાવાળા (હજરત)નો મરતબો ઘટાડવાને બદલે ઉલટો વધારે છે. હજરતનું હજરત ઈસ્માઈલના કુટુંબમાં પેદા થવું એજ તેમને માટે ખાનદાનની સાબીતી હતી. જો તેમના વંશની પ્રથમ પેઢી અંધારામાં હોવાનું ગણવામાં આવે તો પણ તે પોતાની પાછળની પેઢીઓ શુદ્ધ અને કુલિન હોવાનું સાબિત કરી શકે છે. તેઓ કુરેશી કોમમાં અને હાશમના પ્રખ્યાત ખાનદાનમાં પેદા થયા હતા તે ખાનદાનના લોકો મક્કાના હાકેમો અને કાબાના ધામના વંશપરંપરાના પુરોહિત હતા. હજરત મોહમ્મદના દાદા હજરત મુત્તલિબ જે હાશમના દીકરા થતા હતા તે મકકાના એક મોટા પૈસાવાળા અને ઉદાર ગૃહસ્થ હતા. તેમણે વેપારની વૃદ્ધિ કરી દુઃકાળની આફત દુર કરી હતી. જે મકકાને તેમના પિતા હાશમે દુઃકાળના વખતમાં અનાજ લાવી ખવરાવ્યું હતું તે મકકાને તેમણે પોતાની હીંમતથી સંકટમાંથી ઉગાર્યું હતું."

જુઓ મી. ગીબન કૃત ડિક્લાઇન ઍન્ડ ફૉલ ઑફ ધી રોમન ઍમ્પાયર પાન ૪૮૫.

૧. હાથીના હુમલાની સાલ-ઈ. સ. ૫૬૯-૭૦.

૨. આનું બીજું નામ અલ્-અશરમ હતું. તે આબીસીનિયાના નજાશી બાદશાહ તરફથી ગવરનર હતો.

૩. જંગલી હબશી. આ હબશી ક્રિશ્ચિયન હતો.

૪. કનઆનના વંશના. તેનું નામ નૌફિલ હતું.

કરી નાસી ગયો. આથી અબ્રહાને ગુસ્સો ચડયો. તેનું વેર લેવા તેણે મક્કાનો નાશ કરવાના સોગન ખાઇ ભારે લશ્કર લઈ ચડાઈ કરી. મક્કાના લોકો પાસે આવાં મોટાં લશ્કર સામે ટકવાનાં સાધનો નહિ હોવાથી તેઓ આસપાસના પર્વતોમાં જતા રહ્યા. આથી અબ્રહાના લશકરે ખેતરો બાળવાં શરૂ કર્યાં. અરબોએ આફત આવેલી જાણી સલાહ કરવા માટે સંદેશા મોકલ્યા પણ તેણે તો મક્કાનો નાશ કરવાનો નિશ્ચય કર્યો હોવાથી તે તરફ લક્ષ આપ્યું નહિ. કાએતુલ્લાહ જે આખા અરબસ્તાનનું તીર્થસ્થાન હતું તે દુશ્મનોના હાથે વેરાન થશે એવા વિચારથી અરબો ઘણા ફિકરાઈ ગયા અને તેમણે હવે દુશ્મનનો મુકાબલો જીવ સાટે કરવા તૈયારી કરવા માંડી. વૃદ્ધ અબદુલ મુત્તલિબ જેવાએ પણ પોતાના વૃદ્ધ શરીર ઉપર રણના લુગડાં પહેર્યાં. મક્કાના તમામ જુવાન અને ઘરડા બધા સ્વદેશ અને સ્વધર્મના રક્ષણ માટે પ્રાણ આપવા તૈયાર થયા. મક્કામાં ઘેર ઘેર રણનાં વાજાં વાગવા લાગ્યાં. અને શુરવીર અરબો દુશ્મનને મારી હઠાવવાનો નિશ્ચય કરી મક્કાના દરવાજા આગળ આવી લશ્કરની વાટ જોતા ઉભા રહ્યા.

અબ્રહાના લશ્કરે હુમલો કરવામાં કામ લાગશે એવા હેતુથી ઘણા હાથી સાથે લીધા હતા. તેમાં એક "મેહમૂદ" કરીને હાથી હતો તે ઘણો જબરો અને ચાલવામાં તેજ હતો; પરંતુ જ્યારે તેને મક્કા તરફ હાંકવામાં આવતો કે તે લાગલો ભોંય બેસી જતો. લશ્કરનાં માણસો તેને તે તરફ લઇ જવા ઘણાંએ ઘાંઘાં મારતાં પણ તે એકનો બે થતો નહિ. બીજી બધી તરફ તે ઝડપથી ચાલતો પરંતુ મક્કા તરફ તો એક ડગલું પણ ભરતો નહિ. સઘળું લશ્કર આવી રીતે આગળ વધવાની કોશીશ કરી રહ્યું હતું, એટલામાં પવન અને વરસાદનું ભારે તોફાન આવ્યું અને તેના ઘણાખરા માણસો હલાક થયા.[1] જે થોડાઘણા બાકી રહ્યા તે યમન તરફ નાઠા; પરંતુ તેઓ પણ રસ્તામાં ઠેકાણે થઈ ગયા. ટુંકામાં અબ્રહા સિવાય કોઇપણ ઘેર પહોંચવા પામ્યું નહિ.[2] ઈ. સ. ૫૭૦.

---

૧. અબાબીલ (Swallows) નામનાં અસંખ્ય પક્ષીઓનાં ટોળે ટોળાં આવી આખા લશ્કર ઉપર ફરી વળ્યાં જેમની ચાંચોમાંના પત્થરા લશ્કર ઉપર પડવાથી આખું લશ્કર તારાજ થઈ ગયું. વળી કેટલાક કહે છે કે તે વખતે લશ્કરમાં એકાએક શીતળાનો રોગ પણ ફાટી નીકળ્યો હતો.

૨. અબ્રહા પણ ઘેર પહોંચ્યા પછી અબાબીલનો પત્થર વાગવાથી મરણ પામ્યો. જે વર્ષમાં આ બનાવ બન્યો તેને આમ્મુલ્ફીલૂ એટલે હાથીના હુમલાની સાલ કહે છે.

લડાઇમાં પોતાની ફત્તેહ થવાથી મક્કાવાસીઓ ઘણાજ ખુશી થયા. ઘેર ઘેર બહાદુરી અને આનંદનાં ગીત ગવાવા લાગ્યાં. મહોલ્લે મહોલ્લે આનંદ વર્તાઇ રહ્યો હતો. લોકો હર્ષના ઉભરામાં પોતાનું સઘળું દુઃખ વીસરી ગયા હતા અને રાત દહાડો ગમ્મત ઉડાવતા હતા. પણ એક મકાન એવું જોવામાં આવતું હતું કે જ્યાં દીલગીરી અને શોકનું વાદળ છવાઈ રહ્યું હતું. તેમાં એક બાઇ–મકાનની ધણીઆણી ભારે દુઃખમાં રીબાતી જણાતી હતી. તે કોઇ વેળાએ મુર્છિત થઈ જતી તો કોઇ વેળા શુદ્ધીમાં આવી વિલાપ કરતી. ટુંકામાં એ મકાનને શોકના એક ભારે વાદળે ઘેરી લીધું હતું. મકાનના માલિક અબ્દુલ મુત્તાલબના નાના દીકરા હજરત અબ્દુલ્લાહ આ લડાઇના થોડા દિવસ પહેલાં સીરીઆ તરફ વેપાર અર્થે ગયા હતા તે રસ્તામાં બીમાર થઇ જવાથી ઓચીંતા પચીસ વરસની ભર જુવાન ઉમરમાં ગુજરી ગયા હતા તેમની જુવાન વિધવા બીબી આમિના પતિના અકાળમૃત્યુના કારી ઘાને લીધે દુનિયાને શુન્ય જોઈ હંમેશાં વિલાપ કરતાં હતાં. આ ઘર તેમનુંજ હતું જ્યાં આ વખતે શોકનો સુર્ય મધ્યાનકાળે પ્રકાશતો હતો. એ બાઇ ઘણા સ્વરૂપવાન હતાં પણ શોક રૂપી અગ્નિથી તેમની ખુબસુરતી ઘણી ઝાંખી પડી ગઇ હતી. પતિના વિયોગને લીધે આ નાશવંત દુનિયાનો ત્યાગ કરવાનું તેમને મન થઈ આવતું હતું પણ પેટમાં ગર્ભ હોવાથી તે પોતાના મનને વારતાં હતાં. કરે શું? એવડી હત્યાનું પાપ ચોટતું હતું. આખરે તેમણે વિચાર કર્યો કે પતિની પાછળ મારૂં તો સર્વે ગયું છે. માત્ર એક ઓધાન રહ્યું છે તેથી તેના ઉપર નશીબ અજમાવું અને જોઉં કે ભવિષ્યમાં શું લખ્યું છે. આવા આવા વિચારથી તેઓ શાંત થતાં પણ તેમને જરા પણ ચેન પડતું નહોતું. તેમને જુદા જુદા દેખાવો નજરે પડતા અને મનમાં કાંઇ કાંઇ પ્રકારની લાગણીઓ પેદા કરતા. જેમ જેમ દહાડા જતા હતા તેમ તેમ પોતાને દહાડા હોવાથી કોઇ દહાડે દહાડો વળશે એ આશામાં ને આશામાં ભવિષ્ય તરફ નજર કરી રહ્યાં હતાં એટલામાં અંધકારવાળા મકાનમાં પૂર્ણ ચંદ્રનો ઉદય થવાનો વખત આવ્યો. એક દિવસ તેઓ સુઇ રહ્યાં હતાં તેવામાં તેમના કાનમાં અવાજ સંભળાવા લાગ્યો કે "તને ઓધાન છે અને તારા પેટથી એક ઉત્તમ પુરૂષ પાકશે." ઘણી વખતે તેમને એવો પણ અવાજ આવતો કે "બીબી આમિના! કલ્યાણ થાઓ! તારા ચિરંજીવને પ્રકાશમાં આવવાનો વખત હવે પાસે આવી ચુક્યો છે."

મહાન્ હજરતના પ્રગટ થવાની ખબર ઘણા ખરા પેગમ્બરો આપી ગયા હતા અને એમની વાણી ફળે એમાં કાંઇ નવાઇ જેવું નહોતું. હજરત ઇબ્રા-

હીમે ખુદાતાલા આગળ પોતાની હયાતીમાં પ્રાર્થના કરી હતી કે હે મહાન પરવરદિગાર, મક્કાની ભુમિમાં એક મોટામાં મોટા પેગમ્બર પેદા કર જે તારાં ફરમાનો લોકોને વાંચી સંભળાવે અને તેમને ધર્મશાસ્ત્ર શીખવી પવિત્ર કરે. વળી હજરત મૂસાએ ખુશખબર આપી હતી કે મારા પછી મારા જેવી શરીઅત (ધર્મશૈલી) વાળો એક નબી પેદા થશે જે શ્રેષ્ટતા અને મહત્વતામાં બીજા નબીઓ કરતાં વધારે હશે. જે લોકો તેની વાત ઉપર આકીન નહીં રાખે તે હેરાન થશે. હજરત દાઉદ પેગમ્બરે પણ તેમના જાહેર થવા વિશેનાં ગુણ ગાયા હતા અને તેમને આખી દુનિયાના બળવાન વીર પુરૂષની ઉપમા આપી હતી. હજરત સુલેમાન પેગમ્બરે પણ "પૂર્ણ વખાણવા લાયક" પેગમ્બર આવવાનું કહ્યું હતું. હજરત ઇસા પેગમ્બરે પણ "ફારકલીત" એટલે આખી દુનિયાને શાંતિ અને દિલાસો આપનાર અને સંપૂર્ણ વખાણ કરવા લાયક પેગમ્બર હવે પછી પેદા થશે એવી ભવિષ્યવાણી ભાખી હતી[1]. એટલે એ વાણીઓ ફળવાનો વખત હવે આવી લાગ્યો.

જે પ્રકાશ[2] સીનાઇ પર્વત ઉપર હજરત મુસા અ૦ ના વખતમાં ઝળકી ઉઠયો હતો, જેણે હજરત ઇસા અ૦ ના વખતમાં ગેલિલીના ખેડુતો અને માછીઓનું જીવન પ્રકાશિત કરી મુકયું હતું તેજ પ્રકાશ હવે ફારાન[3] ની ટેકરીઓને રોશન કરવાનો હતો.

આ વખતે ઇરાનમાં અગ્નિપૂજા ચાલતી હતી. હિંદુસ્તાન, ચીન અને જાપાનમાં મૂર્તિપૂજાનું જોર જોરપર હતું. યૂરોપમાં પિતા, પુત્ર અને પવિત્ર આત્માની ત્રિમૂર્તિનો તિલસ્માત્ જામી રહ્યો હતો, અને આફ્રિકામાં બધે વહેમ ફેલાઇ રહ્યો હતો. એવા વખતમાં એક મહાન્ સુધારકની ઘણી જરૂર હતી. જે લોકોમાં મન ઉપર બૌધ ધર્મ, યહુદી ધર્મ, અને ક્રિશ્ચિયન ધર્મ કાંઇ પણ અસર કરી શકયાં નહિ તેવા લોકોને અંધકારમાંથી બહાર કહાડવા, તેમને હંમેશાં લડતા અટકાવી એક સંપ કરવા, તેમના ઉપર જ્ઞાનનો પ્રકાશ પાડવા,

---

૧. માલિકના ભંડારમાં બીજા પણ શ્રેષ્ટ માણસો છે એવું નકકીપણે કહેવાથી હજરત ઇસા પેગમ્બરનું મહત્વ ઘટી જતું નથી પરંતુ ઉલટી ખુદાની અનંત શકિત કબુલ કરાય છે.

૨. નૂર.

૩. મકકા આગળ એક પહાડ છે.

અને તેમને પરમકૃપાળુ માલિકની શક્તિનો ખરો મહિમા દેખાડવા બીબી અ-મિનાના ઉદરથી એક મહાત્મા પેદા થયા, અને હઝરત અબ્દુલ્લાહના પ્રતાપી પુત્ર સત્યના પ્રભાવથી અધર્મને દૂર કરવા, ગૃહપૂજા ઉપર અંધારૂં પાડવા, સાવા[૧] સરોવર ઉપર પાણી ફેરવવા અને મૂર્તિઓનું મુર્હુત ઘટાડી દુનિયામાં ખરા ધર્મનો પ્રકાશપાડવા આ લોકમાં આવી પહોંચ્યા.અને બીબી આમિનાના શોકાતુરજીવનમાં સુખની બારીક રેખા પડી.



૧. સાવા નામનું સરોવર કાસાનમાં હતું જેની લોકો પૂજા કરતા હતા.



# પ્રકરણ ૫ મું.

## અંધારામાં અજવાળું.

ખુદાતાલા ફરમાવે છે કે "અને (યાદ કરકે) જ્યારે ઇબ્રાહીમે કહ્યું કે હે પરવર દિગાર, આ શહેરને સલામતીનું સ્થાન બનાવ, અને મને અને મારા દિકરાઓને મૂર્તિઓની બંદગી કરવાથી દુર રાખ. હે પરવર દિગાર, ખરેખર તેમણે માણસોમાંના ઘણાને આડે રસ્તે દોર્યા છે; પણ જે કોઇ મને અનુસરે છે તે ખરેખર મારોજ છે અને જે કોઇ મારી ના ફરમાની કરે છે તો ખરેખર તું માફી આપનાર (અને) દયાળુ છે."[૧]

"ઊંચી પદ્વીએ ચઢાવનાર તેજ છે. તે અર્શનો માલિક છે, તે રૂહ (વહી) ને પોતાના હુકમથી પોતાના બનદાઓમાંથી જેને ચાહે છે તેની ઉપર મોકલે છે એટલા માટે કે તે મેળાપના દિવસની ચેતવણી આપે."[૨]



જન્મ.—મુસલમાની રબીઉલ્-અવ્વલ્ મહીનાની ૧૨ મી તારીખે[૩] સોમવારને દિવસે પ્રાતઃકાળ વખતે ઇસ્લામના મહાન્ સરદાર હઝરત મોહમ્મદ સલ્અમનો મક્કા શહેરમાં જન્મ થયો.[૪]

તે વખતનો તેમનો દેખાવ અલૌકિક હતો, તેમનું આખું શરીર નુરથી ભરપૂર હતું. બીબી આમિનાને આ વખતે પોતાના ઘરમાં નૂરની આકૃતિઓ માલમ પડતી હતી અને તેમને

---

૧. કુરાને શરીફ. સુરતુલ-ઇબ્રાહીમ, આયત ૩૫-૩૬

૨. કુરાને શરીફ. સુરતુલ-મોમિન. આયત ૧૫.

૩. એટલે ઇસ્વી સન ૫૭૦ ના અગષ્ટ માસની ૨૯ મી તારીખે.

૪. આ વખતે ઈરાનમાં નવશેરવાન આદિલનો અમલ હતો. (ઈ. સ. ૫૩૧ થી ૫૭૯.) હિંદુસ્તાનમાં ઉજ્જનમાં રાજા ભોજ ગાદી ઉપર હતો અને દીલ્લીમાં

અવાજ આવતો હતો કે આ પુત્ર એક મોટા મહાત્મા છે માટે તેમની સંભાળ રાખવાની ઘણી જરૂર છે.[૧]

જ્યારે તેમના પેદા થવાની તેમના દાદા હજરત અબ્દુલ મુત્તલિબને ખબર થઇ ત્યારે તેમના આનંદનો પાર રહ્યો નહીં. તેમણે પોતાની કોમના માણસોને આમંત્રણ કરી ભેગા કર્યા અને પૌત્રના પેદા થયાની ખુશાલીમાં એક મોટી મીજબાની આપી તેમનું નામ **મોહમ્મદ**[૨] પાડ્યું.

દુનિયામાં પુત્ર જન્મથી હજારો માતાઓને આનંદ થતો હશે પણ જે પુત્ર તેમના દુધને દીપાવે અને કૂળને ઉજવે તેવાઓનો જન્મ એજ ખરો આનંદ તથા દેશનું કલ્યાણ છે. તેટલાજ માટે કહ્યું છે કે,

> જનની જણતો ભક્ત જન, કાં દાતા કાં શૂર.
> નહીં તો રહેજે વાંઝણી, મત ગુમાવે નૂર.

**માવજત.**—અરબસ્તાનમાં ગૃહસ્થનાં બાળકો માટે આયાઓ રાખવામાં આવતી હતી તેથી તેમને માટે પણ પ્રથમ **સુઇએબા**[૩] નામની આયા મુકરર કરવામાં આવી. જંગલની રેતાળ જમીનની સ્વચ્છ હવા શરીરને પુષ્ટ કરે છે, વિશાળ રેતીનું રણ જોવાથી મન ઉદાર અને વિશ્વ વ્યાપી થાય છે, સ્વતંત્ર સ્વભાવના બદુ લોકોના સહવાસથી તેમની છટા અને સ્વતંત્રતાનો ખ્યાલ મનમાં ઠસે છે વિગેરે ફાયદાઓને લીધે મક્કાના ગૃહસ્થ લોકો પોતાના બાળકોને નાનપણથીજ જંગલમાં રાખતા. આથી જંગલમાં રહેનારી જુદા જુદા કુટુંબની સ્ત્રીઓ જે આયાઓનું કામ હતી કરતી તે ફસલ ઉપર મક્કામાં

---

અનંગપાલ હતો. હાથીના હુમલાને સવા મહીનોજ થયો હતો. મક્કામાં આ વખતે આગેવાન પુરૂષો રાજકારભાર કરતા હતા અને સૌથી વધારે મોભાવાળો માણસ અધ્યક્ષ ગણાતો હતો. **Aristocratic republic.**

૧. હજરતની પેદાએશ વખત એવી એવી ચમત્કારિક બાબતો બનવા પામી હતી કે જેથી જગતનો ઉદ્ધાર કરનાર પુરૂષ પેદા થયો છે એમ લોકો સમજી ગયા હતા.

૨. મોહમ્મદનો અર્થ "વખણાએલ," પ્રતાપી, અથવા તેજસ્વી થાય છે. **Illustrious. Renowned or Praised.**

૩. સુઇએબા અબુલહબની લોંડી હતી. તેણે હજરત મોહમ્મદના પેદા થવાની જ્યારે અબુલહબને વધામણી આપી ત્યારે તેણે તેને તેના બદલામાં આઝાદ (છુટી) કરી અને તેને તેમની આયા થવાની પરવાનગી આપી. દાઇ હલીમા સ્દી૦ જે મક્કા પાસે રેતાળ જમીનમાં આવેલા એક પર્વતની તળેટીમાં રહેતાં હતાં તેમણે પાછળથી હજરતની માવજત કરી હતી.

આવતી અને ગૃહસ્થોનાં બાળકોને માવજત માટે પોતાના મુકામ ઉપર જંગલમાં લઈ જતી. દાઇ હલીમા સઆદિઆ પોતે કહે છે કે "જ્યારે હું બની-સઅદ કુટુંબની સ્ત્રીઓ સાથે બાળકની તલાસમાં નીકળી મક્કે આવી ત્યારે મારી સાથે એક ઉંટણી હતી. તે એટલી તો નબળી હતી કે મહા મુસ્કેલીએ ચાલતી, તેમ તેના દુધનું પણ કાંઈ ઠેકાણું નહોતું. મારો છોકરો અને મારો ધણી પણ મારી સાથે હતાં. મારી હાલત એવી નબળી હતી કે અમે જેમ તેમ કરી પેટ ભરતાં હતાં, મારી સાથેની બધી સ્ત્રીઓએ પહેલાંથી દોડધામ કરી મરજી પ્રમાણે પૈસાવાળા અને તવંગર માણસોનાં બચ્ચાં માવજત માટે લઇ લીધાં. પણ હુંજ રહી ગઈ. આ વખતે હજરત મોહમ્મદ સિવાય બીજું કોઇ બાળક રહ્યું નહોતું અને તે પણ એટલા માટે રહ્યા હતા કે બાપ વગરના નિરાધાર હોવાથી કોઇએ લીધા નહોતા. મેં મારા ખાવીંદ[1] સાથે વાતચીત કરી અને કહ્યું કે કોઇનું પણ બાળક લીધા વગર મક્કેથી પાછા જવું એ મને ઘણું ભારે લાગે છે કેમકે એ ઘણું નામોશી ભર્યું છે માટે બેહતર છે કે તેજ બચ્ચાને લઈ લઉં. મારા પતિ સાથે વાતચીત કરીને હું બીબી આમિના પાસે ગઈ. હજરત સુતેલા હતા અને તેમની ઉપર એક સફેદ લૂગડું નાખેલું હતું. તેમનો ચહેરો એવો તેજસ્વી અને તેમનું આખું શરીર એવું સોહામણું હતું કે મારૂં મન પોતાની મેળે તેમની તરફ ખેંચાવા લાગ્યું. હું ધીરે ધીરે તેમની પાસે ગઈ અને મેં તેમની છાતી ઉપર હાથ મૂકયો. હજરતે ઝબ લઇને આંખ ઉઘાડી અને મને જોઇને મ્હોં મલકાવ્યું. મેં પ્રેમપૂર્વક તેમને ખોળામાં લઇ તેમની આંખોને ચુંબન કર્યું અને ત્યાં બેશી દુધ પાવા લાગી. દુધ પાઇને તેમને માવજત માટે લઈ હું મારા મુકામ ઉપર આવવા તૈયાર થઇ ત્યારે બીબી આમિનાને પુત્રના વિયોગથી ઘણી બેચેની થવા લાગી. પણ કરે શું ત્યાંનો રિવાજ એવો હતો કે જંગલમાં મોકલ્યા વગર છુટકો નહોતો. હું હજરતને લઇને મારા મુકામ ઉપર આવી. મારા પતિ તેમને જોઇને રાજી રાજી થઈ ગયા. મારી સાંઢણી જે ઘણીજ નબળી હાલતમાં હતી તે પણ મક્કામાં આવીને તંદુરસ્ત થઇ વધુ દુધ દેવા લાગી. મારા પતિ તેને દોહતા અને તે અને હું દુધ પીને રહેતાં, કારણ કે અમારી હાલત નબળી હોવાથી અમારી પાસે બીજું કાંઇ સાધન નહોતું. રાત્રે પેટ ભરીને દુધ પીને અમે અમારે ઉતારે સુઈ રહ્યાં. સવારે મારા પતિ મને કહેવા લાગ્યા કે 'હે હલીમા! આ બાળક તને મુબારક થાઓ! એનું આવવું આપણે માટે કલ્યાણકારી છે.'

---

૧. ખાવીંદ એટલે ધણી, પતિ.

થોડા દિવસ મક્કામાં રહી હું બીબી આમિનાની રજા લઈ ઘેર જવા રવાના થઇ. હજરતને પોતાની સાથે લઈ હું પેલી સાંઢણી ઉપર સવાર થઇ ઘેર જવા લાગી ત્યારે રસ્તામાં મને અવાજ સંભળાતો કે 'હે હલીમા ! તારી આફત ટળી ગઈ.' રસ્તામાં હજરતને લઈ હું જ્યાં જ્યાં થોભતી ત્યાં ત્યાં મને બધે ખુશનુમા અને રળિયામણું લાગતું. જ્યારે હું ઘેર પહોંચી ત્યારે ત્યાં મને અજાયબ રોનક[1] માલૂમ પડવા લાગી. મારી બકરીઓ પણ હવે વધુ દુધ દેવા લાગી. નશીબદારનાં પગલાં નશીબદાર હોય છે તેથી તે અમને ફળ્યાં અને અમારી વેળા વળી."[2] દાઇ હલીમા સઆદીઆ રેતાળ જમીનમાં એક પર્વતની તળેટીમાં રહેતાં હતાં. તેથી સ્વચ્છ હવામાં રહેવાથી હજરતનું શરીર દિવસે દિવસે સારા પ્રમાણમાં વધવા લાગ્યું.

દાઈ હલીમા કહે છે કે "જ્યારે હજરત છ વરસના થયા ત્યારે મારો છોકરો જે બકરાં ચારવા જંગલમાં જતો હતો તેની સાથે પોતે પણ જતા. એક દિવસે મારો છોકરો જંગલમાંથી દોડતો આવ્યો અને કહેવા લાગ્યો કે 'મા ચાલ ભાઇ મોહમ્મદને કોઇ બે માણસો ઉપાડી ગયા છે. તેમની પાસે છરી પણ છે. માટે જલદી તેમની ખબર કહાડ નહિ તો મળવા મુસ્કેલ છે.' એ ઉપરથી હલીમા દાઈ દોડતાં દોડતાં તેની સાથે ગયાં. પહાડ ઉપર ચડીને જુવે છે તો ત્યાં હજરત સહીસલામત બેઠેલા છે અને આકાશ ભણી જોઈ રહ્યા છે. આ વખતે તેમનો ચહેરો ઘણો પ્રકાશિત દેખાતો હતો. જ્યારે તેમણે બીબી હલીમાને જોયાં ત્યારે ધીમેથી હસ્યા. હલીમાએ ચુંબન કરી કહ્યું કે "હું તમારા પરથી કુરબાન[3] થાઉં, શું હકીકત છે ?" ત્યારે પોતે ફરમાવ્યું કે, "મને બે ત્રણ સખસ પહાડ ઉપર લઈ આવ્યા અને અહીં મુકીને ચાલ્યા ગયા.[4]" હજરતની આ હકીકત સાંભળી બીબી હલીમા તેમને ઘેર લઈ ગયાં. લોકોને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેમણે કહ્યું કે એ કામ કોઇ જીન, ભૂત, અગર પલીતનું હશે. બાઈ હલીમા કહે છે કે "જ્યારે આ હકીકત મેં મારા પતિને કહી ત્યારે તે પણ ગભરાયા અને કહેવા લાગ્યા કે "જો એવું છે તો તેમને અબ્દુલ-મુત્તલબ પાસે પહોંચાડવા જોઇએ. કાંઇ એવું ન થાય કે એ બાળકને કોઈ પ્રકારનું નુકશાન પહોંચે." તેથી હું તેમને લઈ મક્કા તરફ

---

૧. રોનક એટલે આબાદી, તેજ, બરકત.

૨. જુઓ "તફરીહુલ્-અઝકીયા" નામનું પુસ્તક પાન ૧૭-૧૮.

૩. કુરબાન એટલે ફિદા, વારીજાઉં, I sacrifice myself over thee.

૪. કહે છે કે આ ફરિશ્તા હતા જેમણે અહીં તેમનું અંતર સાફ કરી નાખ્યું હતું. આને શક્કુસ્ સદ્ર (સીના ચાક) કહે છે.

રવાના થવાની તૈયારી કરવા લાગી. હું જવાને ઘણી નારાજ હતી પણ છુટકો નહોતો; આખરે લાચારીથી તેમને લઈ મક્કા તરફ રવાના થઈ. જ્યારે મક્કે પહોંચી ત્યારે દરવાજા આગળ એક સહી સલામત જગા જોઈ હજરતને મેં ત્યાં બેસાડયા અને હું દીશાએ જવા ગઇ. જ્યારે પાછી આવી ત્યારે ત્યાં હજરત દેખાયા નહી. મેં ચારે તરફ ઘણી શોધ કરી પણ કાંઈ પત્તો લાગ્યો નહીં. આખરે હેરાન થઇને હું રડતી રડતી[1] તેમના દાદાને ખબર કરવા ગઈ. તેમના દાદા તેમના ગુમ થયાની ખબર સાંભળી ઘણા બેચેન થઇ ગયા. તેમણે પહાડ ઉપર ચડી બુમ પાડી એટલે બધા લોકો દોડી આવ્યા અને એકદમ બધા જણ ભેગા થઇને હજરતને શોધવા લાગ્યા. તેમના દાદા કાબેતુલ્લા આગળ જઇ પ્રાર્થના કરવા લાગ્યા એટલામાં ખબર પડી કે હજરત "તહામા" ના ભાગ તરફ છે. હજરત અબદુલ મુત્તલિબ તે તરફ ગયા તો રસ્તામાં પણ કોઇએ કહ્યું કે હા હજરત ફલાણી જગાએ છે. જ્યારે હઝરત અબદુલ મુત્તાલબ નજદિક પહોંચ્યા ત્યારે ત્યાં જુવે છે તો હઝરત એક ઝાડ નીચે રમી રહ્યા છે. લાંબા વખતથી જોએલા નહીં હોવાથી તેમના દાદા તેમને ઓળખી શકયા નહીં તેથી તેમણે તેમનું નામ પુછ્યું. હઝરતે પોતાનું નામ બતાવ્યું એટલે તો તરતજ દાદાએ દોડીને તેમને ખોળામાં લઇ લીધા અને છાતી સરસા ચાંપીને ઘર તરફ વિદાય થયા. ઘેર આવીને તેમણે ભારે આનંદ ઉજવ્યો અને ઉંટ તથા સોનાના નાણાની ખેરાત કરી, અને મને પણ ઘણી ચીજો ભેટ આપી રજા આપી.[2] " આ પ્રતાપી બાળકે પોતાની દુઃખીયારી માના આશા વગરના જીવનમાં આનંદનો પ્રકાશ પાડયો અને મા તેમને જોઈ દિવસ ગાળવા લાગ્યાં.

**બીબી આમિનાનો સ્વર્ગવાસ.**— જ્યારે તેમને છ વરસ પુરાં થયાં ત્યારે તેમની મા તેમને લઇ પોતાના મામાને ઘેર યસરબ[3] ગયાં. ત્યાં તે પોતાના સ્વર્ગવાસી સ્વામીને યાદ કરી ઘણી વખત રડતાં હતાં તે જોઈ મહાન્ હઝરત દીલગીર થઈ તેમના ગળે બાઝી પૂછતા કે " મા તું હમેશાં શા માટે રડે છે ? " પણ તેઓ કાંઇ જવાબ આપતાં નહોતાં. જવાબ ન મળવાથી તેમને

---

૧. આ વખતે હજરતનું નામ હલીમાદાઇના મ્હોંમાંથી નીકળતું સાંભળીને હુબુલ નામનું પુતળું ઉંધું પડી ગયું હતું.

૨. જુઓ તફરીહુલ-અઝકીયા નામનું પુસ્તક પાન ૨૦-૨૧.

૩. મહાન હઝરત સલ્અમ મદીને રહેવા ગયા તે પહેલાં મદીના " યસરબ " નામથી ઓળખાતું હતું. તેને હાલ મદીના કહે છે.

વધારે આતુરતા થવા લાગી. તેઓ વારે ઘડીએ એજ સવાલ પૂછવા લાગ્યા. આખરે તેમણે કહ્યું કે "બેટા હું તારા પિતા માટે રડું છું" તે બાળ સરદારે પૂછ્યું કે "પિતા ક્યાં છે ?" પુત્ર આ સંસારમાં જન્મ લઇને પિતાનું મ્હોં જોવા પામ્યો નથી તેના મુખમાંથી "પિતા" શબ્દ નીકળતો સાંભળી બીબી આમિનાનું હૈયું ભરાઇ આવ્યું. ગળે ડુમો બાઝયો. પ્રથમની જીંદગીનો ચિતાર આગળ આવી ખડો થયો. સ્વામીને સાક્ષાત્ જોતાં હોય તેમ બીબી આમિના એકી નજરે આકાશ ભણી જોઇ રહ્યાં. સ્વામીની છબી જોઈ; પણ તે હાથ નાહ લાગવાથી તેમનો આત્મા ઉંડો જતો હોય તેમ તેમનું શરીર શૂન્ય થવા લાગ્યું. આકાશ ભણી તેમણે હાથ લંબાવ્યા અને પિતા વિનાના બાળકને તેના ગત થએલા પિતા દેખાડતાં હોય તેમ ઇસારો કરવા લાગ્યાં. બાળકે ઉપર નજર કરી પણ કાંઇ દેખાયું નહિ. મા વિચારમાં લીન થયાં. બાળક આતુરતાથી જોઇ રહ્યું. બાપ કોણ હશે, કેવો હશે, ક્યાં હશે, વિગેરે વિચારમાં તેનું કોમળ હૃદય ગુંથાયું અને માને અબોલી જોઇ ગભરાટથી તેને ગળે બાઝી પડયું.

બીબી આમિના યસરબમાં એક મહિનો રહ્યા પછી પુત્રને લઇ મક્કે જવા નીકળ્યાં. અડધે રસ્તે પહોંચ્યાં ન પહોંચ્યાં ને તેમની તબીયત એકાએક બગડી. તેમણે રસ્તામાં મુકામ કર્યો પણ તબીયત સુધરી નહિ. સાથે એક બરકત[1] નામની દાસી હતી તે સારવાર કરતી, અને પુત્રને પણ રમાડતી. પુત્ર પ્રાણથી અધિક હતો. પ્રાણ જશે તો તેનું શું થશે, તેની કોણ સારવાર કરશે, તે કોના સામું જોશે વિગેરે વિચાર તેમના મનમાં ઘોળાવા લાગ્યા. તેમણે પુત્રના સામું જોયું. તેનું ઓશીયાળું મ્હોં જોઈ તેમની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં. દાસીથી રહેવાયું નહિ. તે પણ રડવા લાગી. બન્નેની આંખમાંથી આંસુ પડતા જોઈ પુત્રની આંખમાં પણ ઝળઝળીયાં આવ્યાં. આથી બીબી આમિના વધારે વ્યાકૂળ થયાં. તેમણે જોયું કે અત્યારથી પુત્રના આ હાલ છે તો આગળ કોણ જાણે શું થશે. તેમને ગભરાએલા જોઈ દાસી ગભરાઇ. તેના હોશકોશ ઉડી ગયા અને રડવાનું ભુલી જઈ દિગ્મૂઢ થઇ ઉભી રહી. તેને શાંત થએલી જોઇ પુત્ર છાનો રહ્યો, અને પ્રેમપૂર્વક મા તરફ જોવા લાગ્યો. મા પુત્ર સામું આતુરતાથી જોઇ રહ્યાં. દાસી સારવાર કરવા લાગી. પણ નશીબ બળવાન નહોતું.

અંદરની વેદના સમાઈ નહોતી. બીમારીએ જોર કર્યું. નસીબનો પાટો ઉલટો પડયો અને સાથે તેમના પ્રાણને પણ લેતો ગયો બોલનારો ઉડી

---

1. કેટલાક કહે છે કે ઉમ્મુઅએમન નામની દાસી હતી.

ગયો. પીંજર ખાલી પડયું. દાસી ગભરાવા લાગી. પણ વિચાર કર્યો કે માથે આવી છે તેથી ભોગવ્યા વગર છુટકો નથી. તેણે મનને મજબુત કર્યું, અને તેમને અધવચ કબરમાં સુવડાવી પુત્રને લઇ મક્કા તરફ રવાના થઇ. પિતા પ્રથમથી ગુજરી ગયા હતા[1] અને મા આજે અધવચમાં ગુજરી ગયાં એટલે પુત્ર કિનારા વગરના ભારે સાગરમાં ઝીપલાઇ પડયો. માબાપનું સુખ જે નાનપણમાં દિલાસારૂપ ગણાય છે તે સઘળું જતું રહ્યું. બાપની હાલત ગરીબ હોવાથી ગુજરાન માટે જોઇતાં સાધન પણ નહોતાં. સઘળો આધાર દાદા ઉપર હતો. વળી દાદા પણ ઘણી વૃદ્ધ ઉમ્મરના થયા હતા. જ્યારે જુવાન ન રહ્યા તો ઘરડાનો શો ભરોસો ?

દાસી એ બાળ સરદારને લઇને ઘેર આવી અને રોતાં રોતાં તેમને દાદાના ખોળામાં આપ્યા. દાદાને ઘણું લાગ્યું પણ કરે શું. તેમનું હૈયું ઘણું ભરાઇ આવ્યું પણ તેમણે ડુમો સમાવી રાખ્યો કે રખેને પુત્ર રડે. પિતા આ દુનિયાથી ઉઠી ગયા હતા તોપણ માના પ્રેમની છાયાને લીધે એક દિવસ પણ શોકનું મ્હોડું જોયું નહોતું તેને આજે મા જવાથી ચારે તરફ સુનું ભાસવા લાગ્યું.

મી૦ કાર્લાઇલ લખે છે કે "તેમના દાદા સો વરસના વૃદ્ધ હતા. હઝરત મોહમ્મદના પિતા હજરત અબદુલ્લાહ એ એમના નાનામાં નાના પુત્ર હતા. એ વૃદ્ધ પુરૂપ પોતાની સો વરસની ઘરડી અને ઘસાઇ ગએલી આંખોવડે હજરત મોહમ્મદ તરફ જોતા ત્યારે અબદુલ્લાહ જાણે પાછા આવ્યા હોય એવો તેમને આનંદ થતો. હજરત અબદુલ્લાહની જે કાંઇ નિશાની હતી તે આજ હતી. તેથી એ બાળક તરફ તે સ્નેહની નજરથી જોતા. માબાપ વગરના એ બાળક ઉપર એમને ઘણો પ્રેમ હતો. તેઓ વારંવાર કહેતા કે 'આ રૂપવંતા બાળકની તમે સંભાળ રાખજો, આપણા કુટુંબમાં એના કરતાં બીજા કોઇની કીંમત વધારે નથી.[2] " આવું આવું કહી તેઓ હમેશાં પોતાના પૌત્રનું લાલન પાલન કરતા.

મા કયાં ગઇ હશે, તેનું શું થયું હશે, તે હમણા શું કરતી હશે, તે

---

૧. હઝરત અબદુલ્લાહ મહાન્ હઝરતના પેદા થતાં પહેલાં પચીસ વરસની જવાન ઉમ્મરમાં ગુજરી ગયા હતા, અને પાછળ ચાર ઉંટ, થોડાં ઘેટાં અને એક દાસી એટલુંજ મૂકી ગયા હતા. અને હવે આજે મા ગુજરી ગયાં એટલે તેઓ યતીમ-માબાપ વગરના થઇ ગયા.

૨. તેઓ ઇ. સ. ૪૭૯ માં જન્મ્યા હતા અને ઇ. સ. ૫૭૯ માં ગુજરી ગયા.

મને ક્યાં મળશે વિગેરે પ્રકારના આ દુનિયાની બહારના વિચારોએ નાનપણથીજ મહાન્ હઝરતના મનમાં ઘર કર્યું. ઘેર આવ્યા પછી તેમના શોકનો દરિયો ઉભર્યો. તેમણે જોયું કે ઘરમાં સઘળું આબાદ છે પણ મા નથી. અચાનક મા લોપ થઇ જવાથી તેમના કોમળ હૃદયના આનંદનું કિરણ મંદ પડી ગયું, અને બધે સુનું લાગવા માંડયું. તેમને બેચેન જોઇ વૃદ્ધ અબદુલ-મુત્તલિબનું હૈયું ભરાઈ આવતું. તેઓ તેમને હંમેશાં છાતી ઉપર રાખતા, અને દિલાસો આપી તેમનાં શોકનાં આંસુ લુછતા. આ વખતે કોણ જાણતું હતું કે આજ નિરાધાર બાળક એક મહાન પુરૂષ નીવડશે અને આખા અરબસ્તાનમાંથી અંધકારનો નાશ કરી સર્વત્ર સત્ય ધર્મનો પ્રકાશ ફેલાવશે ? પણ માલિકની કુદરત ન્યારી છે.

**કાબામાં મૂર્તિપૂજા.**[૧]—મહાન્ હઝરતના દાદા હઝરત અબદુલ્‌-મુત્તલિબ મક્કામાં આબરૂદાર પુરૂષ ગણાતા હતા, અને એક મોટા આગેવાન હોવાને લીધે કાબાના પુન્યક્ષેત્રનો કારભાર પણ કરતા હતા. તેમને ઘણીવાર કાબામાં જવું પડતું હતું તેથી તેઓ હમેશાં મહાન્ હઝરત સલ્અમને ત્યાં પોતાની સાથે લઇ જતા. આ વખતે કાબામાં ધમધોકાર મૂર્તિપૂજા ચાલતી હતી. હજારો લોકો ત્યાં આવતા હતા અને આખો દિવસ ઉપવાસ કરી મૂર્તિઓ આગળ ધારેલી આશા સફળ કરાવવા આજીજી કરતા હતા. કેટલાક તેમની આગળ લાંબા થઇ દંડવત્ કરતા હતા, કેટલાક આસપાસ ફેરા ફરતા હતા અને કેટલાક ભક્તિ-પૂર્વક ચુંબન કરતા હતા. આવી રીતે કાબામાં સંખ્યાબંધ મૂર્તિઓની સંખ્યાબંધ પૂજા થતી હતી. આ સઘળું મહાન્ હઝરત પોતાના દાદાની સાથે કાબાની છાયામાં બેસી નજરેનજર જોતા હતા. તેઓ કુદરતી રીતે ઘણા બુદ્ધિમાન હતા તેથી આ સર્વ દેખાવ જોઇ તેમના મનને અજાયબ વિચાર થતા હતા.

**દાદાનો સ્વર્ગવાસ.**—કુદરતના નિયમ પ્રમાણે કોઇની જીંદગી હમેશાં રહેતી નથી તેમ હઝરત અબદુલ્‌-મુત્તલિબની જીંદગીનો છેડો પણ હવે પાસે આવવા લાગ્યો.[૨] તેમણે પોતાના દીકરા હઝરત અબુ-તાલિબને[૩] બોલાવીને કહ્યું

---

૧. જુઓ મી. ટૉમસ કાર્લાઇલ કૃત હીરો ઍન્ડ હીરો વર્શિપનામનું પુસ્તક.

૨. કેટલાક કહે છે કે તેમની ઉમર ૧૨૦ વર્ષની થઇ હતી અને કેટલાક કહે છે કે ૮૦ વર્ષની થઇ હતી. ઇરાનનો બાદશાહ નવશેરવાન પણ એજ વખતે ગુજરી ગયો અને તેનો દીકરો હુરમજ ગાદીએ બેઠો.

૩. અબુતાલિબ-(ઇ. સ. ૫૪૦ થી ૬૨૦) નું બીજુ નામ અબ્દ મનાફ હતું.

કે "હું આ બાળક તને સોંપું છું. અને કોઈ વાતે હેરાન થવા દઈશ નહિ. એ માબાપ વગરનો છે. એની બાલાસ રાખજે અને કોઇ વાતે એના મનને ઓછું આવે એમ કરીશ નહિ." એમ કહી અબ્દુલ્-મુત્તલિબે હઝરતના નાજુક હાથ આસ્તેથી હઝરત અબુ-તાલિબના હાથમાં મૂક્યા. અને તેમને સારી પેઠે સંભાળવાનો હુકમ કરી હમેશની ઉંઘ માટે આંખ મીચી. ઇ. સ. ૫૭૯. આવી રીતે આ નિરાધાર બાળકના જીવનનો એક બીજો ટેકો પણ જતો રહ્યો. જીંદગી ખાટી થઇ ગઇ. માબાપ વગરની હાલતમાં દીલગીરીમાં દિવસો કાઢતા હતા એટલામાં વળી જે દાદા રહ્યા હતા તે પણ ચાલતા થયા.

**કામકાજનો બોજો.**—જેમ જેમ દિવસ ગુજરતા ગયા તેમ તેમ બહારનો શોક તો ઓછો થતો ગયો, પણ અંતરની આગ ઓલવાઈ નહોતી. શોકરૂપી ચીંતા તેમના તેજસ્વી ચહેરાને ફીકો પાડવા લાગી. ટુંકામાં જે ઉમરમાં બાળકો ચંચળ ચિત્તથી રમવામાં દિવસ ગાળે છે તે ઉમરમાં મહાન્ હઝરતને વારંવાર શોકના ચિતાર જોવાથી ઘણું સોસવું પડ્યું. બીબી આમિનાના ગુજરવા પછી હઝરત અબ્દુલ્-મુત્તલિબ એ ત્રણ વર્ષ જીવ્યા તે દરમ્યાન તેમણે પોતાના પ્રતાપી પૌત્રની જોઇએ તેવી સંભાળ રાખી. તેમના ગુજરવા પછી આ બાળ સરદારની જીંદગીનું નવું સ્વરૂપ શરૂ થયું. હઝરત અબ્દુલ્-મુત્તલિબે ગુજરતી વખતે હઝરત અબુ-તાલિબને સોંપણી કરી હતી તેથી તે પોતાના ભત્રિજા સાથે માયાળુ પણે વર્તવા લાગ્યા. પ્રેમનો ટેકો મળવાથી મહાન્ હઝરતનો શોકાતુર આત્મા દિવસે દિવસે ચંચળ થવા લાગ્યો. તેઓ માલિકના ધ્યાનમાં એકાંતમાં બેસી રહેતા હતા. જુવાનીઆઓ તેમને રમત ગમત માટે ઘણાએ બોલાવતા પણ તેઓ કહેતા કે "માણસને સારાં કામ માટે પેદા કર્યું છે કાંઈ રમવા માટે પેદા કર્યું નથી." આમ કહી તેઓ ઉત્તમ આચરણનું જ દર્શન કરાવી રહ્યા હતા. તેઓ જેમ જેમ ઉમર લાયક થતા ગયા તેમ તેમ પોતાની નિર્દોષ આંખો વડે પોતાના તેજોમય ભવિષ્ય તરફ પ્રેમપૂર્વક નજર કરતા હોય તેમ પોતાના સાદા કબીલામાં શુદ્ધ અંતઃકરણથી આનંદ માનવા અને પૃથ્વી ઉપરની કુદરતી ખુબીઓનું અવલોકન કરવા લાગ્યા. કાકા તેમની દેખરેખ રાખતા હતા તેના બદલામાં પોતે તેમનાં ઢોર ઢાંકર ચારવાનું કામ કરતા હતા.[1] બકરાં ચારવા માટે જંગલમાં

---

1. ઢોર ચારવાનો રિવાજ એ વખતે મક્કામાં એટલો બધો હતો કે નાના મોટા બધા એ ધંધો કરતા હતા. હઝરત અબુબકર ખલીફા થયા પછી પણ વખત

જતા ત્યારે ત્યાં નચિંતાઈથી કુદરતની લીલા જોતા. સામે રેતીનું ભારે રણ છે. અગણિત કાળથી એ રેતી સૂર્યના તાપથી કોરી કડાક થઈ રહી છે. તેનો કાંઈ શુમાર નથી. જે તરફ નજર કરો તે તરફ એક ભારે સમુદ્ર પેઠે જણાય છે. નીચે પાર વગરનું રેતીનું રણ અને ઉપર પાર વગરનું આકાશ.વિગેરે દેખાવો હમેશાં નજરે પડવાથી તેમના વિચારો દહાડે દહાડે ગંભીર થતા હતા. જ્યારે રણમાં પોતે ઢોરના ટોળા તરફ નજર કરતા ત્યારે ખુદાતાલાની કુદરત ચોતરફ ફેલાએલી તેઓ સાક્ષાત જોતા. રણમાં એકાંતવાસને લીધે તેમનામાં દિવસે દિવસે ખુદાતાલાની જ્યોતી વધારેને વધારે પ્રગટ થતી હતી અને મક્કાની આસપાસ પર્વતોમાંથી એક ઝીણો શાંત સ્વર તેમના કાનમાં હવે સંભળાવા લાગ્યો હતો.

**કેળવણી.**—તેઓ ઘણા હુંશીઆર અને બાહોશ હતા પણ જેને આપણે નિશાળની–પુસ્તકની કેળવણી કહીએ છીએ તે તેમનામાં જરાએ નહોતી. મી૦ કાર્લાઈલ લખે છે કે "ખરી વાત એ જણાય છે કે હજરત મોહમ્મદને લખતાં બિલકુલ આવડતુંજ નહોતું. અરણ્યનું જીવન અને અરણ્યના અનુભવો એજ એમની કેળવણી હતી. પોતાના ઝાંખા સ્થાન આગળથી પોતાની દૃષ્ટી અને બુદ્ધિ વડે આ વિશાળ વિશ્વમાંથી જે કાંઇ વસ્તુ ગ્રહણ થઈ શકે તેટલુંજ તે ગ્રહણ કરતા. એથી વધુ જ્ઞાન મેળવવાનું એમને માટે નિર્માણ થયું નહોતું. આપણે જરા વિચાર કરીશું તો ચોપડીથી વેગળા રહેવાની આ સ્થિતિ આપણને લગાર વિચિત્ર લાગશે. પણ અરબસ્તાનના વેરાન પ્રદેશમાં જે કાંઈ પોતે જાતે જોઈ શકે અથવા અનિશ્ચિત સ્વરૂપની જે કાંઈ વાર્તાઓ તેમના સાંભળવામાં આવે એ સિવાય બીજું કાંઇ એમનાથી જાણી શકાય એમ નહોતું. દુનિયામાં જે ડહાપણ એમના સમય પહેલાં આવી ગયું હોય અથવા એમનાથી દુરના દેશમાં અસ્તિત્વ ધરાવતું હોય એ સઘળું એમને કાંઈ કામનું નહોતું. જુદા જુદા દેશના અને જુદા જુદા સમયના બીજા જીવાત્માઓની સાથે આ મહાત્મા કોઇ પણ પ્રકારનો સીધો સંબંધ રાખી શકે એમ હતું નહીં. એ ત્યાં આગળ એકલા હતા. ઉજ્જડ પ્રદેશના ઉંડાણમાં પોતે એકલા રહેતા હતા. એકલા રહીનેજ એમને વધવાનું હતું. કુદરત તથા તેમના પોતાના વિચારો એજ એમનાં સાથી હતાં.[1] જેમનો આત્મદીપક પ્રકટ્યો હોય તેમને પુસ્તકનાં થોથાં ઉથલાવવાની શી જરૂર?

---

મળે બકરાં ચારવા જતા. મોટા મોટા કુરેશી સરદારોનાં બચ્ચાં ઢોર ચારતાં હતાં કારણ કે એ રિવાજ અરબસ્તાનમાં એક ચડતી કળાનું ચિન્હ ગણાતું હતું.—જુઓ ઝુરકાની તથા–શરેહ–મવાહિબ.

1. જુઓ ટૉમસ કાર્લાઇલ કૃત "હીરો ઍન્ડ હીરો વર્શિપ" નામનું પુસ્તક.

બાર વરસની ઉમર થતાં તો તેઓ ગામનાં છોકરાંઓ આગળ ખુદા અને નીતિ વિષેની વાતો કરવા લાગ્યા. જે મહાન કાર્ય ભવિષ્યમાં આખા જગતને માટે કરવાનું તેમને માટે નિર્માણ થએલું હતું તેની શરૂઆત કુદરતે તેમની પાસે આમ બચપણથીજ કરાવી હતી. તેઓ ઘરમાં પણ એકાદ ખુણામાં ચુપાચુપ બેસી ગંભીર વિચારમાં પડી ગએલા વારંવાર જણાતા. રમવું, કુદવું, બૂમ બરાડા પાડવા કે એવાં બીજાં તોફાન મચાવી મુકવાં એ સાધારણ બાળકોમાંનું એકે લક્ષણ તેમનામાં નહોતું. આ જોઈ લોકો ઘણી વખત એમ કહેતા હતા કે એ કોઇ સાધારણ મનુષ્ય નથી પણ માણસ જાતને દાખલો બેસાડવા ખુદાતાલાએ મોકલેલો એક મહાત્મા છે. તેઓ જેટલા ચપળ હતા તેટલાજ તેજસ્વી પણ હતા. તેમની ખુદા પ્રત્યેની લાગણી છેક બાળપણથીજ ઝળકી રહી હતી. તે શાંત પ્રકૃતિવાળા, વિચારવંત, થોડું બોલનારા, બુદ્ધિમાન, નીતિપરાયણ અને મહેનતુ હતા અને છોકરાઓને નાનપણથીજ ખરૂં બોલવાનું શિક્ષણ આપતા હતા.

**ઓકાઝનો મેળો.**[1]—કુરેશી અને બનિ-હવાઝિન્ વચ્ચે **ઓકાઝ** આગળ ગઝવતલ્—ફિજાર[2] નામની લડાઇઓ ચાલી ત્યારે મહાન્ હજરત સલ્અમ સમજણા થયા હતા ઓકાઝમાં બાર મહીને ઝુલ્કંદના[3] મહીનામાં એક મોટો મેળો ભરાતો હતો. ત્યાં દુર દુરથી વેપારીઓ પોતાની દુકાનો લઇને આવતા અને લાખો રૂપીઆનો હેરફેર કરતા. કેટલાક લોકો ત્યાં પોતાની બહાદુરીના ગુણ ગાવા તથા પોતાની કવિત્વ શક્તિ અને વિદ્વતા જાહેર પાડવા આવતા. જે કાવતાની તારીફ થતી તેને સોનેરી અક્ષરે લખીને કાબાના ધામમાં લટકાવતા. કવીઓ એક બીજાની સાથે ચડભડી પડતા અને

---

૧. "ઓકાઝ્" તાયફ અને નખલા વચ્ચે એક જગા છે.

૨. ધર્મ વિરૂદ્ધ લડાઇઓ. (Sacrilegious Wars) આ લડાઇઓ પ્રથમ ધર્મ વિરૂદ્ધ એટલા માટે કહેવાઇ કે તે ઝિલ્કંદના મહિનામાં થઈ હતી. આ મહિનો પવિત્ર ગણાય છે તેથી એ મહિનામાં પ્રથમ લડાઈ થઇ શકતી નહોતી પરંતુ એ કાનુન મક્કાની ફતેહ થયા પછી નીકળી ગયો છે. હાલમાં ધર્મ સંબંધી લડાઇ ઇસ્લામના કાનુન પ્રમાણે કોઇ પણ વખતે થઇ શકે છે. આ લડાઇઓ થવાનું મૂળ કારણ એ હતું કે એક કવિએ પોતાની કોમના લોકોનાં વખાણ કરવા એક કવિતા બનાવી અને ઓકાઝમાં આવી બધાઓની રૂબરૂ તેમના ગુણ ગાઇ તેમની શ્રેષ્ઠતા જાહેર કરવા લાગ્યો. આથી કુરેશી ખાનદાનના લોકોને ઘણું માઠું લાગ્યું. તેમણે તરત તરવાર હાથમાં લીધી અને લડાઇ શરૂ કરી. આ લડાઇ ઇ. સ. ૫૮૦ થી ઇ. સ. ૫૯૦ સુધી ચાલી જેમાં હજારો લોકોના જીવ ગયા.

૩. ઝુલ્કંદને ઝીકઅદ અથવા ઝિલ્કદ પણ કહે છે. મુસલમાની સાલનો તે ૧૧ મો મહીનો ગણાય છે.

તેથી વરસોના વરસો ચાલે એવી લડાઇઓનાં બી રોપાતાં, વીર પુરૂષો ત્યાં કુસ્તીઓ કરતા અને એક બીજા સાથે હરીફાઇમાં ઉતરી પોતાનું જોર અજમાવતા. આ તમાશો જોવા હજારો લોકો ભેગા થતા અને જે જીતતો તેના ગુણ ગવાતા અને તેના કુટુમ્બને મુબારકબાદીઓ અપાતી. "જેમ ગ્રીક લોકો ઓલિમ્પિઆમાં કુસ્તી, ઘોડાની શરતો, કાવ્યવિનોદની સભાઓ વિગેરેના મેલાવડા કરતા હતા તેમ અરબ લોકો પણ મક્કાની પાસે આવેલા ઓકાઝમાં કુસ્તી વિગેરેના વાર્ષિક મેલાવડા કરતા. ઓકાઝ મક્કાથી એક દિવસની મુસાફરીથી પહોંચી શકાય એટલે છેટે છે. કાબાની જાત્રાની આગમચ એ મેલાવડો થતો હતો તેથી જુદી જુદી જાતોને ઇનામ માટે એક બીજા સાથે હરીફાઈ કરવાનો પ્રસંગ મળતો, જેમ ઓલિમ્પિઆની રમતો વગર ગ્રીક લોકોને ચાલતું નાહ તેમ ઓકાઝની રમતો વગર અરબ લોકોને ચાલતું નહિ.[1]" મહાન્ હજરત સલ્અમ એકવાર એ મેળામાં ગયા તો તે વખત તેમને જણાયું કે અરબ લોકો ત્યાં પોતાની રચેલી કવિતાઓ ઘણા શોખથી ગાય છે, કેટલાક ઘણી છટાદાર ભાષામાં પોતાના બાપદાદાઓના વખાણનાં ભાષણો કરે છે, અને પોતાના ખાનદાનની સરસાઇનાં ગીત ગાય છે, કેટલાક યહુદી અને ક્રિશ્ચિયન પાદરીઓ પોતપોતાના ધર્મપંથોનું ઘણી રસિક ભાષામાં વર્ણન કરી લોકોને મુગ્ધ કરે છે અને તેમ કરવા જતાં જુદા જુદા પંથવાળાઓ સાથે વિવાદ, કલહ, અને મારામારીનો પ્રસંગ આવે છે. આ ઉપરાંત કંચનીઓ દરેક તંબુ ઉપર જઈને ગાયન કરે છે અને પોતાના હાવભાવથી અરણ્યવાસી અરબોને ઉત્તેજીત કરે છે. વળી ત્યાં નિશાબાજ અને જુગારીઓની મંડળીઓ ભેગી થાય છે. અને સવારથી સાંજ સુધી ધાંધલ ચાલે છે. એવો મામલો તેમને જણાયો. ત્યાં હજારો લોકો એકઠા થતા અને છાકટા થઈ તોફાન કરતા. સ્ત્રીઓ પણ ઉઘાડે છોગે ધાંધલ કરતી અને પુરૂષો કરતા પણ વધી જવા કરતી. આ સઘળું જોઈ મહાન્ હઝરત સલ્અમના ચંચળ મન ઉપર ઘણી અસર થઇ. લોકો આ કુટેવો છોડી દઈ નીતિના માર્ગે કયારે દોરાય એ જોવાની હવે તેમને આતુરતા થવા લાગી.

**શામની[2] સફર.**—મક્કામાંથી વેપાર અર્થે કાફલો જવાનો વખત હવે શિરસ્તા પ્રમાણે આવી લાગવાથી તેમના કાકા અબુ—તાલિબે તેમને ઘર

---

૧. રા. બ. ગોવીંદભાઈ હાથીભાઈ કૃત "પૂર્વ તરફના દેશોનો પ્રાચિન સુધારો પા. ૧૭૭.

૨. સીરિઆ. એ પ્રદેશ અરબસ્તાનના ઉત્તર ભાગમાં આવેલો છે.

આગળ મૂકી વેપાર માટે શામ તરફ જવાની તૈયારીઓ કરવા માંડી. જ્યારે તેઓ નીકળવા લાગ્યા ત્યારે મહાન્ હઝરત ઘણા ઓશીઆળા થઈ ગયા અને કહેવા લાગ્યા કે "કાકા આપ જાઓ છો ત્યારે મને અહીં એકલો શા માટે મૂકી જાઓ છો," ભત્રીજાના પ્રેમાળ શબ્દો સાંભળી કાકાનું હૈયું ભરાઈ આવ્યું. તેમણે હઝરતને દિલાસો આપ્યો અને "હું તને નાહ મુકી જાઉં," એમ કહી પોતાની સાથે લઇ શામ તરફ રવાના થયા.

રેતી અને પથરાની જમીનમાં કેટલીક મુદત ચાલ્યા પછી જુદી જુદી ચીજો અને જગાઓ જોતો તેમનો કાફલો એક શહેર આગળ જઇ પહોંચ્યો. એ શહેર તે વખતે એક મોટું વેપારનું મથક હતું. ત્યાં હજારો લોકો દુર દુરથી તરેહવાર ચીજો લઇને વેપાર કરવા આવતા હતા. વળી ત્યાં ક્રિશ્ચિયનોનાં મોટાં મોટાં આશ્રમો હતાં જેથી ત્યાં લોકોનો ઘણો જમાવ થતો હતો અને મેળા ભરાતા હતા. તે કાફલાએ જઇ એક આશ્રમ પાસે પડાવ નાંખ્યો. આશ્રમનો સૌથી મોટો સાધુ જેનું નામ "બહીરા" હતું તેની નજર અનાયાસે મહાન્ હજરત ઉપર પડી. તે તેમનું તેજસ્વી સ્વરૂપ અને ભવ્યતા જોઇને હેરત પામી ગયો. તે શાસ્ત્રી ધર્મશાસ્ત્રમાં પ્રવીણ હતો અને પેગમ્બરમાં શું શું નિશાનીઓ હોય છે તે સારી પેઠે જાણતો હતો તેથી તેમનામાં પેગમ્બરની નિશાનીઓ જોઈ તેમના કાકાને કહેવા લાગ્યો કે "ધર્મ પુસ્તકોમાં છેલ્લા પેગમ્બર વિષે જે નિશાનીઓ કહી છે તે સઘળી આ શખસમાં છે. એની બરાબર સંભાળ રાખજો—એને શામમાં લઈ જશો નાહ, કારણ કે ત્યાંના યહુદીઓ એના દુશ્મન થઇ પડશે અને હેરાન કરશે. તેની પીઠ ઉપર બંને ખભાની વચ્ચે પેગમ્બરીની નિશાની હશે. તમને ખાત્રી ન આવતી હોય તો જોઇ લો[1]. જો યહુદીઓને ખબર પડશે કે અમારા પેગમ્બરોમાં ચાલતી આ-વેલી પેગમ્બરી અરબમાં ગઈ છે તો તમને ત્યાંથી નાસવું ભારે થઇ પડશે.[2]" તે શાસ્ત્રીના આવાં વચનો સાંભળી હઝરત અબુ-તાલિબ ઘણા તાજુબ થયા. તેના કહેવાની તેમના મન ઉપર એટલી બધી અસર થઇ કે તેમણે એજ

---

૧. તેમણે પીઠ ઉઘાડીને જોયું તો મોહરે નબુવતનું નિશાન જણાયું. મોહરે નબુવત એટલે Seal of Prophecy.

૨. હજરત ઇબ્રાહીમ પેગમ્બરને હજરત ઈસ્માઇલ અને હજરત ઈસ્હાક એવા બે દીકરા હતા. હજરત ઈસ્માઇલની ઓલાદમાં હજરત મોહમ્મદ પેગમ્બર હતા. અને હજરત ઈસ્હાકની ઓલાદમાં બની ઇસ્રાઈલો (યહુદીઓ) ના બીજા પેગમ્બરો હતા. આ વખતે પેગમ્બરી હજરત ઇસ્માઇલની ઓલાદમાં આવી ગઇ હતી.

વખત તમામ માલ ત્યાંને ત્યાં વેચી નાંખ્યો, અને મક્કે પાછા ફર્યા.

ધીમે ધીમે નાની વયમાંથી તેમણે યુવાવસ્થામાં પ્રયાણ કર્યું. વિશાળ લલાટ ઉપર "પ્રતાપી" શબ્દ કુદરતી રીતે પડેલો જોવામાં આવતો હતો. તેમનો ઉત્સાહ, દ્રઢતા, શુદ્ધ વર્તન, અને મીઠી વાણીથી વૃદ્ધ અને જુના જમાનાના લોકો પણ ચકિત થઇ જતા અને આનંદની નજરથી તેમના તરફ જોતાં ધરાતા નહોતા. જેના ચરિત્રમાં મધુરતા હોય તેના તરફ લોકો ખેંચાય એ કુદરતી છે.

હઝરતે વખતના વહેવા સાથે વેપારના કામમાં સારો અનુભવ મેળવ્યો અને પ્રમાણિકપણા માટે તેમનું નામ એટલું બધું પ્રખ્યાત થયું કે લોકો તેમને **અલ—અમીન**[1] કહી બોલાવવા લાગ્યા.

મહાન હઝરતે આ વખતે પોતાના પચીસમાં વરસમાં પ્રવેશ કર્યો તેમને ખાત્રી થઇ ગઇ હતી કે ખરા ખુદાને છોડી બનાવટી મૂર્તિઓની સેવા કરવી એ ખુદાના ફરમાનથી ઉલટું છે; તેથી તેમણે માલિકના ધ્યાનમાં રહી મહાજ્ઞાન તરફ પોતાનું ચિત્ત ચોટાડ્યું. તેમના પવિત્ર આત્માને ધીરે ધીરે અનંત પુરૂષનું જ્ઞાન થવા માંડયું અને ઝળકતી કારકીર્દિના પ્રાથમિક ચિન્હો દેખાવા લાગ્યાં.

**બીબી ખદીજા**[2] **રઝી૦**—મક્કામાં આ વખતે કુરેશી ખાનદાનમાં એક

---

૧. સત્યનિષ્ટ. ઈમાનદાર. દયાનતદાર. પ્રમાણિક–Trusty. Trustworby. Upright. Union of all virtues. સકળ ગુણ સંપન્ન.

૨. બીબી ખદીજા રઝી૦ એ કોસએના પુત્ર અસદના દીકરા ખુવેલિદની દીકરી હતાં. તેમની માનું નામ ફાતમા હતું. અજ્ઞાનતાના સમયમાં બીબી ખદીજાને લોકો "તાહેરા" કહીને બોલાવતા હતા. તેમનું પ્રથમ લગ્ન આયદ મખઝુમી સાથે થયું હતું અને તેનાથી તેમને એક દીકરો તથા એક દીકરી થયાં હતાં. આયદના ગુજરવા પછી ફરીવારનું તેમણે અબુ હાલા બિનાશની સાથે લગ્ન કર્યું. તેનાથી પણ તેમને એક દીકરો અને એક દીકરી થયાં હતાં. અબુ હાલા બિનાશના ગુજરવા પછી ત્રીજી વારનું લગ્ન મહાન હઝરત સલ્અમ સાથે થયું હતું. એ ઉપરાંત મહાન હઝરત સલ્અમના પાછળથી જેટલાં લગ્ન થયાં હતાં તે હઝરત બીબી આએશા સિદ્દીકા સિવાય તમામ બેવાઓ—વિધવાઓ સાથે થયાં હતાં. વળી હઝરત પેગમ્બર સલ્અમની પવિત્ર પુત્રીઓ બીબી રૂકયા તથા બીબી ઝેનબનાં પણ સાની નિકાહ–પુનર્લગ્ન થયાં હતાં. જો નિકાહે સાની એટલે વિધવાઓના ફરી લગ્ન કરવાની મનાઈ હોત તો મહાન હઝરત સલ્અમના કુટુંબમાં આવી રીતના નિકાહ થાત નહીં.

વિધવા[1] બાઇ હતાં જે પોતાના પતિના ગુજરવા પછી શામ સાથે પોતાનો લાંબા વખતથી ચાલતો આવેલો વેપાર નોકરો મારફત ચલાવતાં હતાં. તેમનું નામ બીબી ખદીજા હતું. તેમની પાસે ઘણી દોલત હતી પરંતુ તેમની પાસે કોઇ એવો સારો માણસ નહોતો જે ભરોસાથી તેમનો સઘળો કારભાર ચલાવે. આ વખતે મહાન્ હઝરતનું નામ પ્રમાણિકપણાને લીધે લોકોને મ્હોડે રમી રહ્યું હતું તેથી આકર્ષાઇ તે બાઇએ તેમને મુનીમ તરીકે રહેવા કહેવડાવ્યું અને બમણો અવેજ આપવા તૈયાર થયાં. મહાન્ હઝરત સલ્અમની મરજી માલિકની આરાધના મૂકી વેપારની ગડબડમાં પડવાની નહોતી: પરંતુ હઝરત અબુતાલિબે તેમને બોલાવીને કહ્યું કે "તમે જાણો છો કે મારી હાલત જોઇએ તેવી સારી નથી તેથી મને ઘણી તંગી ભોગવવી પડે છે. હાલમાં એક કાફલો સીરીઆ તરફ જવાનો છે અને બીબી ખદીજાને પોતાના માલ સાથે મોકલવા એક સારા વિશ્વાસુ માણસની જરૂર છે, માટે તમે તેની સાથે ગોઠવણ કરો." તે ઉપરથી હઝરતે એ કામ હાથમાં લીધું અને બાઇના મુનીમ થઇ વેપાર અર્થે શામ તરફ રવાના થયા. બીબી ખદીજાનો મેસરા[2] નામનો ગુલામ તેમની સાથે હતો. આ ગુલામ ઘણા વખતથી બીબી ખદીજાની પાસે હતો અને હંમેશાં વેપારનું કામકાજ કરતો હતો. તે ઘણી મુદતથી શામ તરફ વેપાર માટે જતો આવતો હોવાથી માહતગાર થઇ રહ્યો હતો અને રસ્તામાં ઘણા લોકોને ઓળખતો હતો. વેપારના કાફલાએ ચાલતાં ચાલતાં બહીરા સાધુના મઠ આગળ[3] મુકામ કર્યો. બહીરા આ વખતે મરણ પામ્યો હતો. તેની જગ્યાએ "નસ્તુર" નામનો બીજો સાધુ કામકાજ ચલાવતો હતો. તે મેસરાને ઓળખતો હતો. તેણે હઝરત સલ્અમને જોઇને તેને કહ્યું કે "આ મહાન્ પુરૂષને શામના મુલકમાં લઇ જવો એ ઘણું ધાસ્તીભરેલું છે; કારણ કે યહૂદીઓ જો તેને જોશે તો તેના ખરેખરા દુશમન થઇ પડશે અને જરૂર હેરાન કરશે." આ ઉપરથી આગળ જવાનું માંડી વાળ્યું અને સઘળો માલ ત્યાંજ વેચી નાંખ્યો. મહાન્ હઝરત ઇમાનદારીથી કામ બજાવી, અને સારો નફો મેળવી ઘર તરફ રવાના થયા.

થોડા દિવસની મુસાફરી પછી મક્કા શહેર દેખાવા લાગ્યું. આ વખતે બપોર ચડયા હતા. બીબી ખદીજા અગાશીના ઝરૂખામાં કેટલીક સ્ત્રીઓ સાથે બેઠાં હતાં અને હઝરતનીજ વાત કરી રહ્યાં હતાં તેટલામાં હઝરત

---

૧. એક પછી એક એમ બે પતિ ગુજરી જવાથી વિધવા થયા હતાં.

૨. કેટલાક આનું નામ "ખઝીમા બિન્ હકમ્" બતાવે છે.

૩. મહાન્ હઝરત પહેલી મુસાફરીમાં જતાં પોતાના કાકા હઝરત અબુતાલિબ સાથે ઉતર્યા હતા તે જગા.

સંઘઅમની સાંઢણી દેખાવા લાગી. વાદળીની છાયા તેમના તેજસ્વી મુખ ઉપર આવી રહી હતી જેની શીતળતા અનુભવતા તેઓ ઘર તરફ સીધારતા હતા. તેમને આવતા જોઇ બીબી ખદીજાના મનમાં હર્ષના ઉભરા આવવા માંડયા અને તેમનું હૃદય આનંદથી ઉછળવા લાગ્યું. તે એકી ટસે જોઇ રહ્યાં હતાં. જેમ જેમ સાંઢણી ઘર તરફ આવવા લાગી તેમ તેમ ધબકારા વધવા લાગ્યા. ઉર્મિઓ ઉપર ઉર્મિઓ આવવા લાગી અને કાંઇ ભારે લાભ થશે એવું અંતર સાક્ષી આપી રહ્યું હતું એટલામાં તે મહાન્ મારફતીઆ ઘર આગળ આવી પહોંચ્યા.

**લગ્ન.**—ઘેર આવ્યા પછી મેસરા ચાકરે બીબી ખદીજા આગળ તેમના ગુણોનું વર્ણન કહી સંભળાવ્યું. તેઓ આથી ઘણા ખુશી થયાં અને માલિકે કૃપા કરી આવો ગુણીયલ મુનીમ આપ્યો તેથી પોતાને ભાગ્યશાળી ગણવા લાગ્યાં. વળી વેપારમાં ઘણો નફો થયાનું માલુમ પડયું ત્યારે તો મહાન્ હઝરત વિશે તેમના મનમાં સજ્જડ છાપ બેઠી. દિવસે દિવસે તે છાપનું વજન વધતું ગયું. રાત દિવસ નજર આગળ ફરવાથી બીબી ખદીજા તેમને પ્રેમપૂર્વક નીહાળવા લાગ્યાં. કાળા ભમ્મર જેવા વાળ, પહોળી પેશાની, લાંબી કમાનદાર ભમ્મર, કાળી મ્હોટી તેજસ્વી નમ્ર અને મધુર આંખ, શોભાયમાન નાક, મધ્યમ કદ, આખા શરીરના સુકોમળ અવયવો જોઇ બીબી ખદીજાનું મન તેમની તરફ ખેંચાવા લાગ્યું અને છેવટે તેમણે તેમની સાથે લગ્ન કરવાનો સંકલ્પ કર્યો. તેમણે મહાન્ હઝરતના મનનો ભાવ જાણવા માટે પોતાની દાસી નફીસાને તેમની પાસે મોકલી. તેણે આવીને હઝરતને પુછયું કે "આપની આટલી ઉમર થઇ છે છતાં હજુ આપે શાદી કેમ કરી નથી?" તેમણે કહ્યું "ઓરતનું ભરણ પોષણ કરવાના જેની પાસે સાધન ન હોય તે શાદી કેમ કરીને કરે." ત્યારે દાસી બોલી કે "કોઇ ધનવાન સ્ત્રી હોય તો શાદી કરો ખરા કે?" ત્યારે હઝરતે કહ્યું કે "એવી સ્ત્રી કોણ છે." દાસીએ કહ્યું કે "બીબી ખદીજા." એથી પોતે કંઇ બોલ્યા નહીં. દાસીએ બીબી ખદીજાને જઇને કહ્યું કે કદાચ તમે ઉઘાડા પડીને કહેવરાવો તો કબૂલ કરશે. તે ઉપરથી તેમણે તેની સાથે ઉઘાડી રીતે કહેવરાવ્યું કે "હું આપને તન, મન અને ધન અર્પણ કરવા તૈયાર છું માટે આપ મારી સાથે લગ્ન કરી મને કૃતાર્થ કરો." હઝરતનાં હજુ સુધી કોઇની સાથે લગ્ન થયાં નહોતાં. તેમનો સઘળો આધાર માલિક ઉપર હતો તેથી આમાં કાંઇ માલિકનો ભેદ હશે એમ જાણી હા પાડી અને સઘળું નક્કી કરી બીબી ખદીજાને જીંદગીના સાથી બનાવી ભાગ્યશાળી કર્યાં. લગ્ન પ્રસંગે હલીમાં-દાઇને બોલાવી ઘણાં બકરાં ભેટ આપ્યાં.[૧] અને

૧. તે વખતે જાનવર ભેટ આપવાં એ ઉત્તમ ગણાતું હતું. જેમ વધારે જાન-

ગરીબ ગરબાંઓને સારી રીતે દાન દક્ષિણા આપી એકંદરે લગ્નને દીવસે ભારે ધામધુમની સાથે આનંદ ઉજવવામાં આવ્યો,[1]

હઝરત સલ્અમ ગરીબ સ્થિતિવાળા હતા અને બીબી ખદીજા ધનવાન હતાં. ઘણી વખત એવું થાય છે કે ધનવાન સ્ત્રીનો કંગાલ પતિ ઉડાઉ અને દુરાચારી નીવડે છે; પણ અહીં જુદીજ હાલત હતી. હઝરતનું મન ધન તરફ જરાએ નહોતું. તેમને તો માલીકથીજ લો:લાગી હતી. બીબી ખદીજાનો સ્વભાવ ઘણો ઉદાર હતો તેથી તેઓ પોતાનું તન, મન, અને ધન અર્પણ કરી ખરા અંત:કરણથી પતિના પ્રેમમાં મળી ગયાં. હઝરતના પેગમ્બર હોવાનું સૌથી પહેલાં તેમણેજ કબુલ કર્યું, અને તેમને સખ્તીના સમયમાં દિલાસો આપી તેમના અંતઃકરણમાં જે તેજોમય આશાના કિરણ ઉડયાં હતાં તેને સતેજ કરવા નિરંતર કોશીશ કરી. બીબી ખદીજા હઝરત કરતાં પંદર વરસ મોટાં હતાં. તેઓ ઉદાર, સદ્ગુણી, અને બુદ્ધિશાળી હતાં. તેમના ઉપર હઝરતનો એટલો બધો પ્રેમ હતો કે જ્યાં સુધી તે જીવ્યાં ત્યાં સુધી તેમણે બીજું લગ્ન કર્યું નહિ. બીબી ખદીજાને બે દીકરા અને ચાર દીકરીઓ મળી છ બાળક[2] થયાં, પણ એક દીકરી સિવાય બીજાં સઘળા હઝરતની હયાતીમાં ગુજરી ગયાં.

---

વર આપવામાં આવતાં તેમ સારૂં માનવામાં આવતું હતું. લગ્ન પ્રસંગે ખુશી માટે લોંડીઓએ ડફ વગાડયા હતાં, અને આનંદ ઉજવ્યો હતો.

૧. જુઓ મી૰ નારાયણ હેમચંદ્ર કૃત હઝરતનું જીવન ચરિત્ર પાનુ ૩૭.

૨. એ બે દીકરા અને ચાર દીકરીઓમાંથી ફક્ત બીબી ફાતેમા વધારે જીવ્યાં હતાં જેમનું લગ્ન ચોથા ખલીફા હઝરત અલી સાથે થયુ હતું. હઝરત મૌલા અલી વિશે જસટિસ અમીરઅલી પોતાના "હિસ્ટરી ઑફ ધી સૅરેસન્સ" નામના પુસ્તકમાં લખે છે કે "તેમનામાં જો હઝરત ઉમરના જેવી મજબુતી હોત તો તેઓ અરબ જેવી કઠણ પ્રજા ઉપર હુકમત ચલાવવાને વધારે ફતેહમંદ થાત. પણ તેમની સહનશીળતા તથા પરોપકાર બુદ્ધિનો લોકોએ દુરુપયોગ કર્યો અને તેમના દયાળુપણા તથા ઇમાનદારીનો ગેરલાભ લીધો. તેમના વિશે લખવામાં આવ્યું છે કે તેમનો ચહેરો લાલ હતો. તેઓ નાહના કદના પણ ઘણા મજબૂત બાંધાના અને બળવાન હતા. તેમની દહાઢી લાંબી હતી. તેમની આંખો નમ્ર અને ચહેરો ઘણો માયાળુ અને પ્રેમાળ હતો. તેઓ એવા બહાદુર હતા કે તેઓ શેરે ખુદા (ખુદાના સીંહ) ના નામથી ઓળખાતા હતા. વળી તેમનું જ્ઞાન પણ એવું વિશાળ હતું કે તેઓ બાબુલ-ઈલમ એટલે જ્ઞાનનો દરવાજો-ભંડાર કહેવાતા."—જુઓ એ પુસ્તકનુ પાનુ ૫૨-૫૩. મહાન્ હઝરતને દીકરો નહોતો. દીકરીની ઓલાદથી નસલ ચાલેલી છે. બીબી ફાતેમા, "ખાતુન્ જન્નત" તથા "ઝહરા પણ કહેવાય છે.

**હિલ્ફુલ્-ફુદૂલ.**—હઝરત અબ્દુલ્-મુત્તાલબના ગુજરી ગયા પછી મક્કાની સરદારીમાં વખતો વખત વિભાગ પડતા ગયા. લોકોને ગેરઈન્સાફ મળવા લાગ્યો. પરદેશી અને અજાણ્યા માણસોના હક ડુબાવી તેમની મીલકતો પડાવી લેવામાં આવી એટલુંજ નહિ; પરંતુ તેમની વહુ દીકરીઓ ઉપર પણ જુલમી લોકોના હુમલા થવા માંડયા. લોકો ઉપર ધોળે દિવસે ધાડ પડતી જોઇ હઝરત સલ્અમને ઘણોજ ખેદ થવા લાગો. તેમણે ઈ. સ. ૫૯૫ માં કેટલાક આગેવાનોને ભેગા કર્યા અને તેમની પાસે ગરીબ અને નિરાધાર માણસોને જુલમ અને આફતમાંથી બચાવવાની અને ગુન્હેગારોને યોગ્ય શિક્ષાએ પહોંચાડવાની પ્રતિજ્ઞા લેવડાવી. આ પ્રતિજ્ઞા લેનારી મંડળી ઈસ્લામના ઇતિહાસમાં હિલ્ફુલ્-ફુદૂલ્[1] નામથી ઓળખાય છે.

**કાબાની દુરસ્તી.**—ઈ. સ. ૬૦૫ માં કુરેશી લોકોએ કાબાની ઇમારત જે બિસ્માર થઇ ગઇ હતી તેને દુરસ્ત કરવાનું કામ હાથમાં લીધું. તેઓ પોતપોતાના હિસ્સાનું કામ કરવા લાગ્યા. તે ઇમારત જ્યારે તૈયાર થઇ ત્યારે **હજ્રે અસ્વદ્‌ને**[2] તેની મૂળ જગાએ ગોઠવવાનો વખત આવ્યો. અરબસ્તાનમાં આ વખતે જુદાં જુદાં કુટુંબો હતાં. દરેક કુટુંબના લોકો એમ કહેતા હતા કે એ ગોઠવવાનો હક અમારો છે. આ સવાલ ઘણો ભારે થઇ પડયો તે એટલે સુધી કે લડાઈ જાગવાનો વખત આવ્યો. લોકોએ માંહોમાંહે એક મત થઈ સલાહ કરી કે કાબાની મસ્જીદમાં બની-શઐબા દરવાજામાંથી જે કોઈ પહેલો આવે તે એનો તોડ પાડે. કુદરતે એવું બન્યું કે પ્રથમ હઝરત સલ્અમ ત્યાંથી આવ્યા. આવા પ્રમાણિક પુરૂષના આવવાથી લોકો પણ ખુશી થયા અને કહેવા લાગ્યા કે એ પ્રમાણિક પુરૂષ છે માટે એ જે કરશે તે અમારે કબુલ છે. પોતાના પ્રત્યે લોકોની આટલી બધી લાગણી જોઈ હઝરતને ઘણો સંતોષ થયો. તેમણે પોતાની પાસે લૂગડું હતું તે પાથર્યું અને તેમાં પેલો હજ્રે અસ્વદ મુકીને કહ્યું કે દરેક કુટુંબનો એકેક માણસ આ

---

૧. બની જુર્હૂમ કોમમાં આ નામની એક મંડળી હતી. તેમાં ફદ્દલ્, ફઝ્ઝાલ્, મુફદ્દલ્, અને ફુદ્દલ્ નામના માણસો હતા. આ ચારે નામ ઉપરથી તેનું સંક્ષિપ્ત રૂપ ફુદૂલ્ કહેવાય છે. હિલ્ફ એટલે સોગન અથવા પ્રતિજ્ઞા.

૨. આ એક આકાશમાંથી પડેલો પત્થર છે. આ મત કયારે બંધાયો તે નક્કી નથી. માત્ર મહાન્ હઝરતના હાથથી કાબામાં ગોઠવાયા પછી લોકો તેને અગત્યનો ગણે છે. કાબાની દુરસ્તી વખતે હજરતની ઉમર ૩૫ વરસની હતી. કહે છે કે આજ વરસમાં બીબી ફાતમા પેદા થયાં હતાં.

લૂગડાને ચારે તરફથી ઉંચકે, અને મને પોતાનો પ્રતિનિધિ બનાવી અખત્યાર આપે તો હું તેને લઈ તમારા બધાના તરફથી તેની મૂળ જગાએ ગોઠવી દઉં. આ વાત બધાને પસંદ પડી. હઝરતે તે પ્રમાણે કરી બધાઓ પાસે લૂગડું ઉંચકાવ્યું. જ્યારે તેઓ બધા કપડું ઉંચકી ઉભા થયા ત્યારે પોતે તેમાંથી હજ્જે અસ્વદ્‌ને લઇ જાણે આજથી ઇસ્લામનો પાયો નાખતા હોય તેમ તેની મૂળ જગોએ ગોઠવી દીધો. આથી જે લોકો લડવા તૈયાર થયા હતા તે શાંત પડયા અને કજીઆનું મૂળ પતી ગયું.

**ભારે દુકાળ.**—આ અરસામાં મક્કામાં ભારે દુકાળ પડયો. હજારો લોકો ભુખે મરવા લાગ્યા, અને આખા દેશનો દેખાવ ઘણો દયાજનક થઇ પડયો. હઝરતને આથી ઘણી લાગણી થઇ. તેઓ ભુખે મરતા લોકોને હરેક પ્રકારે મદદ કરવા લાગ્યા. તેમની ઉદાર વૃત્તિ જોઈ બીબી ખદીજાના મન ઉપર એટલી બધી અસર થઇ કે તેમણે પોતાની તમામ મિલકત ગરીબોનાં કલ્યાણ માટે તેમના ચરણ આગળ મૂકી દીધી.

કહે છે કે હઝરત અબ્દુલ-મુત્તલિબના છુટા હાથને લીધે તેમના કુટુંબની પુંજીમાં ઘટાડો થયો અને પરિણામ એ થયું કે હાજી લોકોને સીધું સામાન પહોંચાડવાનો હક **બની ઉમૈયા** કુટુંબને હાથ ગયો. વળી દૈવયોગે હઝરત અબુ-તાલબને વેપારમાં ભારે ખોટ આવી, અને વળી આ વખતે દુકાળ પડયો એટલે એવો વખત આવ્યો કે તેમને પોતાના કુટુંબનું ગુજરાન કરવું મુસ્કેલ થઇ પડયું. ઘરમાં ઘણા જણ ખાનાર હોવાથી દિવસે દિવસે હાલત બગડતી ગઈ. ચિંતા રાત દિવસ તેમનું કાળજું કોરવા લાગી. કેવી રીતે ગુજરાન ચલાવવું એ વિચાર તેમના મનમાં ઘોળાવા લાગ્યો. તેમની માઠી હાલત જોઇ મહાન્ હઝરતે તેમના દુઃખમાં ભાગ લેવાનો નિશ્ચય કર્યો. તેઓ પોતાના એક બીજા કાકા હઝરત અબ્બાસને લઇને તેમને ઘેર ગયા અને અબુ તાલબનો ભાર ઓછો કરવા એક દીકરાને પોતે લીધો અને બીજાને હઝરત અબ્બાસને સોંપી તેમનો બોજો ઓછો કર્યો. જે દીકરાને મહાન્ હઝરત લઇ આવ્યા તેમનું નામ હઝરત અલી[1] કરમં૦ હતું અને જેને હઝરત અબ્બાસ લઈ આવ્યા તેમનું નામ હઝરત જાફર હતું.

**ગુલામો પ્રત્યે કાળજી.**—આ વખતે મક્કામાં ગુલામગીરીનું જોર ધમધોકાર

---

[1] હઝરત અબુ તાલિબે પોતાની દેખદેખ રાખી હતી તેનો બદલો મહાન હઝરતે આવી રીતે વાળી આપ્યો. મહાન્ હઝરતનો હઝરત અલી કરમ૦

ચાલતું હતું. જબરા લોકો ગરીબ માણસોને પકડી આવતા અને આખી જીંદગી તેમની પાસે જબરદસ્તી વેઠ કરાવતા. આટલું છતાં પણ બિચારા ગુલામોને પેટ ભરીને ખાવાનું કે પુરૂં શરીર ઢાંકવાનું મળતું નહીં. જ્યારે તેમનુંજ ઠેકાણું નહોતું તો પછી તેમના બાલબચ્ચાંઓનું હોયજ ક્યાંથી. તેઓ લોકોની નજરમાં પશુથી પણ હલકા ગણાતા હતા. તેમની સ્ત્રીઓ તથા બાલબચ્ચાંઓ ઉપર પણ તેમને હક નહોતો. તેઓ પોતાના શેઠની મરજી વગર ધાર્મિક કે સાંસારિક કાંઇ પણ કામ કરી શકતા નહીં. એટલે તેમને સ્વતંત્ર રીતે કોઇ ઠેકાણે હરવા ફરવાની પણ છુટ નહોતી. તેમનું તેમની મરજી વિરૂદ્ધ ખુલ્લી રીતે વેચાણ થતું હતું. તેમનાં સ્ત્રી છોકરાં પણ એવીજ રીતે વેચાતાં હતાં. એટલે તે વખત આ ગરીબ કમનશીબ આશ્રિતો ઉપર એટલો બધો જુલમ હતો કે જેની કાંઇ હદ નહોતી. પેગમ્બર સલ્અમને તેમની આવી હાલત જોઇને ઘણોજ ખેદ થતો હતો અને તેમની સ્થીતિ સુધારવા તેઓ રાત દિવસ પ્રયત્ન કરતા હતા. પણ આ રિવાજ અસલથી એવો જડ ઘાલી બેઠો હતો કે તે એમ એકદમ નાબૂદ થઇ શકે એવો નહોતો. આ રિવાજ તોડવાની તથા લોકોમાં દાખલો બેસાડવાની તેમણે પ્રથમ પોતાનાજ ઘેરથી શરૂઆત કરી. એક વખત એવું બન્યું કે ઝૅદ બિન્ હારિસ્ નામના એક અરબી કુટુંબના માણસને એક સખસે કેદ પકડી બીબી ખદીજાના ભત્રિજાને વેચાતો આપ્યો. તેણે તેને બીબી ખદીજાને સોંપી દીધો. આ વાતની જ્યારે હઝરત સલ્અમને ખબર પડી ત્યારે તેમને ઘણી દીલગીરી થઈ. તેઓ તેને એવી હાલતમાં જોઈ ઘણાજ વ્યાકૂળ થઇ ગયા. માણસ જાત પોતાની નજર આગળ આવી રીતે રીબાય અને લોકો જોઇ રહે એ તેમનાથી જરા પણ દેખી શકાયું નહીં. તેમની લાગણી એકદમ ઉભરી આવી તેથી તેમણે તેને એકદમ છુટો કરી ગુલામમાંથી મુક્ત કર્યો અને ખાનદાન કુટુંબની એક પોતાની ફોઇની દીકરી બીબી ઝૅનબ સાથે તેનાં લગ્ન કરી આપ્યાં. તેમની આવી પરોપકાર બુદ્ધિ જોઈ ઝૅદના મન ઉપર ઘણી અસર થઇ. તેના મનમાં તેમને માટે એટલો બધો પ્રેમ ઉત્પન્ન થયો કે તેણે આખી જીંદગી તેમની સેવામાં ગુજારી.[1] તેના પિતા હારિસ પૈસા આપી તેને લેવા આવ્યા ત્યારે હઝરતે

---

ઉપરનો ઉપકાર આપણે યાદ કરીશું તો તે હઝરત અબુ તાલિબે મહાન્ હઝરત માટે બતાવેલી લાગણીથી અનેક દરજ્જે વધુ જણાયા વિના રહેશે નહીં. પોતાના કાકાના ઉપકાર તળે પણ તેઓ દબેલા રહ્યા હોય એમ જણાતું નથી તો બીજાના ઉપકાર તળે તો હોયજ કેમ ?

૧. જુઓ મી૦ ટેલર કૃત "મહોમેડનીઝમ" નામનું પુસ્તક પાન ૧૦૦.

ફરમાવ્યું કે મારે પૈસા જોઇતા નથી મેં તો તેને વગર પૈસે સ્વતંત્ર કર્યો છે. જો તે તમારી સાથે આવવા માગતો હોય તો ખુશાથી લઈ જાઓ. પણ ઝૈદને હઝરત સાથે એટલી બધી પ્રીત થઇ ગઇ હતી કે તેણે પોતાના બાપ સાથે પોતાને ઘેર પણ જવાનું પસંદ કર્યું નહિ.

**પંદર વરસ ભક્તિ.**—પંદર વરસ લોક સેવા, પરોપકાર અને ભક્તિ કરવામાં નીકળી ગયાં. પંદર વરસની ભક્તિએ તેમની આગળ ખુદાનો ખરો મહિમા જાહેર કરી દીધો અને તેમને નિરંતર ખુદાતાલાના સહવાસમાં લાવી મૂક્યા.[1] તેમણે તે વખતના બીજા ધર્મ તરફ નજર દોડાવી પણ તેમાં તેમને ખુદાની જોઇએ તેવી વેહદાનિયતની બાબતો માલમ પડી નહિ. તે વખતના પાદરીઓ અને સ્થાનક આચાર્યો પોતાને જ્ઞાન, નીતિ અને ધર્મોન્નતિના વિષયોમાં શ્રેષ્ટ જણાવવાનો પ્રયત્ન કરતા; પરંતુ શ્રેષ્ટતાના જાહેર આડંબર સિવાય તેમનામાં બીજું કશુંએ નહોતું એવી મહાન્ હઝરતની ખાતરી થઈ ગઈ હતી. તેઓ જોઈ શકતા હતા કે પોતાના હૃદયમાં જે ધર્મભાવ સ્પષ્ટ રીતે અનુભવાય છે તે મૂળ તત્વનું સ્પષ્ટીકરણ ચાલતા ધર્મમાં રહ્યું નથી. જેમ મનુષ્ય પ્રકૃતિનું મહત્વ માણસનો ઉચ્ચ આદર્શ દર્શાવી આપે છે તેમ માણસોનું શુદ્ર લક્ષ અને વૃથા રમત-ગમત તેમની અધોગતિ દર્શાવી આપે છે. વિશ્વાસ મુજબ કામ કરવું એટલે નદીના પ્રવાહના બળથી જેમ કારીગરનું ચાક ફરે છે તેમ જે વિશ્વાસ મુજબ કામ કરવા મંડ્યા રહે છે તેમને માલિકની સર્વ કુદરત મદદ કરે છે.

મી૦ ટેલર લખે છે કે—"પંદર વરસ ધર્મના ખરા તત્વના વિચારમાં ને વિચારમાં વહી ગયાં તોપણ તેમનો એકાંતવાસનો શોખ ઓછો થયો નહોતો, બલકે દિવસે દિવસે વધતો જતો હતો. તેઓ વરસમાં એક મહિનો તો ખાસ હિરા પર્વતની ગુફામાં રહી ખુદાના વિચારના આનંદમાં ગુજારતા હતા. એવી હકીકત જેમ તેમ બહાર લાવવામાં આવે છે કે ક્રિશ્ચિયન અને યહુદી પાદરીઓ સાથે કેટલીક વખત તેમની મુલાકાત થઇ હતી. પણ એમના જેવો મહાન્ બુદ્ધીશાળી માણસ એ વખતના પશ્ચિમ એશીઆને ધ્રુજાવનાર ધર્મ સંબંધી વાદાવવાદ તરફ લક્ષ ન આપે એ કેવળ અશક્ય હતું. તેઓ સત્યના ખરા શોધક હતા. પણ ક્રિશ્ચિયન ધર્મની ખરી બાબતોને બદલે ક્રિશ્ચયન મદની

---

1. જનની જણ તો ભક્ત જન, કાં દાતા કાં શૂર,
   નહીંતો રહેજે વાંઝણી, મત ગુમાવ નૂર.
   ઉપલી કડીમાં જે ભક્તિનો ગુણ છે તે શું આથી સિદ્ધ થતો નથી?

વાર્તાઓ અને પેગમ્બરોએ શીખવેલી બાબતોને બદલે બીજી હકીકતો તેમના સાંભળવામાં આવી એટલે તેમના કુદરતી મજબૂત મનને માલુમ પડ્યું કે ખરો ધર્મ એ યહુદી અને ક્રિશ્ચિયન ધર્મના ઉંઘતા પાદરીઓની મન કલ્પિત વાતોથી કાંઇ જુદોજ, વધારે પવિત્ર અને સાદો હોવો જોઇએ. તેમને જો તે વખતે ક્રિશ્ચિયન ધર્મનું ખરૂં સત્ય જે ક્રિશ્ચિયન લોકોએ પોતાની ચાલાકી અથવા બેવકુફીથી સુધારો વધારો કરી બગાડી નાખ્યું હતું તે તેના ખરા સ્વરૂપમાં નજરે પડ્યું હોત તો તેમની ખાત્રી થઇ હોત. પણ આધાર પૂર્વક માનવું પડે છે કે બાઇબિલનું ખરૂં અને અસલ પુસ્તક તો તેમના જોવામાંજ આવ્યું નહિ. જે પુસ્તકો તેમણે જોયાં તેમાં ભળતીજ બાબતો લખેલી અને અનેક બાબતો ફેરવી નાખેલી તેમને માલમ પડી."[૧] મુસાફરી દરમ્યાન ક્રિશ્ચિયન ધર્મના ઉપદેશકો અને યહુદી આગેવાનોને જોયા પણ એકંદરે તેમની અયોગ્ય રૂઢીઓ તેમને પસંદ પડી નહિ. તેમને લાગ્યું કે યહુદીઓ અને ખ્રિસ્તિઓ ખરા ખુદાને વિસરી જઇ ધર્મ બહારની કેટલીક મનકલ્પિત બાબતોને ખરો સાર જાણે છે પણ તેમનામાં તમામ માણસ જાત એકત્ર થઇ માલિકની બંદગી કરે એવું કાંઇ પણ ધોરણ દેખાતું નથી. આ વિચારો વીજળીની પેઠે તેમના હૃદયમાં ચમકારા કરવા લાગ્યા, અને તેની અસર પાછળથી એવી બળવાન નીવડી કે જેનો પ્રકાશ આખી પૃથ્વી ઉપર ફેલાઇ ગયો.



૧. જુઓ મી. ટેલર કૃત "મહોમેડનીઝમ" નામનું પુસ્તક.



# પ્રકરણ ૬ ઠું.

## ખુદા અને પેગમ્બર.

ખુદાતાલા ફરમાવે છે કે " ( અમે મહેરબાની કરી ) તમારી વચ્ચે તમારામાંથી એક પેગમ્બર મોકલ્યો જે તમારી પાસે અમારી આયતો ( આજ્ઞાઓ ) વાંચે છે અને તમને પાક કરે છે અને તમને કિતાબ ( કુરાન ) અને હિકમત ( ધર્મજ્ઞાન ) શીખવે છે અને જે તમે પોતાની મેળે જાણતા નહોતા તે તમને શીખવે છે."[1]

" તે ( ખુદા ) અદ્રશ્ય ( ગેબની વાત ) જાણનાર છે અને તે પોતાનું અદ્રશ્ય જ્ઞાન કોઇને જાહેર કરતો નથી પણ જે મોકલેલ પેગમ્બરને તે પસંદ કરે છે ( તેને તે જાહેર કરે છે. ) પછી ખરેખર તે તેની આગળ અને તેની પાછળ રક્ષણ કરનાર ( ફરેશ્તાઓ ) લાવે છે એટલા માટે કે તે જાણે કે તેમણે પોતાના પરવરદિગારના સંદેશા પહોંચાડયા છે."[2]



**નબુવતનો[3] પ્રસાદ.**—હઝરત સલ્અમનું હૃદય દયા ભાવની લાગણીથી ઘણું ભરપુર હતું. માણસજાત ગુલામગીરીના બંધનમાં પશુઓની માફક દુઃખ વેઠે એ તેમને જરાએ પસંદ નહોતું. તેઓ તેમને એવી હાલતમાં જોઇ ઘણા દીલગીર થતા હતા. તે વખતે અરબસ્તાનના લોકો મારામારી અને કાપાકાપી સિવાય બીજું કાંઇ જાણતા નહોતા. તેઓ પોતાની સ્ત્રીઓને મરજી પડે તેમ દુઃખ દેતા અને વાતની

---

૧. **કુરાને શરીફ**. સુરતુલ-બકર, આયત ૧૫૦-૧૫૧.

૨. **કુરાને શરીફ**. સુરતુલ-જીન્ન, આયત ૨૬-૨૭.

૩. નબુવત એટલે પેગમ્બરી. રિસાલત. Mission. Apostleship.

ગાતમાં કહાડી મૂકતા હતા. આથી તેઓ બિચારી નિરાધાર અને ઘર વિનાની થઈ પોતાની કમનસીબ જીંદગી જેમ તેમ કરી પુરી કરતી હતી. વળી છોકરીઓને જીવતીને જીવતી દાટી દેતા હતા. ગુલામો ઉપર પણ ઘણો જુલમ ગુજરતો હતો. તેઓ પશુઓની માફક વેઠ કરતા હતા તો પણ તેમની કોઈ દયા ખાતું નહિ. સ્ત્રી પુરૂષો મર્યાદા છોડી કાબા આગળ નાગા થઈ નાચતાં હતાં, તેની આસપાસ ફેરા ફરતાં હતાં અને એમ કરવાથી ધર્મનો ખરો હેતુ સચવાય છે એમ માનતાં હતાં. ટુંકામાં અરબસ્તાનની ભૂમી તે વખતે જુદા જુદા પ્રકારનાં દુઃખથી જર્જરિત હતી. આ સઘળો ચિતાર મહાન્ હઝરતના કોમળ હૃદયમાં એક તિક્ષણ ભાલા માફક ખુંચતો હતો. તેઓ સત્યનો બોધ કરવા માટે લોકો સાથે મળતા હતા પણ અંતરથી હમેશાં પવિત્ર સમાગમમાં રહી કળિયુગના કૌતુક તરફ કરડી નજરથી જોતા હોય તેમ સામાન્ય લોકોથી અલગ પડતા હતા. અને અંતરના ઊંડા વિચારમાં નિમગ્ન રહી માલિકના ધ્યાનમાં વખત કહાડતા હતા.

દિવસે દિવસે હઝરતનું મન અલગ થતું ચાલ્યું. હવે તેઓ એકાંત ગુફામાં રહેવા લાગ્યા. ઘણી વખત ખાધા પીધા વગર પહાડમાં પડી રહેતા અને આખી આખી રાત માલિકના ધ્યાનમાં ગાળતા. કોઈ વખત બેચેન થઈ પત્થર સાથે માથું ઘસતા અને કોઈ વખત દૃઢ મનથી આકાશ તરફ જોતા. મેઘ વાદળાં રૂપે આકાશમાં કેવી રીતે રહે છે, અનંત આકાશને કોનો આધાર છે વિગેરે બાબતો જોઈ તેઓ મનમાં કહેતા હતા કે કોણ એવો શક્તિવાળો છે જે રાત દિવસ જાગૃત રહી બ્રહ્માંડમાં આવા ભારે ચમત્કાર કરે છે. કુદરતનો પડદો ઉઘાડીને તેઓ એ સર્વશક્તિમાન જાતને જોવા માટે ઘણા આતુર થઈ રહ્યા હતા. તેમના હૃદયરૂપી સમુદ્રમાં વિચારરૂપી મોજા ભારે જોરથી આવતા હતા. આ અજાયબ પમાડનારૂં શરીર, આ ચૈતન્યવાળું સુંદર હૃદય, અને વિવેકવાળું મન વિગેરે કોણે આપ્યાં હશે ? ક્યાંથી આવ્યાં હશે ? કોણે બનાવ્યાં હશે ? તેમાં શું ચીજ મુકી હશે ? એવા એવા વિચારો તેમના મનમાં આવ્યા કરતા હતા. કોઈ વેળા તેમના મનમાં પ્રશ્ન ઉભો થતો કે નિર્જીવ મૂર્તિઓ જેને આ લોકો પુજે છે તે શું આવું શરીર, આવું હૃદય, અને આવું મન પેદા કરી શકવા શક્તિવાન છે ? જે મૂર્તિઓ પોતાનું રક્ષણ કરવા શક્તિવાન નથી એટલુંજ નહિ પણ જેને પોતાના ઉપર માખીઓ બેસી પોતાનું શરીર ખરાબ કરે છે તેને હાંકવાની પણ તાકાત નથી

તેવા પ્રાણ વગરના દેવતા—જડ વસ્તુના કકડા શું આ અજાયબી ભરેલી દુનિયા અને લાખો પ્રાણીઓ, જીવજંતુ અને આખા વિશ્વના પેદા કરનાર છે? કુદરતના હેરત પમાડનારા દેખાવ અને ચમત્કાર જોઈને તેમનાં મનમાં કાંઈ જુદીજ વ્યક્તિના ખ્યાલ આવવા લાગ્યા. તેમનું મન દિવસે દિવસે ખુદાની ભક્તિમાં વધારેને વધારે જોડાતું ગયું અને તેમની આત્મિક ઉન્નતિનો પ્રવાહ ઘણા વેગથી વહેવા માંડયો. તેઓ કહેતા કે મૂર્તિઓને લોકો પૂજે છે તે માટી, પત્થર કે લાકડાની છે. તે આજ છે ને કાલ નથી. તેમનામાં હાલવા ચાલવાની શક્તિ નથી. માણસ વગર તે બની શકતી નથી. તેમનામાં કાંઇ પરિબળ નથી તો પછી તેમને ખુદા કરી બેસાડવી એ કેવળ ખુદાનું અપમાન કર્યા બરાબર છે.[1]

**વહી.**—મહાન્ હઝરતને ખુદાનું ધ્યાન ખરેખરૂં લાગ્યું હતું. તેઓ આખો વખત બંદગીજ કર્યા કરતા હતા. બંદગી છોડી તેમને ખાવાનું પણ ગમતું નહિ. ઉપવાસ અને જાગરણથી શરીર સેવાઈ ગયું હતું. તો પણ હજુ સુધી અંતર આત્માને પરમાત્માના દર્શન નહીં થવાથી હમેશાં બેચેન રહેતા હતા. બીબી ખદીજા તેમને ખુશ કરવા કોશીશ કરતાં હતાં. આવા વખતે તેમને ફક્ત બીબી ખદીજાની સેવા ચાકરી અને દિલાસાથીજ સંતોષ વળતો હતો. તેઓ સારી પેઠે સમજતા હતા કે અરબસ્તાનના લોકો નિર્જીવ દેવ દેવીની પૂજા કરીને દહાડે દહાડે અધોગતિને પામતા જાય છે. પણ જગતના પેદા કરનાર ખરા ખુદાને ઓળખ્યા સિવાય તેનો પ્રકાશ કદી અંતરમાં પ્રકટ થવાનો નથી.. તેમ તેને જાણ્યા સિવાય મનુષ્ય જાતનો કદી ઉધ્ધાર થવાનો નથી, અને મનુષ્ય જાતનો ઉદ્ધાર નહીં થાય તો દેશનું કલ્યાણ પણ થવાનું નથી. આ વાત તેમના હૃદયમાં કોતરાઈ ગઇ હતી. ઘણા પ્રયત્ન કર્યા છતાં ખુદાના દર્શન નહીં થવાથી તેઓ ઘણા શોકાતુર થઈ તેને જોવા બેચેન થઇ ગયા હતા. તેમની હાલત જોઇ લોકો તેમને ઘેલછાવાળા કહેતા હતા, અને તેમનાં ઉપર પથરાં ફેંકી હેરાન કરતા હતા. બદમાશો તેમને ઘણા કનડતા પણ તેઓનાં અપલક્ષણો તરફ પોતે ધ્યાન આપતા નહોતા. તેમને તો કિરતારથી તાર લાગ્યો હતો. આજુ બાજુ શું થતું હતું તેની તેમને દરકારજ નહોતી. પોતાના પેદા કરનારના ખ્યાલમાં એવા તલ્લીન થઇ ગયા હતા કે તેમને બીજું કાંઇ ગમતું નહોતું. તેમનું મન અરૂણોદયના પ્રકાશ માફક થઇ ગયું હતું. તેમાં આરસીની માફક ખુદાનું નૂર દેખાતું હતું.

---

૧. મી. ટૉમસ કાર્લાઇલ ઉપરથી તરજુમો મી. મોહનલાલના લેખ ઉપરથી.

તેમને પેગમ્બરીની નિશાનીઓ જણાવા લાગી હતી પ્રથમ તે નિશાનીઓ સાચા સ્વપ્ના રૂપે દેખાઇ પણ પાછળથી પ્રત્યક્ષ વહી[1] શરૂ થવા માંડી.[2]

**એકજ ધ્યાન.**—ખુદા તાલાનું ધ્યાન ખરા પ્રેમથી હઝરતને લાગી રહ્યું હતું એટલામાં રમઝાન મહીનો આવી લાગ્યો. તેમને એ મહીનામાં એકાન્ત નિવૃતિમાં વાસ કરવાનું પ્રથમથી ઘણું પ્રીય હતું. "શાંત પર્વતોમાં રહ્યાં રહ્યાં પોતાનાજ હૃદય સાથે વિચાર કરવો, જાતે મુંગા રહેવું, ઝીણા શાંત અવાજનું એક ચિત્તે શ્રવણ કરવું એ તેમને ઘણું પ્રીય હતું. રમજાન મહિનો આવી લાગવાથી તેઓ હમેશની માફક હિરા પર્વતની ગુફામાં નિવૃત્તિ નિવાસ માટે જવા તૈયાર થયા. એ મહીનો પ્રાર્થનામાં ગાળવો અને પોતાના મનમાં પેદા થતા પેલા મહાન પ્રશ્નો ઉપર મનન કરવું એવો એમનો વિચાર હતો. તેમણે બીબી ખદીજાને કહ્યું કે 'ખુદા તાલાની અનંત કૃપા વડે મને મારા મનના સવાલોનો ખુલાસો મળી ચુક્યો છે, અને ખરી વસ્તુ સ્થિતિનું દર્શન મને થયું છે. મને જણાયું છે કે આ સઘળી મૂર્તિઓ લાકડાના શુદ્ર કકડાઓ, એ સિવાય બીજું કાંઈ પણ એમાં નથી. સઘળી વસ્તુની અંદર અને બહાર માત્ર એકજ ખુદાતાલા છે. તેનીજ તરફ આપણે આપણી નજર રાખવી જોઇએ. કારણ કે તે મોટો છે. તેના કરતાં બીજી કાંઇપણ વસ્તુ મોટી નથી. પરમ સત્ય તે એજ છે, પ્રથમ એણેજ આપણને પેદા કર્યા, હજુ પણ એજ આપણો પાલણકર્તા છે. **અલ્લાહો અકબર**—અલ્લાહ મોટો છે. આપણે તેની ઇચ્છાને આધિન રહેવું જોઇએ. તે આપણને ગમે તે કરે. એ જે કરે તે આપણે ખુશીથી માથે ચડાવવું જોઇએ. એમાંજ આપણું સર્વસ્વ સમાએલું છે. આ દુનિયામાં અને આવતી દુનિયામાં એ જે વસ્તુ આપણી તરફ મોકલે પછી તે મૃત્યુ હોય કે તે કરતાં પણ વધારે ભયંકર હોય તો પણ તે સારી છે—ઉત્તમ છે એમ આપણે માનીનેજ ચાલવું જોઇએ, કારણ કે આપણે તેની ઇચ્છાને આધિન છીએ."

"માણસે નશીબને તાબે થવું એ હમેશાં મોટામાં મોટું ડહાપણ છે. નશીબને તાબે થવું એમ નહીં—નશીબ એની મેજે એને તાબે કરશે—પણ નશીબમાં જે કઠણ વસ્તુ લખાઈ હોય તેજ સૌથી ડહાપણ વાળી છે, તેજ

---

૧. સત્યધર્મની પ્રેરણા Prophetic Inspiration ખુદા તરફનો સંદેશો. Revelation.

૨. આ વખતે તેમની ઉમર ૪૦ વરસની હતી.

સાથી સારી છે, તેજ ત્યાં ખરેખરી જરૂરની છે એમ જાણવું અને ખાત્રી પૂર્વક માનવું એજ મોટામાં મોટું ડહાપણ છે. પોતાના નાના સરખા મગજ વડે આ માલિકની રચેલી વિશાળ શ્રષ્ટિનું માપ કહાડવાનો ઘેલછા ભરેલો અહંકાર કહાડી નાંખવો જોઇએ. પોતાનાથી ન સમજી શકાય એવા પણ ખરેખરા ન્યાયવાળા નિયમ પ્રમાણેજ આ જગતનો વહેવાર ચાલે છે એમ સમજવું જોઇએ. અખીલ શ્રષ્ટિના નિયમને અનુકુળ થવું અને શ્રદ્ધા પૂર્વક હૃદય સાથે મુંગા મુંગા એ નિયમાનુસાર ચાલ્યાં કરવું એજ પોતાનું કર્તવ્ય છે એ યાદ રાખવું. એ વિશે ઠાલા પ્રશ્ન કરવા નહીં પણ એને આધિન થવું એજ મોટામાં મોટું ડહાપણ છે."

"હું કહુંછું કે ખરી નીતિ તે એજ છે. સઘળા ઉપલકીયા નિયમો, સઘળા પળવારના દેખાવો, સઘળા નફાટોટાના હિસાબને બાજુ ઉપર મુકીને જ્યાં સુધી માણસ જગતના ઉંડા મહાન નિયમ સાથે એક રૂપ થઈ જોડાય છે ત્યાં સુધીજ તે ખરો છે, ત્યાં સુધીજ તે બળવાન છે, ત્યાં સુધીજ તે સદગુણી છે અને ત્યાં સુધીજ તે ખરેખરી ફતેહના માર્ગ ઉપર છે. જ્યાં સુધી એ પેલા મોટા નિયમનો સહાયકારી બને છે ત્યાં સુધીજ એ ફતેહમંદ નીવડે છે, નહીં તો કદી ફતેહમંદ નીવડતો નથી. અને ખરેખર એ નિયમનો એ સહાયકારી બને, એ નિયમના પ્રવાહમાં એ જોડાઈ જાય તો એને માટે સૌથી વિશેષ જરૂરનું એજ છે કે તેણે એમજ માનવું કે જે છે તે એજ નિયમ છે, અને એજ માત્ર સારો છે. આજ ઇસ્લામનું ખરૂં તત્વ છે. પાર્થિવ સુખ દુઃખનો વિચાર કરવા આપણે થોભવાનું નથી. ખાલી હોપ દ્રષ્ટી તરફ, ખાલી નિરાશાઓ અને ઇચ્છાઓ તરફ આપણે લક્ષ આપવાનું નથી. આપણે કાંઇજ જાણતા નથી એવું માનવું. આપણી આંખે જે ખરાબમાં ખરાબ અને કઠોરમાં કઠોર જણાય તે ખરેખર તેવું નથી એમ આપણે સમજવાનું છે. ઉપરથી ખુદાતાલા જે કાંઇ આપણે માટે મોકલાવે તે આપણે સ્વીકારવાનું છે એજ આપણો હમેશાં ખ્યાલ હોવો જોઇએ અને મ્હોડેથી કહેવું જોઇએ કે 'ખુદા જે કરે છે તેજ સારૂં છે, અને તેજ ડાહપણ ભરેલું છે' ખુદા મોટો છે. એ મને મારી નાખશે તો પણ મારો વિશ્વાસ તેના ઉપરથી ટળવાનો નથી, ઇસ્લામનો અર્થ પણ એક રીતે સ્વાર્થ ત્યાગ, આત્માર્પણ એવો થાય છે. હજુ પણ ખુદાતાલા તરફથી આપણી પૃથ્વીના માણસો આગળ પ્રકટ થએલું ઉંચામાં ઉંચું જ્ઞાન એજ છે."[1]

---

1. ટામસ કાર્લાઈલના મી. મોહનલાલના લેખ ઉપરથી.

બીબી ખદીજાને આવી રીતે સર્વ વ્યાપક ખુદા તાલાનો મહીમા સમજાવી પોતે હવે કોહે હીરા પર્વત તરફ રવાના થયા અને ત્યાં તેના વિ-ચારમાંને વિચારમાં દિવસ ગાળવા લાગ્યા. આ ભયંકર જગા જ્યાં બધે બીહામણા ખડક સિવાય કાંઇ પણ નજરે પડતું નહોતું, જ્યાં ખાવા ધાતી ગુફાઓ મ્હોડુ વિકાસી રહેલી હતી, જ્યાં ધગધગતા સૂર્યના તડકામાંથી વિશ્રાંતિ લેવા અને બળતા જીવને શાંત કરવા, છાયા લીલોતરી કે પાણીનું નામ નહોતું એવી વિકટ જગામાં પોતે ખુદાતાલાના ખ્યાલમાં ને ખ્યાલમાં બધો વખત ગાળતા હતા, અને અધોગતીમાં પડેલી પ્રજાને કેવી રીતે બચાવવી તેનો ગંભીરપણે અને ઉંડા શોચથી વિચાર કરતા હતા. તેઓ કહેતા હતા કે ભવિષ્યના ગર્ભમાં શું રહેલું છે તે જાણવાને હું વધારે આતુર થઇશ નહીં; પણ મારા ભવિષ્યના કાર્ય સંબંધે હું બેદરકાર પણ રહી શકીશ નહીં. જે માણસ કર્મશીલ થઇને સેવા કરવા ચાહે છે તેને એમાંજ આનંદ મળે છે. જીવન દુઃખ અથવા સુખ ભોગવવા માટે નથી પણ કર્તવ્યપાલન થવા માટે છે.

મહાન હજરત કોહે હિરા[1] પર્વતની ગુફામાં સર્વ વ્યાપક કિરતારના વિચારમાંને વિચારમાં લિન છે, ચારે બાજુએ ઘોર અંધારૂં થઇ રહ્યુ છે, વિશાળ આકાશના પટમાં અનેક તારા ઝબકારા કરી રહ્યા છે, અને તમામ જગત શાંત થઈ રહ્યું છે. માત્ર મહાન હઝરત એકલા જાગી રહ્યા છે. અનંત સાગરમાં તેઓ એકલા જણાય છે. " આ વખતે તેમને પોતાની આજુ બાજુના નિર્જીવ પદાર્થોમાંથી અવાજ સંભળાતો હતો, અને જગતકર્તા તેમને જે અગત્યનું કામ માથે લેવાનું ફરમાવતો હતો તે શરૂ કરવાને તે અવાજ તેમને સુચવતો હતો. ભારે એકાંતવાસમાં જ્યાં માણસજાતનું નામ નહોતું ત્યાં અડધી અને પાછલી રાતનાં શાંત સમયમાં મંદ અને ખુશનુમા પવનની લેહેકી સાથે આકાશમાંથી એક ધીમો અવાજ આવતો હતો અને કહેતો હતો કે 'તું ખુદાતાલાનો પેગમ્બર છે.'[2] મી૦ મુલર લખે છે કે "સત્યનો પિતા૦ પોતાના પેગમ્બરો પસંદ કરે છે અને તેમની સાથે ગર્જનાના અવાજ કરતાં પણ મોટા અવાજથી વાતો કરે છે. તે એજ

---

૧. આનું બીજું નામ જબલ નૂર છે. જબલ સઑર-સુર પણ તેને કહે છે. ત્યાંથી કાબા શરીફ દેખાય છે.

૨. ઇબ્ન હુશામ નામનો અરબી ઇતિહાસકર્તા પોતાના પુસ્તકમાં આ બિના લખે છે, જુઓ સૈયદ અમીર અલી કૃત સ્પિરિટ ઑફ ઈસ્લામ.

ગુહ્ય અવાજ છે જે વડે તે આપણી સાથે સંવાદ ચલાવે છે. તે અવાજ કદાચ મંદ પડી જાય અને પછીથી ભાગ્યેજ સંભળાય, તેમજ તેનું અલૌકિક વજન ઓછું થઇ જાય અને આખરે તે દુનિયાના વિદ્વાનો અને વિવેકી પુરૂષોની ભાષામાં સમાઇ જાય; પરંતુ તે વખતો વખત માલિકે પસંદ કરેલા પુરૂષો સાથેના સમાગમમાં પોતાનો અસલ ગુણ ધારણ કરે છે, અને આકાશી નાદ અને ઇશ્વરી વાણીની માફક તેમના કાનમાં સંભળાય છે.[1]" વળી મી. ટૉમસ કાર્લાઇલ લખે છે કે "એક ઉંડા અંતઃકરણવાળો અરણ્યવાસી જેની આંખો કાળી–ચકચકતી–જેનો જીવ ચોખ્ખો—માયાવાળો અને ગંભીર હતો તેના મનમાં મોટાઇ મેળવવાની ઇચ્છા સિવાય જુદાજ ખ્યાલ હતા. તે એક શાંત મહાત્મા હતો. તે ખરેખર ખરા અંતઃકરણવાળાઓમાંનો એક હતો. તેને કુદરતે જાતેજ ખરો બનાવ્યો હતો. બીજા માણસો વિધિપૂર્વક નિયમો અને સાંભળેલી વાતો પ્રમાણે ચાલતા હતા, અને તેમાં પડી રહેવામાં સંતોષ માનતા હતા; પરંતુ આ સખસ નકામા નિયમોના પરદામાં રહી શકતો નહોતો. ખરી વસ્તુઓની તરફેણમાં પોતાના જીવ સાટે તે એકલોજ હતો. જીંદગીનો છુપો ભેદ કદી તેને ભયંકર દેખાતો અને કદી તેને પોતાના તેજથી આંજી નાંખતો. 'હું આ રહ્યો' એ ખરાપણાને કોઇ ઉડતી અફવાઃ મટાડી શકતી નથી. જેને આપણે નિખાલસપણું કહીએ છીએ તેમાં ખરેખર કંઇ ઇશ્વરી ગુણ રહેલો છે. આવા ગુણવાળા પુરૂષનું વાકય કુદરતના અંતઃકરણમાંથી નીકળતો એક પ્રત્યક્ષ અવાજ છે. લોકો તેને સાંભળે છે અને સાંભળવોજ જોઇએ. તેઓ બીજી વાત સાંભળતા નથી અને સાંભળવાની જરૂર પણ નથી. તેના પ્રમાણમાં બીજા બધા ગપાટા છે. યાત્રાઓ અને મુસાફરીઓમાં આ પુરૂષના મનમાં પહેલાંથી અનેક વિચારો આવ્યા કરતા હતા. હું કોણ છું! હું જેમાં રહું છુ તે અગમ્ય વસ્તુ કે જેને લોકો સૃષ્ટિ કહે છે તે શું છે! જીંદગી શું છે! મોત શું છે! મારે શું માનવું ને શું ન માનવું વિગેરેનો હિરા અને સિનાઈ પર્વતોના બિહામણા ખડકો અને રેતીનાં સુનસાન ઉજાડ મેદાનો કાંઇ જવાબ આપતાં નહોતાં. અનંત આકાશ જે પોતાના ઝબકતા આસમાની તારાઓ સહિત માથા ઉપર ચુપચુપ ફરતું હતું તે પણ કાંઈ જવાબ આપતું નહોતું. જ્યારે કોઈ તરફથી જવાબ ન મળે તો પછી માણસને પોતાનો આત્મા અને પછી તેમાં રહેતો પરમાત્મા જવાબ આપે તો એમાં શું નવાઇ[2] ?

---

૧. જુઓ સૈયદ અમીર અલી કૃત સ્પિરિટ્ ઑફ ઈસ્લામ.

૨. જુઓ ટૉમસ કાર્લાઈલ્ કૃત હિરો અને હિરોવર્શિપ નામનું પુસ્તક. વળી આગળ ચાલતાં તે લખે છે કે "એ પ્રશ્નો સઘળા માણસોએ પોતાની

ડાકટર સ્પ્રીન્ગર લખે છે કે "હઝરતના ખ્યાલમાં હમેશાં ખુદાનોજ મહિમા રમી રહ્યો હતો. તેમને ઉદય થતા સૂર્ય, વરસતા પાણી, અને ઉગતી વનસ્પતિમાં માલિકનીજ કુદરત-મહત્તાનો હાથ નજરે પડતો હતો અને આકાશની ગર્જના, પાણીના સુસવાટા, પક્ષીઓનાં માલિકની સ્તુતિના ગાનમાં ખુદાનોજ અવાજ સંભળાતો હતો અને ખાઉં ખાઉં કરતા અઘોર વનમાં અને પુરાના શહેરના ખંડેરોમાં ખુદાના ક્રોધનાં ચિન્હ જણાતાં હતાં."

પેગમ્બરનો મામલો ખુદા સાથે આવી રીતે ચાલી રહ્યો હતો ત્યારે તેજ ઠેકાણે તેમનીજ આસપાસના લોકોને ખુદા છે કે નહીં તેનું પણ ભાન નહોતું. આપણે આગળ જોઈ ગયા છીએ કે પેટની ઓલાદને ખુલ્લી રીતે કેવા ઘાતકીપણાથી ઠાર કરવામાં આવતી હતી, ચોરી લૂટફાટ તથા ધાડ કેવી ધમધોકાર ચાલતી હતી, દ્વેષ, ઇર્ષા અને અદેખાઇની કેવી સ્થીતિ હતી, સ્ત્રી સાથે કેવું પાપી વર્તન ચલાવવામાં આવતું હતું, અનાચાર તથા નિર્લજપણું કેટલે દરજ્જે વધી ગયું હતું, માબાપ વગરના નિરાધાર બાળકો અબળા વિધવાઓ અને ગરીબ પાડોશીઓના હક કેવા મારવામાં આવતા હતા, છાકટાપણું અને જુગારનો બજાર કેવો તેજ હતો, અજ્ઞાનતા અને જંગલીપણું કેટલે દરજ્જે પહોંચી ગયું હતું, આવાં આવાં કારણો એવાં ઉપસ્થિત થયાં હતાં કે કુદરતના પડદામાંથી દૈવી શક્તિ અને મહાત્મયવાળો એક હાથ પ્રકટ થાય અને તે પાપી વલણો અને અધમ વિચારો જેણે ઇમાન તથા વિવેકનું સત્યાનાશ વાળી નાખ્યું હતું તેને જડ મૂળથી ઉખેડી નાખે એમાં નવાઇ જેવું નહોતું; કારણ કે માણસ જાતના ઇતિહાસ ઉપર દ્રષ્ટી કરતાં એજ જણાય છે કે જ્યારે જ્યારે આ ભુલથાપ ખાનાર અને નાદાન બુદ્ધીના માનવીની મુર્ખાઇ, અને બેવકુફી હદ ઓળંગી જાય છે ત્યારે ખુદાની અનંત કૃપામાં જરૂર જોશ પેદા થાય છે અને તે તેના બંધુઓમાંથીજ કોઈ વીરપુરૂષને તેને

---

જાતને પુછવાના છે. એ પ્રશ્નો આપણે પણ આપણી જાતને પુછવાના છે, અને તેનો ઉત્તર આપવાનો છે. આ અરણ્ય નિવાસી પુરૂષને એ પ્રશ્નો બેસુમાર અગત્યના જણાયા. એની સરખામણીમાં બીજી સઘળી વસ્તુઓ કંઇ પણ અગત્યની નથી એવું એને લાગ્યું, અમસ્થી દલીલ કર્યા કરનારા ગ્રીસના જુદા જુદા પંથોનો બડબડાટ, જ્યુ લોકોની વૃધ્ધ પરંપરાથી ચાલી આવતી અચોકસ વાર્તાઓ, આરબ લોકોની મુર્તિપુજાની મુર્ખાઈ ભરેલી જડ વીધીઓ, એ કોઇમાંથી એ પ્રશ્નોનો જવાબ મળી શકે એવું નહતું. વીર પુરૂષનું મ્હોટામાં મ્હોટું લક્ષણજ એ છે કે વસ્તુઓના બાહ્ય સ્વરૂપને ન જોતાં વસ્તુઓનેજ તે જોય છે." જુઓ મી. મોહનલાલ પાર્વતીશંકરનો લેખ.

માર્ગે ચડાવવા મોકલે છે જે તેને ઠેકાણે લાવે છે. બાદશાહ ઑગસ્ટસના જમાનામાં હજરત ઇસા અ૦ પેદા થયા હતા ત્યારે પણ આવોજ મામલો મચી રહ્યો હતો, અને તેમના ઉઠી ગયા પછી તો તેમને ખુદાના દીકરા બનાવી દીધા હતા, અને તેમણે શીખવાડેલા સાદા અને શુદ્ધ શિક્ષણને કોરે મુકી એક ભારે ઉથલ પાથલ કરી નાખી હતી. તેવા વખતમાં માલિકની કૃપાને જોશ ચડે એમાં નવાઇ જેવું નહોતું; કારણ કે તે દયા અને પરોપકારનો ભંડાર છે. જો એવું ન હોય તો તે પોતાના નિરાધાર પાપી સેવકોને અંધકારના ખાડામાંથી કદી પણ બહાર નહીં કહાડતાં ત્યાંજ સડવા દે; પણ એમ નથી.

આ વખતે અનાચાર, પાપ, ઘાતકીપણું, અને જુલમની કાંઈ હદ નહોતી અને મામલો ઘણો બિકટ હતો: પણ જેવી રીતે અંધારૂં પ્રકાશને કુદરતી રીતે પોતાની તરફ ખેંચે છે તેમ આ વખત પણ માણસની દયાજનક અને અંધકારમય સ્થીતિએ માલિકની કૃપાને પોતાના તરફ ખેંચી, અને વખત જતાં તે મહાન્ રાત્રી જેના પ્રાત:કાળે જગતને પ્રકાશિત કરનાર તૌહીદ[1] રૂપી સૂર્યના ઉદય થવાના હતા તે આવી પહોંચી, અને ખુદાતાલાના ફિરિસ્તાએ તેના પવિત્ર પેગમ્બર જે રાત્રિની ચુપકીદી અને પ્રાત:કાળની મધુર શાંતીમાં "કોહે હિરા" આગળ નિરંજન નિરાકારના ખ્યાલમાં આંખો બંધ કરીને એકાગ્ર થઈ રહેલા હતા તેમને પ્રેમાળ વચનથી પોકાર્યા.

**પેગમ્બર.**—આજે **શબે-કદ્ર**[2]ની રાત હતી. આખું વિશ્વમંડળ પોતાના સરજનહાર તરફ નમ્રતાઇથી નજર કરી રહ્યું હતું. બધે શાંતિ પ્રસરી રહી હતી. મહાન્ હજરત સલ્અમ પણ પર્વતની ગુફામાં માલિકના ધ્યાનમાં તલ્લીન થએલા હતા. જેમ જેમ વિશ્વનો વિશ્વાસ વધારે નિર્મળ અને બળવાન થતો ગયો તેમ તેમ ખુદાની કુદરત વધારે તેજથી વ્યાપક થવા લાગી. નૂરનાં કિરણો ફુટવા લાગ્યાં અને સર્વવ્યાપક શક્તિના સૂર્યનો ઉદય થયો. નૂરના જોશથી મહાન્ હજરતની અંતરની દુનિયાએ પ્રકાશ કર્યો. બહારની દુનિયા પણ બધી નૂરાની થઈ ગઇ, અને ધીરે ધીરે એક દિવ્ય પુરૂષ[3] એક

---

૧. તૌહીદ એટલે ખુદાની એકત્વ અર્થ.

૨. રમઝાન (રોઝા રાખવાના) મહીનાની છેલ્લી દસ રાતોમાંની આ એક રાત છે. ઘણા જણ તેને સત્તાવીસમી રાત માને છે. આ રાત તમામ રાતો કરતાં શ્રેષ્ઠ અને મહત્તાવાળી ગણાય છે. તે રાત્રે આખું જગત માલિકના ગુણ ગાય છે.

૩. જીબ્રાઈલ ફિરિસ્તો. The Angel Gabriel.

રેશમની તખતી[1] સહિત પ્રકાશિત થયો. ચારે તરફથી નૂરનું દબાણ થવાથી, રાત્રીનો અંધકાર અને પહાડની ગંભિરતા ભેદીને એક અપૂર્વ—ગેબી અવાજ સંભળાવા લાગ્યો. બે વખત અવાજ આવ્યો કે "વાંચ" પણ બંને વખત તેઓ કાંઈ બોલી શક્યા નહિ. ત્રીજી વખત અવાજ આવ્યો કે "વાંચ" ત્યારે તેઓ મન ઉપર ભાર દઇને બોલ્યા કે "મને વાંચતાં આવડતું નથી." ત્યારે અવાજ આવ્યો કે "જે સાહેબે સઘળી ચીજો બનાવી છે, જેણે પોતાની અનંત કૃપાથી માણસને એક માંસના પીંડમાંથી પેદા કરી કલમનો ઉપયોગ કરતાં શીખવ્યો છે, અને જેણે તેના આત્મા ઉપર જ્ઞાનપ્રકાશ ફેંકી વાકેફ કર્યો છે તેવા સાહેબનું નામ દઇને વાંચ.[2]" આ અલૌકિક શબ્દો સાંભળતાંજ તેમનું મન નિર્મળ પ્રકાશથી ભરપુર થઈ ગયું. તેમણે તે લેખ તરફ નજર કરી એટલામાં અવાજ બંધ થયો. મહાન્ હઝરત ચોંકી ઉભા થયા. તેમનું આખું શરીર કંપવા લાગ્યું. 'તું ખુદાતાલાનો પેગમ્બર થયો છે.' એવા ગેબી શબ્દના ધ્વની તેઓ અનુભવવા લાગ્યા, અને નૂરના અતિશે તેજથી મન ઉપર વધારે દબાણ થયું હોય અને તેથી પિડિત થયા હોય એવી હાલતમાં ઘર તરફ વિદાય થયા. ઘેર પહોંચતાંજ તેમણે પોતાની પત્નિ બીબી ખદીજાને કહ્યું કે "ઓ ખદીજા, મને ઠુંજારી છુટી છે માટે તું મને કશાથી ઢાંકુર." એટલું કહી પોતે સુઇ ગયા અને બીબી ખદીજાએ તેમના ઉપર કામળ ઓઢાડી. બીબી ખદીજા રદી૦ સારવાર કરી રહ્યાં હતાં એટલામાં તેઓ પાછા કહેવા લાગ્યા કે "ઓ ખદીજા મને લોકો શંકાની નજરથી જુવે છે અને મને કાહીન[3] તથા ચસ્કેલ સમજે છે તો આજે કાંઇ તેવુંજ થઇ ગયું હોય એમ લાગે છે. આ વખતે મને કાંઈ સમજ પડતી નથી કે મારી આવી સ્થીતિ શાથી થઇ છે. મારો જીવ મારા હાથમાં નથી." બીબી ખદીજાએ દીલાસો આપ્યો અને કહ્યું કે "ઓ અબુલ્ કાસમ[4] ! ખુદા આપનું રક્ષણ કર-

---

૧. લેખ.

૨ કુરાને શરીફ, સૂરએ અલક: કુરાન શરીફ આ વખતે પ્રગટ થવું શરૂ થયું, તે વખતોવખત જારી રહ્યું, અને ૨૩ વરસે પુરૂં થઇ રહ્યું.

૩. જુવો. ધુ નારો Southsayer

૪. કાસમના પિતા. કાસમ એ હઝરત રસુલઅમના એક દીકરાનું નામ હતું. તે ઉપરથી તેઓ અબુલ્-કાસમ કહેવાતા હતા. કેટલાક વિરોધી લોક કહે છે કે હઝરતને વાયુ થઇ આવતો હતો તેથી તેમની આવી હાલત થઇ જતી હતી પણ તેનો જવાબ આપતાં સર સૈયદ અહમદ કહે છે કે હઝરતની શારીરિક તપાસ કરવા કોઇ પણ ડાકટર મક્કામાં

નાર છે, તે આપને કોઈ પ્રકારે હેરાન થવા દેશે નહિં. આપ હમેશાં સાચું બોલો છો, અપકાર ઉપર ઉપકાર કરો છો, ધર્મ પાળો છો, નીતથી ચાલો છો, અને સગા સંબંધીઓ અને મિત્રમંડળ સાથે દયાભાવથી વર્તો છો. આવા સદ્દગુણી માણસથી ખુદા નારાજ હોતો નથી. આપ કહો છો તે હું અક્ષરે અક્ષર ખરૂં માનું છું. મને લાગે છે કે આપે કાંઇ ચમત્કાર જોયો છે." પોતે જવાબ આપ્યો કે "હા" અને જે કાંઈ બન્યું હતું તે સઘળું કહી સંભળાવ્યું. તે બાઈ બોલ્યાં કે "પ્રાણનાથ! આનંદ માનો, પાક પરવરદિગાર જેના હાથમાં મારી જીવનદોરી છે તેને શાક્ષી રાખી કહું છું કે આપ જરૂર પેગમ્બર થશો.[1]

---

ગયો હોય એમ કોઇ પણ ઇતિહાસ ઉપરથી જણાતું નથી તેમજ એ બાબત વિશે કોઈ પણ બીજા પુસ્તકમાં લખેલું નથી તો પછી આવી બાબતો શી રીતે ઘડી કહાડવામાં આવે છે? આનું પહેલું કારણ તો ચુનાની ક્રિશ્ચિયનોનો વહેમ અને બીજું કારણ અરબી પુસ્તકના લેટીન ભાષામાં ભુલ ભરેલા તરજુમા જણાય છે. જુઓ સર સૈયદ એહમદના ખુત્બા—નિબંધ Essays વોલ્યુમ ૧ લું. પાનું ૧૭-૧૮.

૧. મી૦ **બૉસ્વર્થ સ્મિથ** લખે છે કે યહુદીઓના પેગમ્બરો, સૅન્ટ ઍન્ટની, સૅન્ટ બૅનીડિક્ટ, જોન ઑફ આર્ક, સૅન્ટ થેરસા, સ્વીડનબર્ગ, બલ્કે ખુદ લૂથરની માફક હઝરત મોહમ્મદને પણ કાંઇ કાંઇ નજરે પડતું હતું. દરેક જણ જાણે છે કે લૂથરને પ્રત્યક્ષ આકારવાળી આકૃતિઓ દેખાતી હતી. એટલે સુધી કે એક વખત તેણે શેતાનને નજરે જોયાથી તેના તરફ ખડીઓ દઇ માર્યો હતો. જ્યારે લૂથર જેવા માણસ ઉપર તેની આવી કલ્પના શક્તિ માટે કાંઇ આરોપ મૂકવામાં આવતો નથી તો પછી બીજાઓ ઉપર શામાટે મૂકવામાં આવે છે? હઝરત મોહમ્મદ જે જોતા હતા તે કહેતા હતા અને બેશક તે જોતા હતા પછી તે કલ્પનાશક્તિને લીધે હોય કે કોઈ બીજી રીતે હોય. જો કોઇ ચીજના ખરાપણા ઉપર વિવેચન કરવા તેનાં પરિણામો ગ્રાહ્ય કરવામાં આવે તો જે કાંઇ હઝરત મોહમ્મદ જોતા હતા તે બેશક ખરૂં હતું, અને તેથી તેમનાં મહત્વનાં કામને ઘણો ટેકો મળતો હતો.—જુઓ "મોહંમદ અને મોહમદનીઝમ" નામનું મી૦ બૉસ્વર્થ સ્મિથનું પુસ્તક, તથા ઍનજુરૂનઝીલનું પુસ્તક પાનું ૩૮.

મી૦ **ટેલર** લખે છે કે—"એકાંત વિચાર એ નિયમિત પ્રેમનું મૂળ છે. એ પ્રેમનો ભડકો કાંઇ એવો હોતો નથી કે એક ફુંકથી સળગી ઉઠે અને એક ફુંકથી ઓલવાઈ જાય; પણ તે તો એક નિયમિત અને મજબૂત નિશ્ચય હોય છે જે ધારેલા હેતુ તરફ ખેંચી જાય છે અને તેને વિવેક અને

**વર્કા બિનૂ-નૌફિલ્.**—બીબી ખદીજા રદી૦ તેમને ધીરજ આપી પોતાના પિત્રાઈ વર્કા બિન્-નૌફિલ્ પાસે ગયાં અને તેને ઉપરની હકીકત કહી. વર્કા ધર્મશાસ્ત્રમાં પ્રવીણ હતો. ખુદાતાલા તરફથી ઉતરેલાં પુસ્તકોનો તેણે સારી રીતે અભ્યાસ કર્યો હતો, અને તેનાં અરબી ભાષામાં તરજુમા કરતો હતો. વળી તે તે વખતના યહુદી અને ક્રિશ્ચિયન વિદ્વાનોના મ્હોડેથી પેગમ્બર જાહેર થવાના છે એવું સાંભળી ચુકયો હતો, તેથી પુસ્તકમાં વર્ણવેલી નિશાનીઓપરથી સમજી ગયો અને કહેવા લાગ્યો કે "કલ્યાણ! કલ્યાણ!! ખરેખર આતો મૂસા પેગમ્બર ઉપર પવિત્ર આજ્ઞાઓનો સંદેશો[1] મોકલવામાં આવ્યો હતો તે છે. તેઓ ખુદાના પેગમ્બર થયા એવી તેમને વધામણી આપજો અને હીંમત રાખવાનું કહેજો. બીબી ખદીજાએ ઘેર આવી વર્કાએ જે કેહેણ મોકલી હતી તે કહી સંભળાવી. આથી હઝરતના મનને દિલાસો મળ્યો અને શાંતિ થઇ. થોડા દિવસ પછી વર્કા મહાન્ હઝરતને જાતે મળ્યો, અને કહેવા લાગ્યો કે "જે માલકના હાથમાં મારી જીવનદોરી છે તેના સમ ખાઇને કહું છું કે આપ પેગમ્બર થયા છો. ખુદાએ પોતાનો પવિત્ર સંદેશો[2] આપના ઉપર મોકલ્યો છે. લોકો આપને જૂઠા કહેશે, કનડશે, ન્યાત બહાર મૂકશે, અને મારી નાખવા ઉભા થશે; પણ હું જો જીવતો રહીશ તો આપનો પક્ષ કદી છોડીશ નહિ."

**બીજી વહી.**—એક વખત વહી[3] આવીને બંધ થઈ ગઈ તેથી

---

ડહાપણવાળા સાધનોથી પાર પાડે છે. એકાંતવાસમાં રહેનાર મનની આગળ કલ્પનાની બાબતો આવે છે અને તેને તે ખરી હસ્તીવાળી સમજે છે એ કાંઇ અસાધારણ વાત નથી. મજબૂત મનશક્તિવાળા માણસોને પણ અગમ્ય દેખાવ નજરે પડયા છે. બલકે આવા માણસો આવા ખ્યાલને આધિન હોય છે. ક્રોમવેલની મ્હોટાઈ વિષે ભવિષ્ય ભાખનારી રાક્ષસી આકૃતિ, અને બ્રુટસના તંબુમાં આવનાર સીઝરનો ભૂતરૂપી પડછો એ સતેજ થએલી મજબૂત મનશકિતનીજ કલ્પનાઓ હતી. તેથી આપણે હજરત મોહમ્મદને જીબ્રાઇલ ફરિશ્તા તેમની પાસે પેગમ્બર થવાની આજ્ઞા લઇને ખુદા તરફથી આવ્યા એવું કહેવા માટે જૂઠા હોવાનું કલંક લગાડી શકતા નથી. વિવિધ પ્રકારની કલ્પનાઓ જે તેમના મન ઉપર આવીને પડતી હતી અને તેઓ પોતાને ખુદાએ બનાવેલા ખરા પેગમ્બર સમજતા હતા એ વાત શકય છે, બલકે ઘણે દરજે બનવાજોગ છે." જુઓ મી૦ ટેલર કૃત "મહોમેડનીઝમ" નામનું પુસ્તક પાન ૧૦૦.

૧. નામૂસે અકબર. જીબ્રાઇલ અ૦.

૨. સત્ય ધર્મનું કામ. Mission.

૩. ખુદા પ્રેરિત જ્ઞાન. ખુદા તરફનો સંદેશો. Revelation. Inspiration.

મહાન્ હઝરત સલ્અમને દીલગીરી થવા લાગી. કોહે-હિરા પર્વત આગળ જે પુરૂષને જોયો હતો તેને ફરી જોવાની આતુરતામાં ખાવાપીવાનું અને ઉંઘવાનું છોડી દીધું. માણસ ખુદાતાલાની મહેરબાની સિવાય પોતાના બળથી કાંઇ પણ કરી શકતું નથી. તેમજ તે માત્ર પોતાની તાકતથી ખુદાની મહેરબાની મેળવી શકતું નથી, જ્યારે તે પોતાને એક ક્ષુદ્ર પ્રાણીની માફક કાંઇજ નહીં સમજતાં એક માત્ર જગતકર્તા ઉપર આધાર રાખે છે ત્યારેજ ખુદાતાલા તેને દર્શન આપે છે. હજરતે પણ પોતાનો સઘળો આધાર તેના ઉપર રાખી તેના દર્શન માટે રાત દિવસ તેનું ધ્યાન ધરવા માંડયું હતું, તે એટલે સુધી કે તેમને બીજો કાંઈ પણ ખ્યાલ રહેતો નહોતો. તેઓ ઘણી વખતે બેચેન થઈ જતા હતા અને પળે પળે વ્યાકુળ થઈ કહેતા હતા કે કયાં છે તે પુરૂષ જેણે એકવાર મારા પ્રાણને પ્રકાશિત કર્યો હતો. થોડી વારમાં તેમના સવાલોના જવાબ ગુપચુપ ઉભેલા પર્વતમાંથી પ્રતિધ્વનિત થવા લાગ્યા. બ્રહ્માંડવ્યાપક ખુદાનો તેમના પ્રાણમાં એકાએક આવિર્ભાવ થયો. હિરા પર્વત આગળ જે અશરીરી દિવ્ય આકૃતિ જોઈ હતી તેજ પાછી પ્રકાશિત થઇ. તેઓ લૂગડું ઓઢીને સુતેલા હતા ને વહી આવી કે "હે લૂગડું ઓઢીને સુનારા-કપડામાં વીંટળાએલા-પેગમ્બરીનો દુશાલો ધારણ કરનાર-કંથાધારી, ઉભો થા અને ખુદાતાલાના ફરમાનો સમજાવવા ઉપદેશ કર. જે લોકો ખુદાને છોડી દેવતાઓની પૂજા કરે છે અને પાપમાં સપડાએલા છે તેમની ઉપર તેમનાં ખોટાં કર્મ માટે માલિકનો કેવો ભયંકર કોપ થશે તેનાથી વાકેફ કર, અને તારા સકળગુણ સંપન્ન પરમકૃપાળુ પરવરદિગારના અને તેની પરમ કીર્તિના ગુણ ગા, અને તેની બંદગી કરવાનું શીખવ. પવિત્રતાનો માર્ગ ગ્રહણ કરી ખરા ખુદા સિવાય બીજાની પૂજા કરવાનું જે અસત્ય પ્રસરી રહ્યું છે તેને નાબુદ કર. તથા લોકોને અંધકાર અને પાપના ખાડામાંથી કહાડી તેમને સન્માર્ગે ચડાવી અનંત પ્રકાશવાળા જીવનમાં મુકવાનો તેમના ઉપર ઉપકારનો બોજ નાખ નહીં જેથી અમારી તારી ઉપર અનંત કૃપા થાય. અમારાં ફરમાનો જાહેર કરવાના મહાન્ કાર્યમાં તારી ઉપર જે જે આફતો અને સંકટો આવી પડે તે ધીરજથી સહન કર, અને લોકોને ચેતવણી આપ કે કયામતના મેદાનમાં જે વખતે લોકોને હાજર કરવા સૂર-બ્યુગલ ફુંકવામાં આવશે ત્યારે અમારી સ્પષ્ટ આયતો—નિશાનીઓ અને ચોખ્ખા ફરમાનો નહીં માનનારાને તે દિવસ ઘણો સખત લાગ્યા વગર રહેવાનો નથી.[૧]"

---

૧. કુરાને શરીફ—સૂરએ મુદસ્સેરો, તથા મુઝમ્મેલો. સુજ્ઞ વાંચકોએ અહીં એ વિચાર કરવાનો છે કે આ પાક-પવિત્ર શબ્દો જેની ચમત્કારિક તથા

**બધે ખુદા.**—ખુદાના કલામ[1] સાંભળી તેઓ ચારે બાજુએ સાક્ષાત્ ખુદાનું દર્શન કરવા લાગ્યા. અનંત આકાશ તરફ જોયું તો ખુદા અનંત રૂપથી પોતાનો મહીમા જાહેર કરી રહેલો છે. તે ગ્રહો, ઉપગ્રહો, અને તારાની જ્યોતિમાં પ્રકાશિત થઈ રહેલો છે. દુનિયા તેની સત્તા સાગરમાં તરે છે. સ્ત્રી પુરૂષમાં એજ તેજરૂપ પ્રકાશિત થઈ રહેલો છે. ઝાડપાન, ફળફૂલ વિગેરેમાં એજ પ્રાણરૂપ બિરાજી રહેલો છે. જે તરફ નજર કરે તે તરફ તેજ સર્વવ્યાપક દેખાય છે. વળી આંખ મીચીને જુએ છે તો હૃદયમાં સૂર્ય, ચંદ્ર, તારા, પૃથ્વી વિગેરે આખા બ્રહ્માંડ રૂપે એજ બિરાજમાન થઈ રહેલો છે. તરવારની ધારમાં એજ, માંસ પિંડમાં એજ, મનોરાજ્યમાં એજ, આત્માના અન્તસ્થાનમાં એજ; ટુંકામાં બહાર અને અંદર બધે એજ વ્યાપી રહેલો દેખાયો.[2] તેઓ

---

અદ્‌ભુત શક્તિએ મૃત્યુવશ થએલ અરબસ્તાનને હમેશને માટે સજીવન કરી દીધું, તથા કઠોર અને જંગલી લોકોને વિવેકી તથા રીતભાતવાળા, અજ્ઞાનીને જ્ઞાની, તથા વહેમીઓને ખુદાના ખાસ મહાત્મા બનાવી દીધા તે "વહી" અગર "ઈલ્હામ" નહોતું તો શું હતું? ખુદાતાલાની તાલીમ અને તેની આજ્ઞા–જે વહી અથવા ઈલ્હામ કહેવાય છે તે સિવાય કોઇ માણુસ અને તે પણ ખાસ કરીને એક અશિક્ષિત–વગર ભણેલો સખસ આવા ચૈતન્યવાળા અદ્‌ભુત શબ્દો વાપરી શકે ખરો? અને આવા શબ્દો ખુદાતાલા સિવાય કોઇ માણુસના મનની ખાલી કલ્પના અથવા શેતાની ભ્રાંતી અથવા છળ કપટ કે જાળનું પરિણામ હોઇ શકે ખરા? આથી એક સાધારણ બુદ્ધીનો માણુસ જે રાગદ્વેષ તથા પક્ષપાતની લાગણીથી મુક્ત હશે તેનું પણ અંતઃકરણ એજ કહેશે કે આ ચમત્કારિક તથા અદ્‌ભુત અસર બેશક માલિક તરફથી આવેલ વહી તથા ઈલ્હામના પ્રતાપથી હતી, અને તેનું મૂળસ્થાન એજ પવિત્ર અને સર્વશક્તિમાન ખુદાની હસ્તી હતી જેણે પોતાના સાચા પેગમ્બર વિશે કુરાને શરીફમાં ફરમાવ્યું છે કે "એમ ન સમજો કે અમારો પેગમ્બર પોતાના મનમાંથી વાતો બનાવીને કહે છે–ના, તે પોતાની કલ્પના બુદ્ધીથી કાંઈ પણ કહેતો નથી પણ તે તેજ વાત કહે છે જે વહીના રૂપમાં તેના મનમાં નાંખવામાં આવે છે." કુરાને શરીફની "સૂરએ બકર" માં આવ્યું છે કે "જીબ્રાઇલે કુરાનને ખુદાના હુકમથી તારા અંતઃકરણ ઉપર ઉતાર્યું છે."

1. વચન. બોલ.

2. મી૦ કાર્લાઇલ લખે છે કેઃ—"આ અરણ્યવાસી અરબના આત્માની અંદરના અંધકારને દુર કરવા માટે આવો પ્રકાશ પોતાથી જેમ દાખલ થઇ શકાય તેમ દાખલ થયો હતો. ગાઢ અંધકાર જેનાથી પોતાના વિનાશનો ભય રહેતો હતો તેને ફોડનારો, નવું જીવન જગવનારો, ખુદા તરફનો ગહન તોપણ ઝગઝગતો પ્રકાશ એનામાં પ્રવેશ થયો હતો. એ

પોતાને નિરાકારરૂપ સાગરમાં ડુબી ગયેલા અનુભવવા લાગ્યા. જીવાત્મા પરમાત્માનો મેળાપ કરી અવિદ્યારૂપી અંધકારમાંથી મૂક્ત થયો, અને સર્વ શક્તિમાનની અનંત શક્તિના સમાગમમાં પરિપૂર્ણ થઈ ગયો.

લાંબા વખત સુધી ઘણું દુઃખ વેઠયા પછી ખુદાનું મંગળ સ્વરૂપ અને નિર્મળ જ્યોતી નજરે પડવાથી હજરત સલ્અમની ઇચ્છા ફળીભુત થઈ હતી. તેમના ચ્હેરા ઉપર હર્ષની લાગણી પ્રસરી રહી હતી. જેની આંખમાંથી હમણા સુધી આંસુની ધારાઓ ચાલી રહી હતી, જેના મુખમાંથી હાહાકાર સિવાય બીજો કાંઈ પણ શબ્દ નીકળતો નહોતો, તેને આજે આનંદમાં જોઈ બીબી ખદીજા રદી૦ મનમાં વિચાર કરવા લાગ્યાં કે આજે જરૂર મારા સ્વામીને ખુદાના દર્શન થયાં છે અને તેથીજ તેમના મ્હોં ઉપર આનંદની જ્યોતિ પ્રકાશી રહી છે. તેમના હૃદયમાંથી આનંદના ફુંવારા છુટતા હતા તે જોઇને બીબી ખદીજા હરખાતાં હતાં. અહાન હઝરત પણ પ્રાણ ખોલીને તેમની આગળ ખુદાની કૃપાનો અલૌકિક પ્રભાવ અને તેની કીર્તિની અદભુત કથાનું વિવેચન કરતા હતા. પ્રાણાધક સ્વામીના મ્હોડેથી ખુદાતાલાની વાત સાંભળી બીબી ખદીજા પણ આખી દુનિયા ખુદાથી ભરપુર જોવા લાગ્યાં. ભુલ અને કુસંસ્કાર મટી ગયો. પત્નિને સાથે ભળતી જોઈ હજરતનો ઉત્સાહ વધતો ચાલ્યો, અને પતિપત્નિ બંને એકઠાં થઈ દરરોજ પ્રેમપૂર્વક ખુદાતાલાની ભક્તિ કરવા લાગ્યાં.

સારા કામમાં દંપાતનો દિલાસો મળ્યાથી માણસ હજારો આફતો ભુલી જાય છે. હજારો સંકટો અને પીડાઓને તે ફુલના બીછાના સમાન કરી શકે છે, અને ગમે તેવું ભારે કામ કરવાની પણ તેનામાં એકદમ હીંમત આવે છે. આવી સાધવી સ્ત્રીના પ્રેમાળ વચનોથી આવા સત્યવાદી વીર પુરૂષનું મન

---

પ્રકાશને માટે 'વહી-પ્રેરણા'-અને 'જીબ્રાઈલ ફરિશ્તો' એવા શબ્દો વાપરેલા છે. એ પ્રકાશને માટે કયો શબ્દ વાપરવો એ હજુ પણ આપણામાંથી કોનાથી કહી શકાય એમ છે? 'ખુદાની પ્રેરણા' એ વડેજ આપણામાં જ્ઞાનનો જ્યોતિ પ્રકાશે છે. જ્ઞાન મેળવવું--કોઇ પણ વસ્તુની અંદરના સત્યની પ્રાપ્તિ કરવી એ હમેશાં એક ગહન વેપાર છે. એ ગહન વેપાર વિશે સ. રામાં સારા ન્યાયશાસ્ત્રોથી ઉપલકીયા બડબડાટ સિવાય બીજું કાંઈ પણ થઈ શકતું નથી. 'શું શ્રદ્ધા એ ખુદાને પ્રગટ કરનારો સાચામાં સાચો ચમત્કાર નથી?"--જુઓ મી૦ કાર્લાઇલ કૃત હીરો ઍન્ડ હીરો વર્શિપ નામના પુસ્તક ઉપરથી લખેલો મી૦ મોહનલાલનો લેખ, સાંજ વર્તમાન તા૦ ૧૩ સપ્ટેમ્બર ૧૯૧૧.

ઉત્તેજીત થાય એમાં કાંઇ નવાઇ જેવું નહોતુ. શું બીબી ખદીજાનો આ વેળાનો દિલાસો ભુલાય એવો હતો? મી૦ કાર્લાઇલ કહે છે કે "હઝરત મોહમ્મદના હૃદયમાં આ વખતે જે અનંત ઉપકારની લાગણી પ્રગટ થઇ હશે તે આપણાથી સમજી શકાએ એમ છે. અત્યાર સુધીમાં અનેક વખત બીબી ખદીજાએ તેમના ઉપર સ્નેહ બતાવ્યો હશે, અનેક વખત તેમની સેવા બજાવી હશે, પણ આ વખતનો બીબી ખદીજાનો પ્રેમ અને આ વખતની તેમની સેવા ખરેખર નહીં વર્ણવી શકાય તેવાં હતાં.[1] જેમ પાણી પાત્ર પ્રમાણે જુદા જુદા આકાર ધારણ કરે છે તેમ પ્રેમ પણ માનવ હૃદયની અવસ્થા પ્રમાણે નાના પ્રકારનું રૂપ પામે છે. સંકુચિત હૃદયના અને મલિન પ્રકૃતિનાં માણસો વચ્ચેનો પ્રેમ અને ઉદાર તથા પવિત્ર હૃદયનાં મનુષ્યો વચ્ચેના પ્રેમમાં ખરેખર સ્વર્ગ જેટલો ભેદ છે. મનુષ્યમાં ઉત્સાહ પ્રેરનાર, તેના મૃત હૃદયને સતેજ કરનાર અને તેના જીવનને ગતિ આપનાર જો કોઇ ગુપ્ત અને પ્રબળ શક્તિ હોય તો તે સ્ત્રીજ છે. સ્ત્રી અશક્ત—અબળા છે, પણ દુર્બળતા અને શક્તિ એ બે શબ્દો માત્ર જરૂરીઆત માટેજ છે. ખરૂં કહીએ તો જેનું નામ પૂર્ણ શક્ત છે તેતો માલક સિવાય બીજા કોઇમાં નથી; તોપણ ઇતિહાસ તરફ નજર કરશો તો જગતના વીર પુરૂષોને તેમના ગૌરવ-પૂર્ણ જીવનમાં આગળ વધવાનો ઉત્સાહ પ્રેરનાર સ્ત્રીજ જણાશે, અને ગરીબ તથા ખેડુતની ઝુંપડીઓમાં શાન્તિ અને આનંદ આપનાર સ્ત્રીજ હશે.



---

૧. જુઓ ટૉમસ કાર્લાઇલ કૃત "હીરો ઍન્ડ હીરો વર્શિપ" નામનું પુસ્તક. આગળ ચાલતાં તે લખે છે કેઃ-"અરબ ગ્રંથકારોએ એ બેના લગ્નની જે વાર્તા કહી છે તે ઘણી મધુર અને સમજી શકાય તેવી છે એ પચીસ વર્ષના હતા અને તે ચાળીસ વર્ષનાં હતાં તો પણ હજી ખુબસુરત હતાં. તેમની સાથે હજરતને ઠીક બનતું. તેમની સાથે એ સુખ અને શાંતીમાં રહેતા, તેમને એ ખરા દીલથી ચહાતા. ખરેખરી જુવાનીનો વખત પસાર થયો ત્યાં સુધી એ આવી રીતે સંપૂર્ણ નિર્દોષપણે શાંત અને સાધારણ સ્થિતીમાં રહ્યા. એ વાતથી એમના ઉપર જે ઢોંગીપણાનો આરોપ કેટલાક તરફથી મુકવામાં આવે છે તે ખોટો જણાઇ આવે છે."-જુઓ મી. મોહનલાલ પાર્વતીશંકરનો લેખ.



# પ્રકરણ ૭ મું.

## પેગમ્બર અને ઇસ્લામ.

ખુદાતાલા ફરમાવે છે કે "તું તારાં ઘણાં નજીકનાં સગાંવહાલાંઓને ચેતવણી આપ અને તારી પાંખ મોમેનો જે તારા (કહેવા) પ્રમાણે ચાલ્યા છે તેમને માટે નીચે નમાવ (તેમની ઉપર મહેરબાની કર), પછી જો તેઓ તારી નાફરમાની કરે તો કહે કે ખરેખર જે તમે કરો છો તેનાથી હું દુર છું."૧

"ખરેખર તમારામાંથીજ એક પેગમ્બર તમારી પાસે આવ્યો છે. તમે દુઃખમાં પડો તે તેને સખત લાગે છે. તે તમારા (ઇસ્લામ) માટે ઘણો આતુર છે, મોમેનો ઉપર કૃપાળુ (અને) દયાળુ છે. પણ જો તેઓ પીઠ ફેરવે તો કહે કે ખુદા મારે માટે બસ છે."૨ કુરાને શરીફ.



રાને શરીફનો પ્રસાદ અને પેગમ્બરીનો ભારે મરતબો મળવા સાથે ખુદાતાલાની વહેદાનિયત કાયમ કરવામાટે તેની પાક આજ્ઞા આવતાંની સાથે મહાન્ હઝરત ખુદાનો હુકમ માથે ચડાવી તેનો માહમા ઉજ્વળ કરવા તૈયાર થયા. પોતે નવી જીંદગી મેળવી સ્વદેશના લોકોને નવી જીંદગી આપવા માટે કમ્મર કસી અને જન્મ ભૂમીનો ઉદ્ધાર કરવાનો માગ મેળવી તે ઉપર સર્વને લાવવા જીવના જોખમે આગળ પડયા.

---

૧. કુરાને શરીફ. સૂરતુલ ફોરકાન, આયત ૨૧૪-૨૧૫.
૨. કુરાને શરીફ. સૂરતુત, તોબા, આયત ૧૨૮-૧૨૯.

પ્રથમ તેમણે પોતાના સગા સંબંધીઓને તથા અંગત મિત્રોને બોલાવી તેમની સારી રીતે મહેમાનદારી કરી ખુદાની આ મહાન આજ્ઞા જાહેર કરી કહ્યું કે "ખુદાતાલાએ મને પેગમ્બર બનાવી મોકલ્યો છે. અને તેનો પવિત્ર સંદેશો મને સોંપવામાં આવ્યો છે. હે મારા સગા સંબંધીઓ ! બધા કરતાં તમને ખુદાતાલા કીમતી પ્રસાદનો લાભ આપવા માગે છે. એના નામથી હું તમને આ દુનિયાના ફાયદા અને આવતી દુનિયાના અપાર આનંદ તમારી આગળ રજુ કરૂં છું. ખુદાતાલાએ મને તમને બધાને તેની તરફ બોલાવવા હુકમ કર્યો છે. માટે તમે મારા કહેવા પ્રમાણે અમલ કરવા તૈયાર થાઓ, મૂર્તિઓને પૂજવાનું છોડીદો અને માત્ર એક ખુદાની બંદગી કરવા તરફ ધ્યાન લગાડો.[1]" હઝરતના મ્હોડામાંથી આવા શબ્દો નીકળતા જોઈ કેટલાકને ઘણું માઠું લાગ્યું. પણ તેઓ અંદર અંદર સમજી મનમાં વિચાર કરવા લાગ્યા.

ટુંક મુદતમાં તેમના ખરાપણાની એટલી બધી અસર થઈ કે બીબી ખદીજા રદી૦, હઝરત અલી[2] કરમ૦, હઝરત અબાબકર

---

૧. મી. કાર્લાઈલ લખે છે કે "ઇશ્વર કૃપાથી પ્રાપ્ત થયેલા આ ગંભીર સત્યના પ્રકાશવડે ઝળહળતો હજરત મહમદનો અખિલ આત્મા એ સત્યને અગત્યનું ગણે એટલુંજ નહીં પણ એકલું એજ સત્ય અગત્યનું છે, એમ ગણે એ ઘણું સ્વભાવિક હતું. ઈશ્વરે એ સત્ય એમની આગળ પ્રગટ કરીને એમને અકથ્ય માન આપ્યું હતું. મૃત્યુ તથા અંધકારમાંથી ઇશ્વરે એમના આત્માને ઉધાર્યો હતો, તેટલા માટે બીજા પ્રાણીઓની આગળ એ સત્ય પ્રગટ કરવાને માટે એ બંધાયલા હતા એટલોજ હજરત 'મહમ્મદ ખુદાના પેગમ્બર હતા' એ વચનોનો અર્થ છે. એ વચનો પણ ખરા અર્થ વિનાનાં નથી." જુઓ મી. મોહનલાલ પાર્વતીશંકર દવેનો લેખ.

૨. સૈયદના હઝરત અલી મહાન્ હઝરતના કાકા અબુતાલિબના દીકરા હતા. આ જુવાન હજરત અલી કરમ૦ વિષે આપણે વિચાર કરીએ છીએ તો એમના ઉપર પ્રેમ ઉપજ્યા વિના રહેતોજ નથી. એ અમીર સ્વભાવના સખસ હતા. આ પ્રસંગે અને ત્યાર પછી હમેશાં એમનામાં અમીરાઇ જણાઇ છે. સ્નેહની લાગણી એમનામાં ઉભરાઇ જતી હતી. હીંમતની એમનામાં ખોટ નહોતી. તેઓ સીંહના જેવા બહાદુર હતા. વળી તે સાથે એક બહાદુર લડવૈયાના જેવી મિઠાશ, પ્રમાણિકપણું અને પ્રેમ એમનામાં હતાં. નાનપણથીજ તેમનામાં પરમ સત્યનું બી રોપાયું હતું, અને એ બીમાંથી મોટાં ઝાડ ઉત્પન્ન થયાં હતાં જેની શીતળ છાયાથી લાખોને આશ્રય મળ્યો હતો. તેઓ ચોથા ખલીફા થયા હતા. (ઈ. સ. ૬૦૨ થી ઇ સ. ૬૧૧ સુધી તેમણે ખીલાફત કરી હતી.)

ક[1] રદી૦, હઝરત ઝૅદ, હઝરત બિલાલ[2] રદી૦, હઝરત ઉસ્માન[3] રદી૦, અબદુલ રેહમાન બિન ઔફ, હઝરત ઝુબૅર,[4] વિગેરે ઇસ્લામમાં આવ્યા.[5] પણ આ મામલો અંદરખાનેનો હોવાથી લોકોમાં જાહેર થવા પામ્યો નહોતો.

એક દિવસે મહાન હજરત એકાંત જગાએ ચુપચુપ ખુદાતાલાના ધ્યાનમાં બેઠા હતા તેવામાં હજરત અબુતાલિબે તેમની આંખ મીચેલી જોઇને અજાયબીથી પુછ્યું કે "મોહમ્મદ, તમે ધર્મક્રિયા કરો છો તેનું તાત્પર્ય શું છે?" ત્યારે હજરતે સત્ય નહીં છુપાવતાં હીંમતથી કહ્યું કે "જગતકર્તાએ જે સત્ય ધર્મ મને સોંપ્યો છે તેની ક્રિયા કરૂં છું. એજ ધર્મ ખુદાને પ્રીય છે. બાહસ્ત–સ્વર્ગમાં ફરિસ્તાઓ પણ એજ ધર્મ પાળે છે અને પેગમ્બરો અને આપણા વડીલ પુરૂપ હજરત ઇબ્રાહીમનો પણ એજ

---

૧. સૈયદના હઝરત અબાબકર સદ્દીક રદી૦ મહાન્ હઝરતના પહેલા ખલીફા થાય છે. તેઓ મહાન્ હઝરતના સસરા પણ થાય છે. તેમની પાસે ૨૦ હજાર રૂપીઆની દોલત હતી જે તમામ ઇસ્લામ માટે ખરચી હતી. (ઈ. સ. ૫૭૧-૬૩૪)

૨. હઝરત સલ્અમના એક હબશી ગુલામ હતા. તેમણે ઈસ્લામની સૌથી પહેલાં બાંગ દીધી હતી. તેઓ એક મોટા સહાબી હતા.

૩. હઝરત ઉસ્માન રદી૦ મહાન્ હઝરતના ત્રીજા ખલીફા અને જમાઇ થતા હતા. વળી મહાન હઝરતની ફોઇના દીકરા પણ થતા હતા.

૪. હઝરત ઝુબૅર એ બીબી ખદીજાના ભત્રીજા હતા.

જે લોકો તેમને સારી રીતે જાણતા હતા, અને તેમની સાથે રાત દહાડો રહી પોતાના અરબસ્તાની ખવાસથી હંમેશાં તેમની હીલચાલ ઉપર નજર રાખતા હતા તેજ તેમના પ્રથમ સેવક થયા. જો તેમનામાં જરા પણ દુનિયાદારીની લાલચ હોત તો તે તરત ઉઘાડી પડી જાત, અને તેમના મનમાં ધર્મ–સુધારાની જે આશા હતી તે પળવારમાં નાશ પામત; પરંતુ તેમનું અંતઃકરણ બિલકુલ પાક હતું એવું તે લોકો જાણતા હતા. તેઓ પોતાના પેગમ્બરનો હુકમ બજાવવા જોખમ વેઠતા હતા એટલુંજ નહિ, પણ પ્રાણ આપવા પણ તૈયાર થયા હતા. મહાન્ હઝરતને તેમની સાથે બેસનારા લોકો અને તેમના નજીકનાં સગાંઓ પેગમ્બર તરીકે કબુલ કરી તેમના ઉપર ઇમાન લાવ્યા એ તેમની ઉમદા રહેણી, ન્યાયી શિક્ષણ, અને મજબુત વિશ્વાસની એક ખરેખરી સાબિતી છે. ધારો કે એ લોકો હઝરત ઉપર વિશ્વાસ ન લાવ્યા હોત તો પણ તેમણે આ લોક અને પરલોકમાં કલ્યાણ થાય એવા ધર્મ નિયમોનું જે શિક્ષણ આપ્યું છે તેમાં શી શંકા આવે એમ છે?

૫. જુઓ અબુલ્–ફઝલ કૃત હઝરતનું વૃત્તાંત જેમાં સર વિલિયમ્ મ્યૂર આ બાબતને ટેકો આપે છે.

ધર્મ છે. માણસજાતને ઇમાનના ખરે રસ્તે લાવવા ખુદાતાલાએ મને હુકમ આપ્યો છે. આપ પણ આ ધર્મ અખત્યાર કરો." હજરતની વાણી સાંભળી હજરત અબુતાલિએ કહ્યું કે "હું ઘરડો થયો છું તેથી બાપદાદાનો મારો અસલ ધર્મ બદલી શકતો નથી. તમે તમારે જે કરવું હોય તે કરો."[1]

ઇમાન એક દાવાનળની પેઠે હોય છે. જેમ એક આગનો તણખો જંગલમાં પડવાથી આખું જંગલ સળગી ઉઠે છે તેમ પ્રાણના અંતરસ્થાનમાં લાગેલી ઇમાનની ચણગારી આસ્તે આસ્તે વધીને લાખો સ્ત્રી પુરૂષોનાં અંતઃકરણમાં ફેલાઇ જાય છે અને જોત જોતામાં મોટી ઉથલ પાથલ કરી નાંખે છે.

મહાન્ હઝરત સલ્અમે હવે ઇસ્લામને જાહેર કરવાનું કામ ઉઘાડી રીતે શરૂ કરવાનો નિશ્ચય કર્યો. તેમણે અરબસ્તાનની શક્તિ એકત્ર કરવાનો પ્રયાસ આદર્યો અને સ્વલ્પ સાધન અને ઉદાર અંતઃકરણથી કાર્યક્ષેત્રમાં ઝંપલાવ્યું. તેમણે સફા[2] પર્વત ઉપર ચડી લોકોને મોટેથી 'વા સબ્બાહા![3]' કહી બોલાવ્યા. કાંઇ ભયંકર બનાવ બન્યો હશે એમ જાણી કુરેશી લોકો દોડી આવ્યા અને ઓચિંતા બોલાવવાનું કારણ પૂછવા લાગ્યા. હઝરતે કહ્યું કે "આ પર્વતના ઓથાંમાં ઘોડે સ્વારો છે, અને તેઓ સવાર સાંજ તમારા ઉપર તૂટી પડવા ટાંપી રહેલા છે એવું હું તમને કહું તો તમે સાચું માનશો કે નાહ?" તેમણે કહ્યું કે "હા; તમે જે કહેશો તે સાચુંજ કહેશો કારણ કે અમે તમને કદી જુઠું બોલતાં સાંભળ્યા નથી." મહાન્ હઝરતે કહ્યું કે. "તમે સજાને લાયક થાઓ અને દોજખની[4] આગમાં પડો તેટલા માટે મને તમને ચેતવણી આપવાનો હુકમ થયો છે કે એક ખુદાની બંદગી કરશો તો તમારો બચાવ થશે; પણ જો મૂર્તિઓને પૂજશો તો કદી છુટકારો થવાનો નથી.

"તમારી આ લાકડાની મૂર્તિઓ જેને તમે તેલ અને મીણ લગાડો છો અને તેમના ઉપર માખીઓ ચોટી જાય છે તે તો ખરૂં પુછો તો લાકડું

---

૧. સુન્ની લોકો કહે છે કે હજરત અબુતાલિબ ઇસ્લામ લાવ્યા નહોતા અને શીયા લોકો કહે છે કે લાવ્યા હતા.

૨. આ પર્વત મક્કા આગળ છે.

૩. આ શબ્દ અરબ લોકો, ખૂન, ધાડ, લુટફાટ વિગેરે એવી ભારે આફતો વખત બોલતા હતા તેથી આ વખતે પણ એવું કાંઇ થયું હશે એમ લોકોએ જાણ્યું એ વાક્યનો અર્થ "ખબરદાર થઇ જાઓ" એવો થાય છે.

૪. નર્ક. જહન્નમ. જુઓ કુરાન શરીફ સુરતુસ્-શોઅરા; આયા ૨૧૪-૨૧૭.

છે. એનાથી તમારૂં કાંઇ પણ શ્રેય થવાનું નથી. એ તો ખાલી દંભ છે. એને પૂજવી એ ખુદાનું અપમાન કરવા જેવું છે. તમે જો સમજો તો એ વસ્તુઓ ત્રાસદાયક અને તિરસ્કારને યોગ્ય છે. ખુદા એજ ખરો છે. ખુદા એજ સર્વ શક્તિમાન છે. એણેજ આપણને બનાવ્યા છે. આપણને મારી નાખવા કે જીવાડવા એ એનાજ હાથમાં છે. **અલ્લાહુ અકબર**—અલ્લાહ મોટો છે. એની ઇચ્છાનું પાલન એમાંજ તમારૂં શ્રેય સમાએલું છે. તમારા સ્થુલ દેહને ગમે તેવી કંટાળા ભરેલી લાગે તોપણ એની ઇચ્છા એજ સારામાં સારી અને સૌથી શ્રેષ્ટ છે.[1] ”

આ શબ્દો સાંભળી કુરેશીઓનો મિજાજ ખસી ગયો. તેઓ ઘણા ગુસ્સે થયા અને હઝરતને મરજી પડે તેમ બોલવા લાગ્યા. દુષ્ટ અબુ-લહબ[2] કહેવા લાગ્યો કે “ એતો દીવાનો થઈ ગયો છે તેથી આવું બકે છે. ” તે હઝરત ભણી ફરી કહેવા લાગ્યો કે “ મૂર્તિઓને તો અમે માનતા આવ્યા છીએ ને માનીશું તારાથી શું થવાનું હતુ. તું એક નવાઇનો પેદા થયો કે બાપદાદાના ધર્મ ઉપર ધૂળ વાળવા બેઠો.[3]” એમ કહી તેણે હઝરત તરફ પત્થર ફેંક્યો અને બધાને લઈ ચાલતો થયો.

**સહનશીળતા.**—મહાન્ હઝરત વિશ્વાસમાં અટલ, પ્રેમમાં અચલ અને ઉત્સાહમાં ઉત્સુક અને દ્રઢ હતા. તેઓ કોઇ ન જાણે તેમ પોતાનો ધર્મ ફેલાવતા હતા એ વાત મક્કાના કેટલાક લોકોના કાને થોડી ઘણી પહોંચી હતી પણ તેઓ એ વાતને સાચી માનતા નહોતા. તેઓ સમજતા હતા કે એક નિર્ધન માણસ અગણિત કાળથી ચાલતો આવેલો ધર્મ નાબુદ કરી બીજો નવો ધર્મ દાખલ કરે એ બનેજ કેમ, તેથી એ વાત કોઇએ માની નહીં. કાબેતુલ્લાના મુલ્લાંઓ આટલા દિવસ નિરાંતે બેશી રહ્યા હતા. તેમને જરા પણ આશા નહોતી કે એક અભણ માણસ તેમના દેવતા તરફ ટુંક મુદતમાં ધ્રુજારો મચાવશે. હજરતે લોકોને બોધ કરવા માંડયો અને તેમને અંધકારની અઘોર

---

૧. જુઓ સાંજવર્તમાન તા. ૧૩ સપ્ટેમ્બર ૧૯૧૧ નો પટેટી અંક પાન ૨૨૯ જેમાં મી૦ ટૉમસ કાર્લાઇલ ઉપરથી મી૦ મોહનલાલ પાર્વતીશંકર દવેએ લેખ લખ્યો છે તે.

૨. તેનું બીજું નામ અબદુલ્-ઉઝ્ઝા હતું. તે હઝરતનો કાકો થતો હતો; પણ ઇસ્લામના લીધે તેમનો કટ્ટો દુશ્મન થઇ પડયો હતો.

૩. નાઉઝો બિલ્લાહ. કાફર લોકો હઝરતને આવાં આવાં મ્હેણાં મારતા હતા. જુઓ કુરાન શરીફમાં સુરએ-નૂન, અને સુરએ-સ્વાદના પ્રથમ ભાગમાં.

નિદ્રામાંથી જગાડી ખરી હકીકતથી માહિતગાર થવા તથા પોતાની સ્થીતિ સુધારવા સમજુત કરવા માંડી. કેટલાક તેમનું કહેવું સાંભળીને તરત સમજી જાગૃત થઇ ગયા, કેટલાક થોડી વારે જાગ્યા, કેટલાક વીઝોળવાથી જાગ્યા અને કેટલાક તો ગફલતની ઉંઘમાં એવા ડુબી ગયા કે હઝરતને પોતાના આરામમાં ખલલ કરનારા સમજી તેમના દુશ્મન થઇ ગયા. પણ હઝરતે તો નિશ્ચય કર્યો હતો કે શહેરમાં કે જંગલમાં, રસ્તામાં કે પહાડમાં જ્યાં માણસ જોઇશ ત્યાં જઇશ અને દેશને જાગૃત કરીશ. ચાલુ અંધકાર લોકોની બુદ્ધી-આત્માને ખરાબ કરે છે અને ખરા ખુદાને મુકી દઈ બીજાની બંદગી કરાવે છે તેનો નાશ જો નહીં કરી શકું તો હું સમજીશ કે મેં જેટલું સત્ય જાણ્યું છે અને કર્યું છે તેના કરતાં વધારે જાણવાનું અને કરવાનું હજી બાકી છે. સત્યને સત્ય તરીકે પ્રચાર કરવા જરા પણ પાછો પડીશ નહીં. પછી તે સફળ થાઓ કે નિષ્ફળ જાઓ તે તરફ મારે જોવાનું નથી. મારે તો માત્ર માલિકનો હુકમ બજાવવાનો છે અને તેમાં તે પોતેજ સ્હાય કરશે. સત્યને જેઓ શોધીને મેળવે છે તથા તે ઉપર ફિદા થઇ તેને પોતાના જીવનમાં ઉતારે છે તેજ ખરા મનુષ્ય છે.[૧]

હઝરત સલ્અમ જેમ જેમ સત્ય ધર્મનો બોધ કરતા ગયા તેમ તેમ કાફરો[૨] તેમની ઉપર વધારે જુલમ કરવા લાગ્યા. તેઓ જ્યારે બહાર નીકળતા ત્યારે કાફરો તેમના ઉપર પથરા ફેંકતા, તેમના રસ્તામાં પહેલાંથી છુપી રીતે કાંટા પાથરી મૂકતા, અને તેમને ઈજા થતી જોઈ ઘણા રાજી થતા. તેઓ ખુદાની બંદગીને માટે સિજદો[૩] કરતા ત્યારે પણ તેઓ તેમની ઉપર કચરો ફેંકતા, તેમની ખાવાની થાળીમાં ધૂળ નાખતા, તેમના

---

૧. મહાન્ હઝરત આપણા જેવા સાધારણ માણસ હતા એવું કહેનારે આ વાત લક્ષમાં લેવી જોઈએ. આવી બહાદુરી અને હીંમત શું સાધારણ માણસમાં હોઈ શકે ખરી?

૨. અલ્લાહના અદ્વૈતને નહિ માનનાર. ખરા ખુદાને પૂજવાનું મૂકી જડ પદાર્થને અલ્લાહની માફક પૂજનાર. અલ્લાહ સિવાય બીજાને અલ્લાહ માનનાર. Infidels. અલ્લાહ તથા રસૂલના હુકમને ખોટા માનનાર.

૩. માલિક આગળ માથું નમાવવું. બંદગી કરતી વખતે જમીન ઉપર માથું મૂકવું. હઝરત એક વખત નમાજ પઢતા હતા ત્યારે દુશ્મનોએ મરેલા ઉંટની હોજરી (Stomach) તેમના ઉપર મૂકી દીધી જે બીબી ફાતમાએ આવી પીઠ પરથી હઠાવી ત્યારે હઝરત ઉભા થઈ શક્યા હતા. એક વખત વળી ઉંટડીની ઓર-મેલી પણ તેમના ઉપર નાખી હતી.

ચાળા પાડી તથા મશ્કરીઓ કરી હેરાન કરતા, અને તેમને કાબાના ધામમાંથી હાથ પકડીને બહાર ક્હાડી મુકતા. એક અમરૂ નામનો સખસ મક્કામાં હતો તે અપશબ્દોમાં હજરતની કવિતા બનાવી લોકોમાં ગાતો અને તેમનું અપમાન કરતો. અરબોને કાવતાનો ઘણોજ શોખ હતો તેથી તે કવિતાઓ મહોલ્લે મહોલ્લે અને ચૌટે ચૌટે ગાતા ફરતા હતા. ટુંક મુદતમાં આ કાવતાઓ ચારે તરફ ફેલાઇ ગઇ અને હઝરતની અને તેમના સત્યધર્મની નિંદા અને ઠઠ્ઠા મશ્કરી તમામ લોકોના મ્હોડે ગવાતી ચાલી.

કેટલાક માણસો અહંકારી અને માલન અંતઃકરણના હોવાથી તેઓ ઉદ્ધત થઇને મહા પુરૂષોની નિંદા કરે છે અને તેમના મહાન્ ચરિત્રનો કાંઇ પણ ખ્યાલ નહીં રાખતાં તેમની ઠઠ્ઠા મશ્કરી કરે છે, પણ તેઓ એમ સમજતા નથી કે તેમના જેવા ક્ષુદ્ર પ્રાણી જેઓ મહાત્મા છે તેમનું કાંઈ પણ કરી શકતા નથી. સત્ય એ એક એવી પ્રિય વસ્તુ છે કે ઠઠ્ઠા મશ્કરીના શબ્દોથી લોકોનું મન તેના ઉપરથી ઉઠી જતું નથી.[1] આવાં આવાં અસહ્ય દુઃખ પડતાં હતાં, પણ હઝરત મ્હોડેથી એક અક્ષર પણ બોલતા નહોતા; ઉલટા તેમની સાથે ભલાઇ કરતા હતા, અને તેમને પોતાની ફરજો અદા કરવાનું તથા નીતથી ચાલવાનું કહેતા હતા.

**દુશ્મનો તરફની લાલચો.**—તેઓ ઇસ્લામનો ફેલાવ કરવા માટે જોખમ ખેડી જાનતોડ મહેનત કરતા હતા; પરંતુ મૂર્તિપૂજા એવી જડ ઘાલી બેઠી હતી કે આટલી મુદતમાં ફક્ત ૩૦ માણસોજ મુસલમાન થયા હતા. ઈસ્લામની પવિત્રતા જોઈ હવે ધીરે ધીરે લોકોનું મન તે તરફ ખેંચાવા લાગ્યું હતું, અને તેઓ તેની દિક્ષા લેવા લાગ્યા હતા. લોકોને મુસલમાન થતા જોઇ કાફરોને ઘણી ચાનક લાગી. તેમણે જોયું કે જો હજરત મ્હોડું બંધ નહીં કરે તો દેશમાં જબરી ઉથલ પાથલ થશે તેથી તેમણે પ્રથમ હઝરતને લાલચ આપી મેળવી લેવાની યુક્તિ કરવા માંડી. તેઓ ભેગા થઇ તેમની પાસે ગયા, અને કહેવા લાગ્યા કે "તમે અમારી મૂર્તિઓની નિંદા કરવાનું છોડી દો તો માગો તેટલા પૈસા, માગો તેટલી આબરૂ, અને માગો તેટલી સાહેબી આપીએ, અને જો કહેતા હોવ તો સારી સારી સુંદરીઓ સાથે તમારાં લગ્ન કરી આપીએ." પણ

---

૧. બુઝુર્ગ લોકોનું ભુંડું બોલવાથી તેમનો દરજ્જો કાંઇ ઓછો થતો નથી. હલકું બોલનારાજ હલકા પડે છે.

મહાન્ હઝરત જરા પણ ડગ્યા નહિ. તેમણે કહ્યું કે " હું પૈસા, આબરૂ, સાહેબી કે સુંદરીઓની લાલચ રાખતો નથી. હું તમને સત્યધર્મ શિખવવા આવ્યો છું, અને તમને ચેતવણી આપું છું કે તમે ખોટો રસ્તો છોડી દઇ ખરે રસ્તે ચાલો. આ કુરાન શરીફનું પુસ્તક પરમકૃપાળુ ખુદાએ મોકલ્યું છે જેનાથી લોકો જ્ઞાન મેળવી શકે છે. તે બહિસ્તના સમાચાર અને ખુશ ખબર લાવે છે પણ ઘણાક જણ મ્હોડું ફેરવી આ પુસ્તકની વાત સાંભળતા નથી. તેઓ કહે છે કે 'અમારાં અંતઃકરણ ઉપર એવો પડદો ઢંકાએલો છે કે તમે અમને જે કહોછો તે પેલા પડદાને લીધે અમારા અંતઃકરણ સુધી પહોંચતું નથી, અમારા કાન બહેર મારી ગયા છે, તમારી અને અમારી વચ્ચે એક પડદો છે માટે તમારી રીત પ્રમાણે તમે કરો અને અમારી રીત પ્રમાણે અમે કરીશું.' કહે, હું તમારા જેવો એક માણસ છું.[1] મને તમને કહેવાનો હુકમ થયો છે કે માત્ર એક ખુદાતાલાજ તમારી બંદગીને લાયક છે, એટલા માટે દ્રઢતા પૂર્વક તેની તરફ મન લગાડો અને પોતાના અપરાધ માટે તેની પાસે માફી લાગો. અધર્મીઓને નિશ્ચય સખ્ત શિક્ષા ભોગવવી પડશે. જે લોકો જકાત (ખેરાત) આપતા નથી અને કયામત (પરકાલ) ઉપર વિશ્વાસ રાખતા નથી તેઓ કષ્ટ ભોગવશે. ખરેખર જે લોકો એક માત્ર ખુદાતાલા ઉપર વિશ્વાસ રાખે છે અને સારાં કામ કરે છે તેમને બેહદ બદલો મળશે.[2] જો તમે મારૂં કહેવું માનશો તો સુખી થશો, અને નહિ માનો તો પાક પરવરદિગાર મારો અને તમારો ફેંસલો નહિ કરે ત્યાં સુધી હું દમ મારી બેસી રહીશ"

**મોજેઝા.[3]**—દુશ્મનો આવા પાક અને ખરા શિક્ષણની પણ દરકાર નહિ કરતાં હઝરત સલ્અમને આડા અવળા સવાલ કરી તેમની મજાક કરવા લાગ્યા અને કહ્યું કે જો તમે ખરા પેગમ્બર હોવ તો ખાવાપીવાનું છોડી દો, મરી ગએલી વાડીઓ સજીવન કરો, સુકાઇ ગએલા કુવા અને નદીઓમાં પાણી વહેતું કરો, આકાશને હેઠે પાડો, ફીરસ્તા આકાશમાંથી બોલાવો, પર્વતો ખસેડો, સોનાનાં ઘર બાંધી આપો, આકાશ ઉપર નીસરણી મુકો, અને ત્યાંથી

---

1. લોકો પેગમ્બરથી દુર નાસતા હતા તે ન નાસે તેટલા માટે હઝરતને એમ કહેવાનો હુકમ થયો હતો કે હું તમારા જેવો માણસ છું પણ તે કાંઇ બીજા સાધારણ માણસ જેવા નિર્બળ નહોતા.
2. જુઓ **કુરાન શરીફ**, સેરએ સીજદા ૪૧ સુરત, આયા ૧ થી ૭.
3. મોજેઝા એટલે ચમત્કાર.

શાસ્ત્ર લાવો. જો એવા મોજેઝા—ચમત્કારો કરો તો અમે જાણીએ કે તમે ખરા પેગમ્બર છો. નહીં તો બધી કહેવાની વાતો. ત્યારે હઝરતે કહ્યું કે પ્રશંસાપાત્ર જાત ખુદાતાલાની છે. હું તો તેણે મોકલેલો એક પેગમ્બર છું. જ્યારે માણસને રસ્તો દેખાડવા કોઈ પેગમ્બર પ્રકટ થાય છે ત્યારે લોકો કહે છે કે ખુદા શું માણસને પોતાનો પેગમ્બર બનાવી દુનિયામાં મોકલી શકે છે? આવી આવી શંકાથીજ તેમની શ્રદ્ધામાં ખલલ પેસે છે. જો દુનિયામાં ફરિસ્તા વસતા હોત તો ખુદાતાલા ફરિસ્તાને પેગમ્બર બનાવીને મોકલત; પણ માણસની વસ્તી માટે તો માણસજ પેગમ્બર થઇ શકે. દુનિયાના લોકો એવા છે કે જ્યારે જ્યારે તેમને રસ્તે ચડાવવા પેગમ્બર પ્રકટ થયા છે ત્યારે ત્યારે તેમણે તેમને હસી કહાડી હલકા પાડયા છે. આવા પેગમ્બરો માટે ખુદાતાલા આકાશના દ્વાર ઉઘાડી તેમને ઉપર બોલાવે અને તેઓ તેમના દેખતાં ઉપર ચડે તો પણ તેઓ તો એમજ કહેવાના કે એ નજરબંદી અથવા જાદુ છે. જો ખુદાતાલા એવા પેગમ્બરો ઉપર જાહેર રીતે ધર્મ પુસ્તકો મોકલાવે અને લોકો તેને નજરો નજર જુવે તો પણ જેમને ઈમાન નથી તે તો એમજ કહેવાના કે એતો કેવળ જાદુનો ખેલ છે. મારી ઉપર ખાવા પીવાનો આક્ષેપ મુકવામાં આવે છે પણ મારી પહેલાં જેટલા પેગમ્બર થયા છે તે બધા ખાતાપીતા હતા તેથી હું ખાઉં તેમાં નવાઇ જેવું કાંઇ નથી. જો મોજેઝા—ચમત્કારો જોવા હોય તો દુનિયામાં કાંઈ તેની કમી નથી. જેમને ઈમાન છે તે તો આકાશ અને પૃથ્વીમાં પણ નિરંતર ચમત્કારો જોયા કરે છે, અને તેમને પોતાની જાતમાં અને બીજા પ્રાણીઓમાં પણ આવી નિશાનીઓ નજરે પડે છે. રાત અને દિવસના ફેરફારમાં, આકાશમાંથી વરસાદ નીચે પડી મરી ગએલી જમીન સજીવન કરે છે તેમાં, અને હવાના ફેરફારમાં પણ સમજુ માણસને ચિન્હ દેખાય છે. આટલા બધા ખુદાતાલાના ચમત્કારો છે. જ્યારે એ લોકો એને નથી માનતા તો બીજું શું માનવાના? ખુદાતાલાએ તમને દરિયા ઉપર કબજો આપ્યો છે અને તેના હુકમથી તેમાં તમારા ફાયદા માટે વહાણો ચાલે છે. તથા આકાશ અને પૃથ્વીમાંની ચીજો તમારા ઉપયોગ માટે તેણે આપી છે તે બધામાં વિચારશીલ માણસો ચમત્કાર જુવે છે. વળી તેણે તમને માટીમાંથી પેદા કર્યા છે, અને માણસનું રૂપ આપી પૃથ્વીમાં હરતા ફરતા કર્યા છે. તેમજ તેણે તમારા સુખ અને આરામ માટે સ્ત્રીઓ પેદા કરેલી છે. તે ઉપરાંત આ વિશાળ આકાશ અને પૃથ્વી રચી તેમાં અનેક ભાષાઓ બોલનારા અને જુદા જુદા ચહેરાવાળા માણસો પેદા કર્યા છે તે જો તમે સમજો તો શું ઓછા ચમત્કાર છે? આવા આવા ચમત્કાર રોજ નજરે પડે છે તો

પણ લોકો તેને ક્યાં માને છે? હું એક જાહેર ઉપદેશ આપનારો છું, સઘળાં પ્રાણીઓ સમક્ષ મારા માનીતા સિદ્ધાંત વીશે ઉપદેશ આપવો એજ મારૂં કામ છે. આ જગત તરફ તમો જુઓ એ ચમત્કારી નથી? એ અલ્લાહનું રચેલું નથી? ત્હમારી આંખો જો ઉઘાડી હોત તો એમાં પ્રભુની પ્રભુતા ત્હમારાથી જોઈ શકાશે. આ પૃથ્વી એને ઇશ્વરે તમારે માટે બનાવી, એ પૃથ્વીમાં જુદા જુદા રસ્તાઓ નીરમ્યા, તમે એ પૃથ્વીમાં રહી શકો છો. તમે એના ઉપર આમ તેમ ફરી શકો છો. ઉંચા આકાશના ઉંડા અંતરમાં ઉત્પન્ન થએલાં વિશાળ વાદળાંઓ એ કયાંથી આવ્યાં? એ મોટા કાળા રાક્ષસો કેવા લટકી રહ્યા છે? જડ પૃથ્વીને સાચત કરવાને માટે વરસાદ પાણીની રેલછેલ એ કરી મૂકે છે, એટલે ઘાસ ઉગી નીકળે છે, અને ઉંચા તાડના તથા ખજુરીના ઝાડ ઉપરના પત્રો શોભી રહે છે એ એક ચમત્કાર નથી? તમારા ઢોરઢાંખર તેને પણ અલ્લાએ બનાવ્યાં છે. પરોપકારી મુગાં પ્રાણીઓ! તેઓ ઘાસ ખાઈને તમને દૂધ આપે છે. તેઓ તમને વસ્ત્ર પુરાં પાડે છે. કેવાં ચમત્કારી પ્રાણીઓ? સંધ્યા સમય તેઓ હારબંધ ઘર તરફ પાછા વળે છે, અને તમારી શોભામાં વધારો કરે છે. વહાણ એ મોટા હાલતા ચાલતા પર્વતો પોતાની કપડાંની પાંખ પહોળી કરે છે, જળ માર્ગે કુદતાં ચાલ્યાં જાય છે, ઇશ્વરનો મોકલેલો પવન એને મદદ કરે છે, ક્ષણ વારમાં એ હાલતાં બંધ પડી જાય છે, ઇશ્વિરે પોતાનો મોકલેલો પવન પાછો ખેંચી લીધો એટલે એ નિશ્ચેષ્ટ થઇ ગયાં છે. એનાથી હાલી પણ શકાતું નથી. તમે ચમત્કાર વીશે પુછો છો, તમારે કેવો ચમત્કાર જોઈએ છે? તમે પોતેજ અહીં આગળ નથી? ઇશ્વરે તમને બનાવ્યા, નાની સરખી માટીમાંથી તમને એણે ઘડયાં, તમે એક વખતે નાના હતા થોડા વર્ષ ઉપર તમે બીલકુલ હતાજ નહીં, તમારામાં સુંદરતા છે, બળ છે, વિચારો છે, એક બીજા ઉપર તમને દયા ભાવ છે, તમને ઘડપણ આવે છે, અને તમારા વાળ સફેદ થઈ જાય છે, તમારૂં બળ ક્ષીણ થતાં તમે નીર્બળ બની જાઓ છો, તમે ઢીલા બની જાઓ છો અને પાછા હતા તે ન હતા થઈ જાઓ છો, એક બીજા ઉપર દયા ભાવ છે, અલ્લાએ તમને પરસ્પર દયાભાવ ન રાખો એવા ઘડયા હોત તો તમારી શી સ્થિતિ થાત? આ એક મોટો ચોક્સ વિચાર છે.[1] આ જડ જગત ખરેખર કંઈ નથી. એ દર્શન

---

૧. મી. કાર્લાઇલ લખે છે કે વસ્તુના ખરા રહસ્યનું અહીં પ્રત્યક્ષ દર્શન છે. કવિત્વ શક્તિના જે કંઇ સારામાં સારૂં અને સાચામાં સાચું છે તેના ઝાંખા

તથા સ્પર્શન વડે પ્રગત થએલું પ્રભુની સત્તાનું સ્વરૂપ છે. એ ખાલી આકાશના ઉર પર આવી રહેલી પ્રભુની છાયા માત્ર છે. એથી વિશેષ કંઇપણ નથી. પેલા ઉંચા પર્વતો વાદળાંની પેઠે વિખેરાઈ જશે, ક્ષણ વાર પછી તે હતા ન હતા થઇ જશે, આખરે એ સર્વ વાદળાંની પેઠે વિખેરાઇ જશે, આખી પૃથ્વી ગોળ ચક્કર ફરવા માંડશે, એના ભાંગીને ભુકા થઇ જશે, અને ધુળ તથા વરાળ થઇને એ શુન્યતામાં લુપ્ત થઈ જશે. અલ્લાહ એના ઉપરથી પોતાનો હાથ ખેંચી લે છે એટલે એનો અંત આવે છે.[1] માટે હું તો તમે ખુદાના ચમત્કારથી બરાબર વાકેફ થાઓ એવીજ આશા રાખું છું.[2]

**દ્રઢતા.**—મહાન્ હજરત સલ્અમ ભારે ઉત્સાહ અને અસાધારણ છટાથી મૂર્તિપૂજાની ભુલ અને નિર્માલ્ય નિડરપણે જાહેર કરવા લાગ્યા તેથી પુરોહિત

---

સંસ્કાર આ માણસમાં દ્રષ્ટિગોચર થાયછે. મજબુત અશિક્ષીત બુદ્ધિ સુક્ષ્મ અવલોકન શક્તિ ઉદાર હ્રદય એ સર્વ એનામાંછે. એ કવિ, રાજા, વિપ્ર, કોઈ પણ પ્રકારનો વીર નર થઇ શકયો હોત.

૧. અલ્લાહનું સાર્વત્રિક સામ્રાજ્ય, એક અવરણીય શકિત, એક અવરણનીય જ્યોતિની સર્વવ્યાપી સત્તા વસ્તુ માત્રમાં વ્યાપી રહેલું તેનું અસ્તિત્વ, આ પુરૂષની દ્રષ્ટિએ હંમેશા સ્પષ્ટજ હતું. હાલનો માણસ જેને માટે કુદરતની શકિતઓ કુદરતના કાયદાઓ એવાં એવાં નામ વાપરે છે અને જેને દીવ્ય વસ્તુ તરીકે એ ગણતો નથી, પણ વેચી શકાય એવી તુચ્છ વસ્તુઓ ગણેછે; તે આ માણસને ગૌરવવાળી લાગી. તેમાં આ માણસને ચમત્કાર જણાતો. આપણી સાયન્સો અને આપણા જ્ઞાન સંગ્રહને લીધે આપણી પ્રયોગ શાળાઓમાં રહ્યા રહ્યા વસ્તુઓની દિવ્યતાને આપણે ભૂલી જઇએ એવો સંભવ રહે છે. આપણે એ દિવ્યતાને ભૂલી જવી જોઇએ નહિ. એક વખત એ દિવ્યતા જો આપણે ભૂલી ગયા તો પછી યાદ રાખવા લાયક બીજું શું રહ્યું તે હું સમજી શકતો નથી. મને લાગે છે કે જો એમ થાય તો ઘણી ખરી સાયન્સો જડ જેવીજ બનીજ જાય, એ કરમાઇ ગયેલી તકરારોમાં મશગુલ રહેનારી ખાલી વસ્તુઓજ બની જાય, એના વગર સારામાં સારી વિદ્યા તે ચેતનહીન કાષ્ટના જેવી બની જાય છે. બીજી વસ્તુઓની સાથે સાથે તાજા કાષ્ડ પણ આપી શકે એવાં ઉગતાં વૃક્ષ અને વન તરીકે એ રહેતી નથી. કોઇ પણ પ્રકારની પૂજ્ય બુધ્ધિ વગર માણસને જ્ઞાન પણ મળી શકતું નથી. પૂજ્ય બુધ્ધિ વગરનું જ્ઞાન તે ખાલી દંભતા જેવું હોય છે. જુઓ મી. મોહનલાલ પાર્વતીશંકરનો લેખ.

૨. કુરાને શરીફ. પેગમ્બર સલ્અમના એટલા બધા ચમત્કાર છે કે તે જો અહી બતાવવા બેશીએ તો પાર પણ આવે નહિ.

દુશ્મનોએ તેમને મારી નાખવાનો વિચાર કર્યો. પણ તેમને મારી નાખવાથી તેમના કુટુંબીઓ બદલો લીધા વિના રહેશે નહીં અને તેથી મોટું યુદ્ધ જાગશે એ ડરથી તેમણે હજરતને ઉપર પ્રમાણે લાલચો આપી પોતાના તરફ કરી લેવાની ઘણી યુક્તીઓ કરી પણ કાંઈ વળ્યું નહીં. આખરે તેમણે હજરતને થાકીને કહ્યું કે "અમે તમને તમારો નવો ધર્મ કદી પણ ચલાવવા દઇશું નહીં. અમારો જીવ જાય તો ભલે પણ તમારૂં ધાર્યું તો થવાનુંજ નથી." આટલું કહી તેઓ હઝરત અબુતાલબ પાસે જઇ કહેવા લાગ્યા કે "તમે તમારા ભત્રીજાને વારો. તે ઘણો ચળી ગયો છે. આ વખત તો જવા દઇએ છીએ પણ હવે તે અમારા દેવતાઓનું ખરૂં ખોટું બોલશે તો અમે સાંખવાના નથી. જાઓ એનો બંદોબસ્ત કરો અને કહો કે ફરી આવું થશે તો અમે છોડવાના નથી." હઝરત અબુતાલિબ આ ઉપરથી હઝરતને મળ્યા અને કહેવા લાગ્યા કે "તમે જે રસ્તો પકડ્યો છે તે લોકોને રૂચતો નથી. તેઓ કહે છે કે મૂર્તિઓની નિંદા કરવાનું છોડી દો, નહિ તો તમને છોડવાના નથી. માટે તમે એ કામથી હાથ ઉઠાવો તો સારૂં, નહીં તો મક્કામાં લોહીની નદીઓ ચાલશે અને લડાઇ જાગશે તો તેમાં કોઇ પણ બચનાર નથી. આટલા માટે દોસ્તોને દુશ્મન બનાવવામાં શું લાભ છે? તમારો ધર્મ તમે ઘરમાં બેશીને પાળો. પણ એ વિશે બોલબોલ કરીને બીજાઓને કંટાળો આપવો, આગેવાન પુરૂષોને ચીડવવા, અને પોતાને અને બીજાઓને જોખમમાં નાખવા એથી શું ફાયદો? આપણા કુળ અને જાતિ તરફ જરા નજર કરો. આવા આચરણથી બધાને જગતમાં નીચું જોવાનું થશે, આપણે પતિત કહેવાઇશું અને લોકો મ્હેણાં મારી ટુંપી ખાશે." હઝરતે વિચાર કર્યો કે કાકા જેના ઉપર મારો પૂર્ણ ભરોંસો હતો તે આ વખતે મારો ત્યાગ કરવા ઉભા થયા છે તો ભલે તેમ કરવા દો પણ હું તો ખુદાનો હુકમ પાળ્યા વગર રહેવાનો નથી; કારણ કે માત્ર એક ખુદાતાલાની બંદગી કરવાનું ધોરણ સ્થાપન કરવાનું મારા જીવ સાટે મેં માથે લીધું છે તેથી તેઓ અચળ વિશ્વાસ અને પૂર્ણ હીંમતથી બોલ્યા કે "મને કોઇની હિમાયતની જરૂર નથી. હું ખુદાનો હુકમ બજાવવામાં કદી મ્હોડું ફેરવનાર નથી.[1] જેણે મને

---

૧. મી૦ બૅાસવર્થ સ્મીથ લખે છે કે "આ શબ્દો અને આવું વર્તન પેગમ્બરીનો જૂઠો દાવો કરનારનાં હોઇ શકતાં નથી." શું આ બહાદુરી અને હીંમત ઓછી છે? તે આપણા જેવા સાધારણ માણસ હોત તો શું આટલી હીંમત રાખી શકત?

જનની જણ તો ભક્ત જન, કાં દાતા કાં શૂર,
નહિતો રહેજે વાંઝણી મત ગુમાવે નૂર.

પેદા કર્યો છે અને પેગમ્બર બનાવ્યો છે તેના હુકમો હું લોકોને સંભળાવીશ. કદી સૂર્ય મારી જમણી બાજુએ અને ચંદ્ર ડાબી બાજુએ આવીને મને રોકે તોપણ હું રોકાવાનો નથી. જ્યાં સુધી માલિકનું ધાર્યું નહિ થાય, અને સત્યનો જય મેળવવામાં મારી જીંદગીનો અંત નહિ આવે ત્યાં સુધી હું ખરો માર્ગ છોડનાર નથી.[१]" તેમની આવી દ્રઢતા જોઈ હઝરત અબુતાલિબ બોલ્યા કે "ખેર તમે માનતા નથી તો તમારી મરજી, હું વધારે શું કહું."

મી० કાર્લાઇલ લખે છે કે " અરબ લોકોની મૂર્તિપૂજા, ખાલી વાદવિવાદ કરનારા ધર્મપંથો, પરંપરાએ ઉતરી આવેલી વાર્તાઓ, સમજી ન શકાય એવા સૂક્ષ્મ ભેદો, ગ્રીક અને જયુ લોકોના ખાલી ગપાટાઓ અને ભુલભરેલા સિદ્ધાંતો એ સઘળા કચરાને ખસેડી આ અશિક્ષિત અરણ્યવાસીએ પોતાના જીવન અને મરણ જેવા ગંભીર પ્રમાણિક હૃદયથી પોતાની વિશાળ, પ્રકાશિત, કુદરતી દ્રષ્ટિવડે ખરી વસ્તુના તત્વનું દર્શન કર્યું હતું તેથી તેઓ કોઇથી રોકી શકાય એમ નહોતા.[२]" "જે સત્યની એમને પ્રાપ્તી થઇ હતી તેમાં કાંઇક એવું હતું જે કુદરતના જેવુંજ બળવાન હતું. સૂર્ય, ચંદ્ર અને કુદરતી રચેલી કોઇ પણ વસ્તુ સાથે બરોબરી કરી શકે એવું શક્તિવાળું હતું. સૂર્યને કે ચંદ્રને, સઘળા માણસોને અને બીજી બધી ચીજોને ન ગણકારતાં સર્વશક્તિમાન ખુદા જ્યાં સુધી બોલવા દે ત્યાં સુધી એ સત્ય બોલાયા વગર રહેવાનું નથી. એ સત્ય બોલાવુંજ જોઇએ. એ બોલાયા વગરનું રાખી શકાયજ નહીં. તેમને એમ લાગતું હતું કે પોતાને જે કામ કરવાનું હતું તે સહેલું નહોતું પણ ઘણું ભારે મહત્વનું હતું. ખરેખર પોતે ચુપ બેશી રહે એ બનવાજોગ નહોતું; કારણ કે તેમને ખુદાતાલાએ હુકમ કર્યો હતો કે 'હે અમારા પેગમ્બર, તને જે હુકમ અમારા તરફથી મળ્યો છે તે ખરેખર બજાવ અને અધર્મી લોકોને ચેતવણી આપ.' આવી હાલતમાં સૂર્ય હોત કે ચંદ્ર અથવા તો કુદરતની બીજી કોઈ વસ્તુ હોત તોપણ તેમને ખુદાતાલાનો હુકમ બજાવવાથી રોકી શકે એમ નહોતું." વળી તેજ ગૃહસ્થ લખે છે કે "મૂર્તિપૂજા ગમે તેવી દબદબા ભરેલી હોય, અરબસ્તાનમાં કુરેશ લોકોના આગેવાનો ભલે તેમાં સામિલ હોય તો પણ આ માણસને એ મૂર્તિપૂજામાં કાંઇ પણ ફાયદો જણાતો નથી. સઘળા માણસો ભલે

१. જુઓ **કુરાને શરીફ**–સુરએ–અનઆમ.

२. જુઓ સાંજ વર્તમાન તા० १३ સપ્ટેમ્બર १९११ નો પહેલી અંક પાના २२९ ઉપર મી० મોહનલાલ પાર્વતીશંકર દવેએ મી० કાર્લાઇલ ઉપરથી લખેલો લેખ.

એને અનુસરતા હોય તેથી શું થયું ! પરમ સત્ય એના તરફ જોઇ રહ્યું છે. તેણે એને જવાબ આપવાનો છે નહીં તો રીબાઇ રીબાઇને નાશ પામવાનું છે. જો હમણા એનો જવાબ નહીં મળે તો વર્તમાન કાળમાં કદી પણ મળવાનો નથી. એનો જવાબ શોધી કહાડવાનો છે." "તમે લોભની વાતો કરો છો પણ આખું અરબસ્તાન આ માણસને માટે શું કરી શકવાનું હતું ? ગ્રીસના હિરેક્લિયસનું રાજ્ય, ઇરાનના ખુસરોનું રાજ્ય, અને પૃથ્વી ઉપરનાં સઘળાં રાજ્યો એ સૌ આ માણસને માટે શું કરી શકવાનાં હતાં ? પૃથ્વીની કોઇ પણ ક્ષણિક વસ્તુનો ખુલાસો એને જોઈતો નહોતો. ઉપર આવેલી સ્વર્ગની ભૂમી, નીચે આવેલી નર્કની ભૂમિ એજ એના પ્રશ્નોનો વિષય હતો. સઘળાં રાજ્યો અને સઘળા મુકુટો થોડાં વર્ષ ગયા પછી એ ક્યાં રહેશે ? મક્કાના કે અરબસ્તાનના ઉમરાવ કહેવડાવવું અને ઢોળ ચઢાવેલો લાકડાનો કકડો હાથમાં ઝાલી રાખવો, શું એથી માણસનો મોક્ષ થશે ? હું નિર્ભયપણે કહું છું કે નહીંજ. એ ઢોંગનો વિચાર આપણે તદન છોડીજ દઇશું.[1]"

**અબુ-લહબ.**—હઝરતનું અપૂર્વ મક્કમપણું જોઈ દુશ્મનો વધારે ચીડાયા અને તેમને કાબામાં આવતા અટકાવવા લાગ્યા. હવે તેમણે તેમનો ખરેખરો કેડો લીધો. તેઓ તેમની પાછળ પાછળ ફરવા લાગ્યા. આ બધામાં હઝરતનો કાકો અબુ-લહબ એવો નીચ હતો કે તેમને દરેક વાતે હેરાન કરતો. તેની સ્ત્રી ઉમ્મ-જમીલ[2] હંમેશાં તેના કહેવાથી જંગલમાં જતી અને કાંટા લઇ આવી રસ્તામાં પાથરતી. હઝરત જ્યારે ત્યાં થઇને નીકળતા અને એ કાંટા તેમને વાગતા તે જોઈ આ બંને ધણી ધણીઆણી ઘણાં રાજી થતાં. તેમની આવી નાલાયક વર્તણુંકથી તેમના ઉપર કીરતારનો કોપ થયો કે "અબુ-લહબના[3] બંને હાથ ભાંગી નાબુદ થાઓ, તેની દોલત જે તેણે ભેગી કરી છે તે તેના ઉપર પડનારી શિક્ષા દૂર કરી શકનાર નથી. તે જલદી નર્કની પ્રચંડ આગમાં પડવાનો છે. તેની સ્ત્રી નર્કમાં સળગાવવા માટે બળ-

---

૧. હઝરત મોહમ્મદ ઢોંગી હતા એવું માની શકાય એમ છેજ નહીં; એ વિચાર નિભાવી લેવા જેવો પણ નથી, એ વિચાર મોટે ભાગે આપણે વિદાય કરવા જેવોજ છે.-મી. મોહનલાલ પાર્વતીશંકર દવેનો લેખ.

૨. તે હરબની છોકરી અને અબુ-સુફિયાનની બહેન હતી.

૩. અબુ-લહબનો અર્થ "નર્કના ભડકાનો બાપ" એટલે નર્કની અગ્નિ સળગાવનાર એવો થાય છે. નર્કનો અધિકારી.

તણુ ભેગું કરે છે[1] અને તેની ગરદનમાં ખજુરીના રેસાનાં દોરડાં પડેલાં છે."[2]

**"અમીન" મટી જાદુગર.**—મહાન્ હઝરતે ઇસ્લામનું કામ અનેક આફતો છતાં પણ જારી રાખ્યું તેથી તેનો પ્રભાવ દિવસે દિવસે વધવા લાગ્યો. ઇસ્લામની ફતેહ થતી જોઇ કાફરોએ એવી રીત આદરી કે તેઓ જે કોઇ મક્કામાં આવતું તેને પહેલેથી કહી દેતા કે અહીં મોહમ્મદ કરીને એક જાદુગર પેદા થયો છે, તે બડો તાલીમબાજ છે, તે ભાવિષ્ય ભાખે છે, અને કાવ્ય પણ બનાવે છે અને જોતજોતામાં માણસને ફસાવે છે એવો ઢોંગી છે. તમે એના દાવમાં આવશો નહિ; નહિ તો હેરાન થશો.[3] આવી રીતે જેમ તેમ બોલી તે ખુદાનું નૂર જે આ જગતમાં વહેદાનીયતની રોશની તથા શાંતિ ફેલાવવા માટે આવ્યું હતું તેને ગુંગળાવી ચુપ કરી નાખવા કોશીશ કરવા માંડી; પણ એ ખુદાના તરફથી નિર્માણ થએલા એજન્ટે આખી કોમની કાંઇ પણ પરવા નહિ કરતાં તેના ભલા માટે હજારો આફતો તથા સંકટો સહન કર્યાં અને ભારે જુલમ વેઠી એક અક્ષર પણ બોલ્યા વગર માલેક ઉપર ભરોસો રાખી ધીરજથી હમેશાં તેનો ઉદ્ધાર કરવા પ્રયત્ન જારી રાખ્યો[4]. આ ઉપરથી શત્રુઓએ એક સભા બોલાવી એવો ઠરાવ કર્યો કે હઝરતને જાદુગર કહી બોલાવવા. જે લોકો એક વખત તેમને "અમીન" કહી બોલાવતા હતા તે આજે જાદુગર કહી બોલાવવા લાગ્યા. અમીનની પદ્વી નીકળી ગઇ અને જાદુગરનો ઇલકાબ મળ્યો. કાફરો તેમના ઉપર અનેક આરોપ મુકતા; પણ પોતે તો એમજ કહેતા કે "હે ખુદા તું એમને ખરો રસ્તો દેખાડ, તેઓ શું કરે છે તે તેઓ સમજતા નથી."

દુશ્મનો નવા ધર્મને તોડી પાડવા ઘણો પ્રયત્ન કરવા લાગ્યા. તેઓ કહેતા કે મોહમ્મદ તો એક જાદુગર છે અને જાદુના બળથી પોતાનું કામ કરે છે. એક સખસ જે મહાન હજરતને એવાજ માનતો હતો તે એક દિવસ તેમનો બોધ સાંભળવા આવ્યો. સાંભળતાં સાંભળતાં તે એટલો તો મોહિત

---

૧. તે બળતણ ભેગું કરનારી કહેવાય છે કારણ કે તે. હઝરતને ટનડી તેમના તરફ દુશ્મનાઇની આગ સળગાવવા સાધન એકઠાં કરતી હતી.

૨. કુરાને શરીફ—સૂરએ—લહબ. અબુ લહબના બે દીકરા જોડે હઝરત સલ્અ. મની બીજી રૂકૈયા અને બીજી ઉમ્મકુલ્સુમ એ બે દીકરીઓ પરણાવી હતી જેમને તે બહુ દુઃખ દેતો હતો.

૩. જુઓ કુરાન શરીફ, સૂરએ આલે-ઇમ્રાન અને સૂરએ-બની ઈસ્રાઇલ.

૪. આવી હીંમતવાળા શું આપણા જેવા સાધારણ માણસ હોઈ શકે ખરા?

થઇ ગયો કે તેનું ત્યાંથી હઠવાનું મન થયું નહીં. અ તેના મનમાં મોટો સંદેહ પેદા થયો કે હજરત મોહમ્મદે આવી મોહાનશક્તિ કયાંથી મેળવી હશે ? થોડી વાર વિચાર કરીને તે પોતે એ સમાધાન ઉપર આવ્યો કે એ જરૂર જાદુગર છે તેથીજ તેમનામાં આટલી શક્તિ છે. કોઈ જાદુગર કોઇ ભુવો, કોઇ ચસ્કેલ, કોઈ ફરેલ, કોઇ ભુત વળગેલ, કોઈ ધાંધલખોર, કોઇ દુરાગ્રહી, કોઇ વાયુના રોગમાં સપડાએલ, કોઇ ધુતારો, કોઇ ઠગારો, કોઇ કલંકિત, કોઇ ઇશ્વર નિંદક એમ જે જેના મનમાં આવતું તેમ હજરતને બોલતું. આવી આવી નિંદક ઉપમાઓ આપીને શત્રુઓ લોકોને ઉલટા સમજાવતા હતા તો પણ હજરત ઉપર લોકોની શ્રદ્ધા દહાડે દહાડે તેમને વધતી જતી માલમ પડતી હતી. તેઓ આ જોઇને ઘણા ભયભિત થતા. તેમણે જોયું કે હજરતના ઉપદેશથી લોકો ઉથલપાથલ થઇ જાય છે, તેથી બકરાના ટોળામાં વાઘ પેસી જવાથી જેવી સ્થિતિ થાય છે તેમ તેઓ હજરતનું મક્કામાં રહેવું ધાસ્તી ભરેલું સમજવા લાગ્યા. તેઓ એટલા બધા ભયભિત થયા હતા કે તેઓ કહેવા લાગ્યા કે કાંતો મોહમ્મદનું મન ફરી જાઓ કે કાંતો તેમનો અંત આવો. આ બેમાંનું જે તે એક થવા માટે તેમણે પોતાના દેવતાઓ આગળ પ્રાર્થના કરવા સંકલ્પ કર્યો. તેઓ તેમની આગળ જઇ કહેવા લાગ્યા કે હે પુજ્ય દેવતાઓ, જો આ માણસ તમારો કૃપાપાત્ર હોય તો તેનું મન તમારી તરફ ફેરવો, અને તમારા ખરા સેવકોના સમૂહમાં તેને દાખલ કરો. અને જો તે તમારી કૃપાને અપાત્ર હોય તો તેને દુર કરો અને તેની જે શક્તિ પ્રસરી છે તે નાબૂદ કરો. હે કૃપાળુ દેવતાઓ, એ માણસ જે કાંઇ કરવા ધારે છે તે કાર્ય તમે પૂર્ણ થવા દેશો નહિ. તે જયાં જાય ત્યાં તમે તેની સાથે જજો અને તેની બુદ્ધિ એવી બહેરી કરી નાખજો કે જેથી તે એક શબ્દ પણ બોલી શકે નહીં. હે મહાન પ્રભુઓ, તેને હરાવવાનું કામ ઘણુંજ વિકટ છે. અમે જેટલું તેને માટે કરીએ છીએ તેટલું બધું અમારી વિરૂદ્ધ જાય છે; માટે જો તમે આ બાબત લક્ષમાં નહીં લો તો અમારે તો મ્હોડું દેખાડવા સરખું પણ રહેશે નહીં. તમે લોકોને એવી મત આપો કે તેઓ તેનું ભાષણ સાંભળવા નહીં જતાં તમારાજ મંદિરે આવે અથવા તેને એવું કાંઈ કરો કે તે ભાષણજ કરી શકે નહીં." આવી આવી તેમણે પોતાના દેવતાઓ આગળ ઘણીએ પ્રાર્થના કરી પણ તેઓ મહાન હજરતને કાંઈ કરી શકયા નહીં. જયારે આ વાતની મહાન હઝરતને ખબર પડી ત્યારે પોતે કહ્યું કે અફસોસની વાત છે કે એ લોકો ખરા ખુદાના સત્ય માર્ગ ઉપર ચાલવાનો પ્રયત્ન નહીં કરતાં હું તથા મારા મળતીઆ તેમના જેવા થઇ તેમની સાથે ભળીએ એવો પ્રયત્ન

કરે છે. તેઓ મને પોતાના જેવો બનાવવા આતુર છે પણ તેઓ પોતે સુધરવાને કાંઈ પણ પ્રયત્ન કરતા નથી.

**હજરત હમઝા[1] રદ્દી૦**—મહાન હજરતની મંડળી દહાડે દહાડે વધતી જતી હતી અને કુરાન શરીફની વાતો લોકોમાં પ્રગટ થતી હતી એ દુશ્મનો સહન કરી શકતા નહોતા. અબુ જોહેલ જે મહાન હજરતનો એક કટ્ટો દુશ્મન હતો તેણે એક દિવસ છાનેમાને આવીને હજરત સલ્અમ ઉપર ઘણો જુલમ ગુજાર્યો અને ઘણા અપશબ્દો બોલી તેમનું અપમાન કર્યું. આટલું બધું થયું પણ હજરત મ્હોડેથી કાંઇ પણ બોલ્યા નહીં, પણ તેમના એક કાકા હજરત હમઝા જે રસ્તામાં જતા હતા તેમને એક ઓરતે ખબર આપી કે આજે મોહમ્મદ અબુ જોહેલના હાથે મહા મુશ્કેલીએ બચવા પામ્યા છે. કોણ જાણે તેમની હાલત કેવી છે તે હું કહી શકતી નથી. આથી હઝરત હમઝાની લાગણી ઘણી ઉશ્કેરાઈ આવી. કાફર લોકો સત્ય ઉપર ફિદા થયેલા પોતાના ભત્રીજા ઉપર વિના કારણ જુલમ લઇ બેઠા છે અને તેને રાત દિવસ કનડે છે છતાં ભત્રીજો સઘળું મુગે મ્હોડે સહન કરે જાય છે એ જોઇ તેમનું લોહી એકદમ તપી આવ્યું. તેઓ ગુસ્સાને મારે લાલચોળ થઈ ગયા અને જમીન ઉપર પગ પટકી ધરતી ધ્રુજાવી ધનુષ્ય ચડાવીને મોટી ગર્જના કરતા કાબેતુલ્લા આગળ ગયા. ત્યાં આગળ અબુજોહેલ મક્કાવાસીઓ સામે મહાન હજરતના ઉપર જુલમ કરવાની બહાદુરીની વાતો કરી બડાઈ હાંકતો હતો તેટલામાં હજરત હમઝા ત્યાં જઇ પહોંચ્યા. તેની વાત સાંભળી તેમને ખાત્રી થઇ તેથી તો તેમનો પિત્તો એકદમ ઉકળી આવ્યો અને તેમણે અબુજોહેલને એક એવો તમાચો ખેંચી કહાડ્યો કે તે બેશુદ્ધ થઈ ભોંય ઉપર તુટી પડ્યો. અબુ જોહેલના સાથેના લોકો "મારો" "મારો" ના પોકાર કરી હજરત હમઝા ઉપર હુમલો કરવા તૈયાર થયા પણ તે વીર પુરૂષ ખુલ્લી છાતીથી આગળ પડી કહેવા લાગ્યા કે જો હીંમત હોય તો આવી જાઓ. ઘણા માણસો તેમને મારવા દોડ્યા પણ તેમની આંખ બદલેલી જોઇને બધા પૂતળાની માફક ઉભા થઈ રહ્યા. કોઇની પણ તેમના ઉપર જવાની હીંમત થઈ નહીં. એટલામાં અબુજોહેલ હોશમાં આવ્યો અને હજરત હમઝાની લાલ પીળી આંખો જોઇને તેમને ઠંડા પાડવા પોતાના માણસોને કહેવા લાગ્યા કે "એમને આપણે કાંઇ કહેવાનું

---

1. હઝરત હમઝા રદ્દી૦, મહાન હઝરતના કાકા થતા હતા. તેઓ ઘણા બહાદુર હતા. વળી તેમની મા મહાન હઝરતનાં સગાં માસી હતાં.

નથી. એમના ભત્રીજા ઉપર હાથ નાખ્યો તેથી એમને ગુસ્સો આવે એ સ્વભાવિક છે અને તેથી તેમણે મારા ઉપર હાથ ઉઠાવ્યો છે." હજરત હમઝાનો ગુસ્સો હજુ શાંત પડયો નહોતો તેથી તેમણે તેનો તીરસ્કાર કરીને કહ્યું કે "જોઉં તો ખરો તું મારા ભત્રીજા ઉપર કેવો હાથ ઉપાડે છે. જો જરા કાંઈ બોલ્યો તો બાર વગાડી દઈશ. જા હું પણ તારી નિર્જીવ મૂર્તિઓને માનતો નથી. તારાથી થાય તે કરી લે." તેમનો આવો ચોખ્ખોચટ જવાબ સાંભળી અબુજેહેલનાં તો હાજાંજ ગગડી ગયાં અને કાંઈ પણ બોલ્યા વગર ગુપચુપ બધાને લઇ ચાલતો થયો. આની રીતે દૈવયોગે હજરત હમઝાને નવા ધર્મમાં દાખલ થતા જોઇને દુસ્મનો ઘણાજ ચીડાયા અને હવે નવા ધર્મ સ્થાપકનું બળ તોડવા નવી નવી યુકતીઓ કરવા લાગ્યા.[1]

આટલું છતાં પણ હઝરતે ઇસ્લામનો બોધ દ્રઢતાથી જારી રાખ્યો. કાફરોના મનમાં ધારતી પેઠી, પણ તેઓ કરે શું. તેમને તો મૂર્તિઓનો મોભો જાળવી રાખ્યા વગર છુટકો નહોતો; કારણ કે તેઓ તેમના પૂજારી હતા. તેઓ દરેક કામમાં નિષ્ફળ થયા હતા તેથી તેમને ઘણું લાગ્યું હતું. તેમણે એક બીજો ઠરાવ કર્યો કે દરેક કુટુંબે પોતપોતાનાં માણસો ઉપર નજર રાખવી અને તેમને મુસલમાન થતા અટકાવવા. આથી એવું થયું કે જ્યાં લોકો પોતાના કુટુંબના માણસનું જરા પણ ઇસ્લામ તરફ વલણ જોતા કે તરત તેમના ઉપર સખ્તી કરવા મંડી પડતા, અને તે ન માને તો તેને પુરો કરી નાંખતા.

**શત્રુઓનો કેર.**—હઝરત બિલાલ રદી૦ જે ઉમૈયા-ઇબ્ન-ખલફના હબશી ગુલામ હતા તેમણે હઝરતના બોધથી ઇસ્લામ ધર્મ અખત્યાર કર્યો હતો. તેમનો શેઠ જુના ધર્મમાં હતો તેથી તેમને ઇસ્લામમાંથી નીકળી જવા એટલો બધો ત્રાસ આપતો કે તેઓ જીંદગીથી બેજાર થઇ જતા. તેઓ ઇસ્લામ ઉપર ફિદા હતા અને હંમેશાં તેનુંજ રટણ કર્યા કરતા હતા, તેથી તેમનો શેઠ તેમને ખરા બપોરે રણમાં લઇ જઈ ઉની લ્હાય જેવી રેતી ઉપર હાથપગ બાંધી ચત્તાપાટ સુવાડતો, તેમની છાતી ઉપર પથરા મૂકી તેમને રીબાવતો, અને ઇસ્લામનું નામ છોડી દેવા કહેતો. હઝરત બિલાલ રદી૦ મરણ તુલ્ય થઈ જતા તો પણ મ્હોડેથી એજ બોલતા કે "અલ્લાહ

---

૧. ઈસ્લામમાં સચ્ચાઈ ન હોત તો આવા આવા સરદારો શું તેમાં આવી રીતે દાખલ થાત?

એક છે;[1] મોહમ્મદ બરહક[2] છે." ચાર દિવસ લાગલાગટ કાંટા અને પત્થર બાંધી તેમને ધગધગતી રેતીમાં ઘસડી ફટકાનો માર માર્યો; પણ તેઓ ડગ્યા નહિ. આ વાત બધે મશહુર થઈ ગઈ. મુસલમાનોનાં દીલ ઘણાં દુખાયાં. આની જ્યારે સૈયદના હઝરત અબુબકરને[3] ખબર પડી ત્યારે તેઓ હઝરત બિલાલના શેઠ પાસે ગયા અને કહેવા લાગ્યા કે તારે જે કાંઇ લેવું હોય તે લે પણ આને છુટો કર. તેમણે મ્હોં માગ્યા પૈસા આપી તેનું મન મનાવ્યું અને તેમને છોડાવી ઘેર લાવ્યા. હઝરત બિલાલના મનમાં પણ ઇસ્લામ સજ્જડ બેસી ગયો હતો, તેથી તેમણે તેને વળગી રહી જીવતા સુધી તેની સેવા બજાવી અને હી. સ. ૨૦ માં ૭૦ વરસના થઇ દમિશ્કમાં[4] ગુજરી ગયા.

દુશ્મનોએ મુસલમાનોને કનડવામાં કાંઈ પણ બાકી રાખ્યું નહોતું. જ્યારે કોઈ મુસલમાન થયાનું તેમના સાંભળવામાં આવતું કે તેમના ગુસ્સાનો પાર રહેતો નહિ. એક યાસર નામનો સખસ અને તેની સ્ત્રી સુમૈયા તથા તેમનો છોકરો અમ્માર મુસલમાન થઇ ગયાની દુશ્મનોને ખબર પડી ત્યારે તેઓ તેમનો જીવ લેવા તૈયાર થયા. બંને ધણી ધણીયાણીને પકડી કબજે કર્યાં અને બાઇના પેડુમાં છરો ભોંકી તથા તેના ધણીને આંધળો માર મારી મારી નાંખ્યાં. બંનેએ પોતાનો જીવ આપી દીધો પણ ઇસ્લામથી ડગ્યાં નહિ. તેમના છોકરાના ઉપર પણ દુશ્મનોએ એવોજ જુલમ કરવા માંડ્યો. આખરે કષ્ટ સહન નહિ થઇ શકવાથી તેણે દુશ્મનોને કહ્યું કે હું નવો ધર્મ છોડી દઉં છું અને પાછો તમારા ધર્મમાં આવું છું. આ ઉપરથી દુશ્મનોએ તેને છુટો કર્યો અને ઇસ્લામનું કદી નામ નહિ લેવા તાકીદ આપી. પણ જેવો પેલો છોકરો છુટો થયો કે એકદમ રડતો કકળતો મહાન હજરત સલ્અમ પાસે ગયો. હજરતે પોતાના હાથે તેના આંસુ લુછ્યાં અને તેને દિલાસો આપી કહ્યું કે " તારી ઉપર તેમણે જબરાઇ કરી તેમાં તારો શો વાંક." વળી ફરમાવ્યું કે "જે માણસ ઉપર કાફર

---

૧. ખુદા એક છે અને હઝરત મોહમ્મદ જે તેના પેગમ્બર છે તે ખરા છે. આને "કલમો" કહે છે. અરબી ભાષામાં તે આ પ્રમાણે બોલાય છે " લાએલાહા ઇલ્લિલ્લાહ, મોહમ્મદર રસૂલિલ્લાહ."

૨. બરહક એટલે ખરા; સત્ય.

૩. અબાબકર સિદ્દીક રદી૦ જે હઝરતના પહેલા ખલીફા હતા.

૪. દમાસકસ શહેર. Damascus. દમાસકસ શહેર ઘણું પુરાનું છે. કેટલાક કહે છે એનો સ્થાપક દમશાક બીન નમરૂદ હતો અને બાગે ઈરમ નામનો મશહુર બગીચો જે શદ્દાદે બનાવ્યો હતો એ પણ આ શહેરમાંજ હતો. વળી કેટલાક

થવાનું દબાણ થાય છે તેનું હૃદય ઇમાન ઉપર કાયમ છે તે માણસ સિવાય જે કોઇ (ઇસ્લામ ઉપર) ઇમાન લાવ્યા પછી ખુદાનો ઇનકાર કરે છે તેના ઉપર ખુદાનો કોપ થાય છે, પણ જે કાફરપણા માટે પોતાનું મન ખુશીથી ખુલ્લું મુકેછે તેની ઉપરજ ખુદાનો ગજબ છે અને તેને માટે ભારે શિક્ષા છે.[૧]"

એ ઉપરાંત એક ખુબૈબ બિન આદી નામનો સખસ મુસલમાન થઈ ગયો જે સાંભળી દુશ્મનોને ઝાળ ઉઠી. તેમણે તેને કબજામાં લઈ તેના ઉપર જુલમ કરવાનું શરૂ કર્યું. તેઓ તેની ચામડી તોડતા અને કહેતા કે "તારી માફક મોહમ્મદને પણ રીબાવીએ તો કેવું સારૂં ?" ત્યારે એટલા બધા કષ્ટમાં પણ તે કહેતો કે "મારાં ઘરબાર અને બાલબચ્ચાં મારી પાસેથી લુટી લેવામાં આવે તો ભલે પણ હું હજરત મોહમ્મદને એક કાંટો પણ ભોંકાએલો જોવા માંગતો નથી." આથી દુશ્મનોને વધારે રોશ ચડયો અને તેમણે તેના અવયવ કાપવા માંડયા. આ માણસે પણ જેટલું કષ્ટ પડયું તેટલું પોતાની ઉપર લીધું પણ ઇસ્લામથી ડગ્યો નહિ. દુશ્મનોએ કહ્યું કે "તું ઇસ્લામ છોડી દે તો અમે તને જવા દઇએ;" પણ તેણે કહ્યું કે "કદાચ મને આખી દુનિયા મળે તો પણ હું ઇસ્લામ છોડવાનો નથી." એમ કહી તેણે પોતાનો પ્રાણ આપી દીધો પણ સત્ય છોડયું નહિ.

ઝન્નીરા નામની અબુ જેહેલની એક દાસી હતી, જે મુસલમાન થઇ ગઈ હતી. અબુ જેહેલે એથી તેને એટલો બધો માર માર્યો અને એટલી બધી રીબાવી કે મારથી તે બિચારીની બંને આંખો ફુટી ગઈ. જ્યારે તે લાચાર થઇ ગઇ ત્યારે અબુજેહેલે તેને કહ્યું કે અમારા લાત અને ઉઝઝા દેવતાઓએ તને આંધળી કરી નાખી. જોયું એમનું બળ ?

---

કહે છે કે આને હઝરત નૂહ નબીના દીકરા શામ અને તેના દીકરા એરમે ચાર હજાર વરસ ઉપર આબાદ કર્યું હતું. પ્રથમ તે ક્રિશ્ચયનોના કબજામાં હતું પણ પહેલા ખલીફા હઝરત અબાબકર સિદ્દીકના જમાનામાં હી. સ. ૧૩ માં તે મુસલમાનોના કબજામાં આવ્યું. હી. સ. ૪૨ માં અમીર મોઆવીયાએ તેને રાજધાનીનું શહેર બનાવ્યું હતું. છેલ્લે અરબોની પાસેથી ઇ. સ. ૧૬૧૫ માં તુરકોએ જીતી લઈ તેને શામનું મુખ્ય શહેર અને ફોજનું હેડક્વાર્ટર બનાવ્યું છે. હાલમાં તેમાં વીજળીની રોશની તથા વીજળીની ટ્રામ ચાલુ છે. આ શહેરમાં ૨૦૦ કરતાં વધારે મસ્જીદો છે. જુઓ મો૦ વલીઉલ્લાહ કૃત મુસલિમ ગાઇડ.

૧. જુઓ કુરાન શરીફ સૂરએ-નહલ (૧૬) આયા ૧૦૬

તેણે કહ્યું કે એમને કોણ પુજે છે એજ એમને સુઝતું નથી તો પછી મને તો તે શું આંધળી કરી શકે? ખેર, મારા નસીબમાં એમજ લખ્યું હશે.

આવી રીતે દુશ્મનો તે વખતના ગરીબ અને નિરાધાર મુસલમાનોને રીબાવી રીબાવીને મારતા. કાંઇક વખત તો તેઓ તેમને ભયાનક રેતીના રણમાં મુકી આવતા જ્યાં તેઓ સખત ગરમીને લીધે બળી મરતા. વળી કેટલીક વખત તેમને ભુખ્યાને ભુખ્યા કેદખાનામાં પુરી રાખતા જ્યાં તેઓ ભુખ ને તરસને લીધે પ્રાણ ત્યાગ કરતા. તેમની નજર આગળ તેમના બાળકોને છરી ભોકી મારી નાખતા અને તેમનું લોહી હાથમાં લઈ તેમના માબાપ ઉપર ફેંકતા. આથી માબાપોને ઘણો ત્રાસ થતો પણ તેઓ ઇસ્લામથી ડગતા નહીં. તેમની છાતી ઉપર ઘણી વખતે ભારે પથરા મુકતા જેના વજનથી તેમની જીભ નીકળી પડતી. તેઓ તેમને કહેતા કે મોહમ્મદ અને તેના ખુદાને ગાળો ભાંડો અને અમારા દેવતાઓની તારીફ કરો અને તેમને પુજવાનું કબુલ કરો નહી તો આમને આમ રીબાવી રીબાવીને મારી નાખીશું. આથી કોઈ કોઈ તો આફતનો માર્યો જે કાંઈ તે કહેવડાવતા તે કહી દેતો અને તે વખતતો જીવ બચાવી લેતો પણ અંદરખાને પોતાના ખરા અંતઃકરણથી પોતાના ધર્મ ઉપર કાયમ રહેતો અને કોઇ તો આફત અને સંકટની કાંઈ પણ દરકાર ન કરતાં દ્રઢતાથી કાયમ રહેતો અને ખુદાનો ઉપકાર માની ધર્મને માટે પ્રાણ સુદ્ધાં આપી દેતો[1]. વાંચક ચાહે તો તમે એમને અંધ શ્રદ્ધાળુ કહો પણ એવા દ્રઢ આત્માવાળા પુરૂષોનીજ કિર્તી જગમાં જળવાઈ છે નહી તો સામાન્ય વૃતીવાળાઓનો તો દુનિયામાં ક્યાં ટોટો છે.

**હબશા[2] તરફ હિજરત[3]**—મુસલમાનો કોઈ પણ વાતે ડગતા ન હોવાથી અને દુશ્મનો પોતાના હેતુઓમાં નિષ્ફળ નીવડવાથી તેમનો વેરભાવ હવે ઘણે દરજ્જે વધી પડ્યો. તેમણે હવે મહાન હઝરતને પકડવા કાવતરાં કરવા માંડયાં. એક દિવસે બધાઓએ મળી મહાન હજરત ઉપર હુમલો કર્યો. કાબા શરીફ આગળ એક માણસે પોતાની પીછોડીથી તેમનું ગળુ દબાવ્યું એટલામાં હજરતના સાથી વચ્ચે પડયા અને જીવના જોખમે લોકોને

---

૧. પોતાને મુસલમાન કહી ખુશ થનારાઓમાં આવા કેટલા માણસો હાલ નીકળશે? આવા હજરતની ઉમ્મતના માણસો આપણા જેવા સાધારણ માણસોથી ઘણે દરજ્જે ચડીઆતા હતા તો પછી મહાન હજરતની તો વાતજ શું કરવી.

૨. આબિસીનિઆ.

૩. ચાલી નીકળવું. એક ઠેકાણેથી બીજે ઠેકાણે રહેવા જવું. પરદેશગમન Emigration.

આપ્યા કહાડયા. હજરત અબાબકર સિદીકને પોતાના પેગમ્બરને બચાવતાં કેટલુંક વાગ્યું પણ ખરૂં, પણ તેની તેમણેકાંઇ દરકાર રાખી નહિ. હવે મુસલમાનો ઉપર દહાડે દહાડે સંકટનું વાદળ વધારે ઘેરાવા લાગ્યું. જ્યારે દુશ્મનોએ અસહ્ય દુઃખ આપવા માંડયું ત્યારે એક દીવસે મહાન હજરતે પશ્ચિમ તરફ ઇશારો કરી પોતાના શિષ્યોને કહ્યું કે "પેલો સામી બાજુએ દેશ છે ત્યાં જાઓ, ત્યાં કોઇને કાંઇ હરકત નડવાની નથી. ત્યાં જઇને રહો અને ખુદા તમારે માટે રસ્તો ખુલ્લો કરે ત્યાં સુધી ધીરજ રાખીને બેસો." આ ઉપરથી કેટલાક ઇસમો ઇ.સ. ૬૧૫ માં હબશાના મુલકમાં ગયા અને ત્યાં મહેનત કરી ગુજરાન કરવા લાગ્યા. જ્યારે આ વાતની કાફર શત્રુઓને ખબર પડી ત્યારે તેમના પેટમાં તેલ રેડાયું. તેમણે કેટલાક માણસોને સારી સારી ભેટો આપી તૈયાર કર્યા અને હબશાના રાજા નજાશી[1] પાસે મોકલ્યા, અનેક હેવડાવ્યું કે કેટલાક માણસો અમારે ત્યાં ગુન્હો કરી તમારે ત્યાં આવતા રહ્યા છે, તેમને અમારા માણસો ઓળખે છે માટે તેમને પકડી અમારે સ્વાધિન કરશો. જ્યારે શતરૂઓના માણસોએ રાજા પાસે જઇ અરજ કરી ત્યારે તેણે મુસલમાનોને તેડી મંગાવ્યા, અને પૂછ્યું કે "તમે શું ગુન્હો કરીને આવ્યા છો ?" ત્યારે તેમની તરફથી હઝરત જાફર[2] બોલ્યા કે "હે રાજન ! અમે કાંઇ ગુન્હો કર્યો કથી. ખરી હકીકત એ છે કે અમે સઘળા પ્રથમ વ્હેમ અને અંધકારમાં ડુબેલા હતા, મૂર્તિઓ પૂજતા હતા, કુકર્મ કરતા હતા અને મરેલા જનાવરનું માંસ ખાતા હતા. માણસાઈ અમારામાં બીલકુલ નહોતી. કોઇની મહેમાનદારી કરવાનું કે પાડોશીનો હક જાણવાનું અમે સમજતા નહોતા. અમારામાં કાંઈ કાયદો નહોતો, માત્ર જોરાવર ફાવી જતો હતો. હાલ ખુદાએ અમારા ઉપર કૃપા કરીને એક પેગમ્બર મોકલ્યો છે જેની ખાનદાની, સચ્ચાઇ, ઇમાનદારી અને પવિત્રતા બધા કરતાં ચડીઆતીછે. તેણે અમને માત્ર ખુદાનીજ બંદગી કરવાનું શીખવ્યું છે, અને તેની સાથે બીજા કોઇને શરીક[3] નહિ કરવા ફરમાવ્યું છે. મૂર્તિઓને પૂજવાની સખત મનાઈ કરી છે. સાચું બોલવા, કાયદા પ્રમાણે અમલ કરવા,

---

૧. Negus. નીગસ. ક્રિશ્ચિયન લોકો એને "નીગસ" કહે છે. કાફરોના એલચીઓનું નામ અમરૂ આસ અને અમારા હતું.

૨. હઝરત જાફર હઝરત-અબુ તાલિબના દીકરા અને હઝરત અલીના ભાઇ હતા. તેમનું આખું નામ "જાફર તેયાર" હતું.

૩. ખુદાના કામમાં બીજાની સત્તા છે, તથા ખુદાને બીજો ભાગીઓ છે એવું માનવું એ ખુદાની સાથે બીજાને શરીક કરવા બરાબર છે. શરીક એટલે ભાગીઓ. આ પ્રમાણે કરવાને શિર્ક કહે છે જેને ઈસ્લામ પસંદ કરતો નથી.

દયા કરવા અને પાડોશીના તથા સગા વહાલાઓના હક જાળવવા તાકીદ કરી છે. સ્ત્રી જાતનું ભુંડું બોલવાની અને યતીમ[1] બાળકોના માલ ખાઈ જવાની મનાઈ કરી છે. પુણ્ય કરવાની, નમાઝ[2] પડવાની, રોઝા રાખવાની અને ઝકાત[3] આપવાની ખાસ આજ્ઞા ફરમાવી છે. અમે તેના ઉપર ઇમાન લાવ્યા છીએ. તેનાં ફરમાનો અમે માથે ચઢાવ્યા છે. તેટલા માટે એ લોકો અમારાથી ચીડાયા છે અને આવો જુલમ લઈ બેઠા છે. તેઓ ચાહે છે કે અમે કોઈ પણ રીતે ખુદાની બંદગી છોડી પાછા અધર્મના ખાડામાં પડીએ. તેમણે અમને કનડવામાં બાકી રાખ્યું નથી. અમારી સંખ્યા ઓછી હોવાથી અમે તેમની સામે ફાવી શકીશું નહિ, એમ જાણી અમે અહીં ચાલ્યા આવ્યા છીએ.[4]" આટલી વાત કહેતાં કહેતાં હજરત જાફરનો ચહેરો લાલ ચોળ થઈ ગયો. તેમની ભાષણ કરવાની છટા, તેમનું તેજ અને તેમની સત્યનિષ્ઠા જોઇને[5] નજ્જાશીએ કહ્યું કે "મને લાગે છે કે મુસલમાનોનું કહેવું ખરૂં છે. મક્કાવાસીઓએ તેમની ઉપર તરકટ રચેલું જણાય છે. આ લોકોએ નવો ધર્મ અખત્યાર કર્યો છે તેથી તેઓ જુલમ કરવા તૈયાર થયા હોય એમ લાગે છે. તેઓ આડે રસ્તે ચાલે તેથી બીજાઓએ પણ તે પ્રમાણે ચાલવું એવી કાંઈ જરૂર નથી. મુસલમાનો ત્યાં જવા રાજી ન હોય તો તેઓ મરજી આવે ત્યાં રહે." દુશ્મનોએ હવે જોયું કે બાજી હાથથી જાય છે ત્યારે તેમણે રાજાને કહ્યું કે એ લોકો એવા છે કે તમારા ઈસા પેગમ્બરનું પણ ખોટું બોલે છે. ત્યારે રાજાએ મુસલમાનોને પુછ્યું કે તમારો

---

૧. મા બાપ વગરનાં Orphan.

૨. મુસલમાનો રાત દહાડો મળી પાંચ વખત નમાઝ પડે છે અને એક મહીનાના રોઝા રાખે છે. આ મહીનો રમઝાન કહેવાય છે.

૩. ઝકાત એટલે ખેરાત. સો રૂપીયાની મુડી ઉપર વરસ દહાડે અઢી રૂપીયા ઝકાત આપવાનો ઈસ્લામી શાસ્ત્રનો હુકમ છે.

૪. જુઓ ઈબ્નુલ્-અસીર ભાગ ૨ જો, તથા સૈયદ અમીરઅલી કૃત સ્પિરિટ ઑફ ઇસ્લામ.

૫. આથી બીજી કેવી સારી નીતિ હોઈ શકે ?

હજરત જાફરનું આ વર્ણન બેશક ધ્યાનમાં લેવા જોગ છે; કેમકે ઇસ્લામના પહેલાં અંધકારના સમયમાં લોકોની ખરાબ હાલત હતી તેને ઠેકાણે ઇસ્લામે તેમનામાં આત્મિક તથા નૈતિક જે જે રોશની ફેલાવી તેનું એ ટુંક પણ આબેહુબ વર્ણન છે. આ ઉપર નજર કરવાથી ખરૂં પસંદ કરનાર અને ખરૂં જોનાર શખસને ઇસ્લામની આત્મિક તથા નુરાની સુરત સ્પષ્ટ રીતે માલમ પડી આવે છે અને તેની સચ્ચાઇની હકીકતની એક ઉંડી અને મજબુત છાપ મન ઉપર ઠસી જાય છે.

ઇસા પેગમ્બર વિશે શું ખ્યાલ છે? ત્યારે તેમણે કહ્યું કે કુરાન શરીફમાં ફરમાવ્યું છે કે "ઇસા ખુદાના એક પેગમ્બર છે તથા ખુદાના એક શબ્દ તથા આત્મા છે જે તેણે બીબી મરીયમ પાસે પહોંચાડેલ છે."[1] રાજાએ કહ્યું "બરાબર છે અમે પણ એજ માનીએ છીએ.તમે ઘણા સારા માણસ છો અને તમારા પેગમ્બર પણ સારા હશે. મેં એમના દુનિયામાં આવવા વિશે અમારા શાસ્ત્રમાં વાંચ્યું છે, તે એજ હશે. તમે તમારે સુખેથી આ દેશમાં રહો. તમને કોઇ લઈ જનાર નથી." એમ કહી મક્કાવાસીઓને કહ્યુ કે "તમે બધા તરકટી છો અને ધડધડીત જુઠું બોલો છો. આવા માણસોની ભેટ હું સ્વિકારી શકતો નથી માટે તમે એકદમ ચાલ્યા જાઓ નહીં તો હેરાન થશો." રાજા તરફથી આવો જવાબ મળ્યો ત્યારે એલચીઓ પાછા ફર્યા અને વીલે મોઢે મક્કે આવી તમામ હકીકત પોતાના આગેવાનોને કહી. શત્રુઓ પોતાની નેમમાં ફતેહમંદ નાહ નીવડવાથી ઘણા ચીડાયા અને મુસલમાનો સાથે દહાડે દહાડે વધારે દુશ્મનાઇ કરવા લાગ્યા. આ વખતે મુસલમાનોની સંખ્યા ઘણી થોડી હતી પણ તેમણે આ પ્રસંગે સ્વધર્મ માટે ઘરબાર તજી દેવાની જે હીંમત બતાવી હતી તે ઇસ્લામના ઇતિહાસમાં નોંધ લેવા જેવી છે. આથી દુશ્મનોની એમ ખાત્રી થતી જતી હતી કે મુસલમાનો પોતાના ધર્મ ઉપર મજબુત અને દ્રઢ છે અને ધર્મ સાચવતાં પોતાના જાનમાલની પાયમાલી થાય તો ભલે પણ તેઓ મહાન હજરતે શીખવેલા ધર્મ ઉપર તન મન અને ધનથી ફીદાછે. મુસલમાનોના મનમાં એ વાત ઠસી ગઇ હતી કે સત્યને માટે જે આફત આવશે તે સહન કરીશું પણ સત્યથી ડગીશું નહિં; કારણ કે ખુદાના કામને માટે દેશવટો ભોગવવો એ ખરા ભાગીઓનો ધર્મ છે. ફળાફળ વિશે વિચાર કરવાનો આપણને શું અધિકાર છે? ફળ અફળ માલિકના હાથમાં છે. માત્ર સત્ય ઉપર કાયમ રહી કર્તવ્યનું પાલન કરવું એજ આપણું કામ છે. આ સર્વ ભલાને માટે છે માટે કષ્ટ આવે તો પણ તેથી પાછા હઠવાનું નથી; કારણ કે આગળ ઉપર એક દિવસ એવો જરૂર આવશે કે જ્યારે આ સર્વ કષ્ટનું ફળ સૌથી ચડીઆતુ જ મળશે.[2]

---

૧. જુઓ કુરાને શરીફ, સૂરએ નિસા, આયા ૧૭૧.

૨. આવું કષ્ટ સહન કરનારા હાલમાં કેટલા નીકળશે?

**સૈયદના હઝરત ઉમર[1] રદી૦**—એક દિવસ અબુ-જેહલે[2] પોતાના મળતીઆઓને ભેગા કર્યા અને કહ્યું કે "મોહમ્મદ આપણને હોળીના નાળીએર બનાવીને દેશમાં ઉથલપાથલ કરી પોતાની મતલબ પાર પાડવા માગે છે પણ તેમાં આપણે તેને ફાવવા દેવો નહીં. તેમજ એક સાધારણ બોલનારને આટલો બધો બળવાન અને પ્રતાપી થવા દેવો એ પણ એક મોટી ભુલછે, માટે એનાથી વિશેષ સાવધ રહેવું જોઇએ. એ ધર્મના પડદા પાછળ સામ્રાજ્ય સ્થાપન કરી આપણને કાંટા સમાન થઈ પડયા વિના રેહેવાનો નથી, તેથી તેની કાસળ કાઢવી એજ આપણે માટે સારૂં છે, માટે જે કોઈ મોહમ્મદનું માથું લઇ આવશે તેને હું ૧૦૦ ઉંટ અને ૪૦ હજાર દિરમ[3] ઇનામ આપીશ." બધા લોકો વિચારમાં પડયા. કોઇની હીંમત ચાલી નાહ. જ્યારે કોઈ આગળ આવ્યું નહિ ત્યારે હજરત ઉમર જે સૌથી બહાદુર હતા તે કહેવા લાગ્યાકે "જ્યારે કોઇ કુરેશીની હામ પડતી નથી અને બધા નાહીંમત અને પોચા થઇ ગયા છે તો હું એ કામ કરવા તૈયાર છું[4]" એમ કહી તેઓ હથિયાર લઈ તૈયાર

---

૧. હજરત ઉમર રદી૦ એ મહાન્ પેગમ્બર સલ્અમના ખાનદાનના હતા. તેમના પિતાનું નામ **ખત્તાબ** હતું. તેમનું પેઢીનામું મહાન્ હજરતના પેઢીનામાને કઅબના નામ સાથે મળે છે. તેમનો જન્મ આમ્મુલફીલ (હાથીના હુમલાની સાલ) ના પહેલાં તેર વરસ ઉપર થયો હતો. તેમનું કદ લાંબું હતું. તેઓ ઘણા પ્રમાણિક હતા. કુરેશી લોકોમાં તેઓ ઘણા મોભાદાર ગણાતા હોવાથી દેશનો તમામ પત્ર વહેવાર તેમના નામેજ ચાલતો હતો. તેઓ પોતાના વિચારમાં ઘણા મક્કમ અને વહેવારમાં ઘણા સખત હતા. તેમની ઉમર આ વખતે પચીસ વરસની હતી. તેઓ એવા બહાદુર હતા કે લોકો તેમનું નામ સાંભળીને ધ્રુજતા હતા. તે તથા અબુજેહેલ મક્કાના લોકોના સરદાર હતા. આ બંને ઘણા જોરાવર અને ઉપયોગી નીવડે એવા હોવાથી મહાન્ હજરત તેમને માટે ખુદાતાલા આગળ એજ દોઆ ગુજારતા હતા કે ખુદા ઉમર અગર અબુ જેહેલને મુસલમાન બનાવી ઈસ્લામની કિર્તીમાં વધારો કર અને ઇસ્લામને ઇજત આપ.

૨. અબુ-જેહેલનું નામ પ્રથમ અમરૂ હતું. તેણે મહાન્ હજરતને કનડવાની નવી નવી યુક્તિઓ ખોળી કહાડી હતી તેથી કાફરોએ તેને અબુ-હકમ (અક્કલનો પિતા) નામ આપ્યું; પરંતુ હજરતથી દુશ્મનાઇ રાખવાને લીધે પાછળથી તેનું નામ અબુ-જેહેલ (અક્કલનો ખાં) પડયું. તે હજરતનો સગો હતો.

૩. લગભગ ૨૫ હજાર રૂપીઆ. દિરમ એક જાતનો ચાંદીનો સિક્કોછે જેની કીંમત (10 d.) દસ આના જેટલી થાય છે. દિરમની કીંમત જુદા જુદા વખતમાં બદલાતી રહી છે. એક વખત તેની કીંમત રૂા. ૯-૧૦-૮ જેટલી પણ હતી.

૪. આ વખત તેમની ઉમર ૨૫ વરસની હતી.

થયા અને માથે લીધેલું કામ બજાવવા નીકળ્યા. રસ્તામાં જતાં નઇમ-ઇબ્ન અબ્દુલ્લા[1] નામના શખસ મળ્યા. તેમણે પૂછ્યું "કેમ હઝરત ઉમર, હથિયાર સજી ક્યાં જાઓ છો"? તેમણે જવાબ આપ્યો કે "મોહમ્મદની ખબર લેવા જાઉં છું." નઇમે કહ્યું કે "મોહમ્મદની ખબર લેવા તૈયાર થયા છો ત્યારે આપની બ્હેન[2] અને બનેવી[3] બંને જણ મુસલમાન થઇ ગયાં છે તેમને માટે શું કહો છો?" હઝરત ઉમરે પૂછ્યું કે તમને કોણે કહ્યું. કે "તેઓ મુસલમાન થઈ ગયાં છે?" ત્યારે તેમણે કહ્યું કે "જાઓ તેમના ઘેર જઈને જુઓ એટલે ખાતરી થશે." નઇમના, આવાં વચનો સાંભળી હઝરત ઉમરને ઘણો ગુસ્સો ચડ્યો અને તેઓ એકદમ ત્યાંથી પોતાની બહેનના ઘર તરફ વળ્યા. આ વખતે કોને ખબર હતી કે આજ પુરૂષ કે જે અત્યારે ઇસ્લામની જડ ઉખેડી નાખવા તૈયાર થયો છે તેજ ઇસ્લામનો ખરો હિમાયતી નીવડશે? કોણ જાણતું હતું કે જે શખસ અત્યારે હઝરતના જીવને જોખમમાં નાંખવાના ઇરાદાથી નીકળ્યો છે તેજ પોતાનું તન મન અને ધન અર્પણ કરી ઇસ્લામની ખરી સેવા બજાવશે? પણ માલિકની કુદરત ન્યારી છે.

નઇમનાં વચનોથી હઝરત ઉમરને ઘણું લાગ્યું હતું તેથી તેઓ એકદમ પોતાની બહેન અને બનેવીની ખબર લેવા તેમના ઘર આગળ જઈ પહોંચ્યા. ઘરનું બારણું અડકાવેલું હતું, અને ધણી ધણીયાણી બંને અંદર કુરાન શરીફ પઢતાં હતાં. હઝરત ઉમર તેમનો અવાજ સાંભળી એકદમ બોલી ઉઠયા કે ઉઘાડો. પોતાના ભાઇનો ગુસ્સા ભરેલો અવાજ સાંભળી તેમની બહેનના હોશ કોશ ઉડી ગયા. તેઓ કુરાન શરીફના પાનાં[4] સંતાડવા લાગ્યાં અને કહેવા લાગ્યાં કે "આજે તો ખુદા બચાવે તો બચીએ, નહિ તો બચવાનો આરો નથીં." એટલું કહી તેમણે બારણું ઉઘાડયું અને હઝરત ઉમર સિંહની પેઠે અંદર દાખલ થયા. તેમણે બંનેને પૂછ્યું કે "તમે શું કરતાં હતાં?" ત્યારે તેમણે જવાબ આપ્યો કે "સદગુણની વાતો કરતાં હતાં. તથા માલિકના ગુણ ગાતાં હતાં." હઝરત ઉમરે કહ્યું કે "હું સમજું છું કે તમે શું બઇ બેઠાં છો." પ્રત્યક્ષ ખાતરી થવાથી તેમણે એકદમ ધસારો કરી પોતાના બનેવાને જમીન ઉપર તોડી પાડયા અને તેમની છાતી ઉપર ચડી બેઠા. તરવારનો ઘા કરવા જતા હતા એટલામાં તેમની બહેન વચ્ચે પડયાં. તેમને પણ એકાદ બે સપાટા

---

૧. કેટલાક કહે છે કે આ શખસ સઆદ્-ઈબ્ન્-અબીવક્કાસ્ હતા.

૨. તેમની બ્હેનનું નામ ફાતમા હતું.

૩. બનેવીનું નામ સઇદ બિન્-ઝૈદ હતું.

૪. કુરાન શરીફનો થોડો ભાગ આ વખતે તૈયાર હતો.

જોરથી વાગી ગયા અને ધડધડ લોહી નીકળવા લાગ્યું[1]. બ્હેને કહ્યું કે "ભાઇ શું હું ખરા ખુદાને માનું છું તેથી મને મારી નાંખવા ઉભા થયા છો? શું ખરા ખુદાને માનવામાં દોષ છે? મારી નાંખવી હોય તો ભલે મારી નાંખો હું રાજી છું; પણ હવે તો એજ વાત છે કે અલ્લાહ એક છે ને મોહમ્મદ બરહક છે."

બહેનના શરીરમાંથી લોહી વહેતું જોઇ હઝરત ઉમરનું હૃદય પીગળ્યું. તેઓ ચુપ થઇ ગયા અને થોડીવાર વિચાર કરી કહેવા લાગ્યા કે "તમે જે કાંઇ વાંચતાં હતાં તે મને દેખાડો." બ્હેને વિચાર કર્યો કે તેઓ જક લઇ બેઠા છે તેથી બતાવ્યા વગર છુટકો નથી તેથી તેમણે કુરાન શરીફનાં પાનાં કાઢ્યાં અને ધ્રૂજતાં ધ્રૂજતાં કહ્યું કે "આપ હાથપગ ધોઇ નાંખો એટલે હું આપું." હઝરત ઉમરે હાથપગ ધોયા અને તેમની બ્હેને તે પાનાં તેમના હાથમાં આપ્યાં. પવિત્ર શાસ્ત્રનો સમાગમ થવાથી લોઢું જેમ લોહચુંબક તરફ ખેંચાતુ હોય તેમ તેમનો પ્રાણ ખુદાતાલા તરફ ખેંચાવા લાગ્યો. તેમણે જોયું કે જે ખુદાને બ્હેન મરતાં મરતાં પણ ભૂલતી નથી અને જેના અચળ વિશ્વાસમાં પોતાના જીવની પણ દરકાર કરતી નથી તે શું તરછટ તો નિર્માલ્ય નહિ હોય એમ વિચાર કરતા પાનાં ફેરવતા હતા એટલામાં સુરએ–તાહાના[2] પ્રકરણ ઉપર તેમની નજર પડી. તેઓ વાંચવા લાગ્યા કે "હે પેગમ્બર, તને આપદામાં નાખવા અમે કુરાન મોકલ્યું નથી; પણ ઇમાનદાર લોકોને શીખામણ આપવા અને તેમને ખરે રસ્તે દોરવા મોકલ્યું છે. જે ખુદાએ આવી (વિશાળ) પૃથ્વી અને ઉંચા આકાશ બનાવ્યાં છે તેના તરફથી તે આવ્યું છે. તેનું નામ પરમકૃપાળુ પરવરદિગાર છે. તેની સતા અર્શ[3] સુધી ફેલાએલી છે. આકાશમાં પૃથ્વીમાં અને તે બંનેની વચ્ચે જે કાંઇ છે તે સઘળું તેનું છે. તું મોટેથી બોલે તોજ તે સાંભળે. એવું કાંઇ નથી. તે તો ગમે તેવો ધીમો અવાજ સાંભળી શકે છે અને ગમે તેવી છુપી વાત જાણી શકે છે. તેજ ખરો અલ્લાહ છે. તેના સિવાય બીજો કોઇ અલ્લાહ નથી. તેનાં નામ ઘણાં ઉત્તમ છે." આ પ્રમાણે જેમ જેમ તેઓ આગળ વાંચતા ગયા તેમ તેમ વધારે મુગ્ધ થતા ગયા. ત્યાર પછી પરકાળ (કયામત) અને પાપની સજાની

---

૧, જુઓ પ્રોફેસર શિબ્લી કૃત "અલ–ફારૂક."

૨. કુરાને શરીફમાં વીસમું પ્રકરણ સુરએ-તાહા છે જેમાં ખુદાનો મહિમા વર્ણવેલો છે.

૩, સાતમું આકાશ જ્યાં ખુદાનું તખ્ત—પસંદગીવાળી જગા--હોવાનું મનાય છે.

હકીકત વાંચીને તેમના રૂંવાંટા ઉભા થઈ ગયા અને ખુદાતાલાના નૂરે તેમના અંતરમાં પ્રકાશ નાંખ્યો. તેમના મનમાંથી મૂર્તિપૂજા ઉપરનો વિશ્વાસ તદન જતો રહ્યો અને ખુદાતાલાએ પોતાનું સિંહાસન તેમના પ્રાણમાં સ્થાપ્યું. તેઓ કહેવા લાગ્યા કે—"આવાં પાવત્ર વચનો માનવામાં ભૂલ કરવી એ મોટી ભૂલ છે." પછી તેમણે કહ્યું કે—"મારે મહાન્ હજરતનાં દર્શન કરવાં છે તેથી મને તેમની પાસે લઈ ચાલો." મહાન્ હજરત સલ્અમ આ વખતે પોતાના કાકા હજરત હમઝાના ઘર[1] આગળ હતા. હજરત ઉમરને ત્યાં લાવવામાં આવ્યા. અંદરથી હજરતે કહ્યું કે—"ઉમર ઇબ્ન ખત્તાબ!ચાલ્યા આવો." આથી તેઓ અંદર ગયા. પેગમ્બર સલ્અમનો ચહેરો જોઇ તેમને ઘણો પ્રેમ ચડહયો. મહાન હઝરતે તેમને પુછ્યું કે—"તમે કેવા ઇરાદાથી આવ્યા છો?" ત્યારે તેમણે કહ્યું કે–"ઇસ્લામમાં દાખલ થવા આવ્યો છું." એટલું કહેતાંજ તેમનું શરીર ઉત્સાહથી કંપવા લાગ્યું. હાથમાંથી તલવાર ફેંકી દીધી. તેમનો ઉત્સાહ જોઇ મહાન્ હજરત તેમને હર્ષથી વળગી પડયા અને કહેવા લાગ્યા કે–"હે હજરત ઉમર, તમારૂં મન સાફ છે માટે સઘળું સારૂં થશે. સારાનું પરિણામ હમેશાં સારૂં આવે છે." હજરત સલ્અમનાં આવાં નિર્મળ–સાદાં વચનો સાંભળી હજરત ઉમરના મન ઉપર ઘણી અસર થઇ અને તેઓ ખરા દીલથી ઇસ્લામમાં દાખલ થયા.[2]

હજરત ઉમર રદી૦ઇસ્લામમાં દાખલ થઇને કાબાના ધામ આગળે આવ્યા અને ત્યાં નિર્ભયપણે જાહેર કર્યું કે હું તો હજરત મોહંમદ તથા તેમના ખુદા ઉપર ઇમાન લાવ્યો છું. એટલે ત્યાં તેમનો આખો દિવસ દુશ્મનો સાથે લડવામાં અને મારફાડમાં ગયો.

---

૧. કેટલાક લોક કહેછે કે અરકમના ઘર આગળ હતા.

૨. હઝરત ઉમરના ઇસ્લામમાં આવ્યા પહેલાં મુસલમાનોની સંખ્યા ૩૯ની હતી અને તેમના આવવાથી ૪૦ની થઈ. સંખ્યા થોડી હોવાને લીધે મુસલમાન લોકો છુપી રીતે ઘરમાં નમાઝ પઢતા હતા, પણ હજરત ઉમરે ઇસ્લામમાં આવ્યાં પછી તેમને જાહેરમાં ઉઘાડે છોગે નમાઝ પઢવાની હીંમત આપી. મુસલમાનો તેમની હીંમતથી જાહેર રીતે કાબામાં નમાઝ પઢવા લાગ્યા. તેઓ એવા બહાદુર હતા કે તેમના બાહુબળથી ઇસ્લામને પુરેપુરો ટેકો મળ્યો અને તેની કીર્તિ હંમેશાને માટે વધીને એટલે દરજ્જે પહોંચી કે જેણે લગભગ તમામ પૃથ્વીમાં પોતાનો અમલ જમાવી દીધો. ઇસ્લામમાં આવ્યા પછી હઝરત ઉમર ઇસ્લામના એક ચુસ્ત હિમાયતી થયા. પાછળથી તેમની દીકરી બીબી હફસા સાથે મહાન હજરતે લગ્ન કર્યું હતું.

હઝરત હમઝા તથા હઝરત ઉમર રદી૦ એ બંનેનું ઇસ્લામમાં આવવું એ ઇસ્લામના ખરાપણાની સાબીતી જાહેર કરે છે. આ બંને સરદારો મક્કાવાસીઓમાં ઘણા હિંમતવાળા અને બાહોશ ગણાતા હતા. તેઓ કોઇની

---

અને પોતાની સગાઇનું માન તેમને આપ્યું હતું. "અમીરૂલ મોમેનીનનો" પહેલવહેલો ખિતાબ તેમનેજ મળ્યો હતો. હજરત અલી કરમ૦ ફરમાવતા કે હઝરત ઉમર ખરા ખોટામાં ઘણો ફરક સમજતા હતા તેથી તેમને "ફારૂક" કહેવામાં આવે છે.

તેમના વખતમાં ઈસ્લામની એટલી બધી વૃદ્ધી થઈ કે તેટલી બીજા કોઇ ખલીફાના વખતમાં થઇ નથી. ઇરાક, મિસર, ઇરાન, તથા શામના મુલકો તેમણેજ ફતેહ કર્યાં હતા. તેમણે સાડા ચાર હજાર શહેરો જીત્યાં હતાં અને ચાર હઝાર મસ્જીદો બંધાવી હતી. દીનના કામમાં તેઓ ઘણીજ ખંત રાખતા હતા. તેઓ મહાન હઝરતના બીજા ખલીફા છે અને લગભગ સાડા દસ વરસ ખિલાફતનો હોદો ભોગવી ગયા છે. અરબસ્તાનમાં રાજ્ય ચલાવવાનાં જે જે ખાતાં નીકળ્યાં તે તેમણેજ કહાડયાં હતાં. તેઓ ઇ. સ. ૨૪ માં ત્રેસઠ વરસની ઉમરે એક અબુ લુલુ નામના મજુસીના હાથે શહીદ થયા હતા. તેમની તુરબત મહાન્ હઝરતના રોજા મુબારકમાં તેમની જોડાજોડ એકજ રોજામાં છે.

જસ્ટીસ અમીરઅલી પોતાના "હિસ્ટરી ઑફ ધી સૅરેસન્સ" નામના પુસ્તકમાં લખે છે કે "હજરત ઉમરની ખિલાફત ઇસ્લામને ઘણીજ કીમતી નીવડી છે. તેઓ ભારે નીતિવાન તથા ખરા અદલ ઈનસાફવાળા હતા. તેઓ ઘણા ઉત્સાહી, જોશવાળા અને મકકમ સ્વભાવના હતા. સખત પણ ન્યાયી, દીર્ઘ દ્રષ્ટીવાળા અને લોકોના સ્વભાવ સારી રીતે સમજનારા હોવાથી સ્વતંત્ર અરબો ઉપર સરદારી ભોગવવાને ખાસ લાયક હતા. મજબૂત હાથથી તેમણે રાજ્યકારભાર ચલાવ્યો. ભટકતી જાતો અને અર્ધ જંગલી અરબો શહેરની મોજમજા અને દુર્ગુણોના સમાગમમાં આવવા લાગતા કે તેમનું તે તરફનું વલણ એકદમ દાબી દેતા હતા. દીવાની ખાતું તેમણે સ્થાપ્યું હતું. તેમણે જુદા જુદા ભાગો ઉપર હકુમત ચલાવવાના નિયમો ઘડયા હતા અને તેનો અમલ પણ જારી કરી દીધો હતો. તેઓ ઘણા લાંબા કદવાળા, મજબૂત બાંધાના, તથા સુંદર ચહેરાવાળા હતા. તેઓ સાદા, કડક તથા કરકસર વાળા હતા. ગમે તેવો હલકી સ્થીતીનો માણસ પણ તેમને ગમે તે વખત મળી શકતો હતો. તેઓ રાત્રે એક પણ માણસ લીધા વગર એકલા લોકોની હાલત જોવા નીકળતા હતા. જો તેઓ વધારે આ દુનિયામાં રહ્યા હોત તો તેઓ પોતાની દ્રઢતા—મજબૂતીથી અરબોને સીધા દોર કરી નાખત અને અંદર અંદરની જે કમનસીબ લડાઇઓથી ઈસ્લામને ધોકો પહોંચ્યો તે લડાઈઓ કદી થવા પામત નહી!"—જુઓ એજ પુસ્તકનું પાન ૨૭ તથા ૫૭.

ભંભેરણી, લાલચ કે ધમકીમાં આવે એવા નહોતા. તેઓ જુના ધર્મના ચુસ્ત હિમાયતી હતા, તોપણ ઇસ્લામમાં જે ખરાપણું હતું તેણે તેમના મન ઉપર મજબૂત અસર કરી હતી. તેઓ ઘણા ચાલાક હોવાથી ઇસ્લામની સચ્ચાઇનું તત્વ તેમણે તેના સમાગમમાં આવતાં તરતજ પારખી કહાડયું અને સચ્ચાઇને મદદ કરવા પોતાના જુના સાથીઓની કાંઇ પણ દરકાર રાખ્યા સિવાય કમ્મર કસી તૈયાર થયા. આથી તેમનું મન કેવું ખરા ખોટાની પરીક્ષા કરનારૂં હતું તે જણાઇ આવે છે. આવા અદ્ભુત્ શક્તિ તથા ચાલાક મગજવાળા લોકો ઇસ્લામને જોતાંની સાથે પારખી કહાડે એ ઇસ્લામની, તેના સ્થાપકની તથા તેના પરીક્ષકની સચ્ચાઈ બતાવી આપે છે. જો ઇસ્લામ સાચો ન હોત તો બીબી ખદીજા, હજરત અબાબકર સિદ્દીક, હઝરત ઉમર, હઝરત હમઝા વીગેરે જેવા મોટી ઉમ્મરના અને મોભાવાળા આગેવાન માણસો તે કબૂલ કરતજ નહીં. મી. ચેમ્બર લખે છે કે–"જે વિશ્વાસ હજરતે બીબી ખદીજા, હઝરત ઉમર અને હઝરત અબાબકર સિદ્દીક જેવા પોતાની નજીક રહેનારા લોકોના મનમાં બેસાડયો તથા બાર વરસ સુધી હરેક પ્રકારનાં સંકટો વેઠી ભારે દોલત તથા સરદારી જે સામાવાળાઓ હઝરતને જો તેઓ ઇસ્લામની કોશિશ પડતી મુકે તો આપવાને એક પગે તૈયાર હતા તે લેવાને ધસીને ના પાડી તેથી હઝરતની સચ્ચાઇને માટે એટલું તો કહેવું પડશે કે તેમને પોતાની જાત ઉપર સંપૂર્ણ ભરોસો હતો તથા તે પોતાની રિસાલતને ખુદાના તરફની સાચી સમજતા હતા."

**ન્યાત બહારનો ઠરાવ.**—હવે હઝરત ઉમર રદી૰ અને હઝરત હમઝા રદી૰ બન્ને હઝરતના જોરદાર બાહુ થઇ તેમના ડાબે જમણે ચાલવા લાગ્યા અને બીજા સેવકો તેમની પાછળ ચાલતા. ધોળે દહાડે તેઓ હઝરતને લઇ શહેરમાં નીકળતા પણ કોઇ ઉઘાડી રીતે તેમના સામું થવાની હીંમત કરતું નહિ. કારણ કે હઝરત ઉમર રદી૰ અને હજરતે હમઝા રદી૰ જે ઘણા બહાદુર પુરૂષો હતા. તે દુશ્મનો તરફ વિકાળ સીંહની પેઠે નજર ફેંકતા હતા જેથી દુશ્મનો ગભરાઇને પાછા હઠી જતા. આ પ્રમાણે આ વીર પુરૂષો મહાન હઝરતની સેવામાં હાજર રહેતા અને તેમના હુકમનો અમલ કરવામાં જરાપણ પાછી પાની કરતા નહિ. હઝરત ઉમરે મહાન હઝરતને પુછ્યું કે–"કેટલા માણસો મુસલમાન થયા છે?" ત્યારે પોતે કહ્યું કે 'તમારા સુદ્ધાં ચાલીસ'. હઝરત ઉમરે અરજ કરી કે–"યા રસુલિલ્લાહ! કાફર લોકો પોતાના દેવતાઓની ઉઘાડે છોગે પૂજા કરે છે ત્યારે આપણે આપણા ખરા ખુદાતાલાની ઇબાદત શા માટે છાને કરવી? માટે આપ બેધડક, કાબામાં ચાલો. એમ કહી એજ

વખતે મહાન હઝરતને લઇને નીકળ્યા. જમણી બાજુ હઝરત અબાબકર સિદ્દિક રદી૦ ડાબી બાજુ અમીર હમઝા રદી૦, આગળ હઝરત અલી કરમ૦ અને સૌની આગળ હઝરત ઉમર રદી૦ અને પાછળ બીજા અસહાબો એવી રીતે કાબા શરીફ આગળ ગયા. આ વખત દુશ્મનો હજરત ઉમરના પાછા ફરવાની રાહ જોઈ બેઠા હતા તે તેમને ઇસ્લામમાં દાખલ થએલા જોઇને ઘણા અજાયબ થયા અને ગભરાવા લાગ્યા. મુસલમાનોને આવતા જોઇને તેઓ કાબા આગળથી ચાલ્યા ગયા અને મહાન હઝરતે કાબામાં દાખલ થઈ ખુદાતાલાની બંદગી ગુજારી. ટુંકામાં હઝરત ઉમરના ઇસ્લામમાં આવવાથી ઇસ્લામનું જોર વધ્યું. ઘણા દહાડાથી કોઇએ મહાન હઝરતને જાહેર રસ્તા ઉપર જતાં જોએલા નહોતા તેથી આજે તેમને એવી રીતે જોઇને સઘળા ઘણા અજાએબ થયા અને મનમાં બળવા લાગ્યા. તેમણે જોયું કે હવે બાજી હાથથી જવા બેઠી છે ત્યારે બધાએએ મળીને એવો ઠરાવ કર્યો કે જ્યાં સુધી મોહમ્મદને ઠેકાણે કરીએ નહી ત્યાં સુધી હાશમ અને મુત્તાલબના કુટુંબીઓ સાથે વહેવાર રાખવો નાહ અને તેમને કોઇપણ રીતની મદદ કરવી નહિ. આ બાબતનું એક કરારનામું લખી તેમણે કાબામાં તાણી બાંધ્યું. તેમની સ્ત્રીઓએ તો પ્રથમથી બીબી ખદીજા સાથે મળવાનું બંધ કરી દીધું હતું તે એટલે સુધી કે જ્યારે બીબી ફાતમાનો જન્મ થયો હતો ત્યારે કહેવરાવ્યા છતાં પણ કોઈ સ્ત્રી મદદ માટે આવી નહી અને સામું બીબી ખદીજાને રદી૦ કહેવરાવ્યું કે તમે એક કંગાલ માણસ સાથે પોતાની ઉદ્ધતાઇથી સબંધ જોડયો છે તો હવે તેનું ફળ ભોગવો. અમે તમારે ઘેર આવી અમારી હલકાઇ કરવા માગતા નથી: તમે જાણો તે તમારો એ કંગાલ ધણી જાણે. વળી તેમણે છુપી રીતે બીજી એવી ગોઠવણ રાખી કે હાશમ અને મુત્તલિબનો કોઇ કુટુંબી એકલો મળે તો તેને ઠાર કરવો.

**ત્રણ વરસ ખીણમાં.**—મહાન હઝરતની ચઢતી થતી જોઇ દુશ્મનો ઘણા ચડસે ભરાયા અને ઇસ્લામને તોડી પાડવા નિરંતર કોશશ કરવા લાગ્યા. શત્રુઓના વધતા જતા ત્રાસથી કંટાળી એ બંને કુટુંબોનાં માણસો હઝરત સલ્અમને લઇ શોએબે-અબુતાલીબ[1] નામની ખીણમાં પેશી ગયા અને ત્યાં સંતાઇને રહેવા લાગ્યા. તેમને ખીણમાં પેઠેલા જોઇ શત્રુઓએ તેમની આસપાસ ઘેરો ઘાલ્યો. અંદરથી કોઈ એકલો બહાર આવે તો તેને તેઓ સખત

૧. મક્કાની પૂર્વ દિશા તરફ શહેરની નજીક એક પર્વતની ખીણ છે. આ ખીણ ચાર બાજુએ ઘેરાએલી છે અને એક તરફ જવા આવવાનો સાંકડો રસ્તો છે. a defile. The quarter of Abu Talib.

માર મારતા અને અધમુએ કરી નાંખતા. આવી હાલતમાં મુસલમાનો ત્રણ વરસ રહ્યા. મહાન્ હઝરત બોધ કરવા અવારનવાર બહાર આવતા. પરંતુ દુષ્ટ અબુ-લહબ લોકોને ઉંધુંચત્તું સમજાવતો અને મહાન્ હજરતનું તેમની સામે ભુંડુ બોલતો. તેના પુત્ર જોડે મહાન્ હઝરતની પુત્રી બીબી જેનબ પરણાવ્યાં હતાં તેમને તેણે ઘરમાંથી કહાડી મૂકયાં. બીબી જેનબ રોતાં રોતાં પિતાની પાસે ગયાં. હઝરત પોતાની કહાડી મુકેલી પુત્રીનું શોકાતુર મ્હોંડુ જોઇ ઘણા દીલગીર થયા. બીબી જેનબ પિતાની અને પોતાની હાલત જોઈ વધારે રડવા લાગ્યાં. હઝરત તેમને દિલાસો આપતા હતા અને કહેતા હતા કે-" હે દીકરી, દુનિયા આજ છે ને કાલે નથી. દુનિયાનું સુખ માત્ર ઝાંઝવા જેવું છે. તારો પિતા સત્ય ઉપર છે. તું ધીરજ ધર રાખ અને ખુદા ઉપર ભરોસો રાખ કે તેજ તારા પિતાને ફતેહ આપશે અને તેને આખી દુનિયા માટે પોતાનો પેગમ્બર જાહેર કરી તમને બધાને મોટું માન આપશે. તું સત્યવાદી પિતાની પુત્રી છે એટલે સત્ય માટે જે જે કષ્ટ આવી પડે તે સહન કરવાં એજ તારે માટે શ્રેષ્ટ છે." એમ કહી તેમને શાંત પાડયાં અને પોતે નાઉમેદ નહીં થતાં પોતાનું કામ ખુદાતાલા ઉપર ભરોસો રાખી હીંમતથી જારી રાખ્યું. સર વીલીઅમ મ્યુર આ બાબતને ટેકો આપતાં કહે છે કે-" ખીણમાં ભુખથી ટળવળતાં બાળકોનો કકળાટ ગામના લોકો સાંભળતા. આવો આફતનો દેખાવ જોઇને કેટલાકનાં મન પીગળી જતાં અને જે શત્રુવટથી આ બધું થયું છે તેને માટે ખેદ કરતાં. વળી કેટલાક તો રાતના ચોરી ચુપકીથી ખીણમાંના ભુખ્યા લોકોને ખાવાનું મોકલી આપતા જેથી તે બિચારા ખાઇને શાંત થતા હતા.[1]" ખાણું પીણું વિગેરે સર્વ વહેવાર બંધ કરી દીધો હતો. લગ્ન ક્રિયા-મરણ ક્રિયા વિગેરે કોઈ પણ ટાણામાં તેઓ ભાગ લઇ શકતા નહોતા. ટુંકામાં તેમના ઉપર એટલી આફતો નાખવામાં આવી હતી કે હજરત પોંતે ફરમાવતા હતા કે " મારા જેવાં સંકટો બીજા કોઇ પેગમ્બર ઉપર પડયાં નથી." જો સચ્ચાઈ ન હોય તો કું માણસ આવાં સંકટો સહન કરવા બહાર પડે ખરો?

અહીં જોવાનું એજ છે કે જો ઇસ્લામ ધર્મમાં દાખલ થયેલા નવા મુસલમાનોને તેમાં દગલબાજી, અણપતીજ, તથા નુકશાનની કાંઈ વાત માલમ પડી હોત તો શું તેઓ તેને એમ વળગી રહેત? બાપ દીકરાથી, મા દીકરીથી, બહેન બહેનથી, ભાઇ ભાઇથી હમેશને માટે સંબંધ તોડી પોતાના

1. જુઓ સર વિલિયમ મ્યૂર કૃત " લાઈફ ઑફ મોહમ્મદ."

બાપદાદાના વખતથી ચાલતા આવેલા પોતાના અસલ ધર્મનો ત્યાગ કરીને એક એકથી વિખૂટાં પડી ગયાં તેમ શું થઇ જાત ? અને માલમિલકત, સગાં વહાલાં અને જન્મભૂમિની લાગણી મનમાંથી તદન કહાડી નાખી પરદેશમાં માર્યા માર્યા ફરવાનું જીવન અખત્યાર કરત ? અથવા મુશ્કેટાટ બંધાઇને ભુખ્યા તરસ્યા અરબસ્તાનની ધગધગતી રેતી તથા પથરાવાળી જમીન ઉપર ઘસડાવવાનું તથા દુશ્મનોએ મૂકેલ ભારે પત્થર છાતી ઉપર લઈ મહા કષ્ટમાં રીબાઇને તરફડવાનું પસંદ કરત ? અથવા તો સર વિલિયમ મ્યૂરે અઘાટત રીતે દર્શાવ્યું છે તેમ લૂટનો માલ મળવા ઉપરાંત દુશ્મનોથી વેર લેવાનું પણ બની આવશે એવી અધમ અને મન કલ્પિત આશાથી પૂરા ત્રણ વરસ પોતાના સંબંધીઓથી વિખૂટા પડી શોએબે અબુતાલિબવાળી ગુફામાં કેદીની માફક પૂરાઈ રહેવા, અનેક પ્રકારનાં સંકટો સહન કરવા તથા પોતાના જીવ જોખમમાં નાખવા તૈયાર થાત ? આનો વિચાર સુજ્ઞ વાંચકે પોતેજ કરી લેવાનો છે.

**કરારનામાનો નાશ.**—મક્કામાં એટલામાં વાર્ષિક સંમેલનનો વખત આવ્યો. જુદા જુદા દેશમાંથી ઘણા લોકોનો જમાવ શરૂ થવા લાગ્યો. કાબાની યાત્રા માટે હજારો લોકો આવી ભેગા થવા માંડયા. એ માસને લોકો પવિત્ર સમજીને તે વખતે એક બીજાથી દુશ્મનાઇ નહીં રાખતાં નિરાંતે મરજી પ્રમાણે ગમે ત્યાં ફરી શકતા હતા. હઝરત મોહમ્મદ પોતાનાં લાગતાવળગતાઓને લઇને દેદખાનાવાળી ખીણમાંથી ઘણા દીવસ પછી બહાર નીકળ્યા. તેમણે લોકોની સમક્ષ ઉત્સાહપૂર્વક એક માત્ર ખુદાતાલાનું નામ જાહેર કરી સત્યનો બોધ કરવા માંડયો. પુષ્કળ નર નારી જે ત્યાં ભેગાં થયાં હતાં તેમનું મન તે તરફ ખેંચાયું અને તેમના મન ઉપર ઇસ્લામની ઉંડી છાપ બેઠી એટલામાં પુણ્ય માસ પુરો થયો અને હઝરત સલ્અમને પાછો શાંત બેસવાનો વખત આવ્યો.

એક દિવસ હઝરત સલ્અમે અબુ તાલબને કહ્યું કે—"દુશ્મનોએ આપણે માટે જે ઠરાવ કર્યો છે તે ખુદાના હુકમથી ઉલટો છે. ખુદાતાલાએ તેમનું ગુમાન તોડવા તેમાં એક એવો કીડો પેદા કર્યો છે જે ખુદાના પવિત્ર નામના અક્ષર[1] સિવાય તમામ અક્ષર ખાઇ ગયો છે." હજરતનું કહેવું ખરૂં માની અબુતાલબ શત્રુઓ કને ગયા અને ઉપરની બિના કહી. શત્રુઓએ કહ્યું કે—"મોહમ્મદ તો ગમે તે કહે પણ અમે માનીએ કેમ ? અમે તે કરાર-

---

૧. બિસ્મિલ્લાહ- આ કરારનામું નુબૂવતના આઠમા વરસે થયું હતું.

નામાને બરાબર સાચવીને રાખ્યું છે." અબુતાલેબે કહ્યું કે "ચાલો શરત કરો. જો આ વાત ખરી પડે તો તમારે તમારો કરાર રદ કરી હઝરત કહે તે પ્રમાણે ચાલવું, અને જો જુઠી પડે તો હઝરતને તમારે સ્વાધીન કરવા." શત્રુઓને આ શરત પસંદ પડી અને તેઓ રાજી થતા થતા કરારનામુ તપાસવા દોડ્યા. કાબામાં જઇ તેમણે કરારનામુ ઉતાર્યું અને ખોલીને જુએ છે તો અલ્લાહના નામ સિવાય તેમાં બીજું કાંઈ પણ લખાણ જોવામાં આવ્યું નહિ. આથી તેઓ ઘણી ચીંતામાં પડ્યા અને દરેક કારસ્તાનમાં નિષ્ફળ નીવડવાથી હજરત સાથે વધુ અદેખાઈ કરવા લાગ્યા.

દુશ્મનો કરાર પ્રમાણે વર્ત્યા નહિ એટલુંજ નહિ, પણ તેમના તરફથી બેહદ આફતો નડવા લાગી. તોપણ હઝરત સલ્અમ હમેશાં પોતાના કામમાં મજબૂત રહી દૃઢ વિશ્વાસથી ઇસ્લામનો બોધ કર્યા કરતા હતા. તેઓ ચારે બાજુએ સર્વવ્યાપક કિરતારની કીર્તિનો અલૌકિક પ્રભાવ જોતા તેથી તેમનું ધ્યાન હમેશાં તે તરફજ રહેતું. આજુબાજુની કાંઇ પણ દરકાર કર્યા સિવાય દુશ્મનોનો જુલમ સહન કરી તેમણે સત્યનું બી રોપ્યું જે ધીરે ધીરે ઉગવા લાગ્યું અને તેમાંથી સત્યના ફણગા ફુટવા માંડ્યા. હઝરત અલી, હઝરત અબાબકર સિદ્દીક, હજરત ઉસ્માન, અને હઝરત હમઝા જેવા બહાદુર પુરૂષો ઇસ્લામમાં દાખલ થએલા હોવાથી ઇસ્લામ હવે ધમધોકાર આગળ વધવા માંડ્યો.

**હજરત અબુ-તાલબનું ઉઠી જવું.**—બહારના દુશ્મનો ઓછા થવા લાગ્યા છે. જુલમની માત્રા કમી થઇ છે. ઘણા દિવસના વા વંટોળ પછી અનુકુળ પવન વાવા માંડ્યો છે. પેગમ્બર સલ્અમ પ્રબળ ઉત્સાહથી એક માત્ર અદ્વિતીય અલ્લાહનું નામ રોશન કરી રહ્યા છે. એવામાં હઝરત અબુતાલિબની જીંદગીનો છેડો પાસે આવી લાગ્યો. મોત કોઇને પણ છોડતું નથી. અમીર કે ફકીર, રાય કે રંક, બધા તેની આગળ સરખા છે. તેને કોઇની શરમ અડતી નથી. તેના કાન શીતળ છે. તે કોઇનું કાંઈ સાંભળતું નથી. માત્ર આવે છે ને લઈ જાય છે તેમ આજે પણ હઝરત અબુતાલિબને લેવા આવ્યું છે.

વખત પૂરો થવાથી અબુતાલિબ મૃત્યુની પથારીમાં સૂતા છે. સગાં વહાલાં તેમની પથારીને ઘેરી શોકાતુર મુખથી છેલ્લી ઘડીની વાટ જુએ છે. હઝરત સલ્અમની મુખમુદ્રા ઉપર પણ દિલગીરી છવાઇ રહી છે. માતુશ્રી અને દાદાની જુદાઈ કરતાં પણ આ ઘા તેમને વધારે સાલી રહ્યો છે. બધા એકી નજરે જોઇ રહ્યા છે એટલામાં અબુતાલિબની આંખ હમેશને માટે મિંચાઈ.

જેને લીધે અનેક દુશ્મનો પાછા પડતા હતા તે પણ આજ છોડીને ચાલ્યા ગયા.[1]

**બીબી ખદીજાનો સ્વવાસ.**—હઝરત અબુતાલિબને ગુજરવાને ત્રણ દિવસ થયા હતા. હઝરત સલ્અમનું મન શોકથી ઘેરાઇ રહ્યું હતું. કાકાના ગુજરવાનો ઘા હજુ તો મનમાં તાજોજ હતો, એટલામાં બીબી ખદીજાનો સ્વર્ગવાસ થયો. તેઓ ગુજરી ગયાં અને હઝરતને શોકના દારયામાં મૂકતાં ગયાં. જેમની મીઠી વાણી સાંભળી તેઓ પોતાના બળતા પ્રાણને શીતળ કરતા હતા તે પણ આજે ચાલ્યાં ગયાં. જેમના લગભગ ૨૫ વરસના સહવાસથી પોતાને અપૂર્વ સુખનો લાભ મળ્યો હતો તે હદ વગરના દુઃખના સમુદ્રમાં મૂકી આજે જતાં રહ્યાં. મક્કાના લોકો હઝરતને ભૂત વળગેલો, વાયુના રોગવાળો, અને જાદુગર કહી તેમની હાંસી કરતા ત્યારે બીબી ખદીજા રદી૦ તેમના દુઃખમાં ભાગ લઇ તેમને દિલાસો આપતાં તે આજે ગુજરી જવાથી ગાઢ પ્રેમમાં સખત ઘાને લીધે હઝરતને ઘણો ખેદ થયો. ઘણા દિવસની આફતોમાંથી હવે થોડો ઘણો મન ખોલીને વાત કરવાનો વખત આવ્યો ત્યારે તેમના બંને ખરા હિમાયતીઓ ઉઠી ગયા.

જે જગાએ જીંદગીનાં પ્રીય રત્ન એક પછી એક ગુમ થઇ ગયાં ત્યાં રહેવાનું તેમને બિલકુલ મન થતું નહોતું. જે તરફ નજર ફેંકતા હતા તે તરફ ભારે શોકનું વાદળ આવીને તેમના પ્રાણને ઘેરી લેતું હતું. મક્કાવાસીઓના ઉદ્ધારની આશા નષ્ટ થતી માલમ પડતી હતી પણ ખુદા ઉપરનો વિશ્વાસ ઓછો થતો નહોતો. આ વખતે હઝરત સલ્અમની ઉમર ૫૦ વરસની થઇ હતી. શરીર નબળું પડી ગયું હતું. આવી હાલતમાં ઉપરા ઉપરી બે કારી ઘા પડયા તેથી જીંદગી ખાટી થઇ ગઈ. ઘર વિશે હવે તેમને કાંઈ ચિંતા રહી નહોતી. સઘળી દીકરીઓ પોતપોતાને ઘેર ગઇ હતી. એક બીબી ફાતમા જે સૌથી નાનાં હતાં તે માત્ર ઘર આગળ હતાં. હજરત દીલગીરીમાં આમ તેમ ફર્યા કરતા હતા તેવામાં એવું બન્યું કે કોઇ બદમાશોએ તેમના ઉપર કાદવ નાંખ્યો જેથી તેમના બધાં કપડાં ખરડાઇ ગયાં. એવીજ હાલતમાં પોતે ઘેર ગયા તો તેમની દીકરી બીબી ફાતમા તેમને ખરડાએલા જોઇ રડવા લાગ્યાં કે કદાચ હજરતને કોઈ દુશ્મને જમીન પર પટકીને ઇજા પહોંચાડી

---

૧. ઈ. સ. ૬૨૦. સુન્નીઓ કહે છે કે હઝરત અબુ તાલીબ ઈસ્લામમાં આવ્યા નહોતા અને શીઆ કહે છે કે આવ્યા હતા.

હશે અને તેથી આ લૂગડાં ખરડાયાં હશે. પણ હજરતે ફરમાવ્યું કે "પ્રિય દીકરી રડતીના ખુદાતાલા તારા પિતાની વાહરે ચડનાર છે. તારે ગભરાવાનું કાંઇ કારણ નથી. તારો પિતા જેજે આફતો આવશે તે સહન કરશે પણ ખુદાના ફરમાનથી ડગશે નહીં. તેને ખુદાએ પોતાનો હુકમ બજાવવા મોકલ્યો છે જે બજાવવામાં ખુદા પોતે તેને મદદ કરશે." પોતે સઘળું મુંગે મહોડે સહન કરતા હતા અને શત્રુઓ તરફ ઇશારો કરીને કહેતા હતા કે "હે લોકો, શું તમે મારા આવાજ સંબંધી છો? શું મને સતાવવાથી તમને ખુશાલી પેદા થાય છે અને મને કનડવાથી તમારૂં સાર્થક થાય છે? સતાવવો હોય તો ભલે સતાવો તમારી મરજી, પણ હું કહું છું કે મારૂં કહેવુ માનવામાંજ તમને લાભ છે."[1]

"આ વખતે એમની આસ પાસનો દેખાવ ઘણી ગમગીની ઉપજાવે એવો હતો. ગુફાઓમાં એમને સંતાઇ રહેવું પડતું હતું. છુપા વેશમાં એમને આમ તેમ દોડવું પડતું હતું. ઠરવાને ઠામ નહોતું, જીંદગી હમેશાં જોખમમાં રહેતી હતી. અનેક વાર પોતાનું જાણે આવી બન્યું હોય એવો એમને અનુભવ થતો. ઘણીવાર કોઈ ઘોડેસ્વારનો ઘોડો ભડકવાથી કે એવા કોઇ બીજા કારણથી એ માંડ માંડ બચી શકતા હતા. એવા વખતે જો પોતે બચી શકયા નહોત તો એ અને એમનો પંથ એ બેઉનો ત્યાંજ અંત આવી ગયો હોત.[2] પણ એ બેઉનો એવી રીતે અંત આવે એમ નિર્માણ થયું નહોતું."[3]

**તાયફમાં પથરાનો માર.**—હઝરત અબુતાલબના ગુજરવા પછી શત્રુઓમાં કાવતરાંનું જોર વધી પડયું. તેઓ હજરત સલ્અમને અતિશે કનડવા લાગ્યા. ઘણો જુલમ થવા માંડયો ત્યારે મહાન હજરત કંટાળીને ઝૅદ બિન હારિસને જોડે લઇ આગ સરખું રેતીનું રણ અને ધગધગતા ડુંગરો ઓળગીને ધીરે ધીરે ગરીબ વેશે મક્કાથી ૪૦ માઇલ ઉપર આવેલા તાયફ

---

૧. આ વરસ ઇસ્લામના ઇતિહાસમાં આમ્મુલ-હઝનના નામથી પ્રખ્યાત છે. "**શોકની સાલ,**" કારણ કે એ વરસે હઝરત-અબુતાલિબ અને બીબી ખદીજા રદી૦ બંને ગુજરી જવાથી સઘળા મુસલમાનોને ઘણો શોક થયો હતો. ગુજરતી વખતે બીબી ખદીજા રદી૦ ની ઉમર ૬૩ વરસની હતી. કેટલાક કહે છે કે ૬૫ વરસની હતી.

૨. આ બધું શું સ્વાર્થ માટે થતું હતું?

૩. જુઓ ટૉમસ કાર્લાઇલકૃત હીરો એન્ડ હીરો વર્શિપ નામનું પુસ્તક.

નગરમાં ગયા. સર વિલિઅમ મ્યૂર લખે છે કે "મોહમ્મદની આ તાયફની મુસાફરીમાં એક ભારે શૌર્યશાલી (મરદાઇનો) ગુણ જણાય છે. જે સખસને તેની આખી કોમે તદન તજી દીધો હતો તથા ઘણોજ હલકો ગણી કહાડયો હતો તે જેમ હજરત યૂનુસ મૂર્તિપૂજકોને ખરો માર્ગ દેખાડવા નેનવા શહેર તરફ ગયા હતા તેમ ખુદાના નામ ઉપર છાતી ઠોકીને ધમધોકાર ચાલ્યો. આથી આ વાત ઉપર મજબૂત પ્રકાશ પડે છે કે તેને પોતાનું કામ ખુદાતાલા તરફનું હોવાની કેવી સંપૂર્ણ શ્રદ્ધા હતી." એ શહેર મૂર્તિપૂજાના એક ભારે કિલ્લા સમાન હતું. ત્યાંના લોકો મૂર્તિપૂજામાં એટલે દરજે વધેલા હતા કે લાત નામની મૂર્તિને ખુદાની ખાસ કન્યા સમજીને તેની પૂજા કરતા હતા. મહાન હઝરતના હજરત અબ્બાસ[1] નામના કાકા જે આ શહેરમાં એક પ્રખ્યાત જમીનદાર ગણાતા હતા તેમની હુંફથી મહાન હજરત ધીમે ધીમે ધર્મનો બોધ કરવા લાગ્યા અને દિવસે દિવસે હીંમત પકડી સત્ય ધર્મનો ફેલાવ કરવા ઘેર ઘેર ફરવા લાગ્યા. લોકોના ઘેર જઈ ઉઘાડે છોગે તેમની પુજ્ય મૂર્તિઓની નિર્માલ્યતા સિદ્ધ કરવા જાહેર બોધ કર્યાથી ત્યાંના લોકો જે મક્કાના લોકો કરતાં પણ ઉદ્ધત હતા તેમણે એકદમ તેમને પોતાને ઘેર આવતા બંધ કર્યા. મહાન હજરતે રાજમાર્ગ પર ખુલ્લા મેદાનમાં ઝાડ નીચે ઉભા રહીને બોધ કરવાનું શરૂ કર્યું. તેમની અસરકારક વાણી સાંભળીને હજારો લોકોના ટોળાં તેમને ઘેરી ઉભા રહેવા લાગ્યાં. લોકોએ જાણ્યું કે આવી અલૌકિક વાણીવાળો સખસ જો ગામમાં વધારે દહાડા રહેશે તો જરૂર કાંઈ નવાજુની કરશે માટે તેમને હાંકી કહાડવાનો નિશ્ચય કર્યો. મહાન હજરતે દશ દિવસ બોધ કર્યો જે સાંભળી થોડા ઘણા માણસોનાં મન તેમની તરફ વળ્યાં. તેમનો છટાદાર બોધ જુવાનોના મન હરણ કરી લેશે એ ડરથી લોકોએ તાતકાળ પગલાં ભરી તેમને ઠેકાણે પાડવાનો ઇરાદો કર્યો. એક દિવસ પોતે બોધ આપતા હતા તેવામાં તેમનો ગરીબ દેખાવ જોઈ કેટલાક બદમાશોએ તેમને પથરા મારવા શરૂ કર્યા. ઝનુન એટલે સુધી વધી ગયું કે ચોતરફથી પત્થરનો વરસાદ વરસવા માંડયો. પત્થરના મારથી ઘાયલ થવાથી અને ત્યાં કોઈ સારવાર કરનાર નહી હોવાથી તેમણે શહેર છોડી બહાર જવા માંડયું. લોકો તેમની પાછળ પડયા અને પથરા મારતા મારતા દૂર જઇ મુકી આવ્યા. તેઓ લોહીલોહાણ થઇ ગયા હતા અને સાંજ પડવા આવી હતી તેથી તેમણે પાસેની એક વાડીમાં આશ્રય લીધો. સામે અનંત રેતીનું મેદાન હતું અને પાછળ શત્રુઓનું તોફાન

---

1. આ હજરત અબ્બાસની ઓલાદ અબ્બાસીના નામથી ઓળખાય છે.

હતું. કોઇ ઠેકાણે ઠરવાની જગા નહોતી. તેઓ થાકીને એક ખજુરીના ઝાડ નીચે બેસી ગયા અને જગતને શૂન્ય જોઇ દિન મુખે ખુદા આગળ પ્રાર્થના કરવા લાગ્યા કે "હે ખુદા! તારી આગળ હું મારી અરજ ગુજારૂં છું. હું ગરીબ છું અને મારા ઇરાદાને વળગી રહ્યો છું તેથી લોકો મને હલકો ગણે છે. હે દયાનિધિ! તું અનાથનો બેલી છે. તું મારો પરવરદિગાર છે. તું મને ભૂલીશ નાહ. મને અજાણ્યા અને દુશ્મન લોકોના ફાંદામાં નાંખીશ નહિ. મારી ઉપર જે આ આપત પડેલી છે તે તારી નારાજગીને લીધે નહીં હોય તો તેની મને કાંઇ દરકાર નથી પણ તારો આશ્રય એ મારે માટે એક મોટી વસ્તુ છે. હું તારી કુદરત અને કૃપા-શક્તિનું નૂર જે અંધકારનો નાશ કરે છે અને તમામ બગડેલા કામોને સુધારે છે તેને શરણે છું. તારી ઇતરાજીથી પણ જો મારૂં શ્રેય થવાનું હોય તો હું તું જ્યાં સુધી પ્રસન્ન થાય ત્યાં સુધી તે સહન કરવા હાજરછું. તારી કૃપા છે તો મારે બધું છે. તારા દીદારનો અભિલાષી છું. તારી પ્રસન્નજ્યોત અંધકારનો નાશ કરે છે, અને દુનિયામાં તેમજ આકબતમાં[1] હૃદયને શાંતી આપે છે. હે કૃપાસંધુ! તારી મદદ વગર હું બુરાઇથી બચી શકું કે નેકી કરવાની તાકત રાખી શકું એમ નથી.[2] તું અમીની નજર રાખજે અને તારી ઇચ્છા હોય તેમ કરીને મારી મુસ્કેલીઓ દુર કરજે. તારા સિવાય મારો અહીં કોઇ યાર કે મદદગાર નથી.[3]

આખા દહાડાના ઉપવાસ, થાક અને લોહી વહેવાથી ઘણા હેરાન થઇ ગયા હતા તેથી તેઓ પ્રાર્થના પુરી કરી રહ્યા તેટલામાં સામેથી એક સખસ આવ્યો. તેમને લોહીલોહાણ જોઇ શાંત પાડવા તેણે પાણી અને દ્રાક્ષ લાવી આપ્યાં. દ્રાક્ષ ખાઇ તેમણે પાણી પીધું અને ખુદાનો ઉપકાર માન્યો. અહીંથી નીકળવાનો વિચાર કર્યો; પણ કયાં જવું એ નકકી થઇ શકયું નહિ. મક્કામાં આશ્રય આપે એવું કોઇ નહોતું. જ્યાં જુઓ ત્યાં દુસ્મનો હથિયારબંધ

---

1 Hereafter-પરલોક.

૨. હજરત પોતાની આજીજી બતાવવા ખાતર આવું કહે છે તેથી કાંઇ એમ સિદ્ધ થતું નથી કે તેઓ કાંઇ કરી શક્તા નહોતા. તેઓ શું શું કરી ગયા છે અને કરે છે તે આપણે વાંચીએ છીએ. જે કાંઈ કર્યું છે તે તો તેમણેજ કર્યું છે. આપણે તો ફક્ત વાતો કરનાર છીએ.

૩. જુઓ જસ્ટીસ અમીરઅલી કૃત સ્પીરીટ ઑફ ઈસ્લામ તથા ઇબ્ન હુસ્શામ. તાએફમાં તેઓ લગભગ દસ દિવસ ચુપકીથી રહ્યા હતા. આવા ઠેકાણે હજારો દુશ્મનોની વચ્ચે ઉઘાડી રીતે નવો ધર્મ ફેલાવવા જવાથીજ હજરતની હીંમત અને સચ્ચાઈ સાફ જણાઇ આવે છે.

ઉભા હતા. આખરે દુઃખી શરીરે તેઓ આસ્તે આસ્તે **નખલા** તરફ ગયા. કોઇ ઠેકાણે તેમને ચેનથી બેસવાનો વારો નહોતો. રાત દિવસ તેઓ ચિંતામાં ને ચિંતામાં આમ તેમ ફરતા હતા. જે ઉમરમાં માણુસ સંસારથી અલગ થઈ આરામ મેળવવાની ઇચ્છા રાખે છે તે ઉમરમાં તેઓ ધર્મની ખાતર ઘરબાર સગાં સંબંધી અને સુખનો ત્યાગ કરી જીવ સાટે મહેનત કરતા હતા.

થોડો વખત **નખલા**માં રહ્યા પછી તેઓ હીંમત ધરી પાછા મક્કામાં આવ્યા. તેમને પાછા આવેલા જોઇ મક્કાવાસીઓ ઘણા ગુસ્સે થયા અને તેમનો જીવ લેવા કાવતરાં રચવા લાગ્યા. હઝરત સલ્અમની હાલત આ વખતે ઘણી નાજુક હતી. પોતાનો જીવ જશે તો ઇસ્લામ માટે કોણુ મહેનત કરશે એ વિચારમાં ને વિચારમાં ઘરબાર છોડી જ્યાં ત્યાં પડી રહી જીવન ગાળતા હતા. ઘણો વખત ગુફામાં પડી રહેતા હતા. ખદીજાના ગુજરવાથી તેમને ઘરમાં ગમતું નહોતું. આ વખતે તેમની ઉંમર ૫૦ વરસની થઈ ચુકી હતી. પેટ ભરવા પુરતાં સાધન પણુ નહોતાં. શરીર ક્ષીણુ થઇ ગયું હતું. ચારે બાજુએ શૂન્ય દેખાતું હતું. આશાનો પ્રકાશ કાંઈ પણુ જોવામાં આવતો નહોતો.

આવું હતું તોપણુ તેઓ પોતાના માલેક ઉપરના વિશ્વાસમાં લેશમાત્ર પણુ ચાલત થતા નહોતા. તેઓ વિચાર કરતા કે હું કાંઇ એકલો નથી. મારી જોડે મારો માલિક પણુ છે. ફળાફળ શું નીપજશે તેનો મારે વિચાર કરવાનો નથી. ગમે તેમ થાઓ પણુ હું તો મારૂં કર્તવ્ય બજાવવા જરાએ પાછી પાની કરવાનો નથી. મારૂં બહારનું જીવન અંધકારમય થશે અને મારા વહાલાઓથી હું વીખુટો પડીશ તેની મને પરવા નથી. લોકો મને સંદેહની દ્રષ્ટિથી જોશે અને મારો ત્યાગ કરશે એનો મારે વિચાર કરવાનો નથી. મારા અંતરમાં જે શાંતી રહેવાની છે તે તો રહેશેજ. સંસારનું કોઈ પણુ કષ્ટ મને બરબાદ કરી શકવાનું નથી. કોઇ પણુ નિરાશા મને હેરાન અગર અશ્રદ્ધાળુ કરી શકવાની નથી. "મારૂં કર્તવ્ય હું કરૂં છું" એ વિચારજ મને માલિક તરફથી કીમતી બદલો છે. આનાથી મોટો બદલો બીજો શું હોઈ શકે? હું જાણું છું કે થોડા ઘણા ગરીબ લોકોના હૃદયમાં મારા પ્રયત્નથી ધર્મભાવ તથા માલક પ્રત્યે વિશ્વાસ ઉત્પન્ન થયો છે. સત્યના વિરોધીઓ મારી સાથે ગમે તેટલું શત્રુવટ રાખે પરંતુ કોઈ પણુ રીતે મારી હાર થવાનો સંભવ નથી.[1]

**ઇસ્લામને પાંખો.**—ફરી મક્કામાં વાર્ષિક સંમેલનનો વખત આવી લાગ્યો અને પરદેશથી ઘણા માણસો તેમાં ભાગ લેવા આવવા લાગ્યાં. મક્કામાં હજ કરવા

---

૧. શું આ આપણા જેવા સાધારણ માણુસની હીંમત છે?

જવાનો રિવાજ હઝરત ઈબ્રાહીમના વખતથી ચાલ્યો આવતો હતો. તેમાં પાછળથી જો કે કેટલાક કઢંગા રિવાજ પેશી ગયા હતા તો પણ હજની ક્રિયા પ્રથમથી એક મુદ્દાની બાબત ગણાતી હતી. હજારો યાત્રાળુઓ મક્કામાં ભેગા થયા હતા. તેમને બોધ કરવા મહાન હઝરત હવે એકાંત ઘરમાંથી બહાર નીકળ્યા. તેમણે બોધ કરવાનું શરૂ કર્યું પણ દુશ્મનોએ બહારથી આવેલ-લોકો ઉપર એટલો બંધો જાપ્તો રાખ્યો હતો કે કોઇ તેમની સાથે વાત કરી શકતું નહોતું. દુશ્મનો તેમને ધર્મદ્રોહી જાહેર કરી પહેલાંથીજ લોકોને સમજાવી દેતા હતા તેથી કોઈ તેમની વાત ધ્યાન ઉપર લેતુ નહોતું. હજની મોસમ ખલાસ થવા આવી તો પણ દુશ્મનોનાં કાવતરાંને લીધે જોઇએ તેવો લાભ થવા પામ્યો નહીં. હવે શું કરવું તેના વિચારમાંને વિચારમાં ગુંથાયા હતા તેવામાં એક દિવસ યસરબના છ સખસો વાતચીત કરતા ત્યાં આવી ચડયા. હજરતે તેમને પોતાની પાસેથી બોલાવી ખુદાતાલાના મહીમાની વાતો કહેવા માંડી. તેમની ભક્તિ, નેકી અને ખુદા ઉપરનો અખંડ વિશ્વાસ જોઇ એ લોકોના મન ઉપર ઘણી અસર થઇ અને તેઓ ઇસ્લામમાં ત થવા ઘણ આતુરતા બતાવવા લાગ્યા. હવે મહાન હજરતના દુઃખના દિ ન દુર થવાની શરૂઆત થવા માંડી. મૂર્તિપૂજાથી ચારે બાજુએ ઘેરાએલા અ બસ્તાનમાં એક માત્ર ખુદાતાલાની બંદગી સ્થાપન થવાની કાંઈક આશા બંધાવા લાગી. પરદેશીઓ પોતાની સાથે સામીલ થવાથી ઘણા દિવસની ભારે નિરાશામાં આશાનો થોડો ઘણો પ્રકાશ જણાયો. તેમણે મક્કામાં મહાન હજરતના મુખથી "એક માત્ર ખુદા સિવાય બીજો ખુદા નથી" એ મોટું સત્ય સાંભળીને ઇસ્લામ ધર્મ કબુલ કર્યો. અને મૂર્તિ પૂજા, વ્યભિચાર, ચોરી, બાળહત્યા, પરનીંદા વીગેરે છોડી દેવાની પ્રતિજ્ઞા લીધી. તેઓ જ્યારે પોતાને ગામ ગયા ત્યારે તેમણે બધાને કહ્યું કે મક્કામાં એક અજાયબ લાગણીવાળો પેગમ્બર પ્રગટ થયો છે. તે જીવની જરા પણ દરકાર રાખ્યા મૂર્તિપૂજા સામે ઘુજારો ચલાવી રહ્યો છે. આવી વાતો સાંભળી લોકો બહાર ગામથી હજરત સલ્અમને જોવા આવવા લાગ્યા અને તેમની પવિત્રતા જોઇ ઇસ્લામથી ભાગ્યશાળી થવા માંડયા.

થોડી મુદત પછી ઉપર જણાવેલા છ આસામીઓ યસરબના ઔસ અને ખઝરજ નામના બે ધનવાન વર્ગના છ પ્રતિનધીઓને લઇને મક્કામાં આવ્યા. પ્રતિનિધીઓએ ઇસ્લામમાં આવવાની ઇચ્છા જણાવી તે ઉપરથી મહાન હજરતે તેમને અકાબાની ટેકરી ઉપર લઇ જઇ મૂર્તિપૂજા અને સત્ય સ્વરૂપ ખુદાતા-

લાની બંદગીનો ફરક સારી રીતે સમજાવ્યો. તે પછી એ લોકોએ ત્યાં પ્રતિજ્ઞા લીધી કે "ખુદા સિવાય અમે બીજા કોઇની બંદગી કરીશું નહીં. ચોરી, જારકર્મ, પરનીંદા અને બાળહત્યાથી છેટે રહીશું, અને દુઃખ હોય કે સુખ હોય તો પણ સર્વ ખુદાના ઉપરજ વિશ્વાસ રાખીશું." ઈ. સ. ૬૨૧ માં એ લોકોએ ઇસ્લામમાં દાખલ થઈ અકાબાની ટેકરી ઉપર આ પ્રતિજ્ઞા લીધી હતી તેથી ઇતિહાસમાં તે **અકાબાની પહેલી પ્રતિજ્ઞા**ના નામથી પ્રખ્યાત છે. ઉપલા માણસો ઇસ્લામ ધર્મની દિક્ષા લઇને અને વેહદાનિયતનો અપૂર્વ મંત્ર મનમાં રાખીને પોતાને વતન પાછા ગયા અને જોતજોતામાં યસરબના લોકોએ પ્રાચિન કુસંસ્કારનો ત્યાગ કરીને નવા ધર્મનો ફેલાવ કરવા માંડયો અને દેવ દેવીની મૂર્તિઓને બદલે શહેરમાં "એક ખુદા સિવાય બીજો ખુદા નથી" એ અવાજ બધે સંભળાવા લાગ્યો. પછી તો નીત્ય ઘણા માણસો આવવા લાગ્યા અને ઇસ્લામની દિક્ષા લઇ—અમૃતપાન કરી મુસલમાન બનવા લાગ્યા. જે આવતા તે સંસ્કાર પામતાંજ દ્રઢતા, બહાદુરી અને ધર્મિષ્ટપણા રૂપજ બની જતા. થોડા દિવસમાં ઘણા લોકો ઇસ્લામમાં આવવાથી હવે ઇસ્લામનું જોર વધવા લાગ્યું. પરદેશમાં ધીરે ધીરે ઇસ્લામ ફેલાવા લાગ્યો; પરંતુ સ્વદેશમાં તો તેને માટે ધિક્કાર અને અદેખાઇ સિવાય કાંઇ નહોતું. સત્ય અને અસત્યની લડાઇમાં સત્યનો પરાજય થતો તો પણ હજરતને ખાતરી હતી કે એવો વખત જલદી આવશે કે સત્યનો જય થશે અને સૂર્યના પ્રકાશથી અંધકાર નાશ પામે છે તેમ એક દિવસ સત્યના પ્રકાશથી અસત્ય નાશ પામશે.

**મેઅરાજ**[1]**.**—હજરત સલ્અમ જ્યારે ૫૧ વરસના થયા ત્યારે એક દિવસ તેઓ પથારીમાં સૂઇ રહ્યા હતા તેવામાં જીબ્રાઇલ ફરિસ્તા એક બુરાક નામનું ઘોડા જેવું જાનવર લઇને આવ્યા અને તેમને તે ઉપર બેસવા અને ખુદાતાલાની હજુરમાં ચાલવા કહ્યું. હજરત સવાર થયા અને એકદમ સીનાઈ પર્વત ઉપર બેતુલ-લહમની જગાએ આવી પહોંચ્યા.[2] ત્યાં ખુદાની બંદગી કરી આગળ વધ્યા. ચાલતાં ચાલતાં રસ્તે અવાજ આવ્યો કે "મોહમ્મદ ! હું તમને ઘણો ચાહું છું. અને તમારી સાથે વાત કરવા માગું છું."

---

૧. ઉંચે ચડવું. **Ascension.** ધર્મચુસ્ત મુસલમાનો મેઅરાજ જીસ્માની (શારીરી) ગણે છે. એ મેઅરાજ રજબ મહીનાની ૨૭ તારીખે નુબૂવતના બારમા વરસે થઇ હતી.

૨. **Bethlehem.** હજરત ઈસા અ૦ (જીસસ ક્રાઈસ્ટ) નો જન્મ આ જગાએ થયો હતો.

તોપણ તેમણે બુરાક[1] નહી થોભાવતાં આગળ ચાલવા માંડ્યું. થોડે છેટે ગયા એટલામાં ફરી એવો અવાજ આવ્યો પણ તેમણે ધ્યાન આપ્યું નહી.

આગળ ચાલતાં વળી એક ખુબસુરત સ્ત્રી અમુલ્ય શણગાર સજીને તેમની આગળ આવી ઉભી રહી અને કહેવા લાગી કે "મોહમ્મદ ! જરા ઉભા રહો. હું તમારી સાથે વાતચીત કરવા માગું છું. હું તમને ઘણા દીવસથી ખોળું છું પણ આજ ભેદ ખોલવાનો અને મુલાકાતનો વખત આવ્યો છે. આ વખતે પણ બુરાક થોભી નહિ. જીબ્રાઇલે આગળ ચાલીને કહ્યું કે "સારૂ થયું કે આપ થોભ્યા નાહ. કારણ કે પહેલો અવાજ યહુદી ધર્મનો અને બીજો ક્રિશ્ચિયન ધર્મનો હતો. જો આપ થોભ્યા હોત તો આપના લોકો કાંતો યહુદી કે કાંતો ક્રિશ્ચિયન થઇ જાત. વળી આપની આગળ શણગાર સજીને જે અપ્સરા આવી હતી તે "દુનિયા" હતી. જો આપ તેની સાથે વાત કરવા ઉભા રહ્યા હોત તો તે આપની પ્રજાને મોહજાળમાં નાંખી નર્કને લાયક કરત.

બુરાક એકદમ વીજળીની પેઠે જેરૂસલમની[2] મસ્જીદ આગળ આવી પહોંચી. ત્યાં પેગમ્બર સલ્અમે હજરત ઇબ્રાહીમ, હજરત મુસા, અને હજરત ઇસાની મુલાકાત કરી અને તેમની સાથે ખુદાની બંદગી કરી. ત્યાંથી તેઓ બહિસ્તમાં[3] ગયા. પહેલા બહિસ્તમાં હજરત આદમની[4] મુલાકાત થઇ. અહીંઆં ઘણા ફરીસ્તાઓને હજરતે ઇબાદત કરતા જોયા. એક પછી એક બહિસ્ત જોતા સાતમાં બહિસ્તમાં ગયા. તે એવું પ્રકાશિત હતું કે જેનું વર્ણન કરવું મુસ્કેલ છે. ત્યાં તેમણે માણુસનાં જેવાં કદ્દાવર પક્ષીઓ જોયાં જે સઘળાં ખુદાની બંદગી કરતાં હતાં. પછી તેઓ ત્યાંથી ખુદાતાલાની હજુરમાં ગયા. ત્યાં

---

૧. બુરાક ખચ્ચરના કદ જેટલું એક અજાયબ જેવું પ્રાણી છે. તેનું મ્હોઢું માણુસના જેવું, ગરદન ઉંટ જેવી, શરીર ઘોડા જેવું, અને પગ બળદ જેવા હતા.

૨. બેતુલ્ મુકદ્દસ. શામમાં આ એક મોટું શહેર છે. તે ૩૫૦૦ વરસ કરતાં વધારે જુનો ઇતિહાસ ધરાવે છે. તે આગળ પેલેસ્ટાઈનનું મુખ્ય શહેર હતું. તેમાં ઈ. સ. ૧૨૪૪ થી મુસલમાનોનો અમલ શરૂ થયો હતો. આ શહેરની વસ્તી ૧,૭૦,૦૦૦ માણુસની છે અને તેમાં દિવસે દિવસે વધારો થતો જાય છે. મસ્જીદે અકસા તથા મસ્જીદે હઝરત ઉમર આ શહેરમાંજ છે.—જુઓ મુસલિમ ગાઇડ. "પવિત્ર એજ ખુદા છે જે રાત્રે પોતાના બંદાને મસજેદુલ્–હરામમાંથી મસજેદુલ–અકસામાં લઈ ગયો જેની આસપાસની જગાને અમે વરપણુ આપ્યું છે"—કુરાન શરીફ, સૂરતુલ્–બની ઈસ્રાઈલ્ આયા ૧૮.

૩. સ્વર્ગ. સ્વર્ગના સાત ખંડ છે એવો સામાન્ય મત છે.

૪. સૌથી પહેલા પેદા થએલા પુરૂષ. તેમનો મરતબો પણ પેગમ્બરનો છે. Adam

સઘળે નૂરજ નૂર હતું. અલૌકીક સમાગમથી તેમનું શરીર કંપવા લાગ્યું. અનંત નૂરના સમાગમથી અપૂર્વ આનંદ અને માધુર્ય તેમના અંતરમાં વ્યાપી ગયાં. તેમણે માલિક આગળ પોતાની કોમની હાજતો પૂરી પાડવા વીનંતી કરી જે દયાળુ કીરતારે કબુલ રાખી. તેમણે ઇશ્વરી સમાગમમાં રહી અનંત જ્ઞાન મેળવ્યું અને અજાયબ લીલા જોઇ. પથારીમાંથી ઉઠીને જ્યારે લોકો આગળ પોતાને મેઅરાજ થયાની વાત કહી ત્યારે અબુજેહેલે હઝરત અબાબકર સિદ્દીકને પુછ્યું કે મોહમ્મદ પોતાને મેઅરાજ થયાની વાત કહે છે તે શું સાચી છે? ત્યારે સિદ્દીકે અકબરે કહ્યું કે એ તો શું પણ તે જે કહે તે સાચુંજ કહેવાના. તેમને ખુદાતાલાએ પોતાના ખાસ પેગમ્બરજ બનાવ્યા છે તો પછી મેઅરાજ થાય એમાં નવાઈ શું? આ વાત કેટલાક લોકોની સમજમાં નહી આવવાથી તેઓ વિચારમાં પડયા. હજરત અબાબકરે કહ્યું કે "હજરત સલ્અમ જે કહે છે તે ખરૂં છે; કારણ કે તેઓ જે ખરૂં હોય છે તેજ કહે છે.આપણે તેમના કહેવાને સાચું માનવુંજ જોઇએ.ન માનીએ તો પાપમાં પડીયે."[૧] આ ઉપરથી લોકોના મનની શંકા ટળી ગઈ. હઝરત અબાબકર, પેગમ્બર સલ્અમની દરેક વાત સાચી માનતા હતા, અને આ વાતને પણ સાચી માની લોકોના મનનું સમાધાન કર્યું જેથી તેમને "સિદ્દીક"[૨] નો મરતબો મળ્યો.



૧. હાલના કેટલાક મુસલમાનો પોતાના કમજોર ઈમાનને લીધે પોતાને ઈસ્લામનો લાભ મળ્યા છતાં તથા તેરસો વરસ વીતી ગયા પછી પણ મહાન પેગમ્બર વિષે કેટલીક બાબતમાં શંકાઓ ઉભી કરે છે. ત્યારે આ મુસલમનોનાં ઈમાન ઈસ્લામની શરૂઆતમાં પણ કેવાં મજબુત હતાં તેનો હાલના મુસલમાનોએ ખ્યાલ કરવો જોઇએ.

૨. પ્રમાણિક. સત્ય સૂચક. સાચા અંતઃકરણવાળો. જેને પેગંબર સલ્અમે આવી પદ્દી આપી હોય અને "સાચો" કહેલ હોય તેનો મરતબો કેટલો સમજવો એ વાંચનારની મુનસફી ઉપર છે.



# પ્રકરણ ૮ મું.

## મક્કેથી નીકળીજવું.

ખુદાતાલા ફરમાવે છે કે "અને (યાદ કર કે) જ્યારે કાફર લોકોએ તારે માટે કાવતરાં કર્યાં, એટલા માટે કે તેઓ તને કેદમાં નાખે; અથવા તને દેશ બહાર કહાડી મૂકે; અને તેઓ કપટ કરે છે, પણ ખુદા તેમના કપટની સજા આપશે, અને ખુદા કપટ કરનારને સજા આપવામાં ઉત્તમ છે."—કુરાને શરીફ.[1]

૧. સૂરએ અન્ફાલ, આયત ૩૦.



**મદીનાની તૈયારી.**—આ દુનિયામાં સત્યની આગ કોણ ઓલવી શકે એમ છે? ખુદ ખુદા સત્યનો બેલી છે. આ દુનિયામાં કોણ એવો શક્તિવાળો છે જે સત્યને હઠાવી શકે? પ્રથમ તો સત્યને જ્યાં ત્યાં ઘણું વેઠવું પડે છે પણ આખરે સત્યનો જયજ થાય છે. જે લોકો અવાર નવાર હજરતનું સાંભળીને મક્કામાં આવતા હતા તે તેમની અલૌકિક વાણી સાંભળીને મુગ્ધ થઈ જતા હતા. પ્રાણાધાર પરમબ્રહ્મની અપાર શક્તિ અને બેહદ કરૂણાની કથા અને સત્ય સ્વરૂપ માલિકને છોડીને લાકડા અને પત્થરની મૂર્તિઓને ખુદા તરીકે માનવાથી મનુષ્ય જાતીની જે અધોગતિ થાય છે તે સાંભળીને તેમની આંખો ઉઘડી જતી. આથી પુષ્કળ માણસોને મૂર્તિપૂજા ઉપર સંદેહ પેદા થયો અને તેઓ તે તરફ અભાવની લાગણીથી જોવા લાગ્યા.

તાત્પર્ય કે અરબસ્તાનમાં સર્વત્ર જાગ્રાતનાં ચિન્હ જણાવા લાગ્યાં, અને લોકો ખરી વસ્તુને શોધવા લાગ્યા. આજ સુધી જેઓ બેદરકાર પડયા હતા તેમનામાં હોશ આવ્યા. તેઓ ઉઠીને બેઠા થયા અને મહાન હઝરતના

કહેવા પ્રમાણે ચાલવા તત્પર થયા. મહાન હઝરતનો ઉત્સાહપૂર્ણ ઉપદેશ નીરંતર જારીજ હતો જેથી દીન પ્રતિદીન શ્રોત્તાઓની અને શિષ્યોની સંખ્યામાં વધારો થતો ગયો. તેઓ લોકોને કહેતા કે મારા શિક્ષણે તમારા હૃદયનું કાંઈ ભલું કર્યું છે કે નહીં અને તેનાથી તમને કાંઇ લાભ થયો છે કે નહીં તે તમેજ કહી શકશો. તમારી સત્ય ઉપર પ્રેમ રાખવાની વૃત્તિ વધારવામાં, પોતાની માલીક પ્રત્યેની ખરી ફરજ બજાવવામાં, તેના નીયમ પાળવામાં સંસાર તમને ચલિત કરી શકે નહીં એવો ભાવ અને ભક્તિ પ્રગટાવવામાં, અને ઉમદા અને પારમાર્થિક જીવન ગાળવાની ઇચ્છા તમારા અંતઃકરણમાં ઉત્તેજિત કરવામાં જરા પણ મદદગાર થયો હોઉં તો હું માનીશ કે મારો પરિશ્રમ વૃથા ગયો નથી.

મક્કામાં હવે હજનો વખત આવી લાગ્યો. પુષ્કળ માણસો ત્યાં દુર દુરથી આવવા લાગ્યાં. યસરબનાં પણ ઘણા લોકો મહાન હઝરતનું નામ સાંભળીને ઇસ્લામમાં દાખલ થવાની ઇચ્છાથી ત્યાં આવ્યા. હમેશ પ્રમાણે બધા લોકો કાએતુલ્લામાં મૂર્તીઓની પૂજા અને ધર્મઅનુષ્ઠાન કરવામાં રોકાયા તે તકનો લાભ લઈ પેલા ધર્મતૃષ્ણાતુર માણસો છુપી રીતે મહાન હઝરત સલ્અમ પાસે ઇસ્લામની દિક્ષા લેવા ગયા. બધા લોકો કાએતુલ્લામાં ગયાથી મક્કામાં તે દિવસે રાત્રે બધે સુનસાન હતું. મક્કાના ધોરી રસ્તે બધે ભારે અંધકાર પ્રસરી રહ્યો હતો. તેવામાં છુપાઇને યસરબના લોકો ગુપચુપ બીછાનું છોડીને એક પછી એક **આકાબાની** ટેકરી ઉપર ગયા. અડધી રાત ગઇ હશે તેવામાં મહાન હઝરત પોતાના કાકા હઝરત અબ્બાસને લઇને ટેકરી તરફ ધીમે પગલે જવા નીકળ્યા. હઝરત અબ્બાસ હજુ સુધી ઈસ્લામમાં આવ્યા નહોતા તો પણ પોતાના સત્યવાદી ભત્રીજાને કદાચ પરદેશીઓ દગો કરીને ઇજા પહોંચાડે તેથી તેમની સાથે ગયા હતા. યસરબના લોકો તેમને બન્નેને દુરથી જોઇને તેમનાં માનાર્થે ઉભા થયા. આ વખતે બધે શાંતી પ્રસરી રહેલી હતી તેને ભેદીને મહાન હઝરત કહેવા લાગ્યા કે "હે ઈમાનદારો, તમે ઈસ્લામમાં આવવાને આતુર થયા છો પણ એ ધર્મ અખત્યાર કર્યાથી તમારે જીંદગીની આશા મુકી દેવી પડશે. માર અને અપમાન એ એને હમેશાં શરણે થવું પડશે. જો મરવાથી બીતા નહો, સત્યસ્વરૂપ ખુદાને આ લોક અને પરલોકનો પેદા કરનાર સમજી તે પ્રમાણે ચાલવાને પ્રતિજ્ઞા લેતા હો તો ઈસ્લામ ધર્મ અખત્યાર કરજો. એમાં હાલ ડગલે ડગલે આફતો ભરેલી છે." યસરબના લોકોએ એકે અવાજે કહ્યું કે "ઇસ્લામ ધર્મ અખત્યાર કર્યાથી દુઃખમાં પડવું પડશે એનો વીચાર કરીનેજ અમે આપની પાસે

આવ્યા છીએ. અમે ભયની જરા પણ દરકાર રાખ્યા સીવાય આપના કહેવા પ્રમાણે ચાલીશું. હે મહાન પેગમ્બર, અમે આપના કહેવા ઉપર ભરોસો રાખી સત્યના કામ માટે કહો તે પ્રમાણે ચાલવાને હાજર છીએ." મહાન હઝરતે પછી કુરાન શરીફમાંની ખુદાની અપાર કરૂણાની આયાતો—નિશાનીઓ તેમની આગળ બોલી બતાવી જે સાંભળીને ભક્તોની આંખોમાંથી આંસુની ધારાઓ વહેવા માંડી. તેમના અપૂર્વ ભાવને લીધે તેમના હૃદયમાં ખુદાનું નૂર પ્રકાશ્યું. અને તેઓ એક પછી એક પ્રતિજ્ઞા[1] લઇ જીંદગી પર્યંતના ખુદાના દાસ થઇ ગયા. દહાડો ઉગતા પહેલાં તેઓ છુપી રીતે પોતપોતાને મુકામે ચાલ્યા ગયા. સવાર થતાંજ મક્કામાં ખબર પડી ગઈ કે ગઇ રાત્રે યસરબના ઘણા લોકો ઇસ્લામમાં દાખલ થઈ ગયા છે. આ ઉપરથી મક્કાના આગેવાનો યસરબના લોકોના મુકામ ઉપર જઇને ત્યાં ધાંધલ મચાવવા લાગ્યા પણ ત્યાં તેમનું કાંઈ ચાલ્યું નહીં. માત્ર ટોળાંથી ભુલા પડી ગએલા એક બે યસરબ વાસીઓને પકડીને સતાવવા લાગ્યા પણ તેમણે તેમને કાંઇ પણ હકીકત જાહેર કરી નહીં. આથી મક્કાવાસીઓ થાક્યા અને તેમને છોડી દીધા.

કાળા રંગની એક વાદળીનો નાનો કટકો જે આકાશમાં એક ખુણામાં પડી રહેલો હતો તે જોતજોતામાં હવે ફેલાવા લાગ્યો. યસરબના લોકો ચોક્ખા મનના અને ઈન્સાફી હતા. દુશ્મનો લેવા દેવા વિના મહાન હઝરત ઉપર જુલમ કરી તેમને રાત દહાડો હેરાન કરતા હતા તે નજરે નજર જોવાથી તેમની લાગણી ઘણી ઉશ્કેરાઇ હતી. તેમણે અંદર અંદર વિચાર કર્યો કે જો મહાન હઝરતને મક્કા છોડાવીને યસરબ લઇ જઇશું તો દુશ્મનો તેમને હેરાન કરતા મટશે તેથી બધાઓએ મળી મહાન હઝરતને પોતાના શહેરમાં આવવા વિનંતી કરી. હઝરત ઉપર તેમનો ઘણો પ્રેમ હતો તેથી તેમને યસરબના લોકોની વિનંતી કબુલ કરવી પડી અને તેમનું આમંત્રણ સ્વિકારી તેઓ યસરબ જવા તૈયાર થયા. પ્રથમ તેમણે પોતાના શીષ્યોને મક્કા છોડીને યસરબ જવાની આજ્ઞા કરી એ ઉપરથી એ લોકો ઘણા ખરા રાતમાં ગુપચુપ હમેશને માટે, ઘરબાર, સગાંવહાલાં, અને વતનનો ત્યાગ કરીને થોડા થોડા મળીને શહેરમાંથી રવાના થયા. અજવાળું થતું કે તેઓ કોઇ ઠેકાણે સંતાઇ જતા અને રાત પડતી કે ચાલવા માંડતા. આ પ્રમાણે મહા મુસ્કેલિએ છુટીને કાળી રાતોએ મુસાફરી કરતા ૨૫૦ માઇલનું અંતર કાપી યસરબ જઇ પહોંચ્યા.

"એ લોકોના જવાથી મક્કામાં સઘળો પંથ ઉજડ થવા માંડ્યો હતો.

---

૧. અકાબાની બીજી પ્રતિજ્ઞા. The Second Pledge of Akaba.

મહાન હઝરતને ચારે તરફ ભય વ્યાપી રહ્યો હતો. એમના પોતાના હૃદયમાં જો આશાની ચણગારી ન હોત તો વસ્તુઓના બાહ્ય સ્વરૂપમાં તો આશા ઉત્પન્ન કરે એવું કાંઇ પણ એમને માટે હતું નહીં." "તેમણે જોયું કે મારા શત્રુઓ સઘળા એકઠા મળીને મારા વિરૂદ્ધ થયા છે, દરેક કુટુંબમાંથી એકેક એમ કરીને ચાળીસ માણસો મને પુરો કરવાની દૃઢ પ્રતિજ્ઞા કરી બેઠા છે, અને તેઓ મારૂં ખુન કરવાનો લાગ શોધ્યા કરે છે તેથી હવે મારાથી મક્કામાં વધારે વખત રહી શકાય એવું છેજ નહીં તેથી તેઓ મક્કા છોડી યસરબ તરફ જવા તૈયારી કરવા લાગ્યા."[1] મી. એન્ડ્રુ (The Rev. C. F. Andrews) લખે છે કે "હઝરત મોહમ્મદ મક્કામાં હતા પણ તેમનો જીવ તો પોતાના પરદેશ ગયેલા શિષ્યોમાંજ હતો. તેઓ આવી ધાસ્તીમાં પણ તેમને ભૂલતા નહીં અને વારંવાર તેમને કહેવડાવતા કે તમે જ્યાં હોવ ત્યાં સત્ય ધર્મનું તમારૂં કામ જારી રાખજો, અને ખુદાથી ઉમેદ રાખજો. અમે પણ અહીં ખુદા ઉપર ભરોસો રાખી બેઠા છીએ. આપણે બધાએ મળીને જોવાનું છે કે ખુદાના હુકમથી શું થાય છે. ધીરજ રાખો. કોણ ખરા રસ્તા ઉપર છે તે આપોઆપ જણાઇ જશે. માટે દૃઢ રહીને કોશિશ કરો કારણ કે ખુદાતાલાનું વચન કદી જુઠું પડનાર નથી."[2]

હઝરત સિદ્દીકે અકબર મહાન હઝરતને દરરોજ ઉપડવાનું કહેતા હતા પણ પોતે ફરમાવતા કે "હજુ મારો વખત થયો નથી. ખુદાતાલા તરફથી મને એ વિશે હજુ કાંઈ હુકમ મળ્યો નથી." તેમની ઇચ્છા એ હતી કે પોતાના તમામ શિષ્યો સહી સલામત રવાના થઈ ગયા પછી પોતે નીકળવું. મી. એન્ડરૂઝ આગળ ચાલતાં લખે છે કે "જેવી રીતે એક બોટનો કપ્તાન ઉતારૂઓને વહાણપર ચડાવ્યા પછી સૌથી છેલ્લે પોતે ચડે છે તેમજ હઝરતે પણ કર્યું હતું. એટલે તેમણે પણ પોતાના શિષ્યોને પોતાની નજર આગળ પ્રથમ રવાના કર્યા પછી પોતે મક્કા છોડવાની તૈયારી કરી હતી."[3]

દુશ્મનોએ જોયું કે હવે બાજી હાથથી જાય છે તેથી તેમણે હઝરત સલ્અમને ગમે તેમ કરી યસરબ જતા અટકાવવાનો વિચાર કર્યો. હઝરતના શિષ્યો પ્રથમથી રજા લઇ યસરબ ચાલ્યા ગયા હતા. ઘણા

---

૧. જુઓ મી. કાર્લાઈલ કૃત હીરો ઍન્ડ હીરો વર્શિપ.

૨. શું આવો અચળ વિશ્વાસવાળો માણસ સાધારણ હોઇ શકે ખરો ?

૩. જુઓ અલહાબાદથી નીકળેલ મુસ્લિમ રિવ્યુ નામના માસિકનો માહે મે ૧૯૧૧ નો અંક.

લોકોના ચાલ્યા જવાથી મક્કા હવે બધે સુનું દેખાતું હતું. જે ઘરોમાં રાત દિવસ ખુશાલીના પોકાર સંભળાતા હતા તે ઘરોમે આજે તાળાં દેવાયાં હતાં. કેટલાક લોકો હબશા અને યસરબ તરફ રવાના થઇ ગયા હતા, અને જે મક્કામાં રહ્યા હતા તેમનો જીવ લેવા દુશ્મનો હથિયાર લઇ લોહીના તરસ્યા વાઘની પેઠે ચારે બાજુએ ફર્યા કરતા હતા. મુસલમાનો મક્કેથી વખત જોઇ એક પછી એક નીકળી ગયા. પણ હઝરત અલી અને હઝરત અબાબકર સિદ્દીક હઝરત સલ્અમની સાથે રહી તેમને યસરબ લઇ જવાની તૈયારી કરી રહ્યા હતા. આ વખતે તેમની હાલત ભર દરિયે ભારે તોફાન લાગેલી એક નાની હોડીની માફક હતી.

યસરબના લોકોએ મુસલમાનોનો ઘણો સારો આદરસત્કાર કર્યાની અને તેમને સઘળી વાતની સોઇ કરી આપ્યાની જ્યારે દુશ્મનોને ખબર પડી ત્યારે તેમને ઝાળ ઉઠી. નવો ધર્મ દહાડે દહાડે ફેલાતો જાય છે, એ ધર્મનો પ્રભાવ હજારો સંકટોને તુચ્છ ગણીને પરદેશમાં વધતો જાય છે, જો તેનો હમણાજ જડમૂળથી નાશ કરવામાં નહીં આવે તો તેનું ચેટક સર્વત્ર ફેલાશે એવો વિચાર દુશ્મનોના મનમાં આવ્યાથી તેઓ ઘણા બળવા લાગ્યા. તેમણે નવા ધર્મની જડ કહાડી નાખવા શું શું ઉપાયો યોજવા તેનો નિર્ણય કરવા માટે બધાઓને એકઠા કરવા આમંત્રણ કહાડયાં. તેઓ સઘળા હથીયારો સજી "દારૂનનુદ્દવા[1]" માં ભેગા થયા. સભાનું કામ શરૂ થતાં એકે ઉઠીને કહ્યું કે "નવો ધર્મ દિવસે દિવસે ફેલાતો જાય છે. હમણા સુધી એને તોડી પાડવા જેટલી કોશિશો કરી તેટલોજ તે ધર્મ આગળ વધવા પામ્યો છે. લોકો તેમાં દાખલ થઇ શહેર છોડી ચાલ્યા ગયા છે તેથી મક્કા શહેર અર્ધું ઉજ્જડ—માણસ વગરનું થઇ ગયું છે. તેઓ યસરબમાં જઇ પ્રબળ થવાની તૈયારી કરે છે. જો આ વખતે આપણે ચુપ બેસીશું તો આપણું અને આપણા ધર્મનું શું થશે તે હું કહી શકતો નથી. મોહમ્મદને ઠાર કર્યા સિવાય નવા ધર્મનો ભડકો ઓલાવાનો નથી. અને આપણી નડતર દૂર થવાની નથી." તેના બેસી જવા પછી બીજો ઉઠીને કહેવા લાગ્યો કે "નહીં, મોહમ્મદને મારી નાખવાની કાંઇ જરૂર નથી. જો આપણે તેમ કરીશું તો તેનાં સગાંવહાલાં લડાઇ કરવા તૈયાર થશે અને આપણું નિકંદન કહાડશે માટે હાલ તો તેને શહેરમાંથી કહાડી મૂકવો એજ સારૂં છે કે એ ફરી આવવા પામે નહિ." વળી બીજા એકે કહ્યું કે "તેને શહેરમાંથી કહાડી મૂકવાથી પણ આપણો હેતુ પાર પડવાનો નથી.

૧ કાઉન્સિલ હૉલ—જમાતખાનું—ચૉરો.

દહાડે દહાડે તેનું જોર વધતું જાય છે. તેનામાં એવી મિઠાશ અને ભુરકી નાખવાની કળા છે કે તેની સાથે બે ઘડી વાત કર્યાથી લોકો મુગ્ધ થઇ જાય છે. માટે જો હાલ કહાડી મૂકીશું તો થોડા વખતમાં શિષ્યોનું એક ભારે ટોળું લઇ મક્કા ઉપર ચડી આવશે અને આપણને વધારે હેરાન કરશે માટે તેને બેડીઓ જડી હાલ કેદમાં રાખવો ઠીક છે." આવી રીતે અનેક પ્રકારના વાદવિવાદ થવા લાગ્યા અને સભા ગરમ થતી ચાલી. પણ ઉપલી વાતોમાંની એકે અબુ જેહેલના ગળે ઉતરી નહીં. તેણે ઉભા થઇને કહ્યું કે "જ્યાં સુધી એ જીવતો છે ત્યાં સુધી કદી ઠરીને બેસવા દેવાનો નથી માટે કોઇ પણ પ્રકારે એને ઠાર કરવો. દરેક કુટુંબમાંથી એકેક બહાદુર માણસ લઇને એક લશ્કર તૈયાર કરવું, અને પછી બધાઓએ હાથમાં તલવાર લઇને તેના ઘર આગળ જઇ તેના ઉપર તુટી પડી તેનો જીવ લેવો. તેના સગાં વહાલાં એકદમ વેર લેવાને આગળ પડશે નહીં કારણ કે બધા એકમત નથી. અને કદી આગળ પડશે તો પણ ખુનને બદલે પૈસા લઇને માંડી વાળશે." સભામાં મોટેથી અવાજો થયા કે "હા એમજ કરો" આ વાત બધાને ગમી. તેમણે હઝરતને રાત્રે સુતેલા દબાવવાનો વિચાર કર્યો. લાંબી પહોળી છાતીના કઠોર આસામીઓ તેમનો જીવ લેવા તૈયાર થયા; અને રાત પડી એટલે તલવારો લઇ તેમના ઘર ભણી ચાલ્યા. મકાન જેમ જેમ પાસે આવવા લાગ્યું તેમ તેમ તેમની હીંમત ઓછી થતી જણાઇ. હઝરતને એક-દમ ઘેરી લેવાની હિમત નહિ ચાલવાથી તેમણે ભયભિત થઇ માંહોમાંહે સલાહ કરી કે આખી રાત ઘરના બારણા આગળ સંતાઇ રહેવું અને જેવા તેઓ ઘરની બહાર નીકળે કે લાગલા બધાઓએ મળી તેમની ઉપર તુટી પડવું.

**ઘર છોડયું.**—ઘણાં દિવસથી બળી રહેલા દુશ્મનો આજ કામ પતાવી નાંખવા હઝરતના ઘર આગળ આવી પહોંચ્યા. આ વાતની હઝરતને વહીથી ખબર પડી જવાથી તેમણે મકાનમાં લોકોની જે જે અનામત હતી તે જેને તેને સોંપવા સૈયદના હઝરત અલીને પોતાના મકાનમાં રાખ્યા અને પોતે ખુદા ઉપર આધાર રાખી ત્યાંથી નીકળી જવાનો ઠરાવ કર્યો. ઘરને એકજ દરવાજો હતો અને ત્યાં દુશ્મનો હાથમાં તલવાર લઇને ઉભા હતા. પાછળ એક બારી હતી પરંતુ ત્યાં પણ દુશ્મનો બારીક જાપતો રાખી રહ્યા હતા તેથી નીકળવું ઘણું જોખમ ભરેલું જણાયું. ઘરમાં ફક્ત હઝરત અલી કરમ૦ સિવાય બીજુું કોઇ નહોતું. દીવો ઓલવાયો. સ્વચ્છ આકાશના અગણિત તારાઓનો પ્રકાશ બારીને રસ્તે ઘરમાં પ્રવેશ કરીને ઘરની અંદરની વસ્તુને થોડો ઘણો પ્રકાશિત કરતો હતો. જ્યારે ગાઢી રાત થવા આવી અને રસ્તો

બંધ થયો ત્યારે તેઓ હઝરત અલીને પોતાની પથારીમાં સૂવાડીને ખુદાતાલાનું નામ લઇ બારીમાંથી ઘરની બહાર આસ્તે રહીને નીકળ્યા અને ભોંય ઉપરથી રેતની મુઠી ભરી દુશ્મનો તરફ ફેંકી [1] અંધારામાં ગુપચુપ વિકટ રસ્તો પકડીને હઝરત સીદ્દીકે અકબરના ઘર તરફ ઝડપથી રવાના થયા.[2] આ વખત દુશ્મનો જાણે આંધળા થઇ ગયા હોય તેમ ફાંફાં મારવા લાગ્યા પણ તેઓ હઝરતને જોઇ શક્યા નહીં. જ્યારે વખત ઘણો વીતી ગયો ત્યારે તેમણે બાકામાંથી ઘરમાં જોયું તો પથારીમાં કોઇ સુતેલું જણાયું. હઝરત સિવાય બીજું કોઇ નહીં હોય એમ જાણી તેમને ધીરજ આવી અને પરોઢીયું થવાની વાટ જોતા ઉભા રહ્યા. આસ્તે આસ્તે પૂર્વ દિશા તરફ આકાશ પ્રકાશિત થવા લાગ્યું એટલે દુશ્મનોએ તલવારો મ્યાનમાંથી કહાડી અને દરવાજો ઠોકવા લાગ્યા. હઝરત અલીની આંખ તો ઉઘડેલીજ હતી એટલે તેઓ અવાજ સાંભળી ઉભા થયા અને દરવાજા તરફ ચાલ્યા. દુશ્મનોએ બાકામાંથી જોઇને જાણ્યું કે હઝરત આવે છે તેથી તેઓ તૈયાર થઇ દરવાજો ઉઘડવાની રાહ જોવા લાગ્યા. દરવાજો ભડાક દઇને ઉઘડયો અને હઝરત અલી કરમ૦ બહાર આવ્યા. હઝરત મોહમ્મદને બદલે હઝરત અલીને ત્યાં આગળ જોઇ તેમના ગુસ્સાનો પાર રહયો નહીં. તેઓ એકદમ ઘરમાં ધસ્યા પણ ત્યાં કોઇ જણાયું નહીં, તેથી લાલ પીળા થઇ ઘાંટો પાડીને હઝરત અલીને પૂછવા લાગ્યા કે, " મોહમ્મદ કયાં છે? " ત્યારે શૂરવીર હઝરત અલીએ જોશમાં આવી જવાબ દીધો કે " ખુદાના પેગમ્બરની વાત ખુદા જાણે. તમે તેમને કહાડી મૂકવા ચાહતા હતા તો તેઓ પોતેજ ચાલ્યા ગયા. મારા ધારવા પ્રમાણે તેઓ હઝરત અબાબકર સિદ્દીકના ત્યાં ગયા છે. હું પણ ત્યાંજ જાઉંછું. " આવો ચોખ્ખોચટ અને રોકડો જવાબ મળવાથી તેઓ બળીને ખાખ થઇ ગયા. કેટલાક વખત સુધી તો શું કરવું તેનાં વિચારમાં મૂઢ જેવા બનીને ઉભા રહ્યા. એકે કહ્યું કે આમ ઉભા રહેવાથી શું વળવાનું છે. શિકાર તો ચાલ્યો ગયો એટલે હવે આમ વિચાર કરવાથી શું પાકશે? તેથી તેઓ ખુલ્લી તલવારો લઇને હઝરતની ખોળ કરવા હઝરત અબાબકર સિદ્દીકના ઘર તરફ દોડયા. થોડી વારમાં આખા શહેરમાં વાત ફેલાઇ ગઇ કે મોહમ્મદનો પત્તો નથી. દુશ્મનોએ એકદમ છંછેડાએલા સીંહની પેઠે ગર્જના કરતા દોડી જઇને સીદ્દીકે અકબરનું ઘર ઘેરી લીધું. મહાન હઝરતને શરીરનું રક્ષણ તો દેશના ઉદ્ધાર માટેજ કરવાનું હતું તેથી તેઓ ગુપચુપ પોતાના ઘેરથી નીકળી ગયા હતા.

---

૧ દુશ્મનોની કુલ સંખ્યા ૧૫૦ કરતાં વધારે નહોતી.

૨. શું આ બધું ઇસ્લામ માટે નહોતું તો બીજા શાને માટે હતું ?

હઝરત સલ્અમ ઘેરથી નીકળી અબાબકર સિદ્દીકના ઘર આગળ આવ્યા, અને તેમને સાથે લઇ મક્કા છોડી ચાલ્યા જવા તૈયાર થયા. અબાબક્કર સિદ્દીકે પાંચ હજાર દીનાર[1] ઇસ્લામના કામ માટે જુદા કહાડી રાખ્યા હતા તેમાંથી જોઇતી રકમ લઇ જબલ–સોર[2] પર્વત તરફ રવાના થયા. અંધારી રાત અને બિયાબાન–સૂનસાન મેદાન; તેમાં કોઇ પણ ઠેકાણે એક પક્ષીની પાંખના અવાજ જેટલું ચિન્હ સરખું પણ જણાતું નહોતું. આવા વખતે મહાન હઝરત પોતાના અસહાબ હઝરત અબાબકર સિદ્દીક સાથે ચુપચુપ ચાલ્યા જતા હતા. આ વખતે હઝરતે પગમાંથી જોડા પણ કહાડી નાખ્યા હતા કે રખેને દુશ્મનો જોડાની નિશાની જોઇ પાછળ આવે. ખુલ્લા પગ હોવાને લીધે હઝરત સલ્અમના પગમાં કાંટા તથા પથરા વાગવા માંડયા તે ઉપરથી સિદ્દીકે અકબર તેમને પોતાના ખભા ઉપર બેસાડી પર્વત સુધી લઇ ગયા. જે પેગમ્બરે ધર્મ અને લોક કલ્યાણ અર્થે સર્વસ્વ અર્પણ કરી દીધું છે, ધર્મરક્ષા અને દેશોન્નતી સિવાય અન્ય વાતમાં જેનું ચિત્ત સરખું પણ ચોંટયું નથી, જે અનેક પ્રકારનાં સંકટો પડયા છતાં પોતાના મહાન્ ઉદ્દેશ માટે ખડકની પેઠે નિશ્ચિત રહ્યા છે એવા મહાત્માને હઝરત અબાબકર સિદ્દીક આવા બારીક સમય વખતે પોતાના ખભા ઉપર ન ઉપાડત તો બીજું શું કરત? પર્વત આગળ પહોંચતાં એક ગુફા તેમની નજરે પડી. તેમણે તેમાં ભરાઇ જવાનો વિચાર કર્યો. કારણ કે દુશ્મનો પાછળ આવતા હતા. પ્રથમ હઝરત અબાબકર સિદ્દીક તેમાં પેઠા અને તેમાં કાંઇ જન જનાવર હોય તો નાશી જાય એમ જાણી તેને અંદરથી સાફ કરવા લાગ્યા. તેમાં ઘણી ફાટો હતી તે તેમણે પોતાની પીછોડીમાંથી કડકા ફાડી પુરવા માંડી. પુરતાં પુરતાં પીછોડી ખલાસ થઇ અને એક ફાટ રહી ગઇ. પાસે બીજું કાંઇ સાધન નહિ હોવાથી તેમણે તેના ઉપર પોતાનો પગ મૂકયો અને હઝરતને અંદર લીધા. અથાગ પરિશ્રમ પડવાથી હઝરતનું શરીર ઘણું થાકી ગયું હતું તેથી અંદર જતાંજ તેઓ અબાબકર સિદ્દીકના ખોળામાં માથું મૂકી આડા થયા અને આંખ લાગી ગઇ.

હઝરત સલ્અમ ઘર આગળ નહિ જણાયાથી દુશ્મનો એકદમ ખુલ્લી તલવારો લઇ સિદ્દીકે—અકબર[3]ના ઘર તરફ દોડયા, અને ચારે તરફ

---

1. દીનાર એટલે આશરે ૬।। રૂપીઆની કીમતનો એક સીકકો.
2. મક્કાની નજીક આ એક પહાડ છે.
3. સીદ્દીકે અકબર તથા અબાબકર સીદ્દીક એ હઝરત અબુબકરના નામ છે. તેમનું મૂળ નામ અબ્દુલ્લાહ હતું. બંને જણા ઇ. સ. ૬૨૨ જુન માસમાં સોમવારને દિવસે મક્કેથી નીકળ્યા હતા.

ફરી વળ્યા. અબુ જેહેલે સિદ્દીકે અકબરની દીકરી અસ્માને પૂછ્યું કે "અબુ-બક્ર ક્યાં છે?" ત્યારે તેણે જવાબ આપ્યો કે "અહીં નથી." આથી અબુ જેહેલને એટલો બધો ગુસ્સો ચડયો કે તેણે અસ્માને એક તમાચો ખેંચી કહાડયો. ત્યાર પછી તેમણે મહોલ્લે મહોલ્લે અને રસ્તે રસ્તે તેમની શોધ કરવા માંડી.

**ગુફામાં.**—ઘણા દિવસે ગુફામાં જરા આરામ મળેલો હોવાથી મહાન હઝરતની આંખ લાગી ગઇ હતી. સીદ્દીક અકબર તેમનું માથું ખોળામાં લઇ બેઠેલા હતા એટલામાં સાપ ફાટમાંથી પગે વળગી પડયો. પણ તેમણે બાકા ઉપરથી પગ ઉંચકયો નહિ. તેમણે ધાર્યું કે જો હું હાલીશ તો હઝરત જાગી ઉઠશે અને તેમની ઉંઘ બગડશે, તેથી તેઓ જરાપણ હાલ્યા વગર એમને એમજ બેસી રહ્યા. ઘણી વેદના થવા માંડી ત્યારે આંખમાંથી આંસુ ટપકવા લાગ્યાં. તે આંસુ હઝરત સલ્અમના ચહેરા ઉપર પડવાથી તેઓ જાગી ઉઠયા. તેમણે બેઠા થઇ અબાબકર સિદ્દીકને આંસુનું કારણ પૂછ્યું ત્યારે તેમણે સઘળી હકીકત કહી. પોતાના દુઃખના સાથીને ઇજા થએલી જોઇ હઝરતને ઘણું લાગ્યું. તેમણે પોતાનુ આત્મિક બળ એકઠું કરી સર્પદંશવાળી જગા ઉપર હાથ ફેરવ્યો. પોતાના મહાન સરદારના પવિત્ર હાથના અલૌકીક સ્પર્શથી તેમની તમામ વેદના મટી ગઇ અને અબાબકર સિદ્દીકનું મન ઉત્સાહથી પ્રફુલિત થવા લાગ્યું.

સવારનો પહોર થવા આવ્યો હતો. દુશ્મનો ખોળ કરતા કરતા ગુફા સુધી આવી પહોંચ્યા હતા. હઝરત અબાબકરે તેમને જોયા. તેમણે ચિંતાતુર થઇ હઝરતને કહ્યું કે "દુશ્મનો ઘણા છે અને આપણે બેજ છીએ." ત્યારે હઝરતે દૃઢતાથી જવાબ આપ્યો કે "આપણી સાથે ત્રીજો ખુદા પણ છે, અને એજ આપણું રક્ષણ કરનાર છે.[1]" દુશ્મનો ચારે બાજુ શોધ કરતા છેક ગુફાના મ્હોડા આગળ આવી પહોંચ્યા. તેમણે ઘણાં ફાંફાં માર્યાં પણ કાંઇ પત્તો લાગ્યો નહિ. ગુફા આગળ માત્ર કબુતરે ઇંડાં મૂકેલાં, કરો-

---

૧. આ હકીકતનું વર્ણન કરતાં મી. એન્ડરૂ લખે છે કે હું મુસલમાન નથી તો પણ કહું છું કે પેગમ્બર સાહેબના મુખમાંથી આ મહાન શબ્દો નીકળ્યા તે વખત ગુફા આગળના દેખાવની ખુબી એવી હતી કે જેના હું વખાણ કરૂં છું. ......આવી ઘડીએ બોલેલા આ વચનો સઘળા જમાનાના મહાન પુરૂષોનાં વચનો ભેગાં ઇતિહાસમાં જતનથી સાચવી રાખવા લાયક છે. જુઓ મી. એન્ડરૂનું લખાણુ માહે મે સને ૧૯૧૧ ના મુસ્લિમ રિવ્યુના અંકમાં ૩૧૭ મા પાને.

ળીઆએ જાળ પાથરેલી, અને આસપાસ ધીચોધીચ ઝાડવાં ઉગેલાં માલમ પડયાં. તેમણે ધાર્યું કે જો આ ઠેકાણે કોઇ માણસનો પગફેર થયો હોત તો આવી સ્થીત હોત નહિ. તેમણે આમ તેમ નજર તો ઘણી દોડાવી પરંતુ કિરતારની કારીગરી આગળ તેમનું કાંઇ ચાલ્યું નહિ. આ વખતે ખુદાએ કરોળીઆની ઝીણી જાળને એક લોઢાના કિલ્લા કરતાં પણ મજબુત બનાવી પોતાના પેગમ્બરનું રક્ષણ કર્યું.

મી. એન્ડરૂ નામનો અંગ્રેજ લેખક જણાવે છે કે "ઇસ્લામના ઇતિહાસમાં આના કરતાં બીજો કોઈ બનાવ વધારે ખ્યાતિ ધરાવનારો નહીં હોય, અને તે બેશક ખ્યાતિને લાયકજ છે; કારણ કે તે વખતની સ્થિતિ મહા ભયંકર હતી. આ સઘળા ચમત્કારિક ફેરફારોનું કારણ એ હતું કે મહાન હઝરતની આસ્થા માલિક ઉપર દ્રઢ હતી. જો એ વિપત્તી સમયે મહાન હઝરત ડગ્યા હોત તો તેમણે માંડેલું આખું મંડાણ નાબૂદ અને સ્વપ્નવત્ થઇ જાત; પણ તેમણે પોતાની દ્રઢતામાં જરા પણ નહીં ડગતાં માલિક ઉપર પોતાનો ભરોસો કાયમ રાખ્યો.[1] " આ બાબત વિશે કુરાને શરીફમાં હઝરત તરફ ઇશારો છે કે " તે સમયને યાદ કર કે જ્યારે નાસ્તિક દુશ્મનોએ તારી વિરૂદ્ધ કાવતરૂં રચ્યું એટલા માટે કે તને જતો અટકાવીને મારી નાખે અથવા કહાડી મૂકે. હા તેમણે કાવતરૂં રચ્યું, પરંતુ (તારા) માલિકે તેજ પ્રમાણે યુક્તિ રચી કેમકે તે સૌથી મોટો યુક્તિઓ રચનાર છે.

હઝરત સલ્અમ અને સિદ્દીકે-અકબર રદી૦ બે દિવસ તે ગુફામાં રહ્યા. ત્રીજે દિવસે સિદ્દીકે-અકબરનો ગુલામ આમિર બે ઊંટ લઇને આવ્યો. તેઓ ગુફાની બહાર નીકળ્યા અને ઊંટ ઉંપર બેસી એકદમ ઉભાંગડ યસરબ તરફ રવાના થયા. તેઓ લાલ સમુદ્રના કિનારાની સર હદ ઉપર રહીને જતા હતા. ઉનાળાની મોસમ હતી. સૂર્યના સખત તાપને લીધે ચારે બાજુએ લ્હાય વરસતી હતી. એ લ્હાયમાં થઇને તેઓ થાકેલા શરીરથી પસાર થતા હતા, એવામાં પાછળ ઘોડાના પગના પડઘા સંભળાવા લાગ્યા. અવાજ ધીરેધીરે નજીક આવવા લાગ્યો. દુશ્મનોએ તેમના નીકળવા પછી એવું જાહેર કર્યું હતું કે જે કોઈ મોહમ્મદનું માથું કાપી લાવશે તેને મોટું ઈનામ મળશે, તેથી એક સખસ ઈનામની લાલચમાં તેમનું માથું કાપવા ઘોડા ઉપર વીજળીની પેઠે તેમની પાછળ આવતો હતો. તેને આવતો જોઈ સિદ્દીકે-અકબર બોલ્યા

1. મુસ્લિમ રિવ્યુના ઉપલા અંકમાંજ આ બિના છે. શું આ આપણા જેવા સાધારણ માણસનું કામ છે?

કે "હવે બચવુ મુશ્કેલ છે." પણ હઝરત સલ્અમ જે ચારે બાજુએ ખુદાને શાક્ષાત જોતા હતા તેમણે અચળ વિશ્વાસથી કહ્યું કે "ડરવાનું કાંઇ કારણ નથી: પરવરદિગાર આપણને બચાવનાર છે." તેમણે ખુદા ઉપર ભરોસો રાખી સાંઢણી થોભાવી અને હીંમતથી નિર્ભય ઉભા રહ્યા. તે સખસ એકદમ આવી હઝરતની છાતીમાં તલવારનો ઘા કરવાની તૈયારી કરતો હતો. તલવારની અણી તેમની છાતી ઉપર વળી હતી. એટલામાં એકાએક તેના ઘોડાએ ઠોકર ખાધી અને તે ઘોડા સહીત ભોંય ઉપર પટકાઇ પડયો. અચાનક આવી મુસીબત આવી પડવાથી તે ઘણો ગભરાયો અને ભયભિત થઇ હઝરતની પાસે માફી માંગવા લાગ્યો. હઝરતનું હૃદય દયાથી ભરપૂર હતું તેથી તેમણે પોતાને મારવા આવેલા દુશ્મનને માફી આપી.

**કુબા આગળ.**—તેઓ વિકટ રસ્તે ચાલતાં ચાલતાં આઠ દિવસમાં કુબા[1] નામના પહાડ આગળ આવી પહોંચ્યા. અહીંથી યસરબ નગર બે માઇલ હતું. કુબાના પહાડ ઉપર લોકો મકાન બંધાવી હવા ખાવા રહેતા હતા. તે આખો પહાડ લીંબુ, નારંગી, દાડમ, દ્રાક્ષ, વિગેરે તરેહવાર જાતનાં ફળ અને નાના પ્રકારનાં ફુલથી ભરપુર હતો. તેમાં ઘણાં નિર્મળ પાણીના ઝરા નાના પ્રકારની ધારાથી વહેતા હતા. ઘણા દિવસનો થાક લાગવાથી આવી મનોહર જગા જોતાંજ હઝરત વિશ્રાન્તિ માટે ત્યાં ઉતરી પડયા. સૌથી પહેલાં કરૂણાના અવતાર કિરતારનો આભાર માની બળતા શરીરને પાણીથી થંડુ કર્યું. પછી ટોચ ઉપર ચડી ચારે બાજુએ કુદરતની ખુબી જોવા લાગ્યા. સ્થળની રમણીયતા તેમના અંતરને આનંદ આપવા લાગી, અને ઘણા દિવસની આફત પછી વિશ્રાન્તિ મળવાથી તેઓ ખુદાનો ઉલ્લાસ પૂર્વક ઉપકાર માનવા લાગ્યા.

યસરબના લોકોને જ્યારે તેમના બે માઇલ ઉપર આવ્યાની ખબર પડી ત્યારે તેઓ ભેગા થઇ તેમની સામા ગયા. કુબામાં ઘણા લોકોનો જમાવ થયો. અને દહાડે દહાડે ત્યાં મુસલમાનોની સંખ્યા વધતી ચાલી.[2] તમામ

---

૧. કુબા અથવા કોબા પણ કહેવાય છે. મદીનાથી બે માઇલ ઉપર એક પહાડ છે. મદીના મક્કાથી ઉતરે ૨૫૦ માઇલ છે.

૨. આ વખતે ઇરાનના એક સલમાન ફારસી નામના ગૃહસ્થ પણ હઝરતના બોધથી આકર્ષાઇ ઇસ્લામમાં આવ્યા. તેઓ ઘણા વિદ્વાન અને બુદ્ધિશાળી હતા. ક્રિશ્ચિયન ધર્મમાં તેમની કુશળતા ઘણી ચઢીઆતી હતી. ઇસ્લામના કેટલાક વિરોધીઓ કહે છે કે તેઓ કુરાન રચીને હઝરતને આપતા હતા. પણ આ આરોપ પાયા વગરનો છે. કારણ કે તેઓ ઇરાન દેશના હોવાથી

માણસોની જીભ ઉપર કલમાનો શબ્દ ગાજી રહ્યો હતો. હઝરત સલ્અમ ત્યાં હઝરત અલીની[1] રાહ જોઇ રહ્યા હતા એટલામાં તે પણ આવી પહોંચ્યા.[2] હઝરત સલ્અમ કુબામાં ચાર દિવસ રહ્યા તે દરમ્યાન તેમણે ત્યાં એક મસ્જીદનો પાયો નાંખ્યો.[3]

હિજરત.[4]—હજારો માણસો તેમને લઇ જવા આતૂર હોવાથી તેઓ શુક્રવારને દિવસે સહવારના પહોરમાં ન્હાઇ ધોઇ લુગડાં પહેરી તઇયાર થયા. સૌથી પહેલાં તેમણે પ્રાણ ખોલી ખુદાની બંદગી કરી. પોતાના જીવન ઉપર માલિકની સંપૂર્ણ કૃપા જોઇ તેનો ઉપકાર માન્યો. જેમને મક્કાના તમામ લોકો ધિક્કારતા હતા, જેમનો જીવ લેવા અનેક માણસો તૈયાર થઇ રહ્યા હતા તે આજે નિર્ભય જગા મળવાથી ખુદાનો ઉપકાર માનવા લાગ્યા. તેમણે લોકોને મોટા અવાજે કહ્યું કે " એક ખુદા સિવાય બીજો ખુદા નથી. તેજ પૂજાને લાયક છે. તેના સિવાય બીજો કોઇ ઉદ્ધાર કરનાર નથી.

---

અરબ ભાષાનું તેમને જોઇએ તેવું જ્ઞાન તે વખતે નહોતું, અને કુરાનની ભાષા શુદ્ધ અરબી છે. જુઓ નારાયણ હેમચંદ્રકૃત હઝરતનું જીવન ચરિત્ર; પાન ૧૨૯.

૧. હઝરત અલીની ઉમર આ વખતે ૨૦ વરસની હતી.

૨. હઝરત સલ્અમના મક્કામાંથી નીકળી ગયા પછી દુશ્મનોએ હઝરત અલીને ઘણા સતાવ્યા કે તેઓ હઝરતની કાંઈ ખબર આપે. પણ કાંઈ વળ્યું નહિ. તેઓ દુશ્મનોના ભય વચ્ચે મકકેથી નીકળ્યા અને દહાડે પહાડની ગુફામાં અને રાત્રે રસ્તો કાપતા કુબા આગળ આવી પહોંચ્યા.

૩. આ મસ્જીદનું નામ " મસ્જીદે કુબા " પાડવામાં આવ્યું. તેને ઉની અમ્ર-બિન ઔફ નામના સખ્સે પુરી કરી. મસ્જીદનો અપભ્રંશ મસીદ છે.

૪. હઝરત સલ્અમ ઈ. સ. ૬૨૨ માં મકકેથી નીકળી યસરબ (મદીને) રહેવા ગયા તેને હિજરત અથવા હીજરી કહે છે. મુસલમાની હીજરી સન આ વખતથી શરૂ થાય છે. હઝરતે રબીઉલ અવ્વલ મહીનામાં હિજરત કરી છે; પણ હીજરી સન મહોરમ મહીનાથી ગણત્રામાં આવે છે. કારણકે મહોરમ મુસલમાની વરસનો પહેલો મહીનો ગણાય છે. રબીઉલ અવ્વલ ત્રીજો મહીનો હોવાથી પ્રથમના બે મહીના અંદર ગણી લઈ પહેલા મહીનાથી હીજરી સન ગણવો એવો હિસાબ બીજા ખલીફા હઝરત ઉમરના જમાનામાં નક્કી કરવામાં આવ્યો હતો. હઝરત રબીઉલ અવ્વલ મહીનાની ૪ થી તારીખે મકકેથી નીકળ્યા, ૧૨ મીએ કુબા પહોંચ્યા અને ૧૬ મીએ મદીનામાં દાખલ થયા. હિજરત એટલે ચાલી નીકળવું. બીજે ઠેકાણે રહેવા જવું. Emigration. આ વખત હઝરતની ઉમર ૫૩ વરસની હતી. નુબુવ્વત મળ્યા પછી તેર વરસે હિજરત થએલી છે.

મનુષ્યહત્યા અને વ્યભિચાર છોડો, સ્ત્રીઓ ઉપર જુલમ કરવો મૂકી દો, અને માત્ર એક નિરાકાર કિરતારની બંદગી કરો." આવી રીતે ઇસ્લામના મૂળતત્વો લોકોને સમજાવતા તેઓ ઉંટ ઉપર સવાર થયા અને ધીરે ધીરે ચાલવા લાગ્યા. રસ્તાની બંને બાજુએ ઝાડોની સુંદર હારો આવી રહી હતી. પવનથી હાલતાં ફળ ફુલ અવાર નવાર માણસનું ધ્યાન ખેંચતાં હતાં. લતા અને ફુલની સુગંધ ચારે બાજુએ બેહેકી રહી હતી. કુદરતના અનુપમ સૌંદર્યથી હઝરતનું અંતઃકરણ પ્રફુલ્લિત થઇ રહ્યું હતું. મુસલમાનોના હર્ષનાદથી ચારે દિશા ગાજી રહી હતી. તેમનો અવાજ આખા પર્વતમાં ગુંજતો હતો અને દૂરદૂર સુધી સંભળાતો હતો. જે પ્રાણુ થોડા વખત ઉપર માર્યો માર્યો ફરતો હતો તેને આજે માલિકની કૃપાથી સન્માન મળ્યું હતું તેથી આંખ માંથી પ્રેમાશ્રુ ટપકી રહ્યાં હતાં.

યસરબની ભાગોળે પહોંચતાંજ હજારો લોકો તેમને ખુશાલીના પોકારોથી વધાવવા લાગ્યા. દરેક માણુસ તેમને પોતાને ત્યાં ઉતારવાની ખ્વાએશ દેખાડવા લાગ્યો. તેમણે કહ્યું કે "હું કોઇને અસંતોષ થાય એવું કરવા માગતો નથી. મારી સાંઢણી જ્યાં થોભશે ત્યાં હું ઉતરીશ." કુદરતથી એવું બન્યું કે હાલમાં મસ્જીદ નબવી છે ત્યાં આવીને સાંઢણી થોભી. તે ઉપરથી પોતે ત્યાં અબુ-એયૂબ અનસારીના ઘરમાં ઉતર્યા. ઘણા દિવસની હાડમારી ભોગવી ખુદાના પેગમ્બર ભારે કસોટી પસાર કરી આજે નિર્ભય જગાએ આવી પહોંચ્યા. ઈ. સ. ૬૨૨.

અબુ એયૂબ અન્સારીના ઘરમાં નીચેના ભાગમાં પોતે ઉતરેલા હોવાથી અબુ એયૂબને ઠીક લાગ્યુ નહીં. તેમણે વિચાર કર્યો કે હું અને મારૂં કુટુંબ માળ ઉપર રહીએ અને પેગમ્બર અમારી નીચે રહે એ વિનય અને અદબથી ઉલટું છે તેથી તેમણે મહાન હઝરતને માળ ઉપર રહેવા વિનંતી કરી.[1] પણ પોતે ફરમાવ્યું કે મને નીચેજ ઠીક પડશે; કારણ કે ઘણા લોકો મને મળવા આવે અને તમે નીચે રહો તો ત્યાં થઇને બધાને માળ ઉપર આવવું પડે જેથી તમારા કુટુંબને અડચણ થાય માટે હું નીચેજ રહીશ. એમ કહી પોતે નીચેના ભાગમાંજ મુકામ રાખ્યો.

એક અબદુલ્લા બિન સલામ જે હઝરત યૂસુફ પેગમ્બરની ઓલાદમાંના હતા તે મહાન હઝરત સલ્અમને મળવા આવ્યા. તેઓ ખાનદાની માણુસ હોવાથી યહુદીઓ તેમની ઘણી ઇજત કરતા હતા. તેઓ ઘણા

૧ નવા મુસલમાનો હઝરતની કેટલી અદબ કરતા હતા તે આપણે જોવાનું છે.

બાહોશ અને વિદ્વાન હતા. તેઓ કહે છે કે "જ્યારે મહાન હઝરત સલ્અમ મદીને પધાર્યા ત્યારે લોકોના ટોળેટોળાં તેમના દર્શનાર્થે આવવા લાગ્યાં. મારા મનમાં પણ એવોજ ઈરાદો થયો કે ચાલો જઇને જોઉં તો ખરો કે તેઓ પેગમ્બર હોવાનો દાવો કરે છે તે સાચો છે કે કેમ. જ્યારે હું તેમની સેવામાં હાજર થયો ત્યારે પહેલાં તો તેમનો ચહેરો જોઇનેજ મને ખાતરી થઈ ગઇ કે એ સખ્સ જુઠું બોલે એવા છેજ નહીં. હઝરત આ વખતે લોકોને બોધ કરતા હતા અને કહેતા હતા કે 'હે લોકો જ્યારે તમે કોઇની સાથે મળો ત્યારે તમારે તેમને સલામ કરવી જોઇએ. ગરીબ અને નિરાધારોને ખવડાવવું જોઇએ, તમારા સગાંવહાલાંઓ સાથે મેળાપ રાખવો જોઇએ, તેમનાથી બગાડવામાં કાંઈ ફાયદો નથી. જ્યારે રાતના બીજા લોકો ગફલતમાં સૂઇ રહે છે ત્યારે, તમારે ખુદાની બંદગી કરવી જોઇએ અને તેની પ્રસન્નતા મેળવવી જોઇએ.[1]' તેમનાં આવાં આવાં વચન સાંભળી અને તેમની રહેણી જોઇ મારા મન ઉપર એટલી બધી અસર થઈ કે મેં ઇસ્લામ અખત્યાર કર્યો ત્યારે મને ચેન પડયું."

ઈસ્લામને ... જેટલું કષ્ટ "મહાજેરીન[2]" લોકોએ ખમ્યું છે તેનું વર્ણન કરવું ઘણુંજ મુસ્કેલ છે. અનેક પ્રકારની માર ખાધી, કતલ થયા, માલ મિલકતથી બરબાદ થયા, સગાંવહાલાંઓથી વીખૂટાં પડયા અને છેવટે વતન-દેશ છોડવાનો વખત આવ્યો તો પણ તેમણે જરા પણ ઈસ્લામથી મ્હોં ફેરવ્યું નહિ, કે પોતાના પેગમ્બરને છોડયા નહિ. તેમણે આફતોની જરા પણ પરવા નહિ રાખતાં પોતાના જાનમાલ ઇસ્લામ ઉપર કુરબાન કરી નાખ્યાં. વળી "અન્સાર[3]" લોકો તરફ જોઇએ છીએ તો માલમ પડે છે કે મહાન હઝરત સલ્અમ પેગમ્બર છે એવી તેમને ખાતરી થતાંજ તેમણે એ વાત ગ્રહણ કરી લીધી અને મક્કાના આગેવાન લોકો જે તે વખતે ઘણા પ્રતિષ્ઠીત અને જોરાવર હતા તે દુશ્મન થઈ આખા અરબસ્તાનને મદદમાં લઇ પોતાને વેરાન કરવા તૈયાર થશે એ આફતની કાંઇ પણ દરકાર કર્યા સિવાય તેઓ મહાન હઝરતને પોતાના ત્યાં લઈ ગયા અને ત્યાં તેમને મુકામ આપી ઇસ્લામની સેવા કરવા જાનમાલથી તત્પર થઇ ગયા.[4]

---

૧. આ બોધ પ્રમાણે ચાલવાની શું મુસલમાનોની ફરજ નથી.?

૨. **મહાજેરીન** એટલે પેગંબર સલ્અમનો પક્ષ લઇ મક્કેથી મદીને રહેવા માટે નીકળી આવનાર સખસો.

૩. **અન્સાર** એટલે હઝરત સલ્અમને સહાય કરનાર મદીના વાસીઓ

૪. ઈસ્લામની તથા પેગમ્બરની મહોબ્બતવાળા હાલમાં આવા કેટલા મુસલમાનો નીકળશે ?

**મસ્જીદની સ્થાપના.**[1]—સત્યરૂપ ખુદાનું નામ ફેલાવવું એજ ફક્ત હઝરતનું લક્ષ હતું. તેઓ મદીનાના હાકિમ થયા હતા તો પણ જીવનનો ઉદ્દેશ ભૂલ્યા નહોતા. હુકૂમત તેમને આડે માર્ગે લઇ જવા સમર્થ નહોતી. ઇસ્લામમાં કાંઈ બહારનો આડંબર નહોતો. સર્વવ્યાપક ખુદા, રસ્તામાં, જંગલમાં, રેતીના મેદાનમાં, વિગેરે સઘળી જગાએ ભજાતો હતો. સરળ અને પવિત્ર હૃદય તેની ઇબાદત કરવાનું અનુકૂળ સ્થાન સમજાતું હતું. અત્યાર સુધી મુસલમાનો માટે ઇબાદતની કોઈ પણ જગા મુકરર કરવામાં આવી નહોતી. દુશ્મનોની બીકને લીધે તેઓ જ્યાં ત્યાં ઇબાદત કરી લેતા હતા. પણ હવે તેઓએ **અન્સાર** અને **મહાજેરીનનું** એક ઇસ્લામી મંડળ કાયમ કરી એક મસ્જીદ બનાવવાનો નિશ્ચય કર્યો. બે છોકરા વગર પૈસે જમીન આપવા તૈયાર થયા પણ તેમની હાલત જોઈ હઝરતે તે કીંમત વગર લેવા ના પાડી. હા ના કરતાં યોગ્ય કીંમત આપી જમીન વેચાતી લીધી, અને સાદા મુસલમાનોની સાદી મસ્જીદનો પાયો નંખાયો. તે જ્યારે ચણાતી હતી ત્યારે હઝરત સલ્અમ તેમાં જાતે કામ કરતા હતા. માટી અને ઈંટની દીવાલ અને તાડના થાંભલા ઉપર તાડના પાંદડાંના છાજવાળું છાપરૂં તૈયાર કરવામાં આવ્યું. મસ્જીદ લંબાઈમાં ૧૨૫ ગજ થઇ.[2] તેમાં ત્રણ બારણાં મૂકવામાં આવ્યાં. તૈયાર થયા પછી હઝરત ત્યાં જઇ લોકોને ખુદાતાલાનો મહિમા સમજાવતા, નમાઝ પડવાનું ફરમાવતા,[3] અને અનાથ વિધવાઓ, નિરાધાર બાળકો, તથા ગરીબ માણસો ઉપર દયા રાખવાનો બોધ કરતા.[4] તેનો

---

૧. મસ્જીદનો અપભ્રંશ મસીદ છે. અબુ ઐયૂબના ઘરમાં લગભગ સાત માસ રહ્યા પછી મસ્જીદની બાજુમાં પોતાના કુટુંબને માટે કાચી નાની કોટડીઓ બનાવી હતી જ્યાં પોતે રહેવા આવ્યા હતા. સાત મહીના મસ્જીદનું તથા કોટડીઓનું બાંધકામ ચાલ્યું હતું.

૨. આ મસ્જીદ હઝરતના પછી તરેહવાર કારીગરીથી બનાવવામાં આવી છે અને હાલ "મસ્જીદે-નબવી" નામથી ઓળખાય છે.

૩. પ્રથમ બેતુલ્-મુકદ્દસ (જેરૂસલમ) તરફ મ્હોડું રાખી નમાઝ અદા કરવામાં આવતી હતી પણ હવે કાબા તરફ રાખવાનો હુકમ કરવામાં આવ્યો. નમાઝ પઢતી વખતે જે તરફ મ્હોડું રાખવામાં આવે છે તે 'કિબલો' કહેવાય છે. રોજા રાખવનો હુકમ પણ આ વખતે થયો.

૪. આ મસ્જીદ હઝરત જ્યાં ઉતર્યા હતા ત્યાંજ બાંધવામાં આવી હતી. તેનો એક ભાગ નિરાધાર માણસો માટે અલગ રાખવામાં આવ્યો હતો. પાછળથી તેની સાથે હુજરા (ઓરડા) બંધાવ્યા હતા અને તેમાં મક્કેથી પોતાના કુટુંબનાં માણસો બોલાવી રાખ્યાં હતાં. આ મસ્જીદની જગા ખરીદવાના પૈસા હઝરત અબુબકરે આપ્યા હતા.

એક ભાગ જે લોકો મહાન હઝરતની મહોબ્બતને લીધે પોતાના ઘરબાર છોડીને તેમની સેવામાં હમેશાં હાજર રહેતા હતા તેમને માટે રાખવામાં આવ્યો હતો. જેથી તેઓ હમેશાં પોતાના પેગમ્બર સાથેજ રાત દહાડો રહેતા હતા અને એમજ સમજતા હતા કે મહાન પેગમ્બરની સેવામાં રહેવું એજ તેમને માટે એક મોટો લાભ છે.

તેમણે એક દિવસ મદીનાના લોકોને ભેગા કરી કહ્યું કે " હે ગૃહસ્થો! ખુદાને હાજર નાજર જાણી ખરૂ માનો કે તમારે આ દુનિયા છોડતાં પહેલાં અને તમારાં સારાં કામનો તોહશો[1] આગળ મોકલવા પહેલાં ભયંકર આફત (મોત) ના પંજામાં સપડાવવું પડશે. જેમ એક ગોવાળ પોતાનું બકરાનું ટોળું મૂકી ચાલ્યો જાય છે તેમ તમારે આ દુનિયામાંથી ચાલ્યા જવું પડશે. ખુદા તમારી પાસે તમારા કૃત્યોનો જવાબ માગશે, તે વખતે ત્યાં કોઈ પણ તમારી વા'ર કરશે નહિ. તે સ્વતંત્ર રીતે સઘળાં લેખાં લેશે. તે વખતે ત્યાં કોઇ રોકટોક કરનાર હશે નહિ. તે બધાના દેખતાં તમને ફરમાવશે કે હમોએ તમારી ઉપર શું પેગમ્બર મોકલ્યો નહોતો ? તેણે તમને શું અમારાં ફરમાનો કહી સંભળાવ્યાં નહોતાં ? અમે તમને તમારા સુખ માટે શું પૈસો ટકો આપ્યો નહોતો ? અમે તમારા ઉપર શું ઉપકાર અને મહેરબાની કરી નહોતી? ત્યારે હવે આજે બતાવો કે તમે શું ચીજ તમારા ફાયદા માટે આગળ મોકલી છે. તે વખતે માણુસ ડાબે જમણે જોવા લાગશે, પણ કાંઇ ખુલાસો આપી શકશે નહિ.. પછી તે પોતાની સામી બાજુએ નજર કરશે. ત્યાં તેને જહન્નમ સિવાય કાંઇ દેખાશે નહિ. તે ઘણો બ્હીશે અને આમતેમ ફાંફાં મારશે પણ કાંઈ વળશે નહિ. તેટલા માટે તે જહન્નમની જ્વાળાથી પોતાનો બચાવ કરવો ઘટારત છે. પછી તે બચાવ એક ખજૂરની પેસી ખુદાના નામ ઉપર આપવાથી થતો હોય તોપણ બસ છે. જો ખજૂરની પેસી પણ આપવાની શક્તિ ન હોય તો કોઇના કામમાં સારી જીભ હલાવવામાં આવે તોપણ ખુદા રાજી થાય છે. આખરતમાં[2] એક નેકીનો બદલો દશ ગણો બલકે સીત્તેર ગણો મળશે. માટે તે ઉપર ધ્યાન રાખી નીતિથી ચાલો અને ખુદાનો મહિમા યાદ કરો. ખુદા તમને સલામતી આપે, તમારા ઉપર રહેમ કરે અને તમારૂં કલ્યાણ કરે[3] ! "

---

૧. અનામત. ભેટ. સોગાત.

૨. Hereafter. પરલોક. આકબત.

૩. જુઓ ઍજાઝુત્તન્ઝીલ નામનું પુસ્તક. પાન ૧૦૦.

શું આ ઓછી ચમત્કારિક વાણી છે ? કેવો અસરકારક ધડો આપનારા, ઉદાર, તથા પરોપકાર બુદ્ધિવાળા શબ્દોથી માણસનાં કર્તવ્ય, બખીલાઈનાં માઠાં પરિણામ, અને પરોપકારનો મહીમા દર્શાવેલો છે? શું "વહી" અગર "ઇલ્હામ" વગર કોઇ પણ શખસ આવા શબ્દો વાપરી શકે છે ? અહીં એ વાત ખાસ ધ્યાનમાં લેવા જોગછે કે કયાં જહાનમની બાળીને ભસ્મ કરનાર પ્રચંડ આગ્નિ, અને કયાં ખુદાના નામે એક ખજુરની પેસીનું દાન આપી અથવા કોઇના લાભ માટે એક સારો શબ્દ ઉચ્ચારી ભયંકર આપતથી બચવું. આમ આવી ભારે આફતથી બચવા પામવું એટલુંજ નહિ પણ દશ ગણો અથવા સાતસે ઘણો લાભ પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થવું એ કાંઇ નાની સુની વાત નથી. અર્થાત ખુદાના માર્ગમાં પોતાનું ધન ખરચ કરવાની અને પોતાના જાતી ભાઇઓનું કલ્યાણ કરવાની આથી વધુ ઉતમ નસીયત કોઇ હોઇ શકે ખરી ?

મી. કાર્લાઇલ લખે છે કે "પણ મુસલમાનોના સ્વર્ગ નર્ક વીશે બીજી એક વાત કહેવાની છે તે આ છે કે એ સ્વર્ગ નર્કની કલ્પના ગમે તેવી સ્થૂલ અને વિષયપરાયણ હોય, પણ તે વડે અન્ય સ્થળે ઘણી વાર ભૂલી જવાનું એક સનાતન સત્ય સૂચવાય છે. તે સત્ય એ છે કે મનુષ્યના આ પૃથ્વીપરના કૃત્યો મનુષ્યના પોતાના આત્માને માટે અનંત ઉપયોગના છે. એ કૃત્યો કદી વિનાશ પામતા નથી. એ કૃત્યોનો કદી અંત આવતો નથી. માણસ પોતાની નાની સરખી જીંદગી સાથે સ્વર્ગ સુધી ઊંચો અથવા નર્કની ભૂમ જેટલો નીચો જઇ શકે છે. સાઠ વરસના ટુંકા સમય દરમ્યાન સનાતનતાનું બળ કોઇ ભયાનક અને ચમત્કારી રીતે એનામાં છુપાઇ રહ્યું હોય છે; આ સઘળું એ અરણ્યનિવાસી અરબના આત્માની અંદર જવાળા સરખા અક્ષરો વડે પ્રકાશી રહ્યું હતું. એ સત્ય એની આગળથી કદી પણ ખસતું નહીં. ઊંડા અંતઃકરણથી એ અકથ વસ્તુનું કથન કરવાને માટે એ પ્રયત્ન કરે છે, સ્વર્ગ અને નર્કની કલ્પના કરીને એ ગંભીર સત્યને એ પ્રગટ કરે છે, ગમે તે રૂપમાં એ પ્રગટ થયું હોય સૌથી વધારે અગત્યનું સત્ય એ છે. એ સત્યના સઘળાં સ્વરૂપો પૂજનીય છે. અહીંઆ પૃથ્વી ઉપર માનવ જીવનનો મુખ્ય ઉદ્દેશ શો છે ? હઝરત મોહમ્મદે આ પ્રશ્નનો જે જવાબ આપ્યો છે તે આપણામાંના કેટલાકને પણ લજ્જા પમાડે એવો છે ! બેન્થામ અથવા પેલીની પેઠે એ સાચુ અને ખોટું એ બેઉને લઇને તેના નફા ટોટાનો હિસાબ કરવાને મંડી પડતા નથી; એ દરેકથી એકંદરે સુખ કેટલું મળશે તેની એ ગણના કરવા બેસી જતા નથી; અને સરવાળા બાદબાકી કરીને જવાબ શોધી

કાઢીને 'અહીં સાચું વધી જાય છે કે નહીં?' એવું તમને પુછવા માગતા નથી. નહીં! એક ચીજ કરવી તે બીજી ચીજ કરવાના કરતાં વધારે સારૂં છે એમ નથી! એ બે ચીજની વચ્ચે જીવન અને મરણના જેટલો સ્વર્ગ અને નર્કના જેટલો અંતર છે. એક ચીજ કદી પણ આપણે કરવી ન જોઇએ, બીજી ચીજ કદી પણ આપણે કર્યા વગ ન રહેવું જોઇએ. એ બે ચીજના માપ તમે લઇ શકશો નહીં. એ ચીજો માપ લઇ શકાય એવી છેજ નહીં; એક ચીજથી માનવ આત્માનું હમેશનું મરણ છે, બીજી ચીજથી માનવ આત્માની હમેશની અમરતા છે. બેન્થામનો ઉપયોગિતાવાદ, નફા ટોટાની ગણત્રી વડે સદ્દગુણે દુર્ગુણનો નિશ્ચય; આ ઇશ્વર રચિત દુનિયાની જડ વરાળયંત્ર તરીકે, માણસના અખંડ અને સ્વર્ગીય આત્માની સુકા ઘાસ અને કાંટાવાળા છોડવાને જોખવાનાં-સુખ અને દુખને જોખવાના ત્રાજવા તરીકેની ગણના;-માણસ અને આ વિશ્વમાં એના જીવનનો ઉદ્દેશ એ વિષે વધારે હલકો અને ખોટો વિચાર તમને કોણ આપે છે, મોહમ્મદ કે ઉપયોગીતાવાદના વિચારકો? તો હું હિંમત ધરીને કહીશ કે મોહમ્મદ તો નહીંજ.[1]

**મદીના.**—યસરબના લોકોએ તેમને સંકટના સમયમાં આમંત્રણ કરી પોતાના શહેરમાં બોલાવી લાવી ઘણી મદદ આપી તે ઉપરથી તે શહેર ઉપર તેમનો એટલો બધો ભાવ વધ્યો કે તેમણે તેનું યસરબ નામ બદલી મદીનતુન્ નબી[2] પાડયું. યસરબમાં પ્રથમથી બે પક્ષ પડેલા હતા અને તેઓ બંને હંમેશાં એક બીજાની સાથે લડી મરતા હતા. હઝરતે તેમનું સમાધાન કરાવી શાંત પાડયા અને તેમને "**અન્સાર**[3]" નામ આપ્યું. જે લોકો ઇસ્લામની ખાતર પોતાના ઘરબાર તજી મક્કેથી મદીને આવ્યા હતા તેમને પોતાની રૂબરૂ બોલાવી દિલાસો આપ્યો અને તેમને "**મહાજેરીન**[4]" કહી બોલાવવા લાગ્યા.

---

૧ મોહનલાલ પાર્વતીશંકર દવે એમ. એ. એલ. એલ. બી.

૨ નબીનું નગર. મદીનતુન-નબીનું ટુંકું નામ મદીના છે. રસુલનગર. મક્કાથી ૧૨ મંઝીલ એટલે અઢીસો માઇલ છેટે છે.

૩ મદદ કરનાર. આશ્રય આપનાર. Helpers. Defenders. Auxiliaries. મદીનાવાસી.

૪ વતન છોડી નીકળી જનારા. પરદેશમાં જઇ વસનારા. સ્વદેશ ત્યાગી. Exiles. Emigrants. મક્કાવાસી. આ વખતે આશરે ૧૫૦ જણા મક્કેથી આવ્યા હતા.

**અઝાન.**[1]—હવે સુખે ઇબાદત કરવાનો પ્રસંગ આવ્યો છે. એક મસ્જીદ તૈયાર થઈ છે. ઘણા માણસો નમાઝ અદા કરવા લાગ્યા છે. દિવસે દિવસે ઇસ્લામની ચડતી થાય છે અને દુશ્મનોનું જોર ભાગતું જાય છે. અત્યાર સુધી મુસલમાનોને નમાઝ માટે ભેગા કરવા કાંઈ પણ રસ્તો નહોતો તેથી તેમને કેવી રીતે બોલાવવા એનો વિચાર કરવા લાગ્યા. કેટલાકે કહ્યું કે ઘંટ વગાડવો, અને કેટલાકે કહ્યું કે ઉંચી જગાએ આગ સળગાવી ઢોલ વગાડવું. પણ ઝેદના પુત્ર અબ્દુલ્લાએ કહ્યું કે આને માટે મને એક રસ્તો સુઝ્યો છે એમ કહી આખી અઝાન બોલી બતાવી. હઝરતને તે ઘણી પસંદ પડી અને તે હંમેશાં નમાઝ વખત પોકારવાનો હુકમ કર્યો.

**મિંબર.**[2]—મસ્જીદમાં પ્રથમ લાકડાં સળગાવી અજવાળું કરવામાં આવતું હતું, પણ જોઇએ તેવો પ્રકાશ પડતો નહતો. તેથી માટીના વાસણમાં

---

૧. નમાઝ માટે લોકોને બોલાવવા જે બાંગ પોકારવામાં આવે છે તેને **અઝાન** કહે છે. રાત દિવસમાં પાંચ વખત નમાઝ પઢવામાં આવે છે તે પહેલાં દરેક વખતે અઝાન પોકારવામાં આવે છે. અઝાનમાં જે વાકયો મ્હોટેથી બોલવામાં આવે છે તેનો અર્થ આ પ્રમાણે થાય છે. "ખુદા મોટાઈવાળો છે. એક ખુદા સિવાય બીજો ખુદા નથી. હઝરત મોહમ્મદ તેના પેગંબર છે. ઇબાદત કરવા તૈયાર થઇને આવો, ખરા ખુદા સિવાય બીજો ખુદા નથી." સવારની અઝાન વખતે આટલા શબ્દો વધારીને બોલાવવામાં આવે છે. "ઉંઘ કહાડવા કરતાં ઇબાદત કરવી એ ઘણું ઉત્તમ છે." આજે પણ મસ્જીદે મસ્જીદે દિવસમાં પાંચ વખત લોકોને નમાઝ માટે ભેગા કરવા અઝાન પોકારવામાં આવે છે. આ અઝાન જેમ કેટલાક લોકો ધારે છે તેમ ખુદાને સંભળાવવા પોકારવામાં આવતી નથ પણ માણસોને નમાઝ માટે એકઠા કરવા પોકારવામાં આવે છે. આ અઝાન વિષે મી. ચેંમબર લખે છે કે "અઝાન પોકારનારનો સ્વર જે ઘણો સાદો ખુશનુમા અને મનહર હોય છે તે દિવસે લોકોની ગરબડ હોય છે તો પણ મસ્જીદની ઉંચાઇ ઉપરથી ઘણો મધુર લાગે છે, અને રાત્રીના શાંત સમયે તો તેની અસર તે કરતાં પણ વધારે અજાયબ કાવ્ય શક્તિવાળી હોય છે. આને માટે યુરોપના લોકો પણ (ઇસ્લામના) પેગમ્બરને આ બાબતમાં મુબારકબાદી આપ્યા સિવાય રહેતા નથી. કારણકે તેમણે માણસના જીવતા જાગતા અવાજને યહુદીઓના બ્યુગલ અને ક્રિશ્ચિયનોના ઘંટ નાદ કરતાં શ્રેષ્ઠ ગણ્યો છે" જુઓ ચેમ્બર્સ એન્સાઇકલોપીડિઆ. પુ. ૬.

૨. Pulpit મિંબર મસજીદની પશ્ચિમ દિશા તરફની દીવાલની સાથે અધવચમાં ચણાવવામાં આવે છે તે ચણતરનો, કે પથ્થરનો, કે લાકડાનો હોય છે. તેને પગથીઆ હોય છે જેના ઉપર ચઢી ખુતબો પઢવામાં આવે છે. ઇદગાહમાં પણ મિંબર હોય છે.

દીવો બાળવાની ગોઠવણ કરવામાં આવી. હઝરત સલ્અમ મસ્જીદમાં જમીન ઉપર ઉભા રહી ઉપદેશ કરતા હતા. તેમની અમૃત વાણી સાંભળી ભક્તોનું હૃદય પીગળતું હતું, અને તેઓ ખુદાની અનંત શક્તિથી વાકેફ થતા હતા. લોકો જ્યાં બેસતા હતા ત્યાં સરખી જમીન ઉપર ઉભા રહીને ઉપદેશ કરવાનું ઠીક પડતું નહોતું, તેટલા માટે મસ્જીદમાં એક મિંબર બનાવવામાં આવ્યો, અને તે ઉપર ચઢી હઝરત બોધ કરવા લાગ્યા. અહીં તેઓ પ્રેમભક્તિ અને માલકના અપૂર્વ વિશ્વાસનો અખંડ પ્રવાહ ખોલી દેતા જે સાંભળી ભક્તો ચારે બાજુએ ખુદાની સત્તા જોઇ નવા ઉત્સાહથી બળવાન થતા. હમેશાં અને ખાસ કરીને શુક્રવારને દિવસે તેઓ અહીં ઇબાદત કરવા માટે ભેગા થતા અને જુમ્માની નમાઝ પઢીને એક બીજાની સાથે એકત્ર થતા.

ધર્મની જ્યાં ખરેખરી ઉન્નતિ થાય છે ત્યાં સત્કર્મની પણ વૃદ્ધિ થવા માંડે છે. મહાન હઝરત પોતાની ઉપાસક મંડળીમાં પોતાના પ્રભાવશાળી વાક્યો અને સદવર્તનથી ધર્મભાવ ઉત્તેજીત કરતા હતા તે કદી પણ વૃથા જાય એમ નહોતું. ઉપાસક મંડળીના ઘણું કરીને બધાજ માણસો ગરીબોને મદદ કરવા, ગુલામગીરીનો ધંધો ધીરે ધીરે ઓછો કરવા, મદિરાનો નિષેધ કરવા, સ્ત્રીઓની સ્થિતિ સુધારવા, અને દેશમાં સદાચારનો પ્રસાર કરવા, પોતાના મહાન પેગમ્બરના ફરમાન પ્રમાણે રાત દહાડો પ્રયાસમાંજ રહેતા. હઝરતનો ઉપદેશ સાંભળવા માટે હજારો માણસો આતુર હૃદયથી મસ્જીદમાં આવતા હતા તેનું ખરૂં કારણ તેમના જાગૃત હૃદયનો યોગ હતો. ધર્મ પ્રચારકોનું કામ કેવળ વિદ્યા અને બુદ્ધિથીજ થતું નથી; પણ તેમના અંતર આત્મામાં ગંભીર વિસ્તાર અને જોશવાળો પ્રેમનો દરિયો હોય છે જેની છોળો લોકોના હૃદયમાં લાગે છે, અને તેમનું મન પલટે છે અને તેઓ પાણી થઇ જાય છે.[1]

**બીબી આએશા.**—બીબી ખદીજાના ગુજરવા પછી હઝરત અબા-બકર સિદ્દીકે પોતાની પુત્રી બીબી આએશાનું લગ્ન હઝરત સલ્અમ સાથે કર્યું. બીબી આએશા રદી૦ ઘણાં બાહોશ અને સદગુણી હતાં. લગ્ન વખતે તેઓ નાની ઉમરનાં હતાં; પણ જેમ જેમ વખત વધતો ગયો તેમ તેમ સમજણા થઈ ઇસ્લામની બાબતો બીજી સ્ત્રીઓને શીખવવા લાગ્યાં. ટુંક મુદતમાં

૧. આ વાત ધર્મના આગેવાનો તથા ઇલ્માઓએ ખાસ યાદ રાખવા જેવી છે.
૨. ઇમાનદારોની મા. મુસલમાનોની માતુશ્રી. મહાન હઝરતે જેટલાં લગ્ન કર્યાં તેમાં ફક્ત બીબી આએશા કુવારાં હતાં. બાકીની બધી સ્ત્રીઓ વિધવા હતી. કુમારીકાને અરબી ભાષામાં "બકર" કહે છે. બીબી આએશા કુવારાં હતા

તેઓ એવાં લોકપ્રીય થઇ પડયાં કે મુસલમાનો તેમને "ઉમ્મુલ-મોમેનીન[૨]" કહી બોલાવવા લાગ્યા.[૧]

હઝરત અબાબકર સિદ્દીકના કુટુંબ સાથે ધાડો સંબંધ પેદા કરવા મહાન હઝરત સલ્અમે બીબી આએશા સાથે લગ્ન કર્યાં હતાં. મહાન હઝરતની સર્વે બીબીઓમાં માત્ર બીબી આએશાજ હઝરતને કુવારાં મળ્યાં હતાં. બીજી બીબીઓ વિધવા હતી જેમની સાથે હઝરતે નિકાહ કર્યાં હતા. લગ્ન વખતે બીબી આએશાની ઉમર નાની હતી. આ લગ્ન હી. સ. ૨ માં મદીનામાં થયું હતું. તે અઢાર વરસની ઉમરે પહોંચ્યા તેટલામાં મહાન હઝરત વફાત પામ્યા. તે પછી બીબી આએશા ઘણા વરસ જીવ્યાં અને ૬૬ ની ઉમરના થઈ હી. સ. ૫૮ (ઈ. સ. ૬૭૮) માં રમઝાન મહીનાની ૧૭ તારીખે મદીનામાં વફાત પામ્યાં. તેમની તુરબત "જન્નતુલ બકીયામાંછે.[૨]" આલિમોએ

---

તેથી તેમના બાપનું નામ "અબુ-બકર" કહેવાયું. અબુનો અર્થ બાપ થાય છે. અબુ-બકરનો અર્થ "કુમારીકાનો પિતા" થાય છે. આ લગ્ન નબુવતની ૧૧ મી સાલમાં એટલે હી. સ. ૨ માં થયાં હતાં. જ્યારે ગુજર્યાં ત્યારે તેમની ઉમર ૬૫ વરસની હતી.

૧. હઝરત સલ્અમે કેટલાં લગ્ન કર્યાં એ ચોક્કસ કહી શકાતું નથી. તો પણ તેમણે અરબસ્તાનના રિવાજ પ્રમાણે વધારે કર્યાં હતાં. તેમની પહેલી પત્નિ બીબી ખદીજાના ગુજરવા પછી એટલે તેમની ઉમર ૫૦ વરસની થયા પછી આ બધાં લગ્ન થયાં છે. બીબી આએશા સિવાય સઘળી સ્ત્રીઓ વિધવા હતી. આવી રીતે વધારે નિકાહ કરવાનું પહેલું કારણ એ હતું કે તે વખતે અજ્ઞાનતાને લીધે અરબસ્તાનમાં સૉક (આગલી સ્ત્રી) ના છોકરા સિવાય વિધવાઓને કોઇ ઘરમાં રાખતા નહોતા. તેથી તે બિચારી પોતાના માબાપોને બોજારૂપ થઈ પડતી હતી. આટલાજ કારણને લીધે પ્રથમ અરબ લોકો પોતાની દીક-રીઓને પેદા થતાંજ મારી નાંખતા હતા. જ્યારે નિરાધાર વિધવાઓની સંખ્યા વધી પડી ત્યારે હઝરતે તેમની સાથે નિકાહ (પુનર્લગ્ન) કરવાની પહેલ કરી તેમને આફતમાંથી બચાવવાની કોશીશ કરી. તેમની દેખાદેખી બીજા લોકો પણ વિધવાઓ જોડે પુનર્લગ્ન કરવા લાગ્યા. આથી હજારો ગરીબ અબળાઓને નવેસર જીંદગીનો લાભ મળવા લાગ્યો.

બીજું કારણ એ હતું કે નિકો કર્યા પછી તે બાઇઓ હઝરત પાસેથી ઈસ્લા-મની કેળવણી લેતી, અને નહાવા ધોવા વીગેરેના નિયમો જે સ્ત્રી જાત પુરૂષ પાસેથી શીખતાં શરમાય છે તે બીજી સ્ત્રીઓને શીખવવામાં કામ લાગતી હતી. ત્રીજું કારણ એ હતું કે જુદા જુદા કુટુંબ સાથે સંબંધ પેદા કરી લાંબા વખતથી ચાલતા આવેલા કજીઆ પતાવી દેવા અને સલાહ સંપ વધારી લોકોને સુખી કરવા.

૨. "જન્નતુલ બકીઆ" નામનું મદીનામાં એક કબરસ્તાન છે.

બીબી આએશાની ગણત્રી ધર્મ શાસ્ત્રીઓમાં કરેલી છે. ધર્મશાસ્ત્રની બાબતોમાં તે ઘણાં પ્રવીણ હતાં. કહે છે કે આખી શરીઅતના ચોથા ભાગ જેટલી બાબતો તેમનાથી જાહેર થવા પામી છે. તેઓ કુરાને શરીફના ફરમાનોના અર્થ સમજાવવામાં ઘણાંજ કુશળ હતાં. ધર્મની બાબતોમાં તેમની સ્મરણશક્તિ આશ્ચર્ય પમાડનારી હતી. વૈદકશાસ્ત્ર પણ તેઓ સારી રીતે જાણતાં હતાં. કહે છે કે તેમણે બે હજાર બસોને દશ હદીસોનું વર્ણન કરેલું છે. બીબી આએશા મહાન હઝરતને ઘણાં પ્રીય હતાં. મહાન હઝરત ઉપર બીબી આએશા સિવાય બીજી કોઈ બીબીના મકાનમાં "વહી" આવતી નહોતી. તેથી બીબી આએશા મહાન મરતબાવાળાં હોવાનું મહાન હઝરત વારવાર ફરમાવતા. તેમણે પોતાની પ્રીય પુત્રી બીબી ફાતમા અ૦ ને પણ બીબી આએશાને ચાહવાની ભલામણ કરી હતી. આવાં બધાં કારણોને લઇને બીબી આએશાને લોકો "ઉમ્મુલ મોમેનીન" કહી બોલાવતા હતા.





# પ્રકરણ ૯ મું.

## દુશ્મનોનાં ધાડાં.

**ખુદાતાલા** ફરમાવે છે કે "જેમની સાથે લડાઇ કરવામાં આવી છે તેમને (લડાઈ કરવાને) રજા આપવામાં આવી છે; કારણ કે તેમની ઉપર જુલમ થયો છે; અને ખરેખર ખુદા તેમને મદદ કરવાને શકિતમાન છે. તેમને નાહક પોતાના ઘરમાંથી કહાડી મૂકવામાં આવ્યા છે (અને તે) એટલાજ કારણથી કે તેઓ કહેતા હતા કે અમારો પરવરદિગાર અલ્લાહ છે."-**કુરાને શરીફ**[1]



**પ્રજાસત્તાક રાજ્ય.**—આ વખતે અરબસ્તાનમાં સલાહ શાંતિ અને સામાન્ય બંદોબસ્ત રાખવા માટે કાયદા કાનુનોનું કાંઈ પણ ધોરણ નહોતું. જબરા અને માથા ફરેલ લોકો રૈયતને કચડી નાખતા હતા, અને ધોળે દહાડે ધાડ પાડી ગરીબોના ખૂન કરતા હતા. અંધેર મટી સુલેહ થાય તેટલા માટે હઝરતે મદીનામાં સારા ધોરણ ઉપર પ્રજાસત્તાક રાજ્ય[2] સ્થાપવાનો પ્રયત્ન કરવા માંડયો.

---

૧. સૂરતુલ-હજ, આયત ૩૮-૩૯.

પ્રોફેસર એસફહાની લખે છે કે "આ કોરઆનનો પહેલોજ ફકરો છે જેમાં હઝરત પેગમ્બર તથા મુસલમાનોને પોતાના જીવનનું રક્ષણ કરવા માટે દુશ્મનો સામે લડવાની રજા આપવામાં આવી છે. કારણ કે કાફરો મુસલમાનોને પીડવાને તથા તેમના ઉપર જુલમ ગુજારવાને યથાશકિત પ્રયત્ન કરતા અને દરરોજ કેટલાક ભાગેલા હાથ પગ, કે માથા સહિત હજરત પેગમ્બર પાસે આવીને કાફરોના જુલમની ફરીયાદ કરતા. છેવટે ખુદાએ તેમને લડવાની રજા આપી." જુઓ તેમના ગુજરાતી તરજુમાવાળું કુરાને મજીદ પાન. ૬૪૬.

૨. રૈયતનું રાજ્ય. Republic. Commonwealth.

તેમણે એવો બંદોસ્ત કર્યો કે, કોઈ પણ માણસ લૂટફાટ, ધાડ, ચોરી, ખુન કે બીજો ગુન્હો કરી લોકોને કનડી શકે નહિ. અને જો કનડે તો તેને શિક્ષા કરવી. આથી ન્યાયનુ ધોરણ વધતું ચાલ્યું. ઇન્સાફ વૃત્તીએ લોકોના મનમાં વાસ કરવા માંડયો. જે યહુદીઓ મદીનાની આસપાસ રહેતા હતા તેમને બીજા લોકોની માફક હક આપવામાં આવ્યા; અને તેમણે તેના બદલામાં મુસલમાનોને મદદ આપવાનું ચોકખી રીતે કબુલ કર્યું.

**યહૂદીઓનો હક.**—મહાન હઝરતે આ વખત એક જાહેરનામું બહાર પાડી વ્યવસ્થાનું ધોરણ નક્કી કર્યું અને યહુદીઓને તથા બીજા લોકોને ખાસ હક આપ્યા. તેઓ જે કરતા હતા તે ખુદા ઉપર ભરોસો રાખીને અને દરેક કામ તેનું નામ લઇને કરતા હતા. તેમણે જાહેર કર્યું કે, સૌથી પહેલાં ખુદાનું નામ લઈ હું મોહમ્મદ ઇબન અબદુલ્લા ખુદાના પેગમ્બર, આથી સર્વ લોકોને ખબર આપું છું કે હવેથી બધા મુસલમાનો અને તેમને સહાય કરનારા સઘળા મળીને એક સમસ્ત પ્રજા ગણાશે. * * * * શાંતી તેમજ લડાઇના સમયે બધાને એક સરખો હક રહેશે. મુસલમાનો સાથે લડાઈ કરવાનો તેમજ લડાઇ પછી સુલેહ કરવાનો હવેથી કોઇને કાંઈ હક રહેશે નહીં. જે યહુદીઓ આપણા પ્રજાસત્તાક રાજ્યતંત્ર સાથે મિત્રાચારીથી રહેવા માગતા હોય તો તેમને રહેવા દેવા. તેમનું કોઇપણ રીતે અપમાન કરવું નહીં, કે તેમને કાંઇ ઇજા પહોંચાડવી નહીં. તેઓ પણ આપણને મદદ કરવા બદલ સર્વ જાતના હકો ભોગવશે. એમાં કોઇથીં આડે અવાશે નહીં. મદીનામાં રહેનારા જુદા જુદા કુટુંબના યહુદીઓ જેવાકે બની-ઔફ, બની-નજ્જાર, બની-હારિસ, બની-જસ્મ, બની સાઅલબાહ, બની ઑાસ, વિગેરે ત્યાંના મુસલમાનોની સાથે એકજ પ્રજા તરીકે ગણાશે, અને મુસલમાનોની પેઠેજ તેમને તેમના ધર્મનું છુટાપણું રહેશે. યહુદીઓની સાથે સલાહ કરનારા તથા તેમને મદદ કરનારાઓને પણ તેવાજ હક પ્રાપ્ત થશે. પણ દુશ્મનોથી મદીનાને બચાવવામાં યહુદીઓએ મુસલમાનો સાથે એકત્ર થઈ તેમને મદદ કરવીપડશે. જે સખસ ગુન્હો કરશે તેને પકડી સજા કરવામાં આવશે. જે કોઈ ગુન્હો કરશે, જબરાઇ કરશે, તથા ધાંધલ કરશે, તેને મુસલમાનોએ સારો ગણવો નહીં. કોઈનો પક્ષપાત કરવો નહીં. અપરાધી ગમે તેવો પાસેનો સગો હોય તો પણ તેને આશ્રય આપવો નહીં. આ જાહેરનામા પ્રમાણે ચાલનાર લોકોએ પોતાના સઘળા કજીઆનો ફેંસલો ખુદાના પેગમ્બર પાસે કરાવી લેવો. આ જાહેરનામાને જે કોઇ કબુલ કરશે, અને તેને માન આપી તે પ્રમાણે ચાલશે

તેને મદીનામાં કોઇપણ વાતની હરકત થવાની નથી."[1]

ઉપરનું જાહેરનામું જોઇ યહુદીઓ ભેગા થયા, અને બધાઓએ મળી તે પ્રમાણે ચાલવા કબુલત આપી. મુસલમાનોને આથી ઘણો સંતોષ થયો; કારણુ તેઓ તો બિચારા દુશ્મનોના ત્રાસથી કંટાળીને હમણાજ અહીં ઠેકાણે પડયા હતા. તેઓ તો આશ્રય અને શાંતી મળવાથી ખુદાના કરોડો ઉપકાર માનતા હતા. જેઓ બિચારા માર્યા માર્યા ફરતા હતા, અને જેમને જીવ બચાવવાનાં સાંસાં હતાં તે આવી વિશ્રાંતીની જગામાં શાંતપણે રહેવા, અને લડાઇથી દુર નહાસી એક ઠેકાણે આરામમાં રહી પોતાના નવા ધર્મનું મનન કરવા ઉત્સુક હોય એ સ્વભાવિક છે. જે લોકો હજારો વર્ષથી અધોગતિમાં પોતાનું જીવન ગાળતા હતા, જે લોકો પોતાની તુમાખીમાં નિરાધાર માણુસોને પોતાના પગ તળે ચગદી નાખતા હતા, ગમે તેવા ગુન્હા કરી છટકી જતા હતા, અને જંગલીપણાને લીધે આમ તેમ નકામા ભટકતા ફરતા હતા તેમનામાં મહાન હઝરતના પ્રયાસથી કાયદા અને વ્યવસ્થાનું બી રોપાયું.

હઝરતને લોકો પેગમ્બર તરીકે માનતા હતા તેથી તમામ સત્તા તેમના હાથમાં હતી. જો તેઓ ધારત તો મોટી સાહેબી ભોગવત; પણ તેમણે એક સાધારણ માણસ જેટલું સુખ પણ ભોગવ્યું નથી. તેમને જરા પણ મોટાઇ નહોતી. તેઓ ખજુર ખાઇને રહેતા હતા, અથવા સરકો મધ અગર દૂધથી રોટલો ઉતારી ચલાવી લેતા હતા. તેઓ ઘણે ભાગે સાદડી ઉપર સૂઇ રહેતા અને સાદડી ન મળતી તો જમીન ઉપર પડી રહેતા. તેઓ ઘરમાંથી વાસીદું જાતે વાળતા, અને કપડાં તથા પગરખાં જાતે સમારતા. તેમને મન માનતાં સાધનો મળી શકે એમ હતું; પણ તેઓ દુનિયાના તુચ્છ વૈભવ તરફ નજર નહિ કરતાં ખરા ખુદાનું નામ જાહેર કરવા એક ગરીબ ફકીરની માફક જીંદગી ગુજારતા હતા. ગરીબાઇને લીધે તેમનું પ્રભુત્વ દહાડે દહાડે વધતું જતું હતું. પણ જેમને બીજાઓને તોડી પાડવાની ટેવ હતી તેઓ તેમની ચડતી જોઇ ઘણા બળતા હતા, અને ગમે તેમ કરી તેમને તોડી પાડી મદીનામાં પોતાની સત્તા જમાવવા ચાહતા હતા.

**બદ્રની લડાઇ.**—અરબસ્તાનમાં આ વખતે ફરેબ અને દગલબાજીના કારસ્તાનો ઘણાં ચાલતાં હોવાથી હઝરતને ઘણી સાવચેતીથી કામ કરવું પડતું હતું. મદીનાવાળાઓએ મક્કેથી આવેલા મુસલમાનોને આદરભાવથી રાખ્યા

---

૧. તેરસો વરસ પહેલાં નીકળેલું આ જાહેરનામું શું હાલ પણ ગેરકાયદે માલમ પડે એવું છે?

હતા એ વાત દુશ્મનોને રૂચતી નહોતી. તેઓ તેમને ધાંધલખોર અને દેશદ્રોહી સમજી તેમની પાછળ હાથ પગ ધોઇને લાગ્યા હતા. એ બિચારાઓની જ્યાં જુઓ ત્યાં કમબખ્તી હતી. તેમને માટે દુઃખના પોટલા જ્યાં જુઓ ત્યાં તૈયાર હતા. તેમની ઉપર આફતો આવવામાં બાકી રહ્યું નહોતું. ત્રણ વરસ સુધી તેઓ બિચારા ખીણમાં[1] ભરાઇ રહ્યા હતા. કેટલાક હબશામાં[2] ચાલ્યા ગયા હતા, અને બાકીના ઘર બાર છોડી મદીને રહેવા ગયા હતા; તો પણ દુશ્મનોએ તેમનો કેડો મેલ્યો નહોતો. તેઓ મક્કામાં રહેલા મુસલમાનોને ઘણા હેરાન કરતા હતા અને બીજાઓની દાઝ તેમની ઉપર કહાડતા હતા. તેઓ તેમના એવા તો દુશ્મન થઇ ગયા હતા કે કદાચ મુસલમાનો પાતાળમાં પેશી જાય તો ત્યાં પણ તેઓ તેમને છોડે નહી. તેઓ મુસલમાનો જરા પણ ચેનથી રહે એ જોવાજ માગતા નહોતા, બલકે તેમની જડ ઉખેડી નાખવા પ્રયત્ન કરતા હતા જે લોકો મદીને ચાલ્યા ગયા હતા તેનું તો તેઓ કાંઇ કરી શકે એવી સ્થિતીમાં નહોતા; પણ જે થોડા ઘણા મક્કામાં રહી જવા પામ્યા હતા તેમના ઉપર કેર વર્તાવવા લાગ્યા હતા. હવે તેમણે એવો નિશ્ચય કર્યો હતો કે ગમે તેમ કરી મુસલમાનો સાથે લડાઇ કરવા ઉઘાડા પડવું. તેમણે અંદર અંદર વિચાર કર્યો કે આપણે સૌએ એક લશ્કર તૈયાર કરી મુસલમાનો ઉપર ચડાઈ કરવી. અને તેમની જડ કહાડી નાખવી. તેમણે એક કાફલો શામ[3] તરફ વેપાર કરવા મોકલ્યો, અને એવો ઠરાવ કર્યો કે, એ વેપારમાં જે કાંઇ નફો થાય તે મુસલમાનોને તારાજ કરવા પાછળ ખરચવો. આવા સંજોગોમાં જો મુસલમાનો પોતાનો બચાવ નહી કરતાં ચુપચાપ બેસી રહ્યા હોત તો દુનિયામાં આજે મુસલમાનોનું નામ પણ ન દેખાત.

અત્યાર સુધી મહાન હઝરત માત્ર ઉપદેશ કરીને અને જીભે સમજાવીને ઇસ્લામ ફેલાવવા તજવીજ કરતા હતા. પણ હવે તો તેમને પોતાની જન્મભૂમિમાંથી પણ દેશવટો મળ્યો હતો. ખુદા તરફનો જે સંદેસો એમને કહેવાનો હતો, પોતાના હૃદયના જે ઉંડા ઉદગારો એમને બહાર કહાડવાના હતા તે સાંભળવાની એ અપ્રમાણિક લોકોએ ના પાડી હતી એટલુંજ નહિ, પણ એ બાબત ઉપર જો એ બોલવાનું જારી રાખે તો એમનો જીવ પણ લેવો એવો તેમણે સંકલ્પ કર્યો હતો. એવી સ્થિતીમાં એ અશિક્ષિત અરણ્યવાસીએ એક માણુ-

---

૧. શેઅબે—અબુતાલિબવાળી ખીણ.

૨. આબિસીનિઆ.

૩. સીરિઆ.

સને અને એક ખરા અરબને શોભે એવી રીતે પોતાનો અને પોતાના લોકોનો બચાવ કરવાનો નિશ્ચય કર્યો. જો મક્કાના લોકોની એવીજ ઇચ્છા છે તો ભલે એમ થવા દો. તેમને માટે અને માણસ માત્રને માટે બેશુમાર અગત્યનો સંદેશો મારે કહેવાનો છે તે સાંભળવા તેઓ સાફ ઇનકાર કરે છે, અને કેવળ જોર જુલમ અખત્યાર કરીને તલવારના બળવડે ખુનરેજી ચલાવીને તેઓ એ સંદેસાને પોતાના પગ તળે છુંદી નાંખવાની ઇચ્છા રાખે છે. ઠીક, જો તેમની ઇચ્છા એવીજ છે તો હવે તલવારની અજમાયશ ચાલવા દો."[1]

જગતમાં ઉચ્ચ અને મહાન નરોનો એજ નિયમ છે કે જે લોકો પોતાના શરણે આવે છે તેમનો બચાવ કરવા પોતાનો જીવ જોખમમાં નાંખ્યા વિના રહેતા નથી. તો અહીં તો દુશ્મનો સત્ય ધર્મ અખત્યાર કર્યો તેટલા માટે મુસલમાનોને મારતા, રીબાવતા, ચીરી નાખતા, સોયા ભોકતા, કતલ કરતા, અને વિવિધ પ્રકારના જુલમ તેમની ઉપર ગુજારતા. તો શું તેવા જુલમમાંથી તેમને બચાવવા અને તેમનું રક્ષણ કરવા હથીયાર પકડવાં એ જુલમ છે? મી. ગીબન લખે છે કે "પ્રકૃત-કુદરતના નિયમ પ્રમાણે દરેક માણસને તલવાર વડે પોતાના જાનમાલનું રક્ષણ કરવાનો હક છે." તો મુસલમાનો પણ એવા સંજોગોમાં તલવારથી પોતાનું તથા પોતાના શરણાંગતોનું રક્ષણ કરે એમાં નવાઈ શું![2]

કાફલો શામ તરફથી પાછો ફરવા માંડયે ત્યારે કાફલાના લોકોએ પોતાના સરદાર અબુ-સુરીયાન[3] ની સલાહ લઈ ફરેબ રચી મક્કે એવી ખબર કહેવડાવી કે અમને મદદની જરૂર છે. જો મદદ વખતસર નહિ મળે તો મુસલમાનો કાફલો લૂટી લેશે. મક્કામાં આ ખબર પહોંચતાંજ અબુ જેહેલ[4] રણશીંગું વગાડી લોકોને ભેગા કરવા લાગ્યો. અબુ-સૂરીયાનની ઓરત હીંદા પોતાના સગાં વ્હાલાંઓને હથિયાર સજી એકદમ રણમાં જવા મોટા મોટા ઘાંટા પાડી તૈયાર કરવા લાગી. આથી શત્રુઓનું ૧૦૦૦ માણસોનું લસ્કર ચામડાનાં

---

૧. જુઓ "સાંજ વર્તમાન" તા. ૧૩ સપ્ટેમ્બર ૧૯૧૧ ના અંકમાં મી. ટૉમસ કાર્લાઈલના પુસ્તક ઉપરથી મી. મોહનલાલ પાર્વતીશંકરે લખેલો ગુજરાતી લેખ. આખા અરબસ્તાનના સામે થવું એ શું ઓછું શુરવીરપણું છે.!

૨ આવી રીતે કોણ પોતાનું રક્ષણ તલવારથી કરતું નથી?

૩. અબુ-સુરીયાન બિન હરબ. પાછળથી તેની દીકરી સાથે હઝરતના નિકાહ થયા હતા.

૪. અબુ-જેહેલ હજરતનો સગો થતો હતો તો પણ તેમનાથી કટ્ટી દુશ્મનાઇ રાખતો હતો.

બખ્તર પહેરી મદદ કરવાને બહાને મક્કેથી ૭૦૦ ઊંટ લઇ મદીના તરફ રવાના થયું. આ વાતની ખબર પડવાથી મહાન હઝરત સલ્અમે ઈસ્લામ તથા મુસલમાનોના બચાવકરવા તૈયારી કરવા માંડી. તેમણે લોકોને ભેગા કરી ધર્મનો બચાવ કરવા અપીલ કરી તો તમામ મુસલમાનો જીહાદ[1] માટે એકદમ પોતાના જીવની કાંઈ પણ દરકાર રાખ્યા વિના તૈયાર થઇ ગયા. આ વખતે મુસલમાનો દુશ્મનોની ભારે સંખ્યાના પ્રમાણમાં કાંઇપણ ગણત્રીમાં નહોતા, તો પણ મહાન પેગમ્બર સલ્અમના શિક્ષણથી તેમનામાં એટલો બધો ઉત્સાહ–જોશ આવી ગયો હતો કે દરેક જણ હઝરત સલ્અમના બોલ ઉપર પ્રાણ આપવા તૈયાર હતો. આ વખતે મુસલમાનોમાં એટલો બધો ધર્મનો જુસ્સો જોવામાં આવતો હતો કે દરેક માણસ લડાઇમાં જવા આતુર હતો. તેઓ માંહોમાંહે એક બીજાને કહેતા હતા કે અમને આ મહાન સેવા બજાવવા જવા દો, અને અલ્લાહ તથા તેના રસૂલને માટે જાન આપવા દો. તે એટલે સુધી કે બાપ દીકરા વચ્ચે પણ આ લડાઇમાં જવા માટે વાદવિવાદ થવા લાગ્યા, અને ચીઠીઓ નંખાવા લાગી. અર્થાત તમામ મુસલમાનો પોતાના ધર્મ અને પેગમ્બરના રક્ષણ માટે જાન આપવા તૈયાર થયા, અને મહાન હઝરતની હજુરમાં હુકમની રાહ જોતા ઉભા રહ્યા. હઝરતને જે માણસો સાથે લઇ જવા જેવા લાગ્યા તેમને સાથે ચાલવા હુકમ આપ્યો અને બીજાઓને મદીનાના રક્ષણ અર્થે ત્યાં રહેવા દીધા. જોકે તમામ મુસલમાનો જવા માટે તૈયાર હતા તો પણ મદીનાના રક્ષણ માટેની ટુકડી બાદ કરતાં જનાર લોકોની સંખ્યા ૩૧૩ જેટલી થઇ; કારણકે આ વખતે મુસલમાનોની સંખ્યા કાંઇ મોટા પ્રમાણમાં નહોતી. તેમના સરસામાન માટે ૭૦ ઉંટ તથા ફક્ત બેજ ઘોડા હતા. આટલી યુદ્ધ સામગ્રી સાથે મુસલમાનો દુશ્મનોનો મુકાબલો કરવા તૈયાર થયા. જ્યારે મદીનાની બહાર નીકળવાનો વખત આવ્યો ત્યારે પેગમ્બર સલ્અમે ખુદાતાલા આગળ દોઆ માગી કે હે પરવરદીગાર ! તારા સેવક હઝરત ઇબ્રાહીમ પેગમ્બરે મક્કા શહેરની આબાદી માટે તારી આગળ દોઆ ગુજારી હતી અને તે તેં તારી અનંત કૃપાથી કબૂલ કરી હતી, તેવીજ રીતે હું પણ તારો સેવક અને પેગમ્બર હોઇ તારી આગળ દોઆ ગુજારૂં છું કે, તું આ મદીના શહેરને આબાદ રાખ, તેના રહેવાસીઓ ઉપર તું તારી મીઠી નજર કર, અને તેને સર્વ આફતોથી બચાવી તેનું રક્ષણ કર.

મુસલમાનો હમેશાં ખુદા ઉપર ભરોસો રાખતા હતા તેથી આ વખતે પણ તેમને એ વિષેની ખબર પડી ગઈ. અબુ સુફીયાનને,મુસલમાનો જાણી ગયાની ખબર

---

1. જીહાદ એટલે ધર્મની લડાઈ. ધર્મ યુદ્ધ. Religious War.

પડવાથી તે મદદની વાટ નાહિ જોતાં બીજે રસ્તે થઇ મક્કા તરફ રવાના થવા તૈયાર થયો અને મદદ માટે આવતા લશ્કરને પાછા ફરવા કહેવરાવ્યું. ઘણા લોકો પાછા જવા તૈયાર થયા, પણ અબુ–જેહેલ બોલ્યો કે આપણી બહાદુરી આખા જગતમાં પ્રખ્યાત છે, તેથી આપણે પાછા જવું એ નામોશી ભરેલું છે. તમારે જવું હોય તો જાઓ. હું તો મોહમ્મદ સાથે વેર લીધા સિવાય આવવાનો નથી. જો મારી સાથે આવવું હોય અને દુનિયામાં નામ કહાડવું હોય તો ચાલો આગળ થાઓ. છેવટ કાંઇ નહિ થાય તો ત્રણ દિવસ બદર[1] ની પાસેના કુવાનું પાણી પીને પાછા આવીશું; પણ અહીંથી તો પાછા ફરીશું નહિ. આપણી બહાદુરી જોઈ આખું અરબસ્તાન ડરી જશે, અને પછી કોઇ પણ આપણી સામે થવા કદી કમ્મર બાંધશે નહિ. આવી રીતે તે અભિમાનના બોલ બોલતો લશ્કરને લઇ **બદરની** ખીણ આગળ આવ્યો. એક ધર્મ ઉપદેશકનો નાશ કરવા માટે આવી મોટી ધામધુમવાળી ચડાઈ અગાઉ કદી પણ થઇ હોય એમ લાગતું નથી.! દુશ્મનોનું ભારે લશ્કર જોઇ હઝરત સલ્અમ ઘણા શોચમાં પડયા, અને ખુદા આગળ અરજ કરવા લાગ્યા કે “ હે પરવરદિગાર! જો આ તારો નાનો કાફલો નાશ પામશે તો તારી ઇબાદત કરનાર કોઇ રહેશે નહિ. હું તારા ઉપર ભરોસો રાખીને બેઠો છું અને મને સંપૂર્ણ આશા છે કે મારૂં કામ તું પરીપૂર્ણ કરીશ. દુશ્મનો જબરાઈ કરીને મારી સાથે અહીં સુધી લડવા આવ્યા છે, અને જુલમ ઉપર તેમણે કમ્મ બાંધી છે માટે તારા વાયદા પ્રમાણે તું આ તારા સેવકનું કામ પાર પાડ.[2] હે પરવરદિગાર ! આ તારા સેવકોની એક નાની સંખ્યા તારો હુકમ માથે ચડાવી પોતાનો બચાવ કરવા નીકળી છે, તેની પાસે પુરતાં સાધન પણ નથી, તેને પેટપુર ખાવાનું પણ મળતું નથી, તેના અંગ ઉપર પુરતાં લૂગડાં પણ , તેને ઉઘાડે પગે ચાલવું પડે છે, માટે તારી અનંત કૃપાની છાયા તેની ઉપર નાખ અને તેને દુશ્મનો ઉપર જયવાન કરી તેને સમૃદ્ધિવાળી બનાવ.” આ પ્રમાણે ખુદા-તાલા આગળ પ્રાર્થના કરી મહાન હઝરતે ઇસ્લામી ટુકડીને ખુદાનું નામ દઈ મદીનેથી રવાના કરી. બેશક આ ટુકડી ઘણી નાની હતી, પણ ખુદા તેના ઉપર મહેરબાન હતો. તેની પાસે પુરતાં સાધન નહોતાં; પણ ઇમાન, સચ્ચાઇ, સંપ, હીંમત, બહાદુરી, ધૈર્ય, તથા સંતોષ જેવા મહાન ગુણો તેનામાં ભરપૂર હતાં. ખુદા ઉપર તેને સંપૂર્ણ વિશ્વાસ હતો. તે મોતને જીંદગી, લડાઈને

---

૧. મદીના નજીક એક ખીણ છે. આ લડાઇ ઇ. સ. ૬૨૩ માં થઈ હતી.

૨. ખુદા જેની સાથે વાયદો કરે એવી શ્રદ્ધાવાળા પેગમ્બર શું સાધારણ માણસ હોઈ શકે ખરા ?

મેલાવડો, અને ભુખને રોજા સમજતી હતી. દુનિયાની તેની નજરમાં કાંઇ પણ હસ્તી નહોતી. માત્ર ખુદા અને તેના પેગમ્બરનો હુકમ ઉઠાવવો એજ તેનો મુદ્રાલેખ હતો.

આ નાની ટુકડી મદીનેથી રવાના થઇ થોડે છેટે બદર આગળ આવી પહોંચી. અહીં મહાન હઝરતને માલમ પડયું કે તેમની સાથે લડવા આવ્યો હતો તે કાંઇ વેપારી કાફલો નહોતો; પણ જીવલેણ દુસ્મનોનું એક મોટું લશ્કર હતું જે મક્કેથી તૈયાર થઈને આવ્યું હતું. દુસ્મનોનું ભારે લશ્કર જોઇ મહાન હઝરતે પોતાના અસહાબીઓનો[1] અભિપ્રાય માગ્યો તો સૌ એકે અવાજે એમજ કહેવા લાગ્યા કે " હે અમારા જાનમાલના ધણી, ભલેને દુસ્મનોનું લશ્કર ભારે હોય, અને ભલેને તેમની પાસે જોઇએ તેટલાં હથીયારો હોય તેથી થયું શું ! અમે કાંઈ ગભરાતા નથી. અમારા જીવ કાંઇ આપના હુકમ કરતાં વધારે નથી. આપનો હુકમ થાય તેજ પ્રમાણે અમે ચાલીશું. અને આપના ઉપર અમારા જીવ કુરબાન કરીશું. આપનો હુકમ ઉઠાવવો એજ અમારૂં કલ્યાણ છે. દુસ્મનોના ભારે લશ્કર સાથે લડાઇ કરતાં કદી અમારો જીવ જશે તેની અમને દરકાર નથી. આવા કામમાં અમે આપને કામ આવીએ એજ અમે અમારૂં મોટું ભાગ્ય સમજીએ છીએ; કારણ કે આપનો હુકમ ઉઠાવતાં કદી અમારો જીવ જાય તો પણ અમને બેશક શહીદીનો[2] મરતબો મળ્યા વગર રહેવાનો નથી અને એ મરતબો મેળવવા અમો બધા ઉત્સુક થઇ રહ્યા છીએ. " પોતાના શિષ્યોનાં આવાં વચનો સાંભળી મહાન હઝરતને અત્યંત ખુશાલી પેદા થઈ અને તેમણે પોતાની ટુકડીના માણસો લાઇનબંધ ઉભા કરી દુસ્મનોનો મુકાબલો કરવા તૈયાર કરી. પેલી તરફ દુસ્મનોએ પણ પોતાના લશ્કરના માણસો તૈયાર કર્યાં. તેઓ મુસલમાનોની સંખ્યા નજીવી જોઇને ઘણા રાજી થવા લાગ્યા અને કહેવા લાગ્યા કે મુસલમાનોને ઘડીના છઠ્ઠા ભાગમાં નાબુદ કરી નાખીશું. આવાને આવા ખ્યાલથી તેઓ મનમાં ઘણાજ ફુલાતા હતા. મુસલમાનો પાસે ઘણા થોડા માણસ હતા., તોપણ તેઓ ખુદા ઉપર ભરોસો રાખી દુસ્મનોથી મુકાબલો કરવા તૈયાર થયા. મુસલમાનો સાચા ભક્ત અને બહાદુર યોદ્ધા હતા. તેઓ પોતાના ધર્મ અને પેગમ્બર માટે અગ્નિમાં કૂદી પડવા અને દરિયામાં ભુસકો મારવા તૈયાર હતા. વાંચક, ચાહે તો તમે એમને અંધશ્રદ્ધાળુ કહો, પણ એવા દ્રઢ આત્માવાળા પુરૂષોની કીર્તીજ સંસારમાં ગવાઇ રહે છે. નહીં તો સામાન્ય વૃતીવાળાઓનો તો

1. Companions, સાથીઓ.

2. Martydom, સ્વાત્માર્પણ. ઇસ્લામમાં આ મરતબો ઘણો મોટો ગણાય છે.

સંસારમાં ક્યાં ટોટો છે. દુશ્મનોએ ધાર્યું હતું કે કોઇ પણ મુસલમાન સામો થવાનો નથી તેથી અહંકારથી ફુલાતા તેઓ આગળ વધ્યા અને ખૂમો પાડી મુસલમાનોને લડવા બોલાવવા લાગ્યા. ખૂમો સાંભળતાંજ હઝરત હમઝા રદી૦ હઝરત અલી મુર્તુઝા કરમ૦, અને હઝરત ઓબૈદા આગળ આવ્યા. મુસલમાનોનાં લશ્કરમાંથી “ અલ્લાહો અકબર[1] ” ના પોકારો આવવા લાગ્યા. લડાઇ શરૂ થઇ. મુસલમાનો ઘણી બહાદુરીથી લડવા લાગ્યા. દુશ્મનોને હઠવાનો વખત આવ્યો. તેમણે ફરી મુસલમાનો ઉપર ધસારો કર્યો. પરંતુ મુ-સલાનોના ઉત્સાહ આગળ તેમનું કાંઇ ચાલ્યું નાહ.[2] મુસલમાનોએ દુશ્મનોને એવા દબાવ્યા કે તેઓ છેક લાચાર થઈ ગયા. લડાઈ ચાલી રહી હતી એટ-લામાં કુદરતથી પવનનું એક ભારે તોફાન આવ્યું. એક તો શિઆળાની મોસમ હોવાથી સખ્ત ઠંડી પડતી હતી અને ઉપરથી વા વંટોળ શરૂ થયો એટલે દુશ્મનોનું કાંઇ ફાવ્યું નહિ. હઝરત સલ્અમે કુદરતને મુસલમાનોના લાભ માટે કામ કરતી જોઈ મુસલમાનોને ખુદાના ભાવથી ઉત્તેજીત કર્યા. મુસ-લમાનો આને ખુદાએ પોતાને મદદ કરવા ફરિસ્તા મારફત ગેબી મદદ મોકલી એમ જાણી હીંમતથી લડવા લાગ્યા. તેમણે દુશ્મનો ઉપર હુમલો કર્યો અને તેમને એકદમ ઘેરી લીધા. ખુદા તરફના જોશથી બળવાન થએલા માણસો જે કામ કરે છે તે બીજાથી થઇ શકતું નથી. મુસલમાનોએ જોશમાંને જોશમાં લડા-ઇનું મેદાન ગજાવી મૂક્યું. જેમ તોફાની પવનથી ઝાડ તૂટી પડે છે તેમ દુશ્મનો પડવા લાગ્યા. ઘણાઓનો ઘાણ નીકળી ગયો અને બીજા જીવ લઇને નાઠા.

જેટલા માર્યા ગયા હતા તેમની ભોંય ઉપર પડેલી લાશો જોઈ હઝરત ઘણા દિલગીર થયા અને કહેવા લાગ્યા કે “ તમે મારા સગા છો. તમે મારૂં કહેવું માન્યું નહિ, અને ઉલટો મને મારા વતનમાંથી હાંકી મૂક્યો. તમે મારા સગા થઇને મારા ઉપર જુલમ કર્યો અને મને લેવાદેવા વગર દેશવટો આપ્યો, પણ ખુદા સઘળું જોઇ રહ્યો હતો. તેણે પોતાના સેવક ઉપર મહેરબાની કરી અને પરદેશમાં લોકોના મનમાં લાગણી ઉત્પન્ન કરી મને આશ્રય આપ્યો. તમે મારા સગા હતા તોપણ તમને મારૂં ઘરબાર તજાવતાં જરાપણ દયા આવી નહિ. હું મદીને આવ્યો ત્યાં પણ તમે મારો કેડો મૂકયો નહીં. ખેર. પણ હાય! આજે તમારી આ શી દશા! હું મારી નજરે આ શું જોઉં છું! તમને સારે માર્ગે લાવવા મેં ઘણી કોશિશ કરી; પણ તમારા નશીબમાં નહિ ત્યાં હું શું કરૂં ! જો મારૂં કહેવું માન્યું હોત અને નીતિ અખત્યાર કરી

---

૧. મુસલમાનોની સંખ્યા ૩૧૩ હતી.

૨. જયનાદ, જયના પોકાર. War cry..

હોત તો આજે આ વખત આવત નાહ અફસોસ [1]"

શત્રુઓને ઘણું નુકશાન થયું. તેમનાં ૪૯ માણસો માર્યાં ગયાં[2] અને ૭૦ કેદ પકડાયાં. અબુ-જેહેલ જે હઝરતની સાથે ઘણી અદાવત રાખતો હતો તે પોતાની મગરૂબીનો ભોગ થઇ પડયો. શત્રુઓને પોતાના કરતુકના ફળ ચાખવાં પડયાં. મુસલમાનો આ વખતે તેમની ઉપર જે કાંઈ સખતી કરત તે વ્યાજબી હતું. પણ મદીનાના લોકો હઝરતના શિક્ષણથી દયા કરતાં શીખ્યા હતા, તેથી તેમણે કેદીઓનું રક્ષણ કર્યું અને તેમને જોઈતી સવડ કરી આપી. તેઓ સુખેથી રહે, ખાવા પીવા તથા પહેરવા ઓઢવાની બાબતમાં કાંઈ તકલીફ ભોગવે નહિ વિગેરેની તજવીજ કરી. પોતાનું ખાવાનું તેમને આપી પોતે ખજુર ખાઇ રહેવા લાગ્યા. આખરે કેદીઓ પણ પોતાના સ્વદેશી બન્ધુઓ હતા તેથી તેમના પ્રત્યે હઝરતની પ્રીતિ ઉભરી આવી. તેમણે તેમને છોડી મૂકવાનું ફરમાવ્યું. તે ઉપરથી તેમનામાંના ધનવાનોએ ધર્માદા ખાતે પૈસા આપવાનું, કેટલાકે ગામના છોકરાંઓને ભણાવવાનું, અને કેટલાકે હઝરતની સામે કદી હથિઆર નહિ ઉઠાવવાનું કબૂલ કર્યું. તેઓ મુસલમાનોની પરોપકાર બુદ્ધ જોઇ એટલા બધા ખુશી થયા કે તેમનામાંથી એકે કહ્યું કે મદીનાવાસીઓના સુખ કાયમ રહેજો! તેમણે પોતે પગે ચાલી અમને ઘોડા બેસવા આપ્યા છે, અને પોતે ખજુર ઉપર રહીને અમને ખાવાનું આપ્યું છે. જેટલી તેમણે રાખી છે તેટલું કોઈ રાખવાનું નથી. તેમનું કલ્યાણ થજો.[3]

આ લડાઈ હઝરત સિદ્દીક અકબર, રદી૦ હઝરત ઉમર રદી૦ હજરત ઉસ્માન રદી૦ હઝરત અલી શેરે ખુદા[4], કરમ૦ હઝરત હમઝા રદી૦, હઝરત ઓબૈદા રદી૦, હઝરત સાઅદ ઇબ્ન-અબિવક્કાસ રદી૦, હઝરત બિલાલ વિગેરે હતા. મુસલમાનોની એક નાની ટુકડીને શત્રુઓના ભારે લશ્કર ઉપર ખુદાતાલાએ ફતેહ આપી અને આજથી એક મજબૂત ખડક ઉપર ઇસ્લામનો પાયો નાખ્યો. મુસલમાનોની આ સૌથી પહેલ વહેલીજ લડાઇ હતી

---

૧. નારાયણ હેમચંદ્ર કૃત હઝરતનું જીવનચરિત્ર. પાનું ૧૫૦.

૨. મુસલમાનોના ૧૪ જણ રણમાં પડયા હતા. તેમાંના ૮ અન્સાર અને ૬ મહાજેરીન હતા.

૩. નારાયણ હેમચંદ્ર કૃત હજરતનું જીવનચરિત્ર. પાનું ૧૫૦-૧૫૧.

૪. હજરત અલી એવા બહાદુર હતા કે તેઓ "ખુદાના સિંહ" કહેવાતા હતા. તેમનું નામ 'હૈદર' પણ હતું. વળી તેમને "અસદુલ્લાહ" પણ કહેતા.

તેથી જય મળવાથી તેમનો વિશ્વાસ ઘણો મજબૂત થયો. તેમનામાં શૌર્ય, બળ, સંપ, અને તેજનો ઘણોજ વધારો થઇ ગયો. ખુદાની કૃપાથી ઇસ્લામને હવે હમેશાં ફતેહ મળશે એવી શ્રદ્ધા તેમના મનમાં ચોકસ ઠસી, અને અહીંજ મુસલમાનોના નશીબની ચડતી થવા લાગી.[1]

અબુ–લહબ[2] મંદવાડના ખાટલે પડેલો હોવાથી આ લડાઇમાં ભાગ લઇ શકયો નહોતો. લડાઇનો મામલો જાણ્યો ત્યારે તેને ઘણી ચિંતા પેઠી, અને મનમાં બળી બળીને આ વખતે મરણ પામ્યો.

મુસલમાનો બદરની લડાઇમાં ફતેહ મેળવી પાછા ફરતા હતા તેવામાં હઝરત સલ્લમની પુત્રી બીબી રૂકૈયા જે હઝરત ઉસ્માન[3] રદી૦ સાથે પરણાવેલાં હતાં તેમના ગુજરી જવાના માઠા સમાચાર મળ્યા. આથી તેમને ઘણી દીલગીરી થઇ; પણ માલિકની મરજી ઉપર રાજી રહી સંતોષ માન્યો. બીબી રૂકૈયા પોતાના પતિ હઝરત ઉસ્માન સાથે દુશ્મનોના ત્રાસથી કંટાળી હબશામાં રહેવા ગયાં હતાં. ત્યાં ઘણી મુદત રહ્યા પછી શાંતી થવાથી પોતાના પિતા સાથે મદીને આવ્યાં હતાં; પણ સુખનો વારો આવ્યો એટલામાં ખુદાએ ઉઠાવી લીધાં.

---

૧. મુસલમાનો આ પછી મોટી મોટી લડાઈઓ લડયા અને તેમણે ટુંક મુદતમાં પોતાની સત્તા દુનિયાના બહોળા ભાગમાં જમાવી દીધી.

૨. તે " અગ્નિના ભડકાનો બાપ " કહેવાતો હતો.

૩. પોતાના અસહાબો ( સાથીઓ ) સાથે ઘાડો સંબંધ પેદા કરી સલાહસંપ વધારવો એ હઝરતનો ખાસ હેતુ હતો. તે હેતુ પાર પાડવા તેમણે પોતાની દીકરી બીબી રૂકૈયા અને તેમના ગુજરવા પછી બીબી ઉમ્મ-કુલ્સુમ એ રીતે બે દીકરીઓના લગ્ન હજરત ઉસ્માન સાથે કર્યાં હતાં. વળી હજરત અબાબકર સિદ્દીકની પુત્રી બીબી આએશા અને હઝરત ઉમરની પુત્રી બીબી હફસા સાથે પોતે લગ્ન કરી તેમને પોતાના સસરા બનાવ્યા હતા. પોતાની ત્રીજી પુત્રી **બીબી ફાતેમાનાં** લગ્ન હજરત અલી શેરે ખુદા સાથે કરી આપ્યાં હતાં. લગ્ન વખતે બીબી ફાતમાની ઉમર ૧૬ વરસની અને હજરત અલીની ૨૨ વરસની હતી. આ લગ્ન ઘણીજ સાદાઇથી થયું હતું. હજરતે નોતરેલા લોકોને ખજુર વહેંચી હતી. કન્યાને પહેરામણીમાં બે વસ્ત્ર તથા એક ઓઢણી આપી હતી. રાચરચીલામાં એક ઘંટી, બે પાણી ભરવાના વાસણ અને એક પાણી પીવાનું પવાલું આપ્યું હતું. આવું છતાં પણ બીબી ફાતમાનો મરતબો એટલો બધો પુજ્ય ગણાય છે કે આજે પણ તેમનું નામ યાદ આવતાં મુસલમાનોનાં હૃદય ઉછળે છે. અઠાવીસ વરસની ભર જુવાનીની ઉમરમાં તેમનો સ્વર્ગવાસ થયો હતો. હી. સ. ૧૧.

**સલાહ માટે સંદેસા.**—મદીનામાં આવ્યા પછી મહાન હઝરતે દુશ્મનો સાથે જે ઝગડા અને લડાઇ ચાલતાં તે મટાડી દેવા મક્કાવાસી લોકોને અનેક વાર કહેવરાવ્યું અને એક બીજા સાથે હળીમળી શાંતીથી રહેવા ઘણી સૂચનાઓ કરી કે "હે મક્કાવાસીઓ, હવે ફેંસલો થાય તો સારૂં, કારણ કે હવે મુસલમાનોને નકામા સતાવવામાં માલ નથી. તેઓ બિચારા પોતાનું સર્વસ્વ તમારા હાથમાં મૂકી પોતાનો એક જીવ લઈ નીકળી નાઠા છે. એમનો ખુદા સિવાય કોઇ આશ્રયદાતા નથી. માટે તેમની સાથે લડવાનું મુકીદો અને તેમને હવે ઠરવાદો. જો તમે હવે નહીં માનો તો હેરાન થશો કારણ કે હવે કયાં સૂધી એ લોકો તમારો જુલમ સાંખી શકશે ? તેઓ પણ પોતાનો બચાવ કરવા કમ્મર બાંધશે અને તમને હંફાવશે કારણકે ખુદા સાચાનો બેલી છે અને તે તેમનીજ વાહરે ચડશે." આવી રીતે મહાન હઝરતે તેમને ઘણાં સંદેસા કહેવરાવ્યા પણ તેમણે માન્યું નહીં. તેઓ તો એમજ ધારીને બેઠા હતા કે મુસલમાનોને તેમના આગેવાન સહીત તારાજ કરવા.

મક્કાના કેદીઓ જેવા ઘેર પહોંચ્યા કે દુશ્મનો પાછા જોર ઉપર આવ્યા. તેમણે બસો સારા ઘોડેસ્વારોની એક મોટી ટુકડી એકઠી કરી અને દરેક ઘોડા ઉપર ખોરાકની એક એક ગુણ મૂકીને રવાના થયા. તેમણે પ્રતિજ્ઞા લીધી હતી કે જ્યાં સુધી મહાન હઝરત અને તેમના શિષ્યોથી વેર ન લઇએ ત્યાં સુધી પોતાના માથાઓમાં તેલ નાખવું નહીં, અને કોઈ ચીજનો ઉપભોગ કરવો નહીં. તેઓ જોશમાંને જોશમાં ઠેઠ મદીના ત્રણ માઇલ રહ્યું ત્યાં સુધી જઇ પહોંચ્યા અને ત્યાંના લોકોના ખેતરો અને ખજુરીઓ બાળી નુકશાન કરવા લાગ્યા. પોતાની નજર સામે પોતાનું નુકશાન થતું જોઇ મુસલમાનોથી રહેવાયું નહિ. તેઓ પણ ખુદા ઉપર ભરોસો રાખી મરણીયા થઇ નીકળ્યા. શત્રુઓના હમેશના ત્રાસથી આજે મરી જવું પણ પાછા હઠવું નહીં એ લાગણીથી હિમ્મત થએલા મુસલમાનોનો ઉત્સાહ જોઈ શત્રુઓની તેમના ઉપર હુમલો કરવા હિંમત ચાલી નહીં તેથી તેઓ એકદમ પાછા ફર્યા. મુસલમાનોને મરણીયા થએલા જોઇ તેઓ એવા ગભરાયા કે ગુણો નાખી નાખીને નાઠા.[1]

**ગૌરસ પહેલવાન.**[2]—શત્રુઓ વારેવારે લડવા આવતા હતા તેથી મુસલમાનો પોતાનો બચાવ કરવા હમેશાં તૈયાર રહેતા હતા. શત્રુઓએ હુમલો કર્યો

---

૧. આ ચડાઇ ગઝવતુસ્સાવક–એટલે ગુણોવાળી ચડાઇના નામથી ઓળખાય છે. તે હી. સ. ૪ નાં ઝિલ્કેદ મહીનામાં થઈ હતી. ઇ. સ. ૬૨૬ એપ્રીલ.

૨. કેટલાક તેનું નામ દરસુર બતાવે છે. તે એક દેવ જેવો હતો.

ત્યારે તેમને પાછા હઠાવવા મુસલમાનો તૈયાર થયા. તેમની સામા થવાને દુશ્મનોની હીંમત થઇ નહીં. તેઓ નાસી ગયા અને મુસલમાનોએ ત્યાંજ પડાવ નાખ્યો. એક દિવસ હઝરત સલ્અમ ત્યાં છાવણીથી થોડે છેટે એક ઝાડની છાયામાં આરામ લેતા હતા તેવામાં એક **ગૌરસ** નામનો પહેલવાન આવ્યો. તે એકદમ તલવાર ખેંચી તેમના ઉપર ધસ્યો અને કઠોર વચનથી કહેવા લાગ્યો કે "મોહમ્મદ! ચાલ બોલ હવે અહીં તને કોણ બચાવનાર છે?" હઝરતે હીંમત નહી ખોતાં દૃઢતાથી જવાબ આપ્યો કે "અલાહ જે બધાને બચાવે છે તેજ મને બચાવશે." તેમના આ શબ્દો એવા અચળ વિશ્વાસ અને ઉત્સાહથી નીકળ્યા કે દુશ્મનનાં અંતઃકરણમાં વીજળીના આંચકાની પેઠે વાગ્યા. તેનું આખું શરીર ધ્રૂજવા લાગ્યું. તેના હાથમાંથી તલવાર પડી ગઇ. હઝરતે તે ઉંચકી લીધી. હવે તેમનો વારો આવ્યો. તેમણે તેને કહ્યું કે "ચાલ બોલ, હવે તને કોણ બચાવે એમ છે." કાયર ગૌરસે વિચાર્યું કે જે સખસને હું મારવા તૈયાર થયો હતો તેનો હવે વખત આવ્યો છે તો તે મને કેમ છોડશે? તેથી તે થરથરતાં થરથરતાં બોલ્યો કે "મને બચાવો. આપના સિવાય મારૂં અહીં કોઇ નથી. મને બચાવવો ના બચાવવો એ આપના હાથમાં છે." હઝરત સલ્અમ તેના આવા કાયર શબ્દો સાંભળી ઘણા નારાજ થયા અને કહેવા લાગ્યા કે "હે અધર્મી! આવા અણીના વખતમાં પણ તારા મુખમાંથી માલિકનું નામ ના નીકળ્યું તો તારા જેવો હતભાગી બીજો કોણ હશે. જા તારૂં કર્યું ભોગવ, પણ આજથી દયા કરતાં શીખ." આટલું કહી તેમણે તેની તલવાર પાછી આપી દીધી અને જતો કર્યો. હજરત સલ્અમની આવી પરોપકાર બુદ્ધિ જોઈ તેના મન ઉપર એટલી બધી અસર થઇ કે તેને તેમના પેગમ્બર હોવાનો પુરેપુરો વિશ્વાસ બેઠો. છેવટે તેણે ઇસ્લામ ધર્મ અખત્યાર કર્યો અને ખરા દીલથી તેમની સેવા બજાવવા લાગ્યો.

**યહૂદીઓની ઉશ્કેરણી.**—બદરની લડાઇમાં મુસલમાનોની ફતેહ થએલી જોઇ યહૂદીઓને અંદરખાને ઘણો કલેશ થયો. તેઓ છુપી રીતે અદાવત રાખી દુશ્મનોને ઉશ્કેરવા લાગ્યા. હઝરત સલ્અમે તેમને ઘણા સમજાવ્યા પણ તેમણે માન્યું નહિ. તેઓ ઇસ્લામની અવગણના કરી તેને હલકો પાડવા નીંદા ભરેલી કવિતાઓ બનાવી લોકોમાં ગાવા લાગ્યા. અરબ લોકોને કવિતા ઘણી પ્રિય હતી તેથી તે દેશોદેશ ગવાવા લાગી. વળી તેઓ બદરની લડાઇમાં માર્યા ગએલા મક્કાવાસીઓના પરજીઆ બનાવી ઘેર ઘેર ગાઇ લોકોને મુસલ-

માનો સામે લડાઇ કરવા ઉશ્કેરવા લાગ્યા. મી. નારાયણ હેમચંદ્ર લખે છે કે, "હઝરત મોહમ્મદ સાહેબે તેમને સંતુષ્ટ રાખવા માટે ઘણો પ્રયત્ન કર્યો પણ તેઓ કોઇ પણ રીતે સંતુષ્ટ થયા નહીં. તેમણે તેમને પોતાની ઇચ્છા પ્રમાણે પોતાના ધર્મને લગતી ક્રિયા કરવાની અનુમતિ આપી હતી. તેઓ સ્વતંત્ર રીતે પોતાનો ન્યાય અધિકાર ભોગવી શકે તેવી વ્યવસ્થા કરી હતી તથાપિ યહૂદીઓનું મન ફર્યું નહીં. તેઓ જાહેરમાં હઝરત મોહમ્મદ સાથે દોસ્તી દેખાડતા પણ અંદરખાને તેમને મારી નાખવાની તજવીજ કરતા"[1]

એક વખત એવું બન્યું કે એક એરબની છોકરી મહોલ્લામાં દૂધ વેચવા આવી. તેને જોઇ કેટલાક યહૂદીઓના જુવાન છોકરા મશ્કરી કરવા લાગ્યા. તેણે મ્હોડા ઉપર બુરખો ઓઢેલો હતો. તે આવીને એક ઠેકાણે બેઠી એવામાં એક છોકરાએ જઇ તેના માથા ઉપરનું લુગડું પાછળથી એક પાટલા સાથે બાંધી દીધું. દૂધ વેચી રહ્યા પછી જેવી તે ઉઠવા લાગી તેવુંજ પેલું કપડું તણાયું અને તેનું શરીર ઉઘાડું થઇ ગયું. છોકરાઓ છીછાં-છળાવેડા કરવા લાગ્યા. બાલિકા શરમને મારે બેબાકળી થઈ ગઇ. તેનું આવી રીતે અપમાન થએલું જોઈ મુસલેમાનોથી રહેવાયું નહિ. તેઓ છોક-રાઓને ધમકાવવા લાગ્યા. છોકરાઓ પણ માથાના ફરેલ હતા તેથી મારા-મારી ઉપર આવી ગયા. લડાઇની ગરબડ સાંભળી હઝરત સલ્અમ પણ એક-દમ ત્યાં આવી પહોંચ્યા અને મુસલમાનોને વારવા લાગ્યા. તેમણે યહૂદીઓને સમજાવીને કહ્યું કે તમે શાંતીથી રહેવા માટે કબુલત આપી છે અને હવે આમ કરો છો એ ઠીક નહીં. તમારે તો તમારા કરારને વળગી રહેવું જોઇએ. મુસલમાનો સાથે તકરાર કરવામાં કાંઇ સાર નથી. તેમનું આ કહેવું યહૂદી-ઓને રૂચ્યું નહીં. તેઓ વિનયરહિત થઇને કહેવા લાગ્યા કે તમારે વધારે ગરબડ કરવી નહીં. અમે અમારી બેહતરી સારી રીતે સમજી શકીએ છીએ. જે લોકો લડાઇનું કામ બરાબર સમજી શકતા નથી તેને તમે દબાવો છો; પણ અમારી સાથે એવું ચાલવાનું નથી. જો વધારે કરવા જશો તો અમે પણ અમારૂં કરવા ચુકીશું નહી.[2] યહૂદીઓની નજર ફરેલી જોઇ તેમણે જાણ્યું કે તેઓ શાંતીથી બેસશે નહિ અને બેસવા દેશે પણ નહિ. હવે તેમને બીજે ઠેકાણે હઠાવ્યા સિવાય છુટકો નથી. કારણ કે તેમ

---

૧. જુઓ મી. નારાયણ હેમચંદ્ર કૃત હઝરતનું જીવનચરિત્ર. પાન ૧૩૬. આવું વર્તન ચલાવનારાને શું હાલના સુધરેલા લોકો સારો ગણી શકશે?

૨. આપણે હાલના સુધરેલા લોકોનેજ પુછીશું કે આવા લોકો કેવા પ્રકારના શાસને લાયક છે?

લાગ થાય તો મદીનામાં ભારે તોફાન જાગ્યા વગર રહેશે નહિ. યહુદીઓ શાંતીથી રહેવા મુસલમાનો સાથે સલાહ કરી બંધાયા હતા, તો પણ આ વખતેતેઓ દુશ્મનોને ઉશ્કેરવા લાગ્યા. તેમણે છૂપી રીતે જાળ પાથરી મુસલમાનોને કનડવાનું શરૂ કર્યું. તેમને સજા કરવા માટે ઘણા લોકોએ હઝરત સલ્અમને અરજ કરી. પણ તેમણે તેમના ઉપર મહેરબાની કરી બીજું કાંઇ નહિ કરતાં તેમને શહેરમાંથી બીજે ઠેકાણે રહેવા જવા સૂચના કરી[1] ઈ. સ. ૬૨૪.

**ઓહોદની[2] લડાઇ.**—હીજરી સનના બીજા વરસ સુધી મદીના ઉપર કાંઇ વધારે તોફાન આવવા પામ્યું નહિ. માત્ર કોઈ કોઇ વખત દુશ્મનો ભૂલથાપ ખવડાવી ચડી આવતા હતા, પણ કાંઈ વધારે નુકશાન કરી શકતા નહોતા. જે લોકો બદરની લડાઇમાં માર ખાઇને આવ્યા હતા તે મક્કાવાસીઓને ઉશ્કેરતા હતા એટલે મક્કાવાસીઓ મુસલમાનો તરફ સખત દુશ્મનાઇની નજરે જોતા હતા. તેઓ એક વખત નિષ્ફળ ગયા હતા તેથી તેમને ઘણુંજ લાગ્યું હતું. તેઓ તો લાગજ શોધતા હતા કે કયારે વખત મળે કે મુસલમાનો ઉપર તુટી પડીએ. તેમની લાગણી મુસલમાનો તરફ હમેશાં ઉશ્કેરાએલી રહેતી હતી; તેથી તેઓ હમેશાં તેમની બરબાદીનાજ ખ્યાલમાં રહેતા હતા. તેમની યુક્તીઓ અને પ્રપંચો હમેશાં ચાલુ હતા. આ વખતે મુસલમાનોનો નાશ કરી નાખવા તેમણે જબરી તૈયારીઓ કરવા માંડી હતી. પોતાના મળતીઆઓને તેમણે આસપાસથી બોલાવી તેમની સાથે ગોઠવણ કરી રાખી હતી. અર્થાત શત્રુઓએ મુસલમાનોની બરબાદી માટે લગભગ એક વરસ સુધી તૈયારી કરી.

અબુ-જેહેલના મરણ પછી શત્રુઓની સરદારી અબુસુફ્યાનને હાથ આવી હતી. બદરની લડાઇમાં તેના ઘણા સગા માર્યા ગયા હતા તેથી તે મુસલમાનો ઉપર વેર લેવા તલપાપડ થઇ રહ્યા હતો. તેણે ૩ હજાર માણસોનું લશ્કર ભેગું કર્યું. આ લશ્કરમાં ૭૦૦ માણસો તો બખતરવાળા હતા. લશ્કરની સાથે ત્રણ હજાર ઊંટ અને બસો ઘોડા પણ હતા. તે ઉપરાંત લડાઇ માટે સરસામાન પણ પુષ્કળ હતો. આ વખતે, દુશ્મનોના એક માણસે એવી દરખાસ્ત મુકી કે આ લશ્કરમાં સ્ત્રીઓને પણ સાથે રાખવી. કારણ કે આગલી લડાઇમાં સ્ત્રીઓ સાથે નહોતી તેથીજ હાર ખાવી પડી હતી. માટે જો આ વખતે સ્ત્રીઓ સાથે હશે તો તેઓ

---

૧. જુઓ નારાયણ હેમચંદ્ર કૃત હઝરતનું જીવનચરિત્ર. પાન ૧૫૬-૧૫૭.
૨. મદીનાથી ૬ માઇલ ઉપર એક ટેકરી છે. આ લડાઇ ઈ. સ. ૬૨૫ માં એટલે હી સ. ૩ માં શવાલ મહીનામાં થઈ હતી.

આગલી લડાઇમાં માર્યા ગએલાઓને યાદ દેવડાવી આપણને જુસ્સો દેવડાવશે. વળી જો કદાચ ભોગજોગે આપણામાંનો કોઇ પાછી પાની કરવા જેવું વલણ કરશે તો જરૂર તેઓ તેને હલકો પાડી રોકશે અને ફરી તેને લડવા તૈયાર કરશે. આ વાત કેટલાકને ઘણી પસંદ પડી પણ કેટલાક કહેવા લાગ્યા કે લડાઇનો મામલો કાંઈ કહી શકાય નહીં. આગલી લડાઇમાં આપણી સંખ્યા ઘણી મોટી હતી છતાં આપણે હાર ખાવી પડી હતી. જો કદાચ આ લડાઇમાં પણ તેવો પ્રસંગ આવે તો પછી આપણી સ્ત્રીઓની શી વલે ? તેઓ કદાચ મુસલમાનોના હાથ કેદ પકડાય તો આપણે તો જીવતા જીવતજ ઝેર ખાઇને મરવું પડે, તેથી તેમને ઘર આગળ રાખવી એજ ઠીક છે. પણ ઘણાઓનો એજ અભિપ્રાય થયો કે સ્ત્રીઓને સાથે લેવી એજ સારૂં છે. અબુ સુફયાનની સ્ત્રી હીંદાની તો સાથે જવાની ખાસ મતલબ હતી. કારણ કે તેના બાપને ગઈ લડાઇમાં હઝરત હમઝાએ કતલ કર્યો હતો તેથી તેનો બદલો લેવા એક હબશી ગુલામ મારફત તેણે ખાસ તજવીજ કરી રાખી હતી. જ્યારે લશ્કર સંપૂર્ણ રીતે તૈયાર થઇ ગયું ત્યારે દુશ્મનોએ લાગ જોઇ ઇ. સ. ૬૨૫ માં મદીના ઉપર ચડાઇ કરી. લશ્કર દશ દિવસમાં મદીનાથી ત્રણ માઇલ ઉપર આવી પહોંચ્યું, અને આજુ બાજુનો ભાગ કબજે લઈ લોકોના ખેતરો અને વાડીઓ લૂટવા લાગ્યું. મુસલમાનોને પોતાનું નુકશાન થતું જોઈ ચુપ-ચુપ બેસી રહેવું ઠીક લાગ્યું નહિ. તેમનું લશ્કર એક હજારની અંદર હતું. તો પણ તેઓ પોતાનો બચાવ કરવા દુશ્મનોની સામા થયા. હઝરત સલ્અમનો ઇરાદો એવો હતો કે શહેરમાં રહીને પોતાનો બચાવ કરવો; પણ ખેતતરોને નુકશાન થતું હોવાથી કેટલાક લોકોએ શહેરની બહાર નીકળવા ભલામણ કરી. તેઓ તેમની ભલામણ ઉપરથી બહાર નીકળ્યા, અને લોકોને ખુદા ઉપર ભરોસો રાખી દ્રઢ રહેવા સુચના કરવા લાગ્યા. તેઓ આગળ વધતા જતા હતા તેવામાં એક અબદુલ્લા ઓબૈ નામનો સખસ ૩૦૦ યહુદીઓ સાથે હઝરતથી જુદો પડી દુશ્મનો તરફ ચાલ્યો ગયો. મુસલમાનોને આથી ઘણું લાગ્યું, પણ તેઓ નાહીંમત થયા નહિ. તેઓ ઓહાદની ટેકરી સુધી ગયા. રાત ત્યાં ગાળી અને સવારમાં ભક્તિપૂર્વક ખુદાની બંદગી કરી ઇસ્લામ માટે જીવ આપવા તૈયાર થયા. તેઓ પહાડની તળેટીમાં ઉભા રહ્યા. હઝરતે પાછલી બાજુએ બચાવ કરવા ૫૦ તીરકામઠાવાળા હઝરત ઝુબૈરની દેખરેખ નીચે રાખ્યા, અને તેમને સખત તાકીદ કરી કે ગમે તે થાય તોપણ ત્યાંથી ખસતું નહિ. મુસલમાનોને પહાડની નીચે ઉભેલા જોઈ દુશ્મનો સરસાઈ મેળવવા પહાડ ઉપર ચડ્યા. તેમણે પોતાની

છાવણીમાં એક મૂર્તિની સ્થાપના કરી, અને તેની મદદ માગી લડવા તેયાર થયા. તેમની સ્ત્રીઓ જે તેમના લશ્કરની સાથે આવી હતી તે રણનાં ગીત ગાઈ તેમને ઉશ્કેરવા લાગી. તેમના અવાજ સાંભળી તેમને ઘણું શૂર ચડયું, અને તેઓ ઝનુનમાં આવી એકદમ હુમલો કરવા દોડયા. ઓહોદની ટેકરી આગળ મામલો જામ્યો. મુસલમાનો ઘણી બહાદુરીથી લડયા, અને દુશ્મનોને પાછા હઠાવતા ચાલ્યા. "ખુદા આપણો મદદગાર છે અને આપણીજ ફતેહ થશે" એમ મોટા પોકારો કરી મુસલમાનોએ દુશ્મનો ઉપર ધસારો કર્યો. દુશ્મનો હઠતા ગયા. આથી મુસલમાનોને ખાત્રી થઇ કે આપણી ફતેહ છે. આવી રીતે જીતના ખ્યાલમાંને ખ્યાલમાં તીરકામઠાવાળાઓ પોતાની જગા છોડી દઈ શત્રુઓની પાછળ દોડયા અને લૂટ કરવા લાગ્યા. મુસલમાનોનું લશ્કર લૂટની લાલચમાં જેમ તેમ દોડવા લાગ્યું. દુશ્મનોને હુમલો કરવાનો વખત મળ્યો. તેમની એક ટુકડીએ પાછળથી આવીને મુસલમાનોને ઘેરી લીધા. આ બાજુએ પાછા હઠતા દુશ્મનો મુસલમાનોને પાછળથી ઘેરાએલા જોઇ મક્કમ-પણે ઉભા રહ્યા, અને જોરથી મુસલમાનો ઉપર ધસારો કરવા લાગ્યા. મુસલ-માનો બન્ને બાજુએ ઘેરાઇ જવાથી મહા મુસ્કેલીમાં આવી પડયા. તેમના એક પછી એક માણસો પડવા લાગ્યાં. હઝરત હમઝા રદી૰ શહીદ[1] થયા અને હઝરત અલી કરમ૰, હઝરત અબુબકર રદી૰, અને હઝરત ઉમર રદી૰ જખમી થયા. દુશ્મનો આ તકનો લાભ લઇ હઝરત સલ્અમ ઉપર દોડયા. અસંખ્ય દુશ્મનોનું બળ સહન કરવું ઘણું મુસ્કેલ હતું તો પણ મુસલમાનો પોતાના પેગમ્બરનો બચાવ કરવા માટે એક પછી એક જીવ આપવા લાગ્યા. મામલો ઘણો રસાકસી ઉપર આવી ગયો. ભયંકર તોફાન જામ્યું. દુશ્મનોની સ્ત્રીઓ પાછળથી ધાંટા પાડી તેમને ઉશ્કેરવા લાગી. મુસલમાનો ઉપર તીર અને પથરાનો વરસાદ વરસવા માંડયો. એક પત્થર આવીને હઝ-

---

૧. રણમાં પડયા. Got martyrdom. હઝરત હમઝા દુશ્મનોના લશ્કરના કેટલાક લોકોને નસાડીને પાછા ફરતા હતા તેવામાં તેઓ એક ખાડામાં પડી ગયા. અબુ સૂફિયાનની સ્ત્રી હીન્દાનો હબશી ગુલામ આ ઠેકાણે સંતાઈ રહેલો હતો. તેણે એકદમ નીકળીને હઝરત હમઝાની પીઠ ઉપર ભાલાનો ઘા કર્યો. ભાલાની અણી હઝરત હમઝાના અંતઃકરણની આરપાર ઉતરી ગઇ અને તેજ વખત તેમણે પ્રાણ છોડી દીધો. પેલો ગુલામ તેમનું કાળજું કહાડીને હીન્દા પાસે લઈ ગયો. તેણે તે પોતાના દાંતથી પ્રથમ ચાવ્યું અને પછી તેણે ગુલામની સાથે લડાઇના મેદાનમાં જઇ તેમની લાશના કટકે કટકા કરી નાખ્યા. અને પોતાનું હૈયું ટાઢું કરી તે ગુલામને પોતાનું તમામ ઝવેરાત ઇનામ આપી દીધું.

રત સલ્અમના મ્હોં ઉપર એવો જોરથી વાગ્યો કે તેમના બે આગલા દાંત શહીદ[1] થઈ ગયા. તેઓ બેશુદ્ધ થઈ જમીન ઉપર પડી ગયા.[2] તેમને પડેલા જોઈ તેમની પાસે જે લોકો હતા તે લડાઈમાંથી જુદા પડી તેમને તથા બીજા જખમી થએલાઓને પહાડ તરફ લઈ ગયા. આ બાબતની બીજાઓને ખબર નહોતી; કારણ કે તેઓ તો લડવામાં રોકાએલા હતા. આ વખત એવું બન્યું કે એક "મુસઅબ" નામના મુસલમાન ગૃહસ્થ લડાઇના મેદાનમાં પડયા. તેમનો ચહેરો હઝરત સલ્અમના ચહેરાને મળતો હતો તેથી દુશ્મનો બૂમો પાડવા લાગ્યા કે "મોહમ્મદ માર્યો ગયો છે." મુસઅબને પડેલા જોઈ તેઓ ઘણા ખુશી થયા અને તેમને હઝરત સલ્અમ સમજી તેમની લાશના કટકે કટકા કરી નાંખ્યા.[3] આથી મુસલમાનો બેબાકળા થઇ આમ તેમ નાસવા લાગ્યા, અને તેમને પોતાના પેગમ્બરનો હુકમ બજાવવામાં ગફલત કરવાથી હાર ખાવી પડી. જો તેઓ પોતાને મળેલા હુકમ પ્રમાણે કાયમ રહ્યા હોત અને લૂટની લાલચમાં ન પડયા હોત તો તેમની ફતેહ થવામાં કાંઇ સંદેહ નહોતો. પરંતુ તેમની ગફલતને લીધે સઘળી મહેનત બરબાદ ગઇ. હંમેશનો દુશ્મન[4] હવે મરણ પામ્યો છે એમ જાણી દુશ્મનો આનંદના પોકાર કરવા લાગ્યા. પણ તેમને એટલું બધું નુકશાન થયું કે તેમના પગ અધર થઇ ગયા, અને તેઓ મદીના ઉપર હુમલો કરવાની હીંમત નહિ ધરતાં પાછા ગયા.

પેલી તરફ સૈયદના હઝરત અલી કરમ૦ પોતાના બખતરમાં પાણી ભરી લાવી હઝરત સલ્અમના જખમને સાફ કરતા હતા. થોડીવાર પછી હઝરત જરા તંદુરસ્ત થયા અને દુશ્મનોના ચાલ્યા ગયા પછી મેદાન તરફ ગયા. પોતાના વ્હાલા શિષ્યોનાં જખમી શરીર પડેલાં જોઇ તેમની આંખો-

---

૧. પડી ગયા.

૨. હઝરત સલ્અમ કોઈ વખત પોતે હથિયાર ચલાવતા નહોતા તથા હથિયાર સજી કોઇનો પ્રાણ હરણ કરતા નહોતા. જુઓ નારાયણ હેમચંદ્ર કૃત હઝરતનું જીવનચરિત્ર. પા. ૧૬૫.

૩. અબુ-સુફિયાનની સ્ત્રી હીંદાએ હઝરત હમઝાની લાશ ઉપરથી હથિયાર લઈ લીધાં અને કાળજું ચીરવા લાગી વળી તેની સોબતણોએ રણમાં પડેલા મુસલમાનોની આંખો ખેંચી કહાડી અને કેટલાકની લાશના ટુકડે ટુકડા કરી ચારે તરફ ફેંકી દીધા.—જુઓ નારાયણ હેમચંદ્ર કૃત હઝરતનું જીવનચરિત્ર પા. ૧૬૭.

૪. હઝરત સલ્અમને તેઓ શત્રુ સમજતા હતા.

માંથી આંસુ ટપકવા માંડયાં અને બોલી જવાયું કે હે વીરાત્માઓ તમે આ પ્રમાણે તમારૂં રક્ત વહેવરાવી દેશનું કલ્યાણ કર્યું છે. ધન્ય છે! તમને અનંત સ્વર્ગ અને મોક્ષની પ્રાપ્તી થાઓ! ખરે તમે જીવનમુક્તજ છો. દુશ્મનોની લાશના ટુકડા કરવાનો હુકમ આપવામાં તેમને આ વખતે કોઇ રોકી શકનાર નહોતું.[1] પણ તેમણે કહ્યું કે "ધીરજ ધરો અને જે કાંઇ સંકટ પડે તે સહન કરો. જે માણસ સંકટ સહન કરે છે અને એનો બદલો માગતો નથી, તેને ખુદા ધન્યવાદ આપે છે." આટલું કહી તેમણે લોકોને શાંત પાડયા અને મરી ગએલાઓની લાશો દફનાવવા તજવીજ કરી મદીના તરફ રવાના થયા. આજ દિવસથી યહૂદીઓ, ક્રિશ્ચિયનો, અને બીજી પ્રજાઓમાં શરીરના અવયવો કાપી લેવાનો ચાલતો ત્રાસદાયક રિવાજ મુસલમાનોમાંથી તદન નાબુદ કરવામાં આવ્યો અને એ લોકો માથું પછાડી, છાતી કુટી, વાળ તોડી, પટકીઓ ખાઇ, કપડાં ફાડી, અને મોટી મોટી બૂમો પાડી મરનારની પાછળ જે કોલાહલ કરતા હતા તેમ કરવાની મુસલમાનોને મનાઇ કરવામાં આવી.[2] માત્ર મરનારની પાછળ આંસુ પાડવાં, કારણ કે તેથી શોકથી ભરાઇ રહેલું હૃદય ખાલી-શાંત થાય છે એમ હઝરત ફરમાવતા.

**મદ્ય નિષેધ.**—સ્વભાવિકરીતે માણસને પોતાના દેશ અને જ્ઞાતીના રિવાજ અને આદતો સાથે એવો સંબંધ હોય છે કે તે રિવાજ અને આદતો ઘણી ખરાબ અને નુકશાનકારક હોય છે તો પણ તે તેમને સહેલાઇથી છોડી દઇ શકતો નથી. જ્યારે કોઇ સુધારક પેદા થાય છે ત્યારે ઘણીજ ખંત, કોશીશ, અને ધીરજથી લોકોને સારે માર્ગે લાવવાનો પ્રયત્ન કરે છે. જે લોકોને માલિકે સમજ તથા ડહાપણ સારા પ્રમાણમાં આપેલ હોય છે તે તો તે માયાળુ સુધારક તરફથી જરા ચેતવણી મળતાંજ ખોટી બાબતો છોડી દે છે. જેમની બુદ્ધિ સાધારણ હોય છે તેમને જરા વધારે વખત સમજાવવું પડે છે અને તેઓ સમજે છે. પણ જે લોકો તદન જંગલી હોય છે તેમને તો રાત દિવસ માથાઝીક કરી એક વાત અનેકવાર ભાર.

---

૧. પહેલાં લોકો રણમાં પડેલી દુશ્મનોની લાશના ટુકડે ટુકડા કરી નાંખતા હતા. હઝરતે આ રિવાજ જડમુળથી ઉખેડી નાંખ્યો.-જુઓ નારાયણ હેમચંદ્ર કૃત હઝરતનું જીવનચરિત્ર. પા. ૧૬૬.

૨ રડવા કુટવાનો રિવાજ નાબૂદ કરવા હાલના જમાનાના અન્ય ધર્મના કેટલાક લોકો કોશિશ કરે છે તેને તો ઇસ્લામે આસરે તેરસો વરસ ઉપર નાબૂદ કરી દીધો છે.

દર્દને સમજાવવી પડે છે, અને ઉઘાડા શબ્દોમાં તેમને તે છોડી દેવા ફરજ પાડવામાં આવે છે; અને જો તેઓ છોડવા ના પાડે છે તો તેમને સજાનો ભય પણ દેખાડવામાં આવે છે.

જ્યારે મહાન હઝરત સલ્અમને ખુદાતાલા તરફથી પેગમ્બરીની પદ્વી મળી ત્યારે આ કામની શરૂઆત તેમણે પ્રથમ પોતાના વતનમાંજ કરી. ત્યાંના લોકો તે વખતે એવા ખરાબ રિવાજો અને વહેમમાં સપડાએલા હતા કે ગમે તેવી ભળતી વાત કરવામાં જરા પણ આંચકો ખાતા નહિ. ત્યાં કેટલો અંધકાર પ્રસરી રહેલો હતો અને લોકો કેવા જંગલી હતા તે આપણે આગળ જોઇ ગયા છીએ. તે ઉપરાંત તેમનામાં શરાબની છુટ એટલે દરજે હતી કે કદાચ તે વખતના અરબસ્તાનને છાકટાપણાનો દેશ કહેવામાં આવે તો કાંઇ ખોટું નથી. માણસો હમેશાં શરાબ પીતા એટલુંજ નહિ પણ સ્ત્રીઓને પણ છાકટાપણામાં સામીલ કરી તેમને આડે માર્ગે દોરતા. ગરિબ અબળાઓ જેનું કુમળું અને નાજુક મગજ નિશાવાળી ચીજની જરા પણ અસર થતાં શુન્ય થઇ જાય તે પછી તેમની ગમે તેવી સ્થિતિ કરવામાં આવે તો તેમને શું ભાન રહે ! જે શરાબ પુરૂષ જાતને લાંબી છટ કરી નાંખે છે તો પછી કોમળ અંગની અબળા જાતીનો શું ભાર ! તે તો જરા પીતાની સાથેજ ભાન ભુલી જતી અને રસ્તામાં વિનય રહિત સ્થીતિમાં આવી પડતી. લોકો ઘણી વખત અબળાઓને ફસાવવા ખાતર પણ શરાબનો ઉપયોગ છુટથી કરતા. કોઇ સ્ત્રી કદાચ તેમના ફંદામાં બીજા ઉપચારોથી ન ફસાતી તો તેને તેઓ આમંત્રણ કરી બોલાવતા, અને ઘણા હાવભાવથી તેને પ્રથમ એક નાનો સરખો શરાબનો પ્યાલો આપતા. એક પુરો થતો તો બીજો આપતા. પેલી બિચારી ના કહેવા જતી તો સોગન આપી ભાર મુકતા. આવી રીતે મામલો એટલે સુધી વધી જતો કે પેલી બિચારી ઘણો નિશો થઇ જવાથી ભાન ભુલી જતી અને પરિણામ એ આવતું કે પેલા વીષયી લોકો તેને પોતાની જાળમાં ફસાવી પોતાની વાસના તૃપ્ત કરતા. આવી બદી હમેશાં જોવામાં આવવાથી મહાન હઝરતને ઘણીજ દીલગીરી પેદા થતી, પણ કરે શું ? એ રિવાજ તો ત્યાં એટલો બધો પ્રીય થઇ પડયો હતો કે તેના વિરૂદ્ધ એક શબ્દ પણ બોલવો એ તે દેશના સુધારાથી તદન ઉલટું ગણવામાં આવતું. શરાબ એ તો એક મહેમાનદારીની ઉમદા વસ્તુ ગણાતી અને ઘરની જુવાન છોકરીઓ તેના પ્યાલા ભરી ભરીને મહેમાનોને આપતી અને તેમને રાજી કરતી. મહેમાનોના આગ્રહથી તેમને પણ પીવાની ફરજ પડતી અને આખરે સ્ત્રી પુરૂષ નિશામાં એકાએક થઇ જતાં.

કેટલીક વખત સ્ત્રીઓ જાહેર રસ્તાઓમાં નગ્ન સ્થીતિમાં બેભાન પડેલી જોવામાં આવતી, અને કેટલીક વખત સ્ત્રી પુરૂષ બંને તેવી હાલતમાં જોવામાં આવતાં. જ્યાં આવી હાલત હોય ત્યાં સદાચારનું તો નામજ ક્યાંથી હોય? અને જ્યાં સદાચાર ન હોય ત્યાંની અધોગતિનું પુછવાનુંજ શું? જેવા હાલ નમાઝના ટાઇમ મુકરર છે તેવા શરાબ પીવાના ટાઇમ પણ તેમનામાં મુકરર કરવામાં આવ્યા હતા. વળી કોઇના ત્યાં કાંઇ કારજ થતું તો મોટી મોટી કોઠીઓ શરાબની ભરાતી. અરબસ્તાનની આવી હાલત હતી ત્યારે મહાન હઝરત સલ્લમ ત્યાં પ્રકટ થયા હતા. પહેલાં તો ત્યાં ધર્મના જે રોદડાં ચાલતાં હતાં તે ઉપર તેમણે પોતાનું લક્ષ દોડાવ્યું કારણ કે લોકોએ ખરા ખુદાને તદન વિસારી મુકયો હતો. તેમણે પ્રથમ વહેદાનિયત—અદ્વૈત્ય મત કાયમ કરવાની કોશીશ કરી, અને સાથે સાથે થોડા ઘણા માઠા રિવાજો પણ ઓછા કર્યા; પણ શરાબની બદી તો એટલી બધી જડ ઘાલીને બેઠી હતી કે એક નવો ધર્મ સ્થાપવો જેટલો કઠણ છે તેટલીજ તેને તોડવી કઠણ હતી. પણ મહાન હઝરતે થોડે થોડે ખુદાતાલાના એવા હુકમ તેમને સંભળાવ્યા કે ધીરે ધીરે પોતાની મેળે તેનું જોર ઓછું થતું ચાલ્યું. પ્રથમ જ્યારે ઘણોજ રિવાજ હતો ત્યારે હુકમ થયો કે "હે પેગમ્બર તને જો લોકો શરાબ અને જુગાર વિશે પુછે તો કહે કે તેમાં ઘણું પાપ છે. તેમાં ફાયદો જોવામાં આવે છે, પણ તે ફાયદો તેના ગેરફાયદા અને નુકશાન જોતાં કાંઇ પ્રમાણમાં નથી." આથી ઘણા ખરા લોકોએ તે છોડી દીધો. પણ વધારે ભાગ હજુ પણ તેમાં ફસેલોજ હતો. થોડી મુદત બાદ ફરી હુકમ થયો કે "હે ઇમાનવાળા લોકો, જ્યારે તમે નિશાની હાલતમાં હોવ ત્યારે નમાઝની નજીક પણ ન જાઓ." આ હુકમ સાંભળતાંજ ઘણા લોકોએ તેનો ઉપયોગ કરવાનું છોડી દીધું. હવે તો જે લોકોને લાંબી મુદતની ટેવ પડી જવાથી તેના વગર ચાલી શકે એવું નહોતું તેજ તેને વળગી રહ્યા. વળી તે પણ એવા વખતે પીતા કે નમાઝનો વખત આવી લાગતાં તો તે નિશાની અસર દુર થઇ જતી. પણ આ માઠો રિવાજ તો તદન નાબુદ કરવાનોજ હતો, તેથી ફરી થોડી મુદત પછી હુકમ થયો કે "હે ઇમાનવાળા લોકો નક્કી સમજો કે શરાબ, જુગાર, જુદા દેવ દેવતાઓનાં નિશાન, અને અઝલામના શુકન જોવાનાં તીર એ સઘળાં શેતાનના માઠાં કૃત્યોમાંમાં છે. માટે તમે તેનાથી બચતા રહેજો કે તમારૂં કલ્યાણ થાય. ખરી વાત તો એ છે કે શેતાન તમારા પોતપોતામાં શરાબ અને જુગારથી દુશ્મનાઇ પેદા કરવા અને તમને નમાઝથી રોકવા માગે છે ત્યારે શું તમે તેમ કરવા રાજી

થઇ જશો ?” આ હુકમ થતાંજ મદીનામાં ડાંડી પીટાઇ ગઇ કે શરાબ પીવાની બંદી થઇ ગઇ છે માટે તેનો કોઇએ ઉપયોગ કરવો નહિ. આથી લોકોએ આજથી તેનો વપરાશ તદન બંધ કર્યો. જે લોકોની પાસે શરાબ સીલકમાં હતો તેમણે પણ તે ઢોળી નાંખ્યો. ત્યાં એટલા બધા મોટા પ્રમાણમાં શરાબની સીલક હતી કે તે દિવસે મદીનાના મહોલ્લાઓમાં રેલા ચાલ્યા. એ પછી મુસલમાનોમાં તેની તદન બંદી થઇ ગઇ.[1]

**ખંદકની લડાઇ.**—યહૂદી લોકોએ મુસલમાનોને મદદ આપવાનું કબૂલ કર્યું હતું; તો પણ તેઓ પોતાના કરારને વળગી નહિ રહેતાં તેમને વારંવાર ત્રાસ આપવા લાગ્યા. જે યહૂદીઓ મદીનામાં રહેતા હતા તેઓ આ તકનો લાભ લઇ મુસલમાનોના મક્કાવાસી દુશ્મનોને બાતમી પહોંચાડતા હતા, અને જાસૂસ તરીકે વર્તી મુસલમાનોને નુકશાન પહોંચાડવામાં જરા પણ પાછી પાની કરતા નહોતા. છેવટે મુસલમાનોએ કંટાળી તેમના બે કુટુંબો[2] જે બહાર પરામાં રહેતાં હતાં તેમને ત્યાંથી હઠાવી દીધાં. આથી યહૂદીઓ મક્કે જઇ દુશ્મનોને ઉશ્કેરવા લાગ્યા. દુશ્મનો તો બળીજ રહ્યા હતા અને ઉપરથી યહૂદીઓ મળ્યા એટલે બળતા ઉપર તેલ હોમાયા જેવું થયું. તેમણે ૧૦ હજાર માણસોનું એક ભારે લશ્કર તૈયાર કર્યું, અને હીજરી સન ૫ માં ફરી મદીના ઉપર હુમલો કર્યો. આવા ભારે લશ્કર સાથે મુકાબલો કરવા મુસલમાનો પાસે ફક્ત ૩ હજાર માણસો હતાં. લશ્કર થોડું હોવાથી મહાન હઝરતે સલમાન ફારસીની[3] સલાહથી દુશ્મનોના લશ્કરને આગળ વધતા અટકાવવા મદીનાની પૂર્વ બાજુએ એક ખાઇ ખોદવાનો હુકમ આપ્યો. આ ઉપરથી અસહાબી લોકો તૈયાર થયા અને તેમણે ખાઇ ખોદવા માંડી. મહાન હઝરત પણ પોતે લીધેલો ભાગ ખોદવા લાગ્યા. ખાઈ તૈયાર થઈ ગઈ તેટલામાં દુશ્મનો પણ ત્યાં આવી લાગ્યા. અબુ સુફિયાન જે આ વખતે લશ્કરનો સરદાર થઇને આવ્યો હતો તે મદીનાની આસપાસ ખાઈ ખોદેલી જોઇ ઘણી વિમાસણમાં પડ્યો. લડાઈની આ ખાઇની યુક્તિ

1. લોકો હાલમાં ટેમ્પરન્સ સોસાયટીઓ (મધ નિષેધક મંડળો) કાયમ કરે છે પણ ઈસ્લામે તો આવું મંડળ સવા તેરસો વરસથી કાયમ કરેલ છે તે જાણી એ મંડળીઓના હિમાયતીઓ ખુશ થયા વગર રહેશે નહિ. આવી મંડળીના મૂળ સ્થાપક જેને તેઓ ગણે છે તેની જયંતી કરે છે પણ આ તેરસો વરસ ઉપર થઇ ગયેલા સ્થાપકને તેમણે ભુલવા જોઇતા નથી.

૨ બની કયેનુકા અને બની નુદએર એ નામના બે કુટુંબો.

૩. સલમાન ફારસી હઝરત સલ્લમના એક અસહાબ હતા.

દુશ્મનોને અજાયબ પ્રકારની લાગી; કારણકે તેમણે તે કદી પણ જોઇ નહોતી, મુસલમાનો ઉપર જય મેળવવાનું કામ તેમને મુશ્કેલી ભરેલું તો લાગ્યું તો પણ તેમણે એકદમ પોતાનું લશ્કર ત્યાં લાવી જમાવી દીધું અને મદીનાને ચારે તરફથી ઘેરી લીધું. મહાન હઝરતે પણ દરેક સહાબાને પોત પોતાનું કામ સોંપીને મોરચા બાંધી લીધા અને સૌ વાતની તૈયારી કરી દુશ્મનોના હુમલાની રાહ જોવા લાગ્યા.

બીજે દિવસ દુશ્મનોએ હુમલો કર્યો પણ મુસલમાનો જીવ ઉપર આવેલા હોવાથી દુશ્મનોનું કાંઇ ચાલ્યું નહીં. આ પ્રમાણે હમેશાં દુશ્મનો હુમલો કરતા રહ્યા; પણ તેમને મદીનામાં પેસવાનો માર્ગ મળ્યો નહીં. મુસલમાનો ચારે તરફ દુશ્મનોથી ઘેરાએલા હતા પણ તેમને સંપૂર્ણ વિશ્વાસ હતો કે હઝરતના ફરમાવ્યા પ્રમાણે તેમને ફતેહ મળ્યા વગર કદી રહેવાની નથી. અબુ સુફિયાન આ વખતે આગેવાનોમાં હતો તેથી મુસલમાનોનું જોર જોઇ તેણે મદીનાની આસપાસના યહૂદી લોકો સાથે મસલત કરવાનું શરૂ કર્યું અને તેમને કહેવડાવ્યું કે તમો જો અમને મદદ કરો તો આપણે બધા મળી મુસલમાનોને નાબૂદ કરી નાખીએ. તમારે વિચાર કરવાનો છે. જો તમે વિચાર નહીં કરો અને અમારી સાથે સામિલ નહીં થાઓ તો પછી અમે તમને પણ મુસલમાનો જેવાજ દુશ્મન ગણી તમારી ઉપર હુમલો કરીશું. આથી યહૂદીઓ દુશ્મનો સાથે મળી ગયા અને મુસલમાનો સામે થવા તૈયાર થયા. જ્યારે આ વાતની મહાન હઝરતને ખબર પડી ત્યારે તેમણે યહૂદીઓને કહેવડાવ્યું કે તમે અમારા દુશ્મનોથી મળો છો એ ઠીક નથી. તમે અમારી સાથે કરાર કર્યો છે. માટે તમારે તેને વળગી રહેવું જોઇએ. યહૂદીઓને ઘણુએ સમજાવ્યા પણ તેમણે માન્યું નહીં, અને હઝરતને કહેવરાવ્યું કે અમે તો અબુસુફિયાન સાથે કોલકરાર કરી ચુક્યા છીએ અને તે પુરો કરીશું. અમારે હવે મુસલમાનોથી કોઇ વાતે બ્હીવાનું નથી: કારણકે આ વખતની લડાઈ એવી છે કે મુસલમાનો દુનિયામાં બાકી રહેશે કે કેમ એ એક સવાલ છે! યહૂદીઓનાં આવાં કહેણથી મહાન હઝરત જરા પણ નાઉમેદ થયા નહીં. બલકે તેમણે કહ્યું કે આપણે કોઇની મદદની જરૂર નથી. આપણે માટે ખુદાતાલાની મદદ બસ છે. તે આપણી મદદ ઉપર છે અને આપણને જરૂર ફતેહ આપશે.

દુશ્મનો હવે જોર ઉપર આવ્યા અને તેમણે એકદમ તૈયારી કરી મદીના ઉપર તૂટી પડવાનો નિશ્ચય કર્યો. અબુસુફિયાને પોતાના હાથ નીચેના તમામ

માણસોને કહ્યું કે મારા શુરવીર સરદારો, હવે આપણે ગભરાવાનું નથી. આપણને બાજી પણ મદદ મળી છે એટલે હવે મદીનાને તારાજ કરતાં આપણને કાંઇપણ વાર લાગવાની નથી. આપણું લશ્કર ઘણું મોટું છે અને બીજા આસપાસના યહૂદી લોકો પણ મુસલમાનોને નાબૂદ કરવા આપણી સાથે થયા છે એટલે આપણી ફતેહ થશે એમાં તો કાંઇ શકજ નથી; માટે તમે તૈયાર થઇ એકદમ હુમલો કરો અને મુસલમાનો ઉપર તૂટી પડી મદીનાને ઉજાડ કરી નાખો. અબુ સુફિયાનના આવાં વચનોથી દુશ્મનોના લશ્કરના લોકો ઘણા જોરમાં આવ્યા અને તેમણે હુમલો કર્યો. દુશ્મનોએ શહેરને ઘેરો ઘાલ્યો, પણ તેમનું કાંઇ વળ્યું નહિ તેઓ ખાઇને લીધે શહેરમાં પેસી શક્યા નહિ. એટલામાં પવન અને વરસાદનું તોફાન આવ્યું. ફરિશ્તાઓ વાયુરૂપે નીચે ઉતરતા હોય એમ જોરથી વા વાવા માંડયો, અને મુસલમાનો ગેબી મદદથી ઉશ્કેરાઈ હીંમતથી લડવા લાગ્યા.

મહાન હઝરતે હાથ ઉઠાવી ખુદાતાલા આગળ દોઆ માગી. તે દોઆ કબૂલ થઈ અને તેજ વખત એવું પવન અને વરસાદનું જોર વધ્યું કે શત્રુઓના ડેરા ઉખડી ગયા. વરસાદ સાથે ટાઢ એવી કડકીને પડવા લાગી કે તેમના પગ બહેર મારી ગયા. તોફાન શું હતું એક ખુદાઈ કોપ હતો. શત્રુઓ અચાનક આવી આફત આવી પડવાથી એવા તો બ્હેબાકળા થઈ ગયા કે તેમને જરા પણ શુદ્ધિ રહી નહીં, અને તેઓ મુસલમાનોના લશ્કરના સામે થવાનું તો શું પણ ત્યાં થોભવાનું પણ કૌવત રાખી શક્યા નહી, અને ઘેરો પડતો મૂકી એકદમ ઘર તરફ નહાસવા લાગ્યા. જે કાંઇ સામાન લઈ શક્યા તે લીધો અને બાકીનો સાંજ પડતો મૂકી પાછળ શું થાય છે તે જોવા સુદ્ધાં રહ્યા નહીં. તોફાન તો ચાલુજ હતું અને જેમ જેમ તેઓ આગળ ચાલતા હતા તેમ તેમ તે પણ તેમની સાથેજ જતું હતું. તેમનો એ ખ્યાલ હતો કે હઝરત સલ્અમ જાદુગર હોવાથી તેમણે અમારી પાછળ આ જાદુ છોડેલું છે! આવી રીતે અચાનક આફત આવવાથી કાળી રાતે તેઓ હેરાન થઇ મહા મુસીબતે પડતા આખડતા લાંબા વખત પછી પોતાને ઘર ભેગા થવા પામ્યા.

સવાર થઇ ત્યારે મુસલમાનોને મેદાન સાફ જણાયું અને તેમણે ખુદાતાલાનો ઉપકાર માન્યો. જે લોકો અદાવત રાખતા હતા તેમનાં મ્હોંડા કાળાં પડયાં અને મુસલમાનોને જયવાન કરી તેમના મહાન પેગમ્બર સલ્અમની વાણી સફળ કરી ઇસ્લામનો મરતબો બુલંદ કરી બતાવ્યો.[1]

---

૧. આ લડાઇ જંગેખંદકના નામથી ઓળખાય છે. ખંદકનો અર્થ ખાઈ થાય

બની-કુરેઝા કુટુંબના રાજદ્રોહી યહૂદીઓને આવા બારીક વખતમાં મદીનાની નજદીક રહેવા દેવા એ જોખમ ભરેલું હતું. કારણ કે તેમણે એક વખત વચન તોડી મુસલમાનોને ફસાવ્યા હતા તો ફરી પણ ફસાવે એમાં કાંઈ નવાઇ જેવું નહોતું. તેમને એ જગાએથી નીકળી જઇ બીજે ઠેકાણે જવા સુચવવામાં આવ્યું; પણ તેમણે ગણકાર્યું નહિ. યહૂદીઓએ મુસલમાનોને દબાવી દેવા ઘણું જોર માર્યું; પણ મુસલમાનો ડગ્યા નહિ. આખરે થાકીને યહૂદીઓ શરણે થયા, અને કહેવા લાગ્યા કે અમારો ઇન્સાફ સઆદ-ઇબ્ન-મઆઝ કે જેણે અમને કબજામાં લીધા છે તેમના હાથથી થવો જોઇએ. આ સરદાર ઘણા બહાદુર હતા અને લડાઇમાં જખમી થવાથી ઘણા બિમાર હતા. યહૂદીઓની કપટભરેલી વર્તણુંક જોઇ તેમના ઉપરથી તેમનો વિશ્વાસ તદ્દન ઉઠી ગયો હતો. તેમણે એવો હુકમ કર્યો કે જેટલા યહૂદીઓએ નીમકહરામી કરી મુસલમાનો સામે હુલ્લડ કર્યું હતું તેમને મોતની શિક્ષા કરવી, અને તેમનાં બૈરી છોકરાંને પોતાના કબજામાં લઇ તેમનું રક્ષણ કરવું. આ હુકમ કર્યા પછી તેઓ બીજેજ દિવસે ગુજરી ગયા, અને તેમના ગુજરવા પછી તે હુકમનો અમલ કરવામાં આવ્યો.[1]

**ક્રિશ્ચિયનોને પરવાનો.**—હી. સન ૬ માં સીનાઇ પર્વતવાળા સેન્ટ કેથેરાઇન મઠના ક્રિશ્ચિયન સાધુઓને તેમજ બીજા ક્રિશ્ચિયન લોકોને હઝરત પેગમ્બર સલ્અમે એક પરવાનો આપ્યો, અને નિયમ કર્યો કે કોઈ પણ મુસલમાને તેમના જાનમાલને હાની પહોંચાડવી નહિ. તેમને કોઈ પ્રકારનું દુઃખ દેવું નહિ. તેમનાં ઘરબાર, દેવળો અને પાદરીઓને ખામુખા કાંઇ નુકશાન પહોંચાડવું નહિ. તેમના ઉપર નકામો કર નાંખવો નહિ. તેમના પાદરીઓને હાંકી કહાડવા નહિ. તેમના ઉપર ધર્મ સંબંધી દબાણ કરવું નહિ. તેમના યાત્રાળુઓને દુઃખ દેવું નહિ. અને ક્રિશ્ચિયન સ્ત્રીઓ મુસલમાનો સાથે રાજી ખુશીથી પરણે તો તેમને પોતાનો ધર્મ પાળવા દેવો.[2] હઝરતની વૃત્તિ કોઇને નુકશાન પહોંચાડવાની નહોતી. તેઓ લોકો ઉપર હમેશાં માયા રાખતા હતા. ફક્ત એટલુંજ હતું કે જ્યારે ધર્મના કામમાં કોઈ નકામી

---

છે. The Battle of The Ditch. મહાન હઝરત સલ્અમની હયાતીમાં નાની મોટી તમામ મળીને ૬૨ લડાઈઓ થઈ છે તેમાં ૨૬ લડાઇઓમાં હઝરત પોતે હાજર હતા અને ૩૬ માં પોતે નહોતા.

૧. રાજદ્રોહ માટે હાલ પણ શું મોતની સજા કરવામાં આવતી નથી ?

૨. હાલ મુસલમાનો સાથે પરણનાર સ્ત્રીઓને ઈસ્લામ ધર્મ સ્વીકારવો પડે છે.

આડ નાંખતા અથવા જુલમ કરવા ઉભો થતો ત્યારે તેની સામે કરડી નજરથી જોતા હતા.

**બૈઅતુર-રિદ્વાન.**—આ વરસે હઝરત સલ્અમ દોઢ હજાર માણસોને લઇ ઉમ્રાની[1] ક્રિયા માટે મક્કે જવા નીકળ્યા. જ્યારે તેઓ મક્કા આગળ પહોંચ્યા ત્યારે દુસ્મનો તેમની સામા થયા; પરંતુ મુસલમાનો સામે ટકવાની હીંમત નહિ ચાલવાથી તેઓ મક્કામાંથી નીકળી ગયા. હઝરત સલ્અમે **હુદૈબીઆ** નામની જગા આગળ મુકામ કર્યો, અને જવાસ-બિન ઉમૈયા સાથે પોતે પવિત્ર કાબાની મુલાકાત માટે આવે છે એવું ત્યાંના લોકોને કહેવડાવ્યું. તેમણે કાંઇ ગણકાર્યું નહિ, અને કહ્યું કે તેમને અમે અમારા શહેરમાં આવવા દઇશું નહિ. એક માણસે તેમને સમજાવ્યા, અને કહ્યું કે કોઇને ધર્મની ક્રિયા કરવા આવતા અટકાવવું એ સારૂં નહિ; પરંતુ તેમણે માન્યું નહિ. હઝરત સલ્અમે ફરી તેમને સમજાવવા હઝરત ઉસ્માન-બિન-અફ્ફાનને પોતાના પ્રતિનિધિ તરીકે મોકલ્યા. પણ તેઓ એકના બે થયા નહિ, અને ઉલટા ગુસ્સે થઇ હઝરત ઉસ્માનને કેદ કર્યા અને એવી અફવા ઉડાવી કે તેમને મારી નાંખ્યા. આથી મુસલમાનો હઝરત ઉસ્માનનો પત્તો પાડવા તૈયાર થયા, અને ગમે તેમ કરી તેમને લઇ આવવા હઝરત સલ્અમના હાથ ઉપર તેમણે બઐઅત[2] કરી. તેમણે જણાવ્યું કે "આપણો ધર્મ લોકોના ઉદ્ધાર અને દેશના રક્ષણ માટે ખુદાએ સ્થાપન કર્યોછે તેથી તેના નામપર પ્રાણાર્પણ કરતાં પણ પાછા નહીં હઠીએ. સંસારમાં આવીને એક દિવસ મરવાનું તો છેજ. અમર થઇને તો કોઇ પણ આવ્યું નથી તો પછી

---

૧. ઉમરો એટલે લઘુ હજ. જે યાત્રા ધર્મથી નકી થએલા દિવસોમાં કરવામાં આવે છે તેને 'હજ' કહે છે, અને બીજા આડા દિવસે કાબાની મુલાકાતને "ઉમરો" કહે છે. વળી હજના દિવસે જો શુક્રવાર આવે તો તે "હજ્જે અકબર" કહેવાય છે.

૨. અરબ લોકોમાં એવો રિવાજ હતો કે જે માણસને તેઓ પોતાનો સરદાર ગણી તેની તાબેદારી ઉઠાવવા તૈયાર થતા તેના હાથ ઉપર તેઓ પોતાનો હાથ મુકી વફાદારીની કબુલત આપતા હતા. આવી કબુલતને બઐઅત કહે છે. Allegiance. Fealty. આ બઐઅતને "બઐઅતુ-રિદ્વાન" અથવા "બઐઅતુ-શજર" કહે છે. Spontaneous Inauguration. આ બઐઅત "શેમેસીઆ" આગળ થઇ હતી. આ જગા મક્કા શરીફથી આસરે ૮ માઈલ ઉપર આવેલી છે. બઐઅત કરવાની પહેલી સનદ આ છે. બઐઅત કરવી એટલે મુરીદ થઇ તાબેદારીમાં દાખલ થવું.

કોઈ ઉત્તમ કાર્યમાં આ શરીર કામ આવે તે કરતાં ઉત્તમ શું?" એમ કહી તેઓ તૈયાર થઇ ગયા. પણ શત્રુઓને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેમના પગ પાછા પડયા. તેમણે વિચાર્યું કે મુસલમાનો બધા એક થઇ ગયા છે અને આ વખત જો ઢીલું નહિ નાણીએ તો કમબખ્તી થશે. માટે તેમણે હઝરત સલ્લઅમને કહેવડાવ્યું કે "અમે હઝરત ઉસ્માનને છોડી દઇએ છીએ. તમે અમારી સાથે સલાહ કરો." હઝરતનું વલણ તો હમેશાં સલાહ શાંતી તરફ હતું તેથી તેમણે દુશ્મનોની દરખાસ કબુલ કરી. બંને વચ્ચે સલાહનામું થયું. તેમાં પહેલી શરત એ હતી કે હઝરતે આ વરસે કાબાની મુલાકાત માટે નહિ આવતાં આવતા વરસે આવવું, અને ત્રણ દિવસથી વધારે મક્કામાં રહેવું નહિ, અને સાથે એક તલવાર સિવાય બીજું હથિયાર લાવવું નહિ. બીજી શરત એ હતી કે બંને પક્ષવાળાઓએ દસ વરસ સુધી સલાહ સંપથી રહેવું. એટલે સુધી કે એક બીજાના મળતીઆઓ સાથે પણ બગાડ કરવો નહિ. ત્રીજી શરત એ હતી કે મક્કાવાળાઓનો કોઇ માણસ મુસલમાનોના પક્ષમાં આવે તો તેને રાખવો નહિ. પણ મુસલમાનોનો કોઈ માણસ મક્કાવાળાઓના પક્ષમાં જાય તો તેને તેઓ પાછો આપે નહિ. આ સઘળી શરતો ઉઘાડી રીતે દુશ્મનોના લાભની હતી તો પણ હઝરત સલ્લઅમે તેમાં કાંઇ આનાકાની કરી નહિ. કારણકે તેઓ તો કોઇ પણ પ્રકારે દેશમાં સલાહશાંતી કરવા ચાહતા હતા.

હઝરત સલ્લઅમ કરાર પ્રમાણે મદીને પાછા ફર્યા, અને શત્રુઓ પૈકીના જે લોકો મદીને આવ્યા હતા તેમને મક્કે પાછા મોકલી દીધા. શત્રુઓ હઝરત સલ્લઅમનું મહત્ત્વ જોઇને ઘણા અજાયબ થયા. તેમનો જે માણસ પેલા લોકોને લેવા મદીને ગયો હતો તે મક્કે આવીને કહેવા લાગ્યો કે ઇરાનના શાહ ખુશરૂનો રાજદરબાર મેં જોયો છે, અને રૂમના બાદશાહને ત્યાં પણ ગયો છું; પણ હઝરત મોહમ્મદને તેમના શિષ્યો તરફથી જે માન મળે છે તે મોટા મોટા રાજકર્તાઓને પણ મળતું નથી.

**ઇસ્લામની દાવત.**[1]—સલાહ થયા પછી હઝરત સલ્લઅમે રૂમના[2] નસરાની[3] બાદશાહ હરકુલ,[4] હબશાના હાકેમ નજ્જાશી,[5] અને ઇરાનના

---

૧. નોતરૂં, આમંત્રણ. ૨. બાઇઝેન્ટાઇન. Byzentine. Constantinople.

૩. ક્રિશ્ચિયન.

૪. (હેરેક્લિઅસ. Heraclius. (તાણે ઈ. સ. ૬૧૦ થી ૬૪૨ સુધી રાજ્ય કર્યું.)

૫. Negus. નીગસ. નજ્જાશી ઉપર લખેલો કાગળ રૂમના સુલતાનના ખજા-

શાહ ખુશરૂ પરવીઝ[1] તરફ એલચીઓ મોકલી કહેવરાવ્યું કે જો ઇસ્લામ ધર્મ કબુલ કરી નીતિનો માર્ગ અખત્યાર કરશો તો સુખી થશો, નહિ તો પાપના ખાડામાં પડશો, અને તમારી રૈયતનાં પાપ પણ તમારે માથે ચોંટશે. રૂમ અને હબશાના હાકેમોએ ઇસ્લામી એલચીઓને આદરભાવ આપ્યો; પરંતુ ઇરાનના શાહે તેમની કાંઇ દરકાર નહિ કરતાં હઝરત સલ્અમે તેના ઉપર જે કાગળ લખ્યો હતો તે ગુસ્સામાં આવી ફાડી નાંખ્યો; અને ઉલટો યમનના ગવરનરને હુકમ લખી મોકલ્યો કે મોહમ્મદને પકડી એકદમ આ તરફ મોકલી આપવાની તજવીજ કરવી.[2]

આ ઉપરથી યમનના ગવર્નરે હઝરતને પકડવા માણસો મોકલ્યા. હઝરત પોતાના ત્રણ ચાર અસહાબો[3] સાથે મસ્જીદમાં બીરાજમાન હતા એવામાં તેઓ આવી પહોંચ્યા અને પોતાના ગવર્નરનો હુકમ જાહેર કરી કહેવા લાગ્યા કે આ બાબતમાં અમારે અમારા ખુદાવીંદને શો જવાબ આપવો. હઝરતે ફરમાવ્યું કે એનો જવાબ તમને કાલે મળશે. બીજે દિવસે તેઓ હઝરતની આગળ હાજર થયા, હઝરતે તેમને કહ્યું કે "જેને તમે 'ખુદાવીંદ' કહો છો તે ખુદાવીંદ નથી. ખુદાવીંદ તો અમર અને અવિનાશી છે. તમારો ખુદાવીંદ તો ઠેકાણે થઇ ગયો સાચા ખુદાવીંદે તેની પાસેથી સત્તા છીનવી લઇ તેના દીકરાને આપી દીધી છે, અને તે તેના દીકરાના હાથથી માર્યો ગયો છે. અને તેના મુલકમાં ઇસ્લામનો પ્રસાર થશે એ પણ નક્કી છે." એ લોકો આવો જવાબ સાંભળી ઘણા વિમાસણમાં પડયા, અને યમન પાછા જઈ ગવર્નરને સઘળી હકીકત કહી. ગવર્નર પણ આ બિના સાંભળી ઘણો ગુંચવાડામાં પડયો. પરંતુ આખરે તપાસ કરતાં તેને માલમ પડયું કે હઝરતે જે કહ્યું હતું તે ખરૂં હતું; કારણકે તેજ રાત્રે ખુસરૂ પરવીઝ પોતાના દીકરાના હાથથી માર્યો ગયો હતો. આથી ગવર્નર અને ત્યાં આવેલા માણસોને ખાત્રી થઇ કે બેશક હઝરત મોહમ્મદ ખરા પેગમ્બર છે. તેમના ઉપર તેઓનો દૃઢ વિશ્વાસ બેઠો અને તેઓ મુસલમાન થયા. હઝરતે જ્યારે ખુસરૂ પરવીઝે તીરસ્કારથી કાગળ ફાડી નાંખ્યાની વાત સાંભળી ત્યારે તેમણે કહ્યું કે " હે

---

નામાં હજુ સુધી છે. તેનો ફોટો પડાવી યુરોપવાળા લઈ ગયા છે. કહે છે કે તે ફોટાની એક નકલ જેપુરમાં પણ છે.

૧. Chosroes.

૨. ખુશરૂ ઘણો બહાદૂર હોવાથી તેણે રોમન લોકોને હરાવી, પેલેસ્ટાઈન, આર્મિનિઆ વિગેરે સર કર્યાં હતાં. તેનો વાવટો મિસર અને કાર્થેજ સુધી પહોંચ્યો હતો. તે એવો હતો કે કોઇને પણ લેખામાં ગણતો નહિ.

૩. સાથીઓ. Companions.

ખુદા! જેવી રીતે તેણે મારો પત્ર બરબાદ કર્યો છે તેવી રીતે તું તેને બરબાદ કર." તેમની વાણી સફળ થઇ. તે બરબાદ થયો, અને લાંબા વખતથી જાહોજલાલી ભોગવતું ઇરાનનું રાજ્ય થોડા દિવસમાં મુસલમાનોના કબજામાં આવી ગયું[1].

**ખએબરની[2] લડાઈ.**—યહૂદીઓ હઝરત સલ્અમની સાથે દુશ્મનાઈ કરવાનાં કુદરતી રીતે ફળ ભોગવતા હતા, તોપણ તેમની અદેખાઇ ઓછી થતી નહોતી. તેઓ ખએબરના કિલ્લામાં રહી મુસલમાનોના દુશ્મનો સાથે મસલત ચલાવી તેમની સત્તા તોડી પાડવાની કોશીશ કરવા લાગ્યા. તેમણે મુસલમાનો સામે બંડ ઉઠાવ્યું તેથી લડાઇનો મામલો જાગ્યો. મુસલમાનોએ તેમને અટકાવવા કિલ્લાને ઘેરો ઘાલ્યો. ખયબરના લોકોએ પોતાની મદદમાં બની અસદ અને બની ગતફાન એ બે ટોળાના માણસોને બોલાવ્યા. જેથી તે લોકો એકદમ તેમની મદદે આવી પહોંચ્યા. મહાન હઝરતે મદદે આવેલા લોકોને કહેવરાવ્યું કે અમારો મુકાબલો ફકત ખએબરના લોકો સાથે છે માટે તમારે વચ્ચે પડવું નહીં જોઇએ. પણ તેમણે ધ્યાનમાં લીધું નહીં, અને કહ્યું કે અમે ખએબરવાળાઓના મિત્ર છીએ તેથી તેમને મદદ કર્યા વિના રહીશું નહી. આથી લડાઈ શરૂ થઇ અને એક મહિના સુધી મામલો જારી રહ્યો. ખયબરવાળા પણ હઠયા નહીં. આજકાલ કરતાં કરતાં મહિનો વીતી ગયો એટલે પેલા મદદે આવેલા લોકો ગભરાયા અને તેમણે અલગ થવા માંડયું. આટલું છતાં પણ ખએબરવાળા તો કાયમજ રહ્યા. આવી રીતે બીજો મહીનો પણ વીતી ગયો. મુસલમાની લશ્કરમાં અન્સારનો ઝંડો સઆદ બિન અબાદાહના હાથમાં હતો અને મુહાજેરીનનો ઝંડો હઝરત ઉમર રદી૦ ના હાથમાં હતો. યહૂદીઓ ઘણા દિવસથી લડાઇની વાટ જોઇ રહ્યા હતા તે આજે મુસલમાનોને સામા થએલા જોઇ તરત લડવા તૈયાર થયા. લડાઇ શરૂ થઇ. દરમીયાન એક યહૂદી આવી હઝરત અલીની પાસેથી ઢાલ કહાડી ગયો. આથી હઝરત અલીને ઘણો જોસ ચડયો અને તેઓ એક કિલ્લાનો દરવાજો હાથમાં લઇ ઉપાડી તેને ઢાલની માફક ધરી લડવા લાગ્યા. યહૂદીઓએ ભારે ટક્કર લીધી; પણ અંતે તે પાછા હઠયા અને મુસલમાનોની ફતેહ થઇ.

---

૧. હઝરત ઉમરની ખિલાફતમાં હીજરી સન ૨૧ માં ઇરાન મુસલમાનોએ જીતી લીધું.

૨. આ મદીનાથી ઉતર અને પશ્ચિમની વચ્ચે ચાર પાંચ મંજલ ઉપર એક જગા છે. આ લડાઈ હી. સ. ૮ માં થઈ હતી.

લડાઈ ખતમ થયા પછી મુસલમાનો ખોરાકની શોધમાં નીકળ્યા, પણ કાંઇ પત્તો લાગ્યો નહિ. એક યહૂદણે ખાવાનું આપવાની ખાએશ બતાવી તે ઉપરથી મુસલમાનો તેને ઘેર ગયા. તેણે ઝેર ભેળવેલો ખોરાક તેમની આગળ ધર્યો. હઝરતે તેમાંથી એક કોળીઓ ભર્યો પણ તરતજ કહાડી નાંખ્યો. ઝેર એવું સખત હતું કે તેનાં રજકણો એકદમ તેમના શરીરમાં ઉતરી પડયાં. તે વખતે તેમને કાંઈ દેખીતું નુકસાન થવા પામ્યું નહિ, પણ એકદમ બેચેન થઇ ગયા. મુસલમાનોએ તે ઓરતને પકડી અને ઝેર આપવાનું કારણ પૂછ્યું ત્યારે તેણે હીંમતથી જવાબ આપ્યો કે "તમે મારા સગાઓને માર્યા છે તેથી મેં આ તેનો બદલો વાળવા કીધું છે." હઝરતના શિષ્યો તેને શિક્ષા કરવા તૈયાર થયા, પણ હઝરતે ફરમાવ્યું કે મને કાંઇ નુકશાન થયું નથી છતાં તેના ઉપર જુલમ કરવો એ ઠીક નથી; માટે હું તેનો ગુન્હો માફ કરૂં છું. આટલું બોલી તેને જતી કરી. યહૂદીઓનું કાંઇ નહિ વળવાથી તેઓ હારીને શરણે થયા. તેમણે મુસલમાનોની સત્તા કબુલ કરી; અને મુસલમાનોએ તેના બદલામાં તેમની જમીન જાગીર પાછી સોંપી, અને તેમને ધર્મ સંબંધી છુટ આપી.

આમ કરતાં કરતાં એક વરસ પુરૂં થઇ ગયું. ફરી મક્કે હજ કરવા જવાનો વખત આવી લાગ્યો. હવે તો મક્કાના લોકો સાથે સલાહ થઇ હતી એટલે મહાન હઝરત મક્કે હજ કરવા જવા નીકળ્યા. તેમની સાથે બીજા પણ બે હજાર માણસો તૈયાર થયા. ત્રણ દિવસ કરતાં વધારે એ પવિત્ર ધામમાં તેમનાથી રહી શકાય તેવું નહોતું, કારણકે દુશ્મનો સાથે એવા કરાર થયા હતા. વળી હઝરતની દિવસે દિવસે ચઢતી થશે એવી દુશ્મનોને આશા નહોતી અને હાલ તો તેમની ઇચ્છાથી ઉલટોજ મામલો બની રહ્યો હતો; તેથી તેઓ મનમાં ઘણા બળતા હતા અને ગમે તેમ કરી ઇસ્લામને તોડી પાડવા ચાહતા હતા; તેથી મહાન હઝરતને ઘણી સાવચેતીથી રહેવું પડતું હતું. મુસલમાનો આ વખતે મક્કા તરફ જતા હતા પણ રસ્તે તેમના પેટમાં જીવ નહોતો. કારણકે દુશ્મનો તેમના ઉપર તુટી પડવાનો લાગજ શોધી રહ્યા હતા. તો પણ એ બધા ખુદાતાલા ઉપર ભરોસો રાખી મક્કે જવા વિદાય થયા હતા.

મુસલમાનો મક્કામાં આવવાના છે એવું સાંભળી દુશ્મનોને લાગ્યું તો ઘણું; પણ કોલ કરાર કર્યા હતા તેથી તેમનું કાંઇ ચાલ્યું નહીં. મુસલમાનો હવે કુચ કરતા કરતા મક્કે આવી પહોંચ્યા. મક્કાના મૂળ રહેવાસીઓ આ

વેળા પોતાના પવિત્ર શહેરના મિનારા અને મકાનો જોઇને ઘણા ખુશી થયા, અને શ્રદ્ધાયુક્ત અંતઃકરણથી ખુદાનો ઉપકાર માનતા પોતાના વહાલા શહેરમાં હર્ષભેર દાખલ થયા. આ વખતે તેમનો ઉત્સાહ ઘણો વધ્યો હતો તેથી તેમાના કેટલાક જરા ઉદ્ધતાઇ ભરેલા શબ્દો બોલવા લાગ્યા; પરંતુ મહાન હઝરતે તેમને રોક્યા અને કહ્યું કે નરમાશથી બોલો અને એમ કહો કે એક ખુદા સિવાય બીજો ખુદા નથી અને તેણેજ પોતાના સેવકની ઇચ્છા પાર પાડવાનું માથે લીધું છે. સર વિલીયમ મ્યુર કહે છે કે "ખરેખર મક્કાની ખીણમાં આ વેળા એક અજાયબ-દુનિયાની તવારીખમાં નહીં જડે એવો દેખાવ નજરે પડતો હતો. શહેરમાંથી સૌ કોઈ નાનાં મોટાં ત્રણ દિવસ માટે પોતાનાં ઘર ખાલી કરી નીકળી ગયાં હતાં. દરેક મકાન ખાલી નજરે પડતું હતું. મક્કાવાસીઓના શહેરમાંથી નીકળી ગયા પછી ગરીબ બિચારા સ્વદેશ ત્યાગી મુસલમાનો અંદર દાખલ થયા. દુશ્મનોના જુલમને લીધે પોતે ત્યાગ કરેલા પોતાના ઘરો તેમણે લાગણીપૂર્વક જોયાં, અને થોડા વખતમાં પોતાની ક્રિયા પુરી કરી. બહાર નીકળી ગએલા દુશ્મનો આસપાસ ટેકરીઓ ઉપર ચડીને ખીણોમાં તંબુ લગાવીને તથા કુબેસ[1] નામના પહાડ ઉપર એકઠા થઇને નીચેની બાજુએ મક્કામાં આવેલા મુસલમાનો પોતાના પેગમ્બરની સરદારી નીચે કાબાનો તવાફ[2] કરવાની અને સફા મરવાની ટેકરીઓ વચ્ચે દોડવાની જે ક્રિયા કરતા હતા તે તપાસતા, અને તેમના ટોળામાં કદાચ પોતાના નાસી ગએલા સગા માલમ પડતા તો તેમના તરફ તાકી તાકીને જોતા.[3] "

**મૂતાની લડાઈ.**[4]—હઝરત સલ્અમે બસ્રાના[5] ખ્રિસ્તી ગવર્નર તરફ એક એલચી મોકલ્યો હતો તેને તે ગવર્નરે અનેક વાતે હેરાન કર્યો, અને પછી પોતાના માણસ પાસે મારી નખાવ્યો. આથી તેને યોગ્ય નસીયત કરવા હઝરત સલ્અમે રૂમના બાદશાહ હિરેકલીઅસને કહેવરાવ્યું, કારણકે તે

---

૧. અબુ કુબેસ--એ મક્કા આગળ એક પહાડ છે.

૨. તવાફ--પ્રદક્ષિણા.

૩. જુઓ સર વિલીયમ મ્યૂર કૃત હઝરતની લાઈફ.

૪. મુતા સીરિઆ ( શામ ) માં એક શહેર છે. આ લડાઈ હી. સ. ૮ માં થઇ હતી.

૫. સીરિયાના એશિયાઈ તુર્કસ્તાનમાં ટાઇગ્રીસ ( ફુરાત ) અને યુફ્રેતીસ ( દજલા ) નદીના સંગમ ઉપર એ શહેર આવેલું છે હાલમાં -- વેપારનું મથક છે.

ગવરનર તેના તાબાનો હતો; પણ તેણે કાંઈ ધ્યાન આપ્યું નહિ. પોતાના એલચીના થએલા ખુનની કાંઇ દાદ મળી નહિ અને રૂમના બાદશાહે હઝરતનું કહેવું માન્યું નહિ તેથી મુસલમાનોને ઘણું માઠું લાગ્યું. તેઓ ઝૅદ-બિન-હારિસની સરદારી હેઠળ રવાના થઇ મૂતા આગળ આવ્યા. રોમન લોકો પણ ઘણા જોરાવર હોવાથી તેમણે એકદમ અસંખ્ય લશ્કર ભેગું કર્યું. આવું ભારે લશ્કર જોઈ મુસલમાનો પ્રથમ ગભરાયા; પણ અબદુલ્લા બિન-રવાહે મોટેથી પોકાર કર્યો કે "આપણે ધર્મ માટે લડવા આવ્યા છીએ. દીનની લડાઇમાં મરીશું તો જન્નતમાં[1] જઇશું :માટે હીંમત પકડી આગળ વધો. કાંતો ફતેહ મેળવીશું કે કાંતો જન્નતમાં જઇશું. દીનની લડાઇમાં બંને તરફથી ફાયદો છે." મુસલમાનો દીનનો પોકાર સાંભળી ગર્જના કરી ઉઠયા. સખ્ત લડાઈ ચાલવા માંડી. આ વખતે સેનાપતિ હઝરત ઝૅદ રણમાં પડયા. તેમના હાથમાંથી નિશાન લઈ હઝરત અલી મુર્તુઝાના[2] ભાઈ હઝરત જાફર[3] તેમની જગા ઉપર આવી ઉભા રહ્યા. તેમની પાસેથી નિશાન પડાવી લેવા[4] રોમન લોકોએ ઘણું જોર કર્યું. લડાઇમાં તેમનો જમણો હાથ કપાઈ ગયો પણ તેમણે નિશાન છોડયું નહિ. જમણો હાથ કપાયા પછી ડાબા હાથમાં નિશાન પકડયું. રોમન લોકો પણ ચડસે ભરાયા હતા. તેમણે તેમની પાસેથી નિશાન પડાવવા તેમનો ડાબો હાથ પણ કાપી નાંખ્યો; તોપણ તેમણે નિશાન છોડયું નહિ. લોહી વાળાં બાવડાંથી પણ તેને છાતી સાથે દબાવી રહ્યા. દુશ્મનોએ છેવટે તેમનું માથું કાપી નાંખ્યું. આટલું થયું તોપણ તેમણે નિશાન છોડયું નહિ. દુશ્મનોની અનેક તલવારોનો તેમના ઉપર વરસાદ વરસવા માંડ્યો. તેઓ જમીન ઉપર ઢગલો થઇ ગયા. દુશ્મનો તેમની પાસેથી નિશાન લઈ લેવાનું કરતા હતા એટલામાં હઝરત ખાલિદ-બિન-વલીદે આવી તેને પોતાને કબજે કર્યું. નિશાન પોતાના હાથમાં લઈ તેમણે મુસલમાનોને હીંમત આપી અને જોશથી લડવા લાગ્યા. એક પછી એક એમ નવ તલવારો તુટી ગઈ, પણ તેઓ પાછા હઠયા નહિ. એટલામાં રાત પડી જવાથી અંધારૂં થયું અને દોસ્ત દુશ્મનને ઓળખવું મુસ્કેલ થઇ પડયું. આથી લડાઇ બંધ પડી. બીજે દિવસે ખાલિદ મુસલમાનોને લઇ શત્રુઓની ચારે

---

૧. સ્વર્ગમાં.

૨. હઝરત અલીને હઝરત અલી કરમુલ્લાહો વજહો, હઝરત અલી હએદર, હઝરત અલી શેરે ખુદા, હઝરત અલી મુર્તુઝા વિગેરે કહેવામાં આવે છે.

૩. તેમનું પુરૂં નામ જાફરે-તૈયાર હતું.

૪. નિશાન પડાવી લેવું એ ફતેહ મેળવવા બરાબર ગણાય છે.

બાજુએ તેમની નજર ચુકાવી ફરવા લાગ્યા. આથી રોમન લોકોએ જાણ્યું કે મુસલમાનો પાસે ઘણું ભારે લશ્કર છે. તેઓ ગભરાઇને પાછા હઠવા લાગ્યા. મુસલમાનોએ આ વખતે એકદમ તેમને ઘેરી લીધા. રોમન લોકો લડાઇની ઝડપ નહિ ઝીલી શકવાથી નાસવા લાગ્યા. મુસલમાનો તેમની પાછળ ગયા પણ તેઓ સામા થઇ શકયા નહિ. મુસલમાનોની ફતેહ થઈ અને તેઓ જીત મેળવી મદીને પાછા ફર્યા. દુશ્મનો ઉપર મુસલમાનોએ જય મેળવ્યો હતો પરંતુ કોઇના મુખ ઉપર આનંદની રેખા જણાતી નહોતી. કારણકે હઝરત જાફર જે એક વીર પુરૂષ હતા, જેમની બહાદુરીની ચારે બાજુએ તારીફ થતી હતી, અને જે હમણાજ શત્રુઓ સામે નીકળ્યા હતા તેમના શહીદ થવાથી આખું મદીના શહેર વિલાપ કરતું હતું. તેઓ પોતાની પાછળ એક જુવાન વિધવા અને એક નાનો પુત્ર મુકી ગયા હતા. આ બંને જણાનું દુઃખ જોઇને મહાન હઝરતનું હૈયું ભરાઈ આવતું હતું, અને તેઓ તે બાળકને ખોળામાં લઈ રડતા હતા. વળી જ્યારે હઝરત ઝૈદની નાની દીકરી તેમના આગળ આવતી ત્યારે તો તેમની દીલગીરીનો પાર રહેતો નહી. પોતે તેને ખોળામાં લેતા અને તેને નિરાધાર થએલી જોઈ મનમાં ઘણાજ દીલગીર થતા, અને એટલો અશ્રુપાત કરતા કે તેમના આંસુથી તેનું આખું શરીર ભીંજાઇ જતું હતું.





# પ્રકરણ ૧૦ મુ.

## મક્કાની ફતેહ.

ખુદાતાલા ફરમાવે છે કે "ખરેખર જેઓ ખુદાની અને તેના પેગંબરની વિરૂદ્ધ જાય છે તેઓ ઘણાજ હલકા માણસોમાંના છે. ખુદાએ લખ્યું છે કે હું પોતે અને મારા પેગમ્બરો ખચિત જીત મેળવીશું, ખરે ખુદા શક્તિમાન (અને) સત્તાવાન છે"[1]

"ખરેખર અમે તને જાહેર ફતેહ આપી છે. એટલા માટે કે તમે (હે માણસો) ખુદા અને તેના પેગમ્બર ઉપર ઈમાન લાવો અને તમે તેને મદદ આપો, અને તમે સવાર અને સાંજ તેની પવિત્રતા યાદ કરી નમાઝ પઢો.[2]"

ખરેખર ખુદા મોમેનોથી ખુશ થયો છે જ્યારે કે તેમણે તારી સાથે ઝાડ નીચે બએઅત કરી, અને ખુદા તે જાણતો હતો જે તેમના અંતઃકરણમાં હતું. પછી તેણે તેમના ઉપર શાંતી મોકલી અને તેમને નજદીક ફતેહનો બદલો આપ્યો."–[2] કુરાને શરીફ



વરસ પુરૂં થવા આવ્યું હતું. શરત પ્રમાણે હઝરત સલ્અમ મક્કા તરફ જવાનો ઇરાદો કરતા, પણ શત્રુઓ તેમને શહેરમાં દાખલ થવા દેવા ચોખ્ખી ના પાડતા. તેમની નેક નિષ્ઠા, ભક્તવત્સલતા, અને અચલ વિશ્વાસ જોઈ હજારો લોકો મુસલમાન થતા હતા. મહાવીર ખાલિદ-બિન-વલીદ કે જેમણે ઓહોદની લડાઇમાં મુસલમાનોને હંફાવ્યા હતા તે પણ ઇસ્લામમાં દિક્ષિત થઈ ગયા હતા.[3] ઇસ્લામ દહાડે દહાડે જય પામવા

---

૧. કુરાને શરીફ, સૂરતુલ જુમાદેલા, આયત ૨૦-૨૧.

૨. કુરાને શરીફ-સૂરતુલ-ફતહ; આયત ૧-૯-૧૯.

૩ ખાલિદ-બિન-વલીદ એવા બહાદુર પુરૂષ હતા કે તેમને 'ખુદાની તલવાર"

લાગ્યો હતો. સત્યની આગળ અસત્યનું તેજ ઝાંખુ થતું ચાલ્યું હતું. સત્યનો દહાડે દહાડે જય થતો જોઇ હઝરત સલ્અમને ઘણો આનંદ થયેલ હતો. આખા અરબસ્તાનમાં હવે સત્યનો પ્રકાશ ફેલાશે એવાં ચિન્હ જોઈ તેઓ માલિકનો હંમેશાં ઉપકાર માનતા હતા.

શત્રુઓએ મુસલમાનો સાથે કરાર કર્યો હતો, પણ તેમના પેટમાં તો કપટ ભર્યું હતું. થોડી મુદત વીતી એટલામાં તો તેમણે દગાબાજી કરી મુસલમાનોનાં માણસો ઉપર હુમલો કર્યો અને કેટલાકને મારી નાખ્યા. સલાહનામાની બીજી શરત એ હતી કે એક બીજાના પક્ષકાર સાથે પણ લડવું નહિ. પણ જ્યારે શત્રુઓએ એ શરત તોડી ત્યારે મુસલમાનોના પક્ષકારોએ હઝરત સલ્અમ આગળ વિનંતી કરી દાદ માગી. અવ્યવસ્થા અને અંધેરના પગ અધર થઇ ગયા. દસ હજાર મુસલમાનો તૈયાર થયા અને હઝરત સલ્અમને લઇ મક્કા તરફ રવાના થયા. રસ્તામાં જતાં હઝરત સલ્અમના કાકા હઝરત અબ્બાસ[1] રદી૦ મળ્યા. તેઓ બધાઓને મક્કા તરફ જતાં જોઇ પોતાના નોકરોને મદીને રવાના કરીને પોતે હઝરત સલ્અમની સાથે થઈ ગયા. મુસલમાની લશ્કરે મક્કા નજીક જઇ છાવણી નાંખી. મુસલમાન પહેરેગીરોએ શત્રુઓના બે માણસોને રાત્રે છાવણીની પાસેથી જાસુસી કરતા પકડયા, અને તેમને હઝરત ઉમર પાસે રજુ કર્યા. હઝરત ઉમર તેમને જોવા જેવો દીવો તેજ કરે છે તેવોજ તેમણે અબુ–સુફિયાન અને તેનાં એક સોબતીને જોયો. હઝરત ઉમરે એ બંનેને પોલીટીકલ જાસૂસ હોવાને લીધે દેહાંત શિક્ષા કરવાનો ઇરાદો કર્યો; પણ હઝરત અબ્બાસે કહ્યું કે જ્યાં સુધી હઝરત સલ્અમ હુકમ ન ફરમાવે ત્યાં સુધી આપણાથી કાંઇ થાય નહિ. પછી તે બંનેને હઝરત સલ્અમની આગળ ઉભા કરવામાં આવ્યા. અબુ સુફિયાનને જોઇ હઝરત સલ્અમ વિચાર કરવા લાગ્યા કે જેણે મને મારા ઘરબાર તજાવી દેશનિકાલ કર્યો છે અને જેણે મારા કુટુંબ અને મિત્રમંડળ ઉપર જુલમ ગુજાર્યો છે તે આજે મારી પાસે કેદી થઇને આવેલો છે. આ વખતે અબુ–

---

એવી ઉપમા આપવામાં આવેલી છે. આ વખતે ખાલિદની અરજ ઉપરથી હઝરત સલ્અમે તેમની ફોઇ મએમુના સાથે લગ્ન કર્યું. આ લગ્ન કેવળ ખાલિદને પ્રિતિસુત્રમાં બાંધવા માટેજ કરવામાં આવ્યું હતું. જુઓ નારાયણ હેમચંદ્ર કૃત પેગમ્બરનું જીવન ચરિત્ર પાન ૧૮૭. ( ૧૮૮૮ ની આવૃત્તી. )

અમરૂ ઇબ્ન આસ જે હઝરતના સામે કવીતા બનાવી તેમની હલકાઇ કરતા હતા તે પણ આ લગનથી હઝરતના સંબંધી થયા.

1 હઝરત અબ્બાસનો જમાનો ઇ. સ. ૫૬૬ થી ૬૫૨ સુધી છે.

સુફિયાનને ગરદન મારે એટલી હઝરતને સત્તા હતી. પણ તેમની દેશપ્રીતિએ એકદમ ઉભરો ખાધો, અને તેમણે પોતાની હમેશની ઉદારતાથી તેને માફી આપી. આથી અબુ-સુફિયાનનું વલણ ઇસ્લામ તરફ થયું અને એ ધર્મમાં દાખલ થઇ તેની સેવા બજાવવા ઇચ્છા દેખાડી. આથી હઝરત સલ્અમે તેના માનની ખાતર એવો હુકમ આપ્યો કે દુશ્મનમાંનો જે કોઇ સામો નહીં થતાં અબુ-સુફિયાનના ઘરમાં ચાલ્યો જશે, અથવા હથીયાર મુકી દેશે, અથવા પોતાના બારણાં બંધ કરી દેશે, અથવા બેતુલ હરામમાં[1] પેશી જશે, તેને કોઇ પણ છેડશે નહીં. અબુ-સુફિયાન આ પેગામ લઇ મક્કે રવાના થયો અને ત્યાં જઇ તેણે હઝરત સલ્અમના આવવાની ખબર આપી; અને ઉપર પ્રમાણે ચારે વાતો કહી સંભળાવી કહ્યું કે મારા ઘરમાં જે આવશે તે સહીસલામત રહેશે. અબુ-સુફિયાનનું વલણ બદલાઇ ગએલું જોઇ શત્રુઓ તેના ઉપર ઘણાજ ગુસ્સે થયા અને ખાસ કરીને તેની ઓરત હિન્દાને તો એટલો બધો ગુસ્સો ચડયો કે તેણે અબુ-સુફિયાનની દહાડી પકડી લીધી અને લોકોને કહેવા લાગી કે આ બેવકુફને કતલ કરી નાખો. અબુ-સુફિયાને કહ્યું કે તારે મારી સાથે જે બેઅદબી કરવી હોય તે કર; પણ યાદ રાખજે કે જો તું મુસલમાન નહીં થાય તો જરૂર કતલ થઇશ, માટે ઘરમાં જઇ બારણું બંધ કરી મુંગી મુંગી બેસી રહે.

**મક્કામાં પ્રવેશ.**—અબુ-સુફિયાન હઝરત સલ્અમને તાબે થવાથી મુસલમાનો હવે નિર્ભયપણે મક્કા શહેરમાં દાખલ થવા લાગ્યા. શત્રુઓએ મુસલમાનોને અટકાવવા ઘણુંએ કર્યું; પણ માલિકની મરજી આગળ તેમનું કાંઇ ચાલ્યું નહિ. મુસલમાનો શત્રુઓ ઉપર જબરાઇ કરવા ચાહતા હતા; પણ હઝરતે તેમને રોકયા અને શાંત પાડી માલિકનો મહીમા યાદ દેવડાવી આગળ વધવા કહ્યું.

પૂર્વ દિશામાં અરૂણોદયનાં કિરણ દેખાવા લાગ્યાં હતાં એવામાં હઝરત સલ્અમ મક્કાના દરવાજા ઉપર આવી પહોંચ્યા. હઝરત અબાબકર સિદ્દીક તેમની પાછળ હતા. હઝરત સલ્અમ આજે અરબસ્તાનમાં એક બાદશાહ કરતાં પણ વધારે હુકમતવાળા હતા તો પણ તેમનો દેખાવ એક ગરીબ માણસના જેવો હતો. તેઓ ખરા દેશભક્ત હતા તેથી મક્કામાં પેસતાંજ તેમની પ્રીતિ ઉભરી આવી અને તેઓ કહેવા લાગ્યા કે "આ દુનિયા અને આવતી દુનિયામાં માત્ર ખુદાનુંજ રાજ્ય છે. તે સર્વ શક્તિમાન અને જ્ઞેયરૂપ છે અને તેનું વચન આજે સિદ્ધ થાય છે." આટલું કહી તેમણે મક્કામાં પ્રવેશ કર્યો અને તેમની

---

૧. **બેતુલ-હરામ** એટલે કાબા શરીફની પવિત્ર હદ.

સાથે ઇસ્લામનો વિજયી વાવટો પણ મક્કામાં ધમધોકાર દાખલ થયો.[1] હીજરી સન ૮.

મક્કામાં દાખલ થતી વખતે ફરી હઝરત સલ્અમે કહ્યું કે જે માણસ બેતુલ-હરામમાં[2] દાખલ થઇ જાય, જે માણસ અબુ-સુફિયાનના ઘરમાં પેશી જાય, અને જે માણસ હથિયાર મૂકી દે તેને કોઇ પણ પ્રકારે હરકત કરવી નહિ, અને જ્યાં સુધી સામાવાળા લોકો લડવાની પહેલ ન કરે ત્યાં સુધી કોઇએ લડવું નહિ.

**મૂર્તિઓનું ખંડન.**—મક્કામાં દાખલ થયા પછી હઝરત સલ્અમ પ્રથમ કાબાના ધામ આગળ આવ્યા. તેઓ કાબામાં જવાની તૈયારી કરતા હતા તેવામાં મક્કાનો એક સખસ જે કાબાની દેખરેખ રાખતો હતો તેણે એકદમ તેના બારણાને તાળું મારી દીધું. હઝરતના એક માણસે તેની પાસેથી જબરાઇથી કુંચીઓ પડાવી લીધી પણ હઝરતે તે એકદમ તેને પાછી આપી દેવાનું ફરમાવ્યું અને કહ્યું કે "એ હક એમનો છે, માટે તેમનીજ પાસે રહેવો જોઇએ." આથી પેલા સખસના મન ઉપર એટલી બધી અસર થઇ કે તેણે તરતજ બારણાં ઉઘાડી દીધાં એટલુંજ નહીં પણ હઝરતનું પ્રમાણિકપણું જોઇને તે તરત ઇસ્લામમાં દાખલ થયો. હવે હઝરતે કાબેતુલ્લામાંની મૂર્તિઓ દુર કરવાનો હુકમ આપ્યો. જે દેવદેવીઓની લોકો વરસોના વરસોથી પૂજા કરતા હતા તેમનો આજે નાબૂદ થવાનો વખત આવ્યો. જે લોકો પહેલાં તેમનું પૂજન કરતા હતા તે આજે તેમનું ખંડન થતું મુગે મોઢે જોવા લાગ્યા. જે લોકો મુસલમાનોને જોઇ પ્રથમ મ્હોડું મરડતા હતા તેજ અત્યારે પોતાના દેવતાઓની નિર્માલ્યતાનો ખ્યાલ કરી મનમાં શરમાવા લાગ્યા. જે મૂર્તિઓને શક્તિવાળી સમજી આટલા દિવસ પૂજી તે આજે પોતાનો બચાવ પણ ન કરી શકી તે જોઇ તેઓ મનમાં ખેદ કરવા લાગ્યા. તેમણે જ્યારે આ વખતે મૂર્તિઓમાં કાંઇ શક્તિ ન જોઇ ત્યારે કુરાને શરીફનું વાક્ય સિદ્ધ થયું કે "ખરેખર સત્ય આગળ આવ્યું છે અને જૂઠ નાબુદ થયું છે; કેમકે જૂઠ તે જૂઠજ છે.[3]" આવી રીતે ખુદાના ઘરમાંથી બુત-દેવતાઓને કહાડી મુકવામાં આવ્યા અને જે ઘર પ્રથમ એક વૃદ્ધ મહાત્મા[4] તથા તેના સત્યવાદી

---

૧. આ મક્કાની ફતેહને ફતહે-મુબીન કહે છે.

૨. કાબાની મસ્જીદની પવિત્રહદ. Srored precincts of the Kaaba. હરમ-શરીફ. Holy territory of the sanctuary of the Kaaba.

૩. જુઓ કુરાને-શરીફ. સૂરએ-બની-ઇસ્રાઇલ. આયત ૮૦.

૪. હઝરત ઇબ્રાહીમ પેગમ્બર અ૦

દીકરાએ ખાસ ખુદાની બંદગી માટે બનાવ્યું હતું તે ફરીથી માત્ર એક તેનીજ ઇબાદત માટે રિઝર્વ્ડ થઇ ગયું, અને દરેક ઠેકાણેથી એક માત્ર જગતનિયંતાનો મહીમા ગવાવા લાગ્યો કે "બંદગી કરવાને લાયક માત્ર તેજ છે જેનું નામ ખુદા છે. તેના સિવાય કોઇ પણ ઇબાદતને લાયક નથી. તે અમર અને અવિનાશી છે; તે અનાદી છે, અને જગતને પોતાની કુદરતમાં સમાવી રાખનાર છે. નીંદ્રા તેની ઉપર કાંઇ અસર કરી શકતી નથી; કારણ કે તે એવી બાબતથી સ્વતંત્ર છે. આકાશ તથા પૃથ્વીમાં જે કાંઈ છે તે સર્વે તેનુંજ છે. અને તે ઉપર તેને સંપૂર્ણ અધિકાર છે. એવો કોણ છે જે તેની મરજી વગર તેની આગળ શફાઅત[1]-ભલામણ કરી શકે? કોઈ નહિ. મુશરિક[2] લોકો એમ ખ્યાલ કરે છે કે અમારા દેવતાઓ અમારી શફાઅત કરશે પણ તેઓ ભારે ગલતીમાં પડેલા છે. ખુદા ભૂત, વર્તમાન, અને ભવિષ્યમાં જે કાંઈ છે તે સર્વ જાણે છે. તેની મરજી સિવાય તેના ઇલિમથી કોઈ વાકેફ થઇ શકતું નથી; એટલે તેના બતાવ્યા સિવાય કોઇ પણ તેનું જ્ઞાન મેળવી શકતું નથી. તેનો ઇલમ તથા તેની શહેનશાહત આકાશ તથા પૃથ્વી સઘળે ફેલાએલી છે. તે સો પર નજર રાખી શકે છે. તેમ કરવામાં તે જરા પણ થાકતો નથી. તે ઘણા મહાન મરતબાવાળો અને સર્વોપરી સત્તા ભોગવનારો છે, એટલે એના જેવી કુદરત-શક્તિ બીજા કોઇમાં નથી."[3]

આવી રીતે લાંબા વખતથી જડ ઘાલી બેઠેલી મૂર્તિપૂજા આજે હંમેશને માટે અરબસ્તાનમાંથી નાબુદ થઇ ગઈ. પરિણામ એ થયું કે ત્યાં સત્યનો સૂર્ય ઉગ્યો. તેઓ સઘળા મુસલમાન થયા અને હવે લાત[4] અને મનાતને બદલે બધે અલ્લાહો-અકબરનો[5] અવાજ સંભળાવવા લાગ્યા. પ્રાચિન

---

1. Intercession. 2. ખુદા સિવાય બીજાને પૂજનારા.

3. કુરાને શરીફ. સૂરતુલ-બકર, આયત ૨૫૫.

4. લાત્ અને મનાત્ એ બે મૂર્તિઓનાં નામ લોકોના મ્હોડે ચઢેલાં હતાં.

5. આ વાકયને મુસલમાનો "તકબીર" કહે છે. એનો અર્થ 'અલ્લાહ બળવાન છે.' એવો છે. આ ખુદાની મોટાઈ દર્શાવનારૂં વાકય છે. મૂર્તિપૂજાનો નાશ કરવા માટે હઝરત મોહમ્મદ સલ્અમને જે માન ઘટે છે તેની પુષ્ટીમાં "ધર્મવર્ણન" ગ્રંથના કર્તા પ્રો. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ એમ. એ. એલ. એલ. બી. પોતાના એ પુસ્તકના ૨૨૫ પૃષ્ઠ ઉપર લખે છે કે–" આ સર્વ મૂર્તિપુજા સાથે જે પુષ્કળ વહેમ અનીતિ અને નિર્લજ્જતા જોડાયાં હતાં એ સર્વને તળીયા ઝાટક કાઢી નાખવાનું માન હઝરત મોહંમદ (સ. અ. વ.) પેગમ્બર એમને ઘટે છે."

વખતમાં જેવી રીતે યૂનાની લોકોનો ખ્યાલ હતો કે તેમનો મોટો દેવતા જે "ડેલ્ફી[1]" શહેરમાં હતો તેને કોઇ ફતેહ કરી શકે નહીં તેમ મક્કાના મૂર્તિ-પૂજક લોકોનો પણ કાબા વિશે એજ ખ્યાલ હતો કે તેને કોઇ ફતેહ કરી શકશે નહીં. વળી અબરહા વિગેરે જેવા પરકોમના માણસો તેની કોશીશમાં નિષ્ફળ નીવડવાથી તો તેમનો એ ખ્યાલ વધારે મજબૂત થઇ ગયો હતો. તેઓ હઝરત વિશે પણ એમજ ધારતા હતા, પણ જ્યારે તેમના ધારવાથી ઉલટું થયું અને મક્કા હઝરતના હાથમાં આવ્યું તથા તેમનો મોટો દેવતા "હુબુલ" જેને તેઓ ઓહોદની લડાઇ વખતે સહાય કરવા લઇ ગયા હતા તે, તથા બીજા દેવતાઓ માટીમા મળી ગયા ત્યારે તેમને માલમ પડ્યું કે બાદશાહી જુદી વસ્તુ છે, અને પેગમ્બરી જુદી વસ્તુ છે; તથા નિર્જીવ દેવતાઓની ખુદાની કુદરત આગળ કાંઇ હસ્તી નથી.

**હઝરત અબાબકરના પિતા.**—આ વખત હઝરત અબાબકર સિદ્દીક રદી૦ પોતાના ઘરડા પિતા અબુ કોહાફાને દોરીને હઝરતની પાસે લઇ આવ્યા. આ વૃદ્ધ પુરૂષની ઉમર લગભગ સૈકા સુધીની હતી. તેમના વાળ સફેદ દુધ જેવા હતા. તેમનો મહાન હઝરતે ઘણા પ્રેમથી સત્કાર કર્યો, અને હઝરત અબાબકરને કહ્યું કે "આમને બિચારાને ઘેર રહેવા દીધા હોત તો સારૂં થાત. હું પોતે જઇને તેમને મળી આવત. અહીં સુધી આવવાની તેમને શું કરવા તકલીફ આપી"[2] ત્યારે હઝરત અબાબકરસિદ્દીક બોલ્યા કે "આપ તેમને મળવા પધારો તેના કરતાં એજ આપને મળવા આવે એ સારૂં" મહાન હઝરતે તે વૃદ્ધ પુરૂષને પોતાની

---

૧. Oracle of Delphi. ડેલ્ફી એ ગ્રીસ અને રોમના પ્રાચિન દેવતા પોલો (Apollo) નું ધામ હતું. તે વખતના લોકો દરેક વાતનો વ-તારો કઢાડવા આ દેવતાના ધામે જતા અને મંદિરમાંથી તે દેવના તેમની સાથે આડમાં રહીને વાત કરી તેમની વાતોનો ખુલાસો કરતો હતો. પાછળથી માલમ પડયું હતું કે આ વાત કરનાર દેવના નહીં પણ તેના ધામ આગળ રહી પેટ ભરતા પદરી પુરોહિતો હતા. યુરોપમાં આ ધામ તે વખતે ઘણું અગત્યનું અને મહાત્મયવાળું ગણ્તું હતું અને તે વખતના સારા સારા માણસો તેનો આશ્રય લેતા હતા. છેવટે પૂજારીઓનું પોકળ ઉઘાડું પડયું હતું. આવુંજ બીજું એક ધામ તે વખતે ગ્રીસમાં ડોડોના. (Dodona) આગળ ઝીઅસ દેવતાનું હતું. ત્યાં પૂજારણ સાથે દેવ ઝીઅસ વાત કરતો હતો અને તે લોકોને તે દેવતાનું ફરમાન પહોંચાડતી હતી. અહીંની યુક્તિ પણ પાછળથી માલમ પડી આવી હતી.

૨. મહાન હઝરતમાં કેટલો ખુલ્ક-વિવેક હતો તેનો આપણે વિચાર કરવો જોઈએ. જુવાનીના મદમાં ફુલાઈ જઇ ઘરડાઓને હલકા ગણવા એને ઇસ્લામ પસંદ કરતો નથી.

જોડે બેસાડ્યા અને તેમની છાતી આગળ ધીમેથી હાથ મુકીને તેમને ઇસ્લામમાં દિક્ષિત કર્યા.

હઝરત સલ્અમની ફતેહ થવાથી મક્કાના લોકો હબકી ગયા. તેઓ જાણતા હતા કે આપણે હઝરતને કનડવામાં કાંઈ બાકી રાખ્યું નથી. માટે હવે આપણા ભોગ મળશે. તેઓ જીંદગીની આશા છોડી બેઠેલા હતા, એવામાં તેમને હઝરત સલ્અમે કહ્યું કે " ચાલો હવે તમારે શું કહેવું છે. તમને હવે મારે કેવો બદલો આપવો જોઇએ ? " તેઓ ગભરાઇને કહેવા લાગ્યા કે "હે દયાળુ સરદાર ! અમારા કરતુકનો કાંઈ પાર નથી. જો એ તરફ જોશો તો તો અમારો બચવાનો આરો નથી; પણ આપ ઉદાર અને દયાળુ છો તેથી અમે આપની પાસેથી માફીની આશા રાખીએ છીએ. " શત્રુઓ–પોતાના દેશીભાઇઓના મુખમાંથી આવાં વચનો સાંભળીને તેમનું હૈયું ભરાઇ આવ્યું. તેમની આંખોમાંથી આંસુ ટપકવા લાગ્યાં, અને ભ્રાતૃભાવથી કહેવા લાગ્યા કે જેવી રીતે હઝરત યુસુફ પેગમ્બર પોતાના ભાઇઓ સાથે વર્ત્યા હતા[1] તેવી રીતે આજે હું તમારી સાથે વર્તું છું. હું તમારો તિરસ્કાર કરનાર નથી. તમે ખુદાના બંદા છો. ખુદા તમારો ગુન્હો માફ કરશે. " આટલું કહી શત્રુઓએ જે જે કષ્ટ આપ્યું હતું અને જે જે નાલાયક વર્તણુંક ચલાવી હતી તે તમામ દરગુજર કરી.

હઝરત સલ્અમ આજે મક્કાના હાકેમ હતા. હજારો માણસો તેમની આજ્ઞા ઉપાડવા તૈયાર હતા. જો તેઓ ધારત તો પોતાના શત્રુઓને તેને તેજ વખત ગરદન મારત, પરંતુ તેમનું વલણ ખુનરેજી તરફ નહોતું. તેઓ ખરા પેગમ્બર હતા, તેથી તેમણે ફતેહ મેળવી ખુદાતાલાનો મહિમા જાહેર કર્યો;

---

1. હઝરત યુસુફ અ૦ (જોસેફ) હઝરત યાકુબ અ૦ (જેકબ) ના દીકરા થતા હતા. તેમને તેમના ભાઈઓએ અદેખાઇને લીધે કુવામાં નાખી દીધા હતા. એક કાફલો જે ત્યાં થઇને જતો હતો તેના માણસોએ તેમને કુવામાંથી કહાડ્યા અને ઇજીપ્ટમાં લઇ જઇ વેચ્યા. ઘણી મુશીબત વેઠયા પછી તેઓ પોતાની હોંશિયારીના બળ વડે ઇજીપ્ટના બાદશાહના દીવાન થયા. અનાયાસે એવું થયું કે દેશમાં ભારે દુકાળ પડયો અને લોકો ચારે તરફથી અનાજ લેવા મિસરમાં આવવા લાગ્યા. હઝરત યુસુફના ભાઈઓ જેમણે તેમને કુવામાં નાખી દીધા હતા તે પણ ત્યાં આવ્યા તેમને હઝરત યુસુફે ઓળખ્યા, અને કાંઈપણ ઇજા નહિ કરતાં ભાઇ જાણી ઉલટું વધારે અનાજ અપાવ્યું, અને ઓળખાણ જાહેર કરી તેમને પોતાને ત્યાં રાખી ઘણી સારી પરોણાચાકરી કરી.

અને લોકોને દિલાસો આપી નમ્ર વહેવારથી લોકોના અંતરમા અધિકાર સ્થાપ્યો.

હઝરત શત્રુઓ ઉપર હદ કરતાં વધારે મહેરબાની કરવા લાગ્યા છે એવું જોઇ તેમના કેટલાક શિષ્યોને અસંતોષ થયો. તેઓ પોતપોતામાં કહેવા લાગ્યા કે શત્રુઓએ આપણા ઉપર જુલમ ગુજારવામાં શું બાકી રાખી છે? માટે આપણે પણ આપણો વખત ચુકવાનો નથી. શત્રુઓને તો ઠેકાણે પાડેલાજ સારા. આ વાતની જ્યારે મહાન હઝરતને ખબર પડી ત્યારે તેમણે કુરાન શરીફના વચનો તેમને સંભળાવ્યાં કે "તું જે ઉત્તમ (સદ્દગુણ) છે તે વડે (તેમના) દુર્ગુણ દુર કર.[1]" "જે માણસ લોકોને ખુદા તરફ બોલાવે છે, સારાં કામો કરે છે અને કહે છે કે હું (મુસલિમ) ખુદાની મરજીને આધિન રહેનારાઓમાંનો છું તેના કરતાં બીજો કયો માણસ સારૂં બોલનારો છે. સારાં અને નઠારાં કામ સરખાં નથી. તું દુષ્ટ કામને તે (સદ્દગુણ) વડે દુર કર જે ઉત્તમ છે. પછી તારે જેની સાથે દુશ્મનાઇ ચાલતી હોય તે માણસ તારો પ્રિય મિત્ર અને સગા જેવો થઇ જશે.[2]" "તું ઇમાનદારોને કહે કે જે લોકો (ખુદાની શિક્ષાના) દિવસનો ડર રાખતા નથી તેમને દરગુજર કરો;[3]" "અને તમારા પરવરદિગારની ક્ષમા તરફ દોડો અને સ્વર્ગ તરફ જેની પહોળાઇ આકાશ અને પૃથ્વી જેટલી છે, તે પરહેજગારો માટે તૈયાર કરેલું છે. જે લોકો સુખ અને દુઃખમાં દાન કરે છે, પોતાનો ગુસ્સો પી જાય છે, અને માણસને માફી આપે છે એવાં સારાં કામ કરનારને ખુદાતાલા પ્રીય ગણે છે.[4]" તેમનાં આવાં વચનોથી પેલા શિષ્યો શાંત થઇ ગયા.

હવે માણસોનાં ટોળેટોળાં તેમની પાસે આવી બએઅત પ્રતિજ્ઞા કરવા લાગ્યાં કે" અમે ખુદા સિવાય બીજા કોઇની ઇબાદત કરીશું નહિ. અનીતિ, બાળહત્યા, અને જબરાઇ કરીશું નહિ."[5]

---

1 જુઓ કુરાનશરીફ સૂરએ(૨૩)મોમેનૂન આયા ૯૫. ૨. સૂરતુસ-સિજદા આયા ૩૨

3 કુરાને શરીફ. સૂરએ જાસીઆ, આયા. ૧૩

૪ " સૂરએ આલેઇમ્રાન, આયા. ૧૩૨-૧૩૩

૫, આવા લોકો મ ટે કુરાને શરીફમાં ઈશારો છે કે "ખરેખર જેઓ તારી સાથે બએઅત કરે છે તેઓ માત્ર ખુદા સાથે બએઅત કરે છે; ખુદાનો હાથ તેમના હાથ ઉપર છે, પછી જે કોઇ વચન તોડે છે તે માત્ર પોતાની વિરુદ્ધ વચન તોડે છે, અને જે કોઇ તે વચન પુરૂં પાળે છે જે તેણે ખુદાને આપ્યું છે તેને ખુદા જલદીથી મોટો બદલો આપશે. કુરાને શરીફ. સ્તુલ—ફ્રેડ.

સ્ત્રીઓનાં પણ ટોળેટોળાં આ વખતે ઇસ્લામ ધર્મમાં દિક્ષિત થવા અને બએઅત કરવા આવવા લાગ્યાં.[1] અબુ-સુફિયાનની સ્ત્રી હીંદા જેણે ઓહોદની લડાઈમાં ભારે તોફાન મચાવ્યું હતું તે પણ છુપા વેશથી હઝરતની આગળ આવી. તેને તેમણે ઓળખી. હીંદા આ વખતે એવી ખશીયાણી પડી કે તેનાથી કાંઇ પણ બોલી શકાયું નહિ. તે શરમીંદી થઇ માફી માગવા લાગી. હઝરત સલ્અમ આજ માલકના પ્રેમમાં પૂર્ણ થએલા હોવાથી તેમણે હિંદાનાં કારસ્તાન તરફ લક્ષ આપ્યું નહિ અને તેમણે તેની કસુર દરગુજર કરી. જે લોકો તેમને મોટા ગણી બીકને લીધે તેમની પાસે આવતાં ખંચાતા હતા તેમને તેઓ કહેતા કે "તમે શા માટે ડરો છો? મારામાં એવું શું છે કે તમને બીક લાગે છે. હું કાંઈ બાદશાહ નથી, પણ એક ગરીબ સ્ત્રીનો પુત્ર છું. હું તમારા જેવોજ છું. મારાથી ડરવાનું કાંઇ કારણ નથી.[2]" અબુ જેહેલ જે ઇસ્લામનો કટ્ટો શત્રુ હતો તેનો દીકરો અકરમા પણ હઝરત સાથે ઘણી દુશ્મનાઈ રાખતો. જ્યારે મહાન હઝરતની ફતેહ થઇ ત્યારે તે ઘણો ગભરાયો અને એક તેજ ઘોડા ઉપર સવાર થઇ શહેરના બીજે દરવાજેથી નાસી છુટ્યો. આગળ જતાં તે સપડાયો અને વિમાસણમાં પડયો. તેની સ્ત્રી જેની સાથે તે હમણાંજ પરણ્યો હતો તે મક્કામાં હતી. તે આ વાત સાંભળીને ઘણી ગભરાવા લાગી, અને બહાવરી બની મહાન હઝરત આગળ જઇ હાથ જોડી જમીન પર પડી પોતાના ધણીને

---

બએઅત કરવા માટે (એટલે મુરીદ થઈ તાબેદારી અખત્યાર કરવા માટે) આ એક બીજી સનદ છે. પેગમ્બર સલ્અમના હાથને અહીં ખુદાનો હાથ બતાવેલો છે, અને પેગમ્બરને આપેલા વચનને ખુદાને આપેલા વચન પ્રમાણે ગણેલ છે.

૧ કુરાને શરીફમાં ફરમાવ્યુ છે કે "હે પેગમ્બર જ્યારે મોમીન સ્ત્રીઓ તારી પાસે આવે કે તેઓ તારી સાથે બએઅત (એટલે તારા મુરીદ થઇ તારી તાબેદારી અખત્યાર કરે) એવી શરતે કે તેઓ ખુદા સાથે બીજા કોઇને શરીક કરે નહીં અને ચોરી કરે નહીં અને વ્યભિચાર કરે નહીં, અને પોતાનાં છોકરાંઓને મારી નાંખે નહીં અને જુઠ સહીત આવે નહીં. જેની તેઓએ પોતાના હાથ અને પગ વચ્ચે બનાવટ કરી છે. (એટલે પોતાનાં હરામનાં છોકરાં પોતાના ધણીનાં છે એમ કહ્યુ છે) અને કાંઇ સારૂં કામ કરવામાં તારા હુકમની નાફરમાની કરે નહીં, ત્યારે તું તેમની સાથે બએઅત કર, અને તેમને માટે માફી માગ, ખરેખર ખુદા માફી આપનાર (અને) મહેરબાન છે" કુરાને શરીફ, સુરતુલ મોમ્તહેના. આયત ૧૨-૧૩. સ્ત્રીઓ હઝરતની બએઅત કરી તેમની મુરીદ થઇ છે એ આથી જણાય છે.

૨. જુઓ કુરાન શરીફ; સૂરએ કહેફ. હઝરત આવું પોતાના વિવેકને લીધે કહે છે.

બચાવવા અરજ કરવા લાગી. તેના કાલાવાલા અને આજીજી જોઇ મહાન હઝરતને ઘણી દયા આવી અને તેને માફી આપી છોડી દેવાનો હુકમ કર્યો. વળી તે સ્ત્રીની પોતાના ધણી પ્રત્યેની વફાદારી જોઇને હઝરત એટલા ખુશી થયા કે તેના બદલામાં તેના ધણીને એક લશ્કરની ટુકડીનો સરદાર બનાવ્યો, અને બંનેને સારી ભેટો આપી.[1] આથી એ બંનેના મન ઉપર એટલી બધી અસર થઇ કે તેઓ બંને હઝરતના શિષ્ય થયાં. આ વખતે તેઓ માલિકની કૃપામાં એવા લીન થયા હતા કે બીજા મોટા મોટા અપરાધીઓને પણ તેમણે માફી આપી. તેમની આવી કુટુંબવત્સલતા અને દેશભક્તિ જોઈ લોકોનાં અંતઃકરણ પ્રેમહર્ષથી ઉભરાઇ ગયાં, અને બધા એકદમ જોશભેર બોલી ઉઠ્યા કે "અશહદોઅન્ લાઇલાહા ઇલ્લલાહ, વ અશહદો અન્ન મોહમ્મદુર રસુલિલ્લા.[2]" આ પવિત્ર ગર્જનાની અસર વીજળીની પેઠે ફરી વળી, અને તેણે લોકોનાં મન ઉપર એવો પ્રકાશ પાડયો કે સઘળા ઇસ્લામના પ્રસાદથી ભાગ્યશાળી થયા.[3]

હઝરત સલ્અમના જીવનનો ઉદ્દેશ સફળ થયો છે. કાએતુલ્લામાં હવે લોકોને એકજ ખુદાતાલાની ઇબાદત કરતા જોઈ હઝરત સલ્અમને અપાર આનંદ થઇ રહ્યો છે. તેઓ મક્કામાં બધે ધાર્મિક આનંદથી ફરે છે અને ખુદાનો આભાર માને છે. એક દિવસ તેઓ સફા પર્વત ઉપર ચઢી ઇબાદત કર્યા પછી મક્કા તરફ દ્રષ્ટી કરી કહેવા લાગ્યા કે, "તું બધા નગરથી ચડતું છે અને ખુદાની પ્રસન્નતાનું એક સ્થાન છે. જો તારા નગરવાસીઓએ મને કહાડયો ન હોત તો હું તને છોડીને કદી જાત નહિ." મદીનાવાસીઓ આ વાત સાંભળી માંહોમાંહે વાતો કરવા લાગ્યા કે "હઝરતની મરજી મક્કામાં રહેવાની દેખાય છે. તેમનું મન જન્મભૂમી તરફ ખેંચાવા લાગ્યું છે તેથી હવે તેઓ ઘણે ભાગે મદીને આવશે નહિ." આ વાત જ્યારે હઝરતના કાને આવી ત્યારે તેઓ કહેવા લાગ્યા કે "જે દિવસે તમે મને મદદ આપવાની પ્રતિજ્ઞા લીધી હતી તે દિવસથી હું મરતાં સુધી તમારી સાથે

---

૧. શું આવા ગુણવાળો માણસ આપણા જેવો સાધારણ હોઈ શકે ખરો?

૨. આ વાકય કલમો (ધર્મસુત્ર) કહેવાય છે. તેનો અર્થ આ પ્રમાણે છે. "હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે અલ્લાહ સિવાય બીજો કોઈ ખુદા નથી, અને પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે હઝરત મોહમ્મદ સલ્અમ તેના પેગંબર છે.

૩. આવી રીતે ફતેહમંદી મેળવી ઉદારવૃત્તિથી શાંતપણે દુશ્મનોનાં શહેરમાં પ્રવેશ કરવાનો દાખલો આખા ઇતિહાસમાં આ એકજ છે.

રહેવા બંધાએલો છું. જો હું આજે તમને છોડી દઉં તો ખુદાનો ખરો સેવક શેનો ? " આટલું કહી પોતાના બાપદાદાનું શહેર, પોતાના દેશની રાજધાની, અને પોતાના ધર્મનું પવિત્ર ધામ છોડી જેમણે પોતાનો સાથ દીધો હતો તેમની સાથે સાદાઇથી પોતાના બાકીના દિવસો ગુજારવા અને મક્કામાં ફતેહ મળવાથી આખા દેશની જે હાકમી અને સરદારી મળવાની હતી તેની જરા પણ આશા નહીં કરતાં પોતાના ગરીબ શિષ્યો સાથે રહેવા મદીને જવા તૈયાર થયા.

મક્કાથી ઉપડતાં પહેલાં તેમણે મક્કાની આસપાસ લોકોને શાંત કરવા અને તેમનામાં ભાઇચારો વધારવા પોતાના કેટલાક મુખ્ય શિષ્યોને મોકલ્યા. આ શિષ્યોએ સલાહશાંતીથી કામ સારી રીતે ચલાવ્યું. એક દિવસ રસ્તે જતાં " જઝીમા " નામની જાતના કેટલાક માણસો તેમને મળ્યા. તેમની પાસે ઘણા હથીયાર હતાં અને તેમની સામગ્રી એવી હતી કે જાણે લડવા જાય છે. તે ઉપરથી મુસલમાનોએ તેમને શત્રુ સમજી ખાલિદ-બિન-વલીદના કહેવાથી ઘેર્યા. જેમણે હથીયાર છોડી દીધા તેમને પોતાની સાથે લીધા અને જે હથીયારો નહીં છોડતાં નાસી જવા લાગ્યા તેમને મારી નાખ્યા. જ્યારે આ વાતની મહાન હઝરતને ખબર પડી ત્યારે તેમને ઘણો ખેદ થયો. તેમની આંખોમાંથી આંસુ ટપકવા માંડ્યા, અને તેઓ મોઢેથી વારંવાર કહેવા લાગ્યા કે " હે ખુદાતાલા, તું જાણે છે કે આમાં હું કાંઇ જાણતો નથી, હું આ બાબતમાં તદન નિર્દોષ છું અને મારો કાંઇ વાંક નથી. હું કહું છું કે એ લોકોને આવું કરવાની કાંઈ જરૂર નહોતી છતાં એમણે આવું કર્યું. " મુસલમાનોને તેમણે ઘણો ઠપકો આપ્યો અને જેમના ઉપર જુલમ ગુજર્યો હતો તેમને દિલાસો તથા બદલો આપવા તરત તેમણે હઝરત અલી મુર્તુઝાને મોકલ્યા. તેમણે ત્યાં જઈ તેમનો લુટેલો સામાન પાછો આપ્યો અને મિઠા વચનથી દિલાસો આપી તેમને શાંત પાડી પાછા આવ્યા.

**જંગે-હુનૈન.**[1]—મુસલમાનોને ફતેહ મળેલી જોઇ કેટલાક રહ્યા સહ્યા મૂર્તિપૂજકોએ તેમનું જોર તોડવાનો ફરી સંકલ્પ કર્યો. તેમણે ૪ હજાર માણસોનું લશ્કર ભેગું કર્યું, અને મુસલમાનોને હાંકી કહાડવા નીકળ્યા. મુસલમાનો તેમની સંધી જાણી ૧૨ હજાર માણસોનું લશ્કર ભેગું કરી તૈયાર થયા. તેમનું લશ્કર પહાડી વિકટ રસ્તા આગળ હતું એવામાં દુશ્મનોએ પહાડ ઉપરથી

---

૧. આ લડાઈ હીજરી સન ૮ મા સવ્વાલ મહીનામાં થઇ હતી. જંગ એટલે લડાઈ.

તીર મારવા માંડયાં. તેઓ ચારે તરફ શત્રુઓને જોઇને ગભરાયા અને આમ તેમ નાસવા લાગ્યા. હઝરત અબ્બાસે બૂમ પાડી કહ્યું કે "હઝરત સલ્અમ ઉભા છે તેમને છોડીને તમે કયાં નાસો છો ?" તેમના આ શબ્દો ઘણા જોરભેર નીકળ્યા અને તેમનો વજ્રધ્વની જેવો અવાજ સાંભળી મુસલમાનોને હીંમત આવી. તેઓ ફરીથી સામા થયા અને એવી બહાદુરીથી લડયા કે શત્રુઓ હાર્યા, અને તેમનો ઘણો માલ તથા માણસો મુસલમાનોના કબજામાં આવ્યાં. એ વખતે એક ઓરત હઝરત સલ્અમ આગળ આવી તેમના ચરણમાં પડી કહેવા લાગી કે "હું આપની દાઈ બીબી હલીમાની દીકરી છું અને આપની સાથે નાનપણમાં રમેલી છું. આપે તે વખતે મારી પીઠ કરડી હતી જેનું નિશાન હજુ પણ છે," એમ કહી તેણે એ નિશાન દેખાડયું. હઝરતે તેને માફી આપી અને પોતાની સાથે રહેવા, અગર ના રહેવું હોય તો જે જોઇએ તે માગી લેવા કહ્યું. આથી તેનું મન ઘણું રાજી થયું અને છુટકારો થવાથી તે હરખભેર ઘર તરફ રવાના થઇ.

**જંગે તાયફ.**[1]—હવે અંધકારનો નાશ કરવા મુસલમાની લશ્કર તાયફ તરફ ચાલ્યું. તાયફની આસપાસ એક મજબૂત કિલ્લો હતો. લશ્કર ત્યાં ગયું એટલે ત્યાંવાળા બની-સકીફ લોકો સામા થયા. મુસલમાનોએ ત્યા વીસ દિવસ સુધી પડાવ નાખ્યો પણ તે લોકો એકના બે થયા નહિ. આખરે ઘણા લોકોના સમજાવવાથી તેઓ રસ્તા ઉપર આવ્યા અને હઝરત આગળ આવી કહેવા લાગ્યા કે અમારી મોટી મૂર્ત "લાત" છે તેને કાયમ રાખો, અને અમને નમાઝના બંધનમાંથી છુટા કરો તો અમે શરણે થઇએ. હઝરતે કહ્યું કે "મૂર્તિપૂજા અને ઇસ્લામ સાથે રહી શકે નાહ; વળી જે ધર્મમાં નમાઝ ઇબાદત—નથી તે ધર્મ કાંઈ કામનો નથી. તેમની દરખાસ્ત નામંજુર થઈ અને આખરે તાયફમાંથી મૂર્તિપૂજા નીકળી ગઈ. લડાઇમાં પકડાએલા માણસો માટે શિફારશ કરવા દાઈ હલીમા સઆદિઆ હઝરતની પાસે આવ્યાં. તેમને જોઈ હઝરત થોડા થોડા થઇ ગયા, તેમને ઘણું માન આપ્યું, અને તેમની ઇચ્છા પાર પાડવા તેમણે લોકો ઉપર દયા કરી.

**માલની વહેંચણી.**—આ વખતે લડાઇમાં હાથ લાગેલા માલમાંથી ભાગ લેવા કેટલાક માણસો આકળા થવા લાગ્યા. હઝરતે તેમને કહ્યું કે "ઉતાવળ શું કરવા કરો છો; માલ કાંઇએ જવાનો નથી. હું આવા માલ-

---

૧. હીજરી સન ૮ માં આ લડાઇ થઈ હતી.

માંથી પાંચમા ભાગ સિવાય એક કોડી પણ વધારે રાખવાનો નથી એ ખુદા જાણે છે; અને એ પણ તમારા કલ્યાણુ માટે ખરચવામાં આવશે." એમ કહી તેમણે હાથ આવેલો માલ મુસલમાનોમાં વહેંચી આપ્યો.

મક્કાના મુસલમાનોને આ લડાઇમાં વધારે સોસવું પડ્યું હતું, તેથી તેનો બદલો વાળવા હઝરત સલ્અમે તેમને કાંઇક વધારે અવેજ આપ્યો. આવું થવાથી મદીનાના કેટલાક લોકો અસંતુષ્ટ થયા અને માંહોમાંહે કહેવા લાગ્યા કે "જે લોકો જીવ લેવા બેઠા હતા તે આજે દાનને પાત્ર થયા છે!" હઝરતને આ વાતની ખબર પડવાથી તેમણે મદીનાના લોકોને કહ્યું કે હું જ્યારે તમારે ત્યાં આવ્યો ત્યારે તમે અંધારામાં હતા; પણ મારા આવ્યા પછી ખુદાએ તમને પ્રકાશમાં આણ્યા. પ્રથમ તમે દુઃખ ભોગવતા હતા તે હવે સુખ ભોગવવા લાગ્યા. તમારામાં અદેખાઈ હતી તે નીકળી ગઈ અને તમારૂં હૃદય ભાઇચારાથી ભરપૂર થયું, ત્યારે ચાલો કહોકે તમને વધારે ફાયદો થયો છે કે એમને ?" તેમણે કહ્યું કે અમને. વળી હઝરતે આગળ ચાલતાં કહ્યું કે "લોકો જ્યારે મને ઠગારો કહેતા હતા ત્યારે તમે મારા ઉપર વિશ્વાસ રાખ્યો જ્યારે તેમણે મને મક્કામાંથી કહાડી મુકયો હતો ત્યારે તમે મને આશ્રય આપ્યો હું દુઃખી હાલતમાં હતો ત્યારે મને દિલાસો આપ્યો શું તમે એમ સમજો છો કે હું આ બધું ભુલી ગયો છું ? મેં મક્કાવાળાઓને વધારે અવેજ આપ્યો એથી તમારે નારાજ થવાનું નથી. એમનું મન માલ ઉપર હતું તેથી મેં તેમને માલ આપ્યો છે. તમારૂં મન મારી ઉપર છે તેથી મેં તમને મારો જીવ સોંપ્યો છે. તેઓ ઉંટ અને બકરાં લઇને જશે અને તમે મને લઇને જશો. કદાચ આખી દુનિયા એક થઈ જાય અને તમને મૂકી દે તો પણ હું કદી મૂકનાર નથી. ત્યારે કહો વારૂ મને કોણ વધારે વહાલું છે ?" મદીનાવાસીઓ તેમના આવાં વચનો સાંભળી ગળગળિત થઈ ગયા; અને કહેવા લાગ્યા કે "એવું કહેનારા મુરખા છે. અમારે કાંઇ જોઇતું નથી. આપ અમને મળ્યા છો એટલે બધું મળ્યું છે."

જ્યારે મક્કાની આજુબાજુની ભૂમી મૂર્તિપૂજાનો ત્યાગ કરવા લાગી ત્યારે હઝરત સલ્અમ શાંત્વન પામી મદીનાવાસી શિષ્યોને લઇ તેમને ખુદાનું સ્મરણ કરાવતા મદીના તરફ રવાના થયા.

મદીને પહોંચવા પહેલાં તેમની દીકરી બીબી ઝૅનબ ગુજરી ગયાં હતાં. હઝરતે ઘણીવાર માતનો શોક વેઠયો હતો પણ આ વખત બીબી ઝૅનબના ગુજર-

વાથી તો તેમને એહદ દીલગીરી થઇ. આ ઘા તેમને ઘણો સાલ્યો પણ માલિકની મરજી ઉપર તેઓ રાજી રહ્યા.[૧]

**જંગે-તબૂક.**[૨]—રૂમના બાદશાહ હિરેક્લીઅસે હઝરત સલ્અમનો પ્રભાવ ઓછો કરવા માટે ઈ. સ. ૬૩૦ માં અરબસ્તાન તરફ એક ભારે લશ્કર મોકલ્યું. દુશ્મનોને અરબસ્તાનમાં નહિ પેસવા દેવા મુસલમાનો સરહદ ઉપર જવા તૈયાર થયા. કેટલાક લોકો પાછા પડયા પણ હઝરત અબા–બકર રદી૦, હઝરત ઉમર રદી૦, હઝરત ઉસમાન રદી૦ વિગેરેએ પોતાનું સર્વસ્વ અર્પણ કરી લશ્કર તૈયાર કર્યું. સ્ત્રીઓએ પોતાના ઘરેણા વેચીને દેશનો બચાવ કરવા લશ્કરને મદદ આપી. આથી ઘણાઓને હીંમત આવી. જોતજોતામાં ૧૦ હજાર ઘોડેસ્વાર અને ૨૦ હજાર પાયદળ લશ્કર ભેગું થઈ ગયું. ઉત્સાહમાં ઉત્સાહ વધ્યો. મુસલમાની લશ્કર મદીનેથી નીકળી રેતાળ જમીનમાં થઇ સંકટ વેઠતું અરબસ્તાનની સરહદના નાકે શામ તરફ રવાના થયું. દસ દિવસમાં તેણે તબૂક આગળ છાવણી નાંખી. રૂમના જાસુસો જે આસપાસ ફરતા હતા તેમણે બાદશાહને ખબર આપી કે મુસલમાની લશ્કર ઘણું ભારે છે. આપણાથી તેની સામે ટકી શકાશે નહિ. આ ઉપરથી તેણે લડવાનો વિચાર માંડી વાળ્યો. શત્રુઓ હુમલો કરવાના નથી એવું જાણી મુસલમાની લશ્કર નચિંત થયું અને ફતેહમંદી સાથે મદીના તરફ પાછું ફર્યું.[૩]

**પુત્રની ખોટ.**—ધર્મ શિક્ષકો બહાર ગામથી ઇસ્લામના ફેલાવના આનંદદાયક સમાચાર મોકલતા હતા તે જોઈ મહાન હઝરતને ઘણો સંતોષ થતો હતો. ઘણા દિવસની હાડમારી ભોગવ્યા પછી આવા આનંદના સમાચાર સાંભળવાથી તેમનું મન જરાતરા હરખાતું ચાલ્યું હતું તેટલામાં તેમના એકના એક પુત્ર હઝરત ઇબ્રાહીમ જેમની ઉમર માત્ર પંદર માસની હતી તેમનો સ્વર્ગવાસ થયો. લોકોને આશા હતી કે આ પુત્રથી મહાન હઝરતનો

---

૧. આ વખતે હઝરતને એક દીકરો પેદા થયો. તેનું નામ હઝરત ઇબ્રાહીમ પાડયું. પણ તે પંદર મહીનાના થઈ ઈ. સ. ૬૩૧ માં ગુજરી ગયા.

૨. રૂમ અને અરબસ્તાનની સરહદ ઉપર આવેલું એક ગામ છે. તે મદીના અને દમિશ્ક (દમાસકસ) ની અડધો અડધ છે. હાલ તબૂક બગદાદ રેલ્વેનું એક સ્ટેશન થયું છે.

૩ આ લડાઈ ઈ. સ. ૬૩૦ અને હીજરી સન ૯ માં થઇ હતી. આ લડાઈને જંગે ઉસરત એટલે "સખતીની લડાઈ" પણ કહે છે, કારણકે ગરમીની મોસમ હોવાથી રેતીના રણમાં થઇને જતાં મુસલમાની લશકરને ઘણીજ સખ્તી વેઠવી પડી હતી. આ લડાઇ નહોતી પણ બચાવ હતો.

વંશ જારી રહેશે; પરંતુ ખુદાતાલાની મરજી એવી નહોતી, વૃધ્ધાવસ્થામાં આ પુત્ર શોક વધારે સાલે એ સ્વભાવિક છે; પણ તેમનું વૃતતો ખુદાતાલાની મરજીને આધીન રહેવું એજ હતું. તેઓ પુત્રની લાશ મુબારક આગળ ઉભા રહીને કહેવા લાગ્યા કે, “ મારૂં અંતઃકરણ શોકના બોજાથી નમી ગએલું છે અને આંખ આંસુથી ભરપુર છે; પણ તું મને ખુદાતાલાના દરબારમાં મળશે તેથી મને સંતોષ છે અને હું તને અવલ મંજલ પહોંચાડું છું. ખુદાતાલા મારા દુઃખનો બોજો ઓછો કરશે. આપણે બધા ખુદાના બંદા છીએ. તેણે આપણને અહીં મોકલ્યા છે અને તેનીજ પાસે આપણે જવાનું છે. ” હઝરત અબદુલ રહેમાન તેમની આંખમાંથી આંસુ પડતાં જોઇને બોલ્યા કે, “ આપે કોઇ મરી જાયતો રડવાની મના કરી છે. ” ત્યારે હઝરતે ફરમાવ્યું કે, “ શોકના આવેશમાં આવી જઇ મોટેથી બુમો પાડવી, છાતી કુટવી, શરીર જખમી કરવું, વાળ તોડવા, પટકીઓ ખાવી, લુગડાં ફાડવાં એવી બાબતોની મનાઇ કરી છે; પણ શોકના આંસુ પાડવાં એ હૃદયની શાંતી માટે સારૂં છે, અને દુઃખી માણસના અંતઃકરણને દિલાસો આપવા માટે એ એક ખુદાની બક્ષીસ છે. ” મહાન હઝરત પોતાના એકના એક પુત્રને હમેશને માટે વિદાય કરીને ઘેર આવ્યા એટલામાં સૂર્યગ્રહણ થવાની શરૂઆત થઇ. આ વખતે આખી દુનિયા શોકમાં ઘેરાએલી જણાવા લાગી, પણ તેનો ખુલાસો હઝરતે કર્યાથી બધા શાંત થઇ ગયા.

સર વીલીઅમ મ્યૂર લખે છે કે “ જો આ ઠેકાણે કોઇ હલકા સ્વભાવનો ધુતારો હોત તો તે જરૂર લોકોના ભોળપણનો લાભ લઇ આ બાબતને એક ચમત્કાર તરીકે જાહેર કરત પણ હઝરત મોહમ્મદે કહ્યું કે “ સૂર્ય અને ચંદ્ર એ ખુદાતાલાના ચમત્કાર છે. તેમના ગૃહણને માણસ જાતના જન્મ મરણ સાથે કાંઇ પણ સંબંધ નથી. ”

**આમ્મુલ-વફૂદ**[1].—હીજરી સનની ૯ મી સાલ ઇસ્લામના ઇતિહાસમાં “ આમ્મુલ વફૂદ ”ના નામથી પ્રખ્યાત છે. એ સાલમાં બહાર ગામથી ઘણા માણસો ઇસ્લામ ધર્મ સ્વીકારવા આવવા લાગ્યા. તેઓ મદીનામાં આવીને મરજી પડે ત્યાં સુધી રહેતા અને દિક્ષા લઇ હસી ખુશીથી વિદાય થતા. જતી વખતે તેમને કેટલાક હકોનો પરવાનો અને એક ધર્મશિક્ષક આપવામાં આવતો હતો. તેમની સાથે જનાર શિક્ષકને હઝરત પોતાની રૂબરૂ

૧. સંદેશા અથવા દરખાસ્તની સાલ.

બોલાવીને કહેતા કે " જુઓ, લોકો સાથે ભલમનસાઇથી ચાલજો; તેમને હેરાન થવા દેશો નહિ. તેમને રાજી રાખજો; તરછોડશો નહિ. તમને ઘણા એહલે-કિતાબ[1] મળશે અને પુછશે કે જન્નતની કુંચી કઈ ? ત્યારે કહેજો કે 'ખુદાના સત્ય હોવાનું ખરૂં જાણી[2] નીતિથી ચાલવું, અને તેની ખરા અંતઃકરણથી બંદગી કરવી એજ જન્નતની કુંચી છે,' કોઇ પણ બાબતમાં કપટ કે દગલબાજી કરશો નહીં, અને કોઇ પણ બાળકને કતલ કરશો નહીં. આપણને સતાવનારાઓથી બદલો લેવાની ખાતર તેમના ઘરનાં ગરીબ બૈરાંઓને તકલીફ આપશો નહીં. સ્ત્રીઓની નબળાઇનો ખ્યાલ રાખજો. જે માણસો બીમારીને લીધે ખાટલામાં પડેલાં હોય તેમને તથા ધાવણાં બાળકોને કોઇ પણ પ્રકારની હાની પહોંચાડશો નહીં. જે લોકો તમારી સાથે શાંતીથી વર્તે તેમના મકાનોનો નાશ કરશો નહીં. તેમના સાધનો નષ્ટ કરશો નહીં. તેમના ફળાઉ ઝાડને નુકશાન પહોંચાડશો નહી,અને તેમની ખજુરીઓ જે તેમને ઉપયોગની તેને જરા પણ હાથ લગાડશો નહીં. " આટલી શીખામણ આપ્યા પછી પણ પોતે મઆઝ-બિન જબલ નામના શિક્ષકને પરિક્ષા કરવા પુછ્યું કે " ત્યાં જઇને તમે કયા નિયમથી કામ કરશો ? ત્યારે તેમણે કહ્યું કે " કુરાન શરીફના." ફરી તેમણે પુછ્યું " જો કુરાન શરીફમાં એ બાબતનો ખુલાસો તમને નહીં જડે તો શું કરશો ? તેમણે જવાબ આપ્યો કે " હદીસ ( પેગમ્બરના ફરમાન ) જોઇશ." વળી પુછ્યું કેજો તેમાં પણ નહીં જડે તો ? " ત્યારે કહ્યું કે " જો બંનેમાં નહી જડે તો હું મારી પોતાની અક્કલથી કામ લઇશ. " આથી હઝરતને સંતોષ થયો, અને બીજા શિક્ષકોને પણ તેજ પ્રમાણે વર્તવાની સુચના કરી.

**છેલ્લી હજ.**—" જ્યારે ખુદાના તરફથી મદદ અને ફતેહ મળે અને લોકોને તું ટોળાબંધ ખુદાના ધર્મ ( ઈસ્લામ ) માં આવતા જુએ ત્યારે માલિકના ગુણ ગા, અને તેની પવિત્રતાનો મહીમા યાદ કર, અને તેની પાસે માફી માગ; કારણ કે તે બેશક તોબા[3] કબુલ-કરી માફી આપનારો છે.[4] " કુરાન

---

૧. યહુદી; ક્રિશ્ચિયન વગેરે જેમના પેગમ્બરો ઉપર પુસ્તકો ઉતરેલાં છે તે લોકો. " People of the Book." Followers of the Revealed Religion. તઓરૈત (Old Testament) ઝબૂર ( Psalms )અને ઈન્જીલ ( New Testament ) ને માનનારા લોકો.

૨. કલેમો એ જન્નતની કુંચી કહેવાય છે.

૩. પશ્ચાતાપ. પ્રાયશ્ચિત. ભુલ । પસ્તાવો.

૪. જુઓ કુરાને શરીફ. સૂરતુલ-ઇઝાજઆ.

શરીફના ઉપલાં વચન પ્રમાણે જ્યારે ચારે તરફથી લોકોનાં ટોળેટોળાં ઇસ્લામ ધર્મમાં દાખલ થવા લાગ્યાં ત્યારે હઝરતને લાગ્યું કે હવે મારૂં કાર્ય થઇ ચુક્યું. હવે જીંદગીનો છેડો થોડા વખતમાં નજીક આવી પહોંચશે માટે છેલ્લીવાર મક્કે હજ કરવા જવું એવો તેમનો ઇરાદો થયો. તેટલામાં તેમને ખુદાતાલા તરફથી હુકમ થયો કે "તું લોકોમાં બધે જાહેર ઢંઢેરો કર કે હજ માટે આવો; એટલે તેઓ ચાલતા અગર સવારી લઇને ઉંડી જગો તેમજ છેટેથી તારી તરફ આવશે "[1] આથી પોતે ઝિલ્કદ મહિનામાં ચારે તરફ ખબર કહેવડાવી કે હજ પઢવા જવાનો વખત નજીક આવ્યો છે અને હું જવાનો છું માટે જેને આવવું હોય તે તૈયાર થઇ આવે. લોકોને જ્યારે તેઓ મક્કે હજ કરવા જવાના છે એવી ખબર પડી ત્યારે હજારો માણસો તેમની સાથે જવા મદીનામાં એકઠા થવા લાગ્યા. લોકોની એટલી બધી સંખ્યા ઉતરી પડી કે ગામમાં ચાલવાને માર્ગ પણ જડતો નહોતો. ઝિલકદનો પુણ્ય મહિનો પણ આવી પહોંચ્યો એટલે તે મહીનામાં ૧ લાખ અને ૧૪ હજાર માણસો હઝરતની સાથે મક્કેથી મદીના રવાના થયા. સાંજરે તેઓ ઝુલ-હુલ-એફા નામની જગાએ પહોંચ્યા અને ત્યાં રાત રહ્યા. સવારમાં હઝરત સલ્અમે ત્યાં આગળ **એહરામ**[2] બાંધ્યો અને લબ્બેકની ઝિકર[3] શરૂ કરી. તેમની સાથેના બધા હાજીઓએ તેમનું અનુકરણ કર્યું અને બધા ફકીરી પોશાકથી ચાલવા લાગ્યા. આ વખતે તેમને કોઇ અટકાવે એમ નહોતું. બધે ઈસ્લામનો

---

૧. સૂરતુલ-હજ, આયત ૨૭.

૨. મક્કે જતી વખતે હાજી લોકો તેની પવિત્ર હદમાં પહોંચતાં પહેલાં એક પોશાક પહેરે છે. આ પોશાક માત્ર શરીર ઢંકાય એવો અને ઘણો સાદો હોય છે. Pilgrim's garb. ખુદાતાલાની મ્હોટાઇ અને તેના મકાનની ઇજત જાળવી રાખવા ખાતર કાબાની હદ મુકરર કરવામાં આવી છે જેને મીકાત કહેછે. આ હદમાં પહોંચતાં પહેલાં ગરીબ કે પૈસાદાર, રાજા કે રંક, ગમે તે હોય પણ તેને પોતાના માલિકના ઘેર જતાં પહેલાં એક ફકીરી પોશાક પહેરવો પડે છે. હીંદુસ્તાનના લોકો એડનને માર્ગે જતાં યલમલમ્ જેને હાલના લોકો **સાહિબા** કહે છે ત્યાં પહોંચતાં એહરામ બાંધે છે. અહીં સ્ટીમરમાં સમજુ અમલદારો વ્હિસલ વગાડે છે તેથી મુસલમાનો તરતજ એહરામ બાંધી લે છે. જુઓ મુસલિમ ગાઇડ.

૩. માલિકનું સ્મરણ. ઝિકર આ પ્રમાણે થાય છે. "હાજર છું ઓ માલિક ! તારી સેવામાં હાજર છું. તુંજ બંદગીને લાયક છે. સઘળું બધું તારાથીજ છે. બધે તારૂંજ રાજ્ય છે. એમાં બીજા કોઈનો કાંઈ દાખલ નથી." આ ઝિકર આજે પણ હાજીઓ કરે છે. ઝિકર એટલે-સ્મરણ, નમોચ્ચારણ, કથન.

ડંકો વાગી રહ્યો હતો. પહેલે દિવસે મદીનાથી થોડે છેટે આવેલા એક ગામે સુધી ગયા અને ત્યાં રાત રહ્યા. બીજે દિવસે સવારે મેદાનમાં લાખ માણસો ભેગા થઈ પ્રાર્થના કરવા લાગ્યા કે " હે ખુદા, અમે તારા બંદા છીએ. તું અદ્વિતીય છે. તુંજ ફક્ત મનુષ્ય માત્રનો ઉપાસ્ય છે. તું મંગળદાતા છે. તુંજ આ બ્રહ્માંડનો અધીશ્વર છે. તારાથી આ જગતમાં બીજો કોઇ મોટો નથી." લાખ માણસોના મુખમાંથી આજ પ્રાર્થના નીકળવા લાગી. મુસલમાનો ભક્તિના પ્રેમથી ઉલ્હાસિત થઇ ખુદાની તરફ નજર કરતા હોય તેમ ઉભા રહ્યા. પુષ્કળ સેવકોની આંખમાંથી ભક્તિનાં આંસુ ટપકવા લાગ્યાં. ઇમાનનો જે મહિમા છે તે મહાન હઝરતે તેમને નજરો નજર દેખાડી દીધો. તે પછી હાજીઓ રેતાળ અને પથરાવાળી જમીનમાંથી રસ્તો કાપતા આગળ ચાલવા લાગ્યા. ચોતરફ તેમની પ્રાર્થનાનો અવાજ ગાજી રહ્યો હતો. આખા અરબસ્તાનમાં શાંતી ફેલાઇ રહી હતી. સર્વત્ર એક ખુદાતાલાનો વીજયી વાવટો ઉડતો હતો. થોડા વખત ઉપર જે દેશમાં લૂટફાટ અને મારધાડનું તોફાન મચી રહ્યું હતું તે દેશ માત્ર એક હઝરતના ખુદા ઉપરના પક્કા વિશ્વાસને લીધે હાલમાં એક પ્રાણ અને એક મન થઈ શાંતીથી ખુદા તરફ દોરવાઈ ગયો છે.

તેઓ મંજલ દર મંજલ કુચ કરતા ચોદ દિવસમાં મક્કે આવી પહોંચ્યા.[1] પોતાના પવિત્ર શહેરના મિનારા અને મકાનો ફરીવારના જોઇને મહાન હઝરતને ઘણો આનંદ થયો. તેઓ એજ ફકીરી પોશાકમાં શ્રદ્ધાયુક્ત અંતઃકરણથી ખુદાનો ઉપકાર માનતા શહેરમાં દાખલ થયા. તેમણે કાબા તરફ જતાં ખુદા આગળ પ્રાર્થના કરી કે " હે મહાન કિરતાર, તારા પવિત્ર મકાનની કીર્તી, તેનો મરતબો, તેની ખ્યાતી, તેની પ્રતિષ્ઠા અને તેના માનમાં વધારો કર. અને જે ત્યાં હજ કરવા આવે તેમની નેકી, મરતબો, અને નામના દિવસે દિવસે વધાર."

મક્કે આવ્યા પછી કાબામાં જઇ હઝરતે તવાફ[2] કર્યો. ત્યાંથી તેઓ મુકામે-ઇબ્રાહીમ[3] આગળ ગયા. ત્યાં નમાઝ અદા કરી. પછી ત્યાંથી કાબા

---

૧ તા. ૮ ઝિલ-હજ-અંગ્રેજી તારીખ ૭ માર્ચ ઈ. સ. ૬૩૨.

૨. આસપાસ ફરવું.

૩. હઝરત ઇબ્રાહીમ અ૦ કાબા તૈયાર કરતી વખતે જે પત્થર ઉપર ઉભા રહેતા હતા તે પત્થર હાલ જ્યાં ગોઠવેલો છે તે જગા.

આગળ આવ્યા અને ત્યાંથી સફા–મરવા,[1] અને મિના[2] આગળ આવી ક્રિયાઓ કરી. પછી જબલુ–અરફાત[3] આગળ આવ્યા અને તેના ઉપર ઉભા રહી લોકોને બોધ કરવા માંડયો. તેમણે કહ્યું કેઃ—

"હે ગૃહસ્થો ! હું આશા રાખું છું કે મારૂં કહેવું આજે તમે સઘળા "ધ્યાન દઇને સાંભળશો. પ્રથમ હું તમને કહું છું કે જેવી રીતે આ વખત "હું તમારી સાથે આવ્યો છું તેવો ફરી આવવાનો નથી. તમારી મિલકત "પવિત્ર છે તેને હંમેશાં એવીજ સમજજો. તેનો કોઈ દિવસ ગેરઉપયોગ "કરશો નહિ અને આ મહિનો પવિત્ર સમજજો."

"તમારે બધાઓને ખુદાની આગળ જવું પડશે, અને તમે જે કાંઈ "કર્યું હશે તેનો જવાબ આપવો પડશે. ખુદાએ સઘળાઓનો વારસો "નક્કી કરી આપ્યો છે. વારસનો હક નાબુદ થઈ શકતો નથી. પહેલાના "અજ્ઞાન લોકો ખુનનો બદલો ખુનથી લેતા હતા તે હવે લેવાનો નથી.

"તમારામાં માણસોના હક કાયમ છે; તેમજ સ્ત્રીઓના હક પણ "કાયમ છે. તમે સ્ત્રીઓ ઉપર માયા રાખજો અને તેમની સાથે સારી "રીતે ચાલજો. તમોએ બેશક તેમને ખુદાને જામીન રાખીને લીધી છે, અને "તેનાં ફરમાનથી તમને સોંપાએલી છે. તલ્લાક જેવી બીજી કોઈ વસ્તુ ખુદાને "નાપસંદ નથી. ગુલામોને પણ, જે ખોરાક તમે ખાઓ તે તેમને ખવ- "રાવજો. તેઓ નહિ કરી શકે એવું કામ તેમની પાસે કરાવશો નહિ. જો "સખ્ત કામ કરાવવું હોય તો તમે તેમને જાતે મદદ કરવા લાગજો. "જે કોઈ ગુલામને મારશે તેનો ફરી તેના ઉપર કાંઇ હક રહેશે નહિ. "જે કોઇ ગુલામ ઉપર જુલ્લમ કરશે તે જન્નતમાં દાખલ થવાનો નથી. દહા- "ડામાં ૭૦ વખત ગુલામને માફી આપવી જોઇએ. કારણકે તે તમારા "માલીક–ખુદા–ના બંદા છે. તેમના ઉપર સખતી કરવી દુરસ્ત નથી. ગુલા- "મોને છુટા કરવા એના કરતાં બીજી કાંઈ ચીજ ખુદાને વધારે પસંદ નથી. "હું જે કહું છું તે ધ્યાનપૂર્વક સાંભળજો, અને તે પ્રમાણે ચાલજો. તમે "બધા મુસલમાનો એક બીજાના ભાઇ છો. એક ભાઈ પોતાની ચીજ

---

1. મક્કા આગળ આ બંને પહાડીઓ છે. ત્યાં દોડવાની ક્રિયા થાય છે તેને "સઈ" કહે છે. આ મેદાનમાં હઝરત આદમની તેમની સ્ત્રી બીબી હવા સાથે ઓળખાણ થઇ હતી.
2. મિના એ મક્કા આગળ એક મેદાન છે.
3. મક્કા આગળ એક પહાડી છે.

" બીજા ભાઈને જ્યાં સુધી ખરા અંતઃકરણથી ન આપે ત્યાં સુધી તેની
" થઈ શકતી નથી.

"કોઈ દિવસ ગેરઇન્સાફ તરફ જશો નહિ. હું તમારી પાસે એવી ચીજ
"મૂકી જાઉં છું કે જો તેને વળગી રહેશો તો કદી ભુલા પડશો નહિ. એ
"ચીજ **કુરાનનું**[1] પુસ્તક અને **એહલેબેત** (મારા કુટુંબના માણસો) છે.[2]

---

૧. " **પારસી** " પેપર લખે છે કે, " પાક કુરઆન મનોબળ શક્તિમે ઉંચા લઇ જાય છે. મન ઉપર કાબુ રાખવાની શક્તિમાં અને લાગણીમાં વધારો કરે છે, અને ધાર્મિક સુખો ભોગવવા માટેના વધુ મોટી સંખ્યામાં દર (દરવાજા) ખુલ્લા કરે છે. પરદેશના એક લેખકે એટલી હદ સુધી જણાવ્યું છે ' કે તે પ્રજા સર્વથી વધુ સુખી છે કે જેની ઉપર કુરઆનમાંના કાયદા મુજબ રાજ્ય ચલાવવામાં આવે. ' આ ઈસ્લામી ધાર્મિક પુસ્તક એટલું બધું તો સંપુર્ણ છે કે તેમાં ઉમેરો કરવા માટે યા ઘટાડો કરવા માટે એક પણ બોલની જરૂર રહી નથી. આ દુનિયામાં ઈનસાન માટે જે પણ કાંઈ જાણવું જોઇએ, જે પણ કાંઈ કરવું જોઈએ, જે પણ કાંઇ ત્યાગ કરવું જોઇએ, જે પણ કાંઈ મેળવવું જોઇએ, જે પણ કાંઇ વિચારવું જોઇએ અને જે પણ કાંઇ વમાસવું જોઇએ તે સઘળું કુરઆનમાં સમાવી દેવામાં આવ્યું છે. તે શહેનશાહોનો ભોમીઓ છે અને પ્રજા માટે કાયદાઓનો "કોડ" છે. કાયદા બાંધનારી સભા માટે તે કીમતી ઉપદેશો અને સલાહનો કીમતી ગ્રંથ છે. ન્યાયાધીશોનો અને શિક્ષકોનો તે શિક્ષક છે. સાક્ષીઓ માટે તે ખજાનો છે. જ્યુરીનો અપક્ષપાત ચુકાદો આપવાનું તે સાધન છે. તે મરદોને ઓરતો તરફની, અને ઓરતોને મરદો તરફની ફરજ શીખવે છે; અને બાનુઓને દંતે હમદ વરઘગીઆણી કેવી રીતે બનાવવી તેનું શિક્ષણ આપે છે. તે મા-બાપો માટે ગાન અને બચ્ચાંઓ માટે પ્યારના પાઠો શીખવે છે. સંરાજ્ય-કર્તાની સત્તાની સીમા અને તેની વિગતનો માર્ગ બતાવે છે. અને તે લગ્ન અને મરણના કાયદા રજુ કરે છે. પાક કુરઆન શેઠને તેની ફરજો શીખવે છે. ઘર કાયદા કાનુનમાં કેમ રાખવું, તેને લગતી કેળવણી અને વસીયતનામું કેમ કરવું તેનું શિક્ષણ આપે છે. બનેલાં બનાવોનું તેમાં ટુંકમાં બયાન કરવામાં આવ્યું છે અને ભવિષ્યના બનાવોની ચોકસ આગાહી કરવામાં આવી છે. ટુંકમાં પાક કુરઆન ધર્મને સંપુર્ણતાની ટોચે પુગાડનારૂં કીમીયું છે. "

"**પારસી**" માહે ઑગષ્ટ સને ૧૯૧૯. જુઓ મી. ઈબ્રાહીમ હુસેનભાઇ નવસારીવાળા કૃત બુક " પરધર્મીઓના વિચારો " પાન ૧૫૩-૧૫૪.

૨. એહલે બૈતમાં પેગમ્બર સલ્અમના તમામ સગા આવી જાય છે. પછી તે સસરા હોય, જમાઈ હોય, સ્ત્રી હોય કે ઔલાદ હોય તે તમામનો, તથા તેમની ઔલાદનો સમાવેશ થાય છે.

"નેકી, દયા અને સંપ એ ત્રણ ચીજો અંતઃકરણને શુદ્ધ કરનારી છે. તેમનું સેવન કરજો, અને જે લોકો અહીં ન આવી શક્યા હોય તેમને આ હકીકત સંભળાવજો કે તેઓ પણ ફાયદો મેળવવા ભાગ્યશાળી થાય."[1]

ઉપર પ્રમાણે બોધ કર્યા પછી બંદગી કરી અને જબલ-રેહમા[2] વિગેરે તરફ થઇ સંધ્યાકાળે મુઝદલફામાં[3] આવ્યા. ત્યાં રાત રહી બીજે દિવસે જબલ-કુરહ[4] આગળ આવી લોકોના કલ્યાણ માટે બંદગી કરી. પછી મિનાના[5] મેદાનમાં ક્રિયા કરી "મુનહર[6]" આગળ આવ્યા. ત્યાં બળીદાન આપી વાળ કઢાવ્યા. ત્યાંથી ફરી કાબા આગળ આવ્યા, અને તવાફ કરી ઝમઝમના જળાશય આગળ ગયા. તેમાંથી પાણી પીધું અને ફરી મિનાના મેદાનમાં ગયા. ત્યાંથી ફરી કાબામાં આવ્યા અને છેલ્લો તવાફ કર્યો. બીજા લોકો પણ તેમની પાછળ ફર્યા અને તેમનું અનુકરણ કર્યું. આવી રીતે હજની ક્રિયા કર્યા પછી તેઓ પોતાની જન્મભૂમીને છેલ્લી સલામ કરી પોતાના શિષ્યોને સાથે લઇને રવાના થયા.

થોડા દિવસ મુસાફરી કર્યા પછી તેઓ હવે મદીનાની નજદીક જઇ પહોંચ્યા. છેટેથી મદીના દેખાવા લાગ્યું એટલે તેમને અપાર આનંદ થયો અને તેઓ મોટેથી કહેવા લાગ્યા કે "ખુદાજ સર્વથી મોટો છે. એક ખુદા સિવાય બીજો ખુદા નથી. તેના જેવો બીજો કોઈ નથી. તેનુંજ બનાવેલું આ આખું જગત છે. પ્રશંસા માત્ર તેનેજ માટે લાયક છે. તે સર્વ શક્તિમાન છે. તેણે પોતાનું વચન પરીપૂર્ણ કર્યું છે તેથી ચાલો આપણે ઘેર જઇને તેની બંદગી કરીએ અને ગુણ ગાઇએ."

**મુસએલમે-કઝ્ઝાબ.**[7]—મદીને ગયા પછી તેમની તબીયત બીમાર થઇ. આ તકનો લાભ લઇ એક મુસએલમે-કઝ્ઝાબ નામના સખસે પેગમ્બરીનો દાવો કર્યો. તેણે હઝરતને કહેવરાવ્યું કે "જો આપ મને આપનો

---

૧. જુઓ "સહી-બુખારી"નું પુસ્તક.

૨. મક્કા આગળ આ એક ટેકરી છે.

૩. તેનું બીજું નામ મશઅરૂલ-હરામ છે. તે મિના અને અરફાતની વચ્ચે છે.

૪. આ પણ મક્કા આગળ એક ટેકરી છે.

૫. મિનામાં કાંકરા ફેંકવાની ક્રિયા થાય છે.

૬. કુરબાનીની જગા. બળીદાનની જગા.

૭. આ સખસ હી. સ. ૯ માં યમામાના પ્રદેશમાંથી બની-હનીફાના ટોળા સાથે મદીને આવ્યો હતો. તેની સાથે આવેલાં બધાં માણસો મુસલમાન થઇ ગયા હતાં, પણ તેણે પેગમ્બર હોવાનો દાવો કર્યો હતો.

પ્રતિનિધી–વારસ–બનાવો તો હું આપના હાથ નીચે આવું, અને મારા સેવકોને પણ લાવું; આથી આપને ખરેખરી મદદ મળશે.” હઝરતે તેને કહેવડાવ્યું કે “ખુદાએ તારે માટે જે ધાર્યું છે તે મિથ્યા થનાર નથી. જો મિથ્યાભિમાન કરીશ તો ખુદાનો કોપ થયા વગર રહેશે નહિ.” તેણે તે પછી હઝરત સલ્અમ ઉપર એક પત્ર મોકલ્યો અને લખ્યું કે “ખુદાના પેગમ્બર મુસએલમ તરફથી ખુદાના પેગમ્બર હઝરત મોહમ્મદ સલ્અમ તરફ:—લખવાનું કે હું તમારો ભાગીયો છું. આપણે બંનેએ સત્તા અડધોઅડધ વહેંચી લેવી જોઇએ. અડધો મુલક મારો અને અડધો મુલક તમો કુરેશીઓનો એવા બે ભાગ પાડવા જોઇએ. કુરેશીઓ બથાવી પડનારા છે તેથી આમળ ઉપર કોઈ વખત નુકસાન કરે.” આના જવાબમાં હઝરતે લખ્યું કે “પરમ કૃપાળુ અલ્લાહના નામ સાથે ખુદાનાં પેગમ્બર મોહમ્મદ તરફથી જુઠા મુસએલમાને લખવાનું કે[1] “જે માણસ ખરે રસ્તે ચાલે છે તેનું કલ્યાણ થાય છે. સઘળો મુલક ખુદાનો છે. તે પોતાના જે સેવક ઉપર મહેરબાન થાય છે તેને આપે છે. જે લોકો ખુદાથી ડરે છે તેમને ભવિષ્યમાં સારૂં ફળ આપે છે.” તેણે ધીરે ધીરે વધારે ઢોંગ ફેલાવવા માંડ્યો, અને બધે કપટની જાળ પાથરી. તેને સીધે રસ્તે ચાલવા અનેક સુચનાઓ કરવામાં આવી પણ તેણે માન્યું નહિ. તે લોકોને આડે માર્ગે દોરવા લાગ્યો તેથી તેને ઠેકાણે લાવવા ખાલિદ–બિન–વલીદ રવાના થયા.[2]

---

1 તેના કરતાં વધારે જુલમગાર કોણ છે જેણે ખુદા વિશે જુઠાણું ઘડી કાહાડયું છે, અથવા કહયું કે મારા તરફ “વહી” કરમાં આવી છે અને તેના તરફ કાંઈ ચીજ વહી કરવામાં આવી નથી. કુરાને શરીફ–સૂરતુલ—[illegible] આયત ૯૩. મુસલમએ કઝ્ઝાબ જુડો હતો તેને માટે કુરાને શરીફ પોતે શાક્ષી છે.

૨. આ અરસામાં હઝરત સલ્અમનો સ્વર્ગવાસ થયો. તેમના ગુજરવા પછી તેના પક્ષમાં એક લાખ માણુસો ચડી ગયા પણ હમેંશા સત્યં તરે છે. તેનું પોત દિવસે દિવસે ઉઘાડું પડતું ગયું અને કપટની જાળ તુટવા લાગી. આખરે ઈસ્લામના પહેલા ખલીફા હઝરત અબાબેકર સિદ્દીકના વખતમાં તે પોતાની કપટ કળાનો ભોગ થઈ ગયો, અને હઝરને તેના વિષે કહેલું ભવિષ્ય ખરૂં પડયું. છેવટ તેનાં બધાં માણુસો મુસલમાન થઇ ગયાં.

એક જર્મન લેખક લખે છે કે હઝરત મોહમ્મદ (સ. અ. વ.) જગતમાં નહોત તો અમારી શી સ્થિતિ થઈ હોત ? ઉપકારના બોજના કારણથી અમો ઉપર ફરજ છે કે, અરબી વિદ્યાકળાએ અમારી વિદ્યાકળા પર અસાધારણ અસર નાખી છે. તેને અમે વિસારી ન મુકીએ. કેટલાએક સેકા પુર્વનો સમય

**કુરાને શરીફ.**—મી. કાર્લાઇલ લખેછે કે "આ દુઃખના અને દેશનિકાલના દોહ્યલા દિવસોમાંજ, હઝરત મોહમ્મદે પોતાને જેમ જેમ વખત મલતો ગયો તેમ તેમ કુરાનનું પુસ્તક ઉતરાવ્યું. એ અને એમના શિષ્યો જે પુસ્તકનાં આટલા બધાં વખાણ કરતા અને આખા જગતને પુછતા કે શું આ એક ચમત્કાર નથી ? તે આજ પુસ્તક. મુસલમાન લોકો કુરાન તરફ જેટલા માનની દ્રષ્ટીથી જુવે છે તેટલી માનની દ્રષ્ટીથી ખ્રિસ્તી લોકો પોતાના બાઇબલ તરફ ક્વચિતજ જોતા હશે. સઘળા કાયદા અને સઘળી રૂઢીના ધોરણ તરીકે એ પુસ્તક મુસલમાનોમાં સર્વત્ર સ્વીકારાયું છે; વિચાર અને વ્યવહાર એ બેઉમાં તેઓ એ પુસ્તકની આજ્ઞાનેજ અનુસરે છે; એ પુસ્તકને તેઓ પ્રભુના સંદેશા તરીકે માન આપે છે, અને પૃથ્વીના લોકોએ એ સંદેશાને અનુકૂળ પોતાનું વર્તન રાખવું એ તેઓ જરૂરનું ગણે છે. એ લોકોના ન્યાયાધીશો એ પુસ્તકને અનુકુળ રીતે પોતાના ચુકાદા આપે છે. એ પુસ્તકનો અભ્યાસ કરવો અને પોતાના જીવનનો પ્રકાશ એ પુસ્તકમાંથી મેળવવો એ દરેક મુસલમાનની ફરજ ગણાય છે. કેટલીક મસીદોમાં આખું કુરાન રોજ ભણી જવામાં આવે છે. પુજારીઓની ત્રીસ ટુકડીઓ પહેલેથી છેલ્લે સુધી કમવાર એનો પાઠ કરે છે; અને એમ કરીને આખું પુસ્તક રોજને રોજ એ આખું ભણી જાય છે. ૧૩૦૦ વર્ષ થયાં આટલા બધા માણસોના શ્રવણ પંથમાં તથા હૃદયદ્વારમાં આ પુસ્તકના ધ્વનીઓ નિરંતર સંભળાયાં છે. કેટલાક મુસલમાન પંડીતોએ એ પુસ્તકનો ૭૦,૦૦૦ વખત પાઠ કરેલો છે એવું કહેવામાં આવ્યું છે."

"પરધમી એને કદાચ એ પુસ્તક કંટાળો આપે એવું, અવ્યવસ્થિત પુનરૂક્તિવાળું, અતિ વિસ્તૃત, ગડબડ ગોટાળાથી ભરેલું જણાશે, પણ એ પુસ્તક ઉંચુ મુકી દઇને વિચાર કર્યો હોય તો એટલું જણાયા વગર રહેશે નહી કે સાહિત્ય દ્રષ્ટીથી નહિ પણ બીજી દ્રષ્ટિથી જોતાં એમાં કંઇક ખુબી રહેલી છે. જે પુસ્તક રચનારના હૃદયમાંથી નીકળ્યું હોય તે અન્યના હૃદયમાં પ્રવેશ પામ્યા વગર રહેશે નહી; સઘળી કળા અને સઘળુ લેખન ચાતુર્ય

---

લો. યુરોપના વિધાકળાના તરસ્યાઓને તેમની તરસને બુઝવનારી સ્પેનની **ઇસ્લામી પાઠશાળાઓ** હતી. અરબોએ એરસ્ટોટલની ફીલસુફીનું ભાષણ પોતાની ભાષામાં ન કર્યું હોત અને તેના માતબર ગ્રંથો લેટીનમાં ભાષાંતર થઇ અમોને ન મળ્યા હોતતો અમોને તે ફીલસુફીના મુળ ગ્રીક ગ્રંથોનું જ્ઞાન તે પ્રાપ્ત થયા પહેલાં કેવી રીતે મળી શકયું હોત? " જુઓ મી. સદરૂદીન કૃત મહાન હઝરતનું પવિત્ર જીવન.

એની આગળ તુચ્છ જેવું છે. કુરાનનું મુખ્ય લક્ષણજ એ જણાય છે કે એ એક સાચા દિલથી નીકળેલું પુસ્તક છે. મને ખબર છે કે કેટલાકે એવું દર્શાવવાનો પ્રયત્ન કર્યો છે કે એ પુસ્તકમાં લુચ્ચાઇ અને ઉસ્તાદી સિવાય બીજું કાંઇ પણ છેજ નહીં. ગ્રંથકારના પોતાના ગુન્હાઓને છુપાવવાને માટે અને એની લોભવૃતિને સફળ કરવાને માટે એ પુસ્તકના એકેક પછી એકેક પ્રકરણ બનાવી કાઢવામાં આવ્યાં છે એવું તેઓ કહે છે; પણ ખરેખર એવા સઘળા ખોટા વિચારોને તજી દેવાનો વખત હવે આવી પહોંચ્યો છે. હું એમ નથી કહેવા માગતો કે મોહમ્મદ હમેશાંજ એક સરખા દિલના રહ્યા છે; હમેશાં એવું કોણ રહી શકયું છે? પણ એમનો ખાસ કરીને છેતરપિંડી કરવાનોજ હેતુ હતો એવો આરોપ હાલના વખતમાં જે એમના ઉપર મુકે છે તે ટીકાકારને માટે મને તો કાંઇ માન ઉપજતું નથી. એ નીરંતર જાણી જોઇને કેવળ છેતરપિંડીના વાતાવરણમાંજ રહેતા હતા અને ખોટા દસ્તાવેજ બનાવનારા અને હાથ ચાલાકીના ખેલ કરી બતાવનારા જેવી રીતે કરે તેવી રીતે એમણે આ કુરાન લખ્યું છે, એવું કહેનારને તો આપણાથી કેમજ માની શકાય? હું ધારૂં છું કે દરેક ખુલ્લા મનનો માણસ તો કુરાનનું પુસ્તક એથી જુદીજ દ્રષ્ટિથી વાંચશે. એક મોટા અનિયન્ત્રિ માનવ આત્માના ઊછળતા ઉભરાઓ એ પુસ્તકમાં જણાય છે; અનિયન્ત્રિ, અશિક્ષિત, વાંચી પણ ન શકે એવા, પણ ઉત્સાહી, સાચા દિલનાં જોશબંધ પોતાના વિચારો શબ્દદ્વારા પ્રગટ કરવાને માટે તલપી રહેલા માણસ, અત્યંત આતુરતાથી પોતાના વિચારો પ્રકટ કરવાને માટે એ તલપી રહ્યા છે; વિચારો સામટા એમના હૃદયમાં ઊછળી રહ્યા છે. એ વિચારોના ગૌરવને લીધેજ એ કાંઇ પણ સ્પષ્ટ ઉચ્ચારી શકતા નથી. એમને જે કહેવાનું છે તે એ સુવ્યવસ્થિત રૂપમાં મુકી શકતા નથી. અમુક ક્રમ પ્રમાણે, અમુક પદ્ધતિ અનુસાર, અમુક સંગતિ સાચવીને એ પોતાના વિચારો દર્શાવી શક્યા નથી; એમના વિચારોને એ કોઇ પણ પ્રકારનો ઘાટ આપી શકયા નથી. ઘાટઘુટ વગરના, અવ્યવસ્થિત અસ્પષ્ટ દશામાં રહેલા એ વિચારો ત્યાં આગળ ગમે તેમ પછડાયા કરે છે અને ગબડ્યાં કરે છે! સ્વાભાવિક અસંસ્કારિતા એ મોહમ્મદના પુસ્તકનું લક્ષણ જણાય છે. એ માણસે કેવી રીતે બોલવું તેનો અભ્યાસ કર્યો નથી. સતત ચાલુ રહેતી લડાઇથી ઉતાવળ અને ધમાધમીમાં પોતાના વિચારોને યોગ્ય વાણીમાં મુકવા જેટલો એમને અવકાશ નથી. જીવન અને મોક્ષને માટે ભર સંગ્રામમાં ઉતરનારા પુરૂષની ઉતાવળ અને ઉગ્રતા,—એજ એમના મનની સ્થિતિ છે! અત્યંત ઉતાવળ! અર્થના ગૌરવના લીધેજ એ પોતાના વિચારોને ૨૫૮

ઉચ્ચારી શકતા નથી. એવી સ્થિતિમાં આવી પડેલા આત્માના એકેક પછી એકેક નીકળી આવેલા ૨૩ વર્ષના વિવિધ પ્રકારના બદલાતા જતા અનુભવના રંગ વડે રંગાયલાં, કોઈ વાર સારી ભાષામાં ઉચ્ચારાયલાં વચનો, તે કુરાનના નામથી જાણીતાં થયાં છે.”

“એ ૨૩ વર્ષ દરમ્યાન યુદ્ધમાં રોકાયલા આખલ જગતનું મધ્ય બિંદુ તે મોહમ્મદ હતા. કોર્નિશ (કુરેશ) તથા બીજા લોકોની સાથે લડાઈઓ, એમના પોતાના માણસોમાં તકરારો, એમના પોતાના અશિક્ષિત હૃદયના સંક્ષોભો, એ સર્વને લીધે એ નિરંતર ઉકલાટમાં રહેતા, અને એમના આત્માને કોઇ પણ પ્રકારની શાંતી જણાતી નહીં. રાત્રે નિદ્રા ન આવતી હોય તેવા સમયમાં, વિચારના વમળમાં ગુંચવાઈ રહેલા આ માનવીનો અશિક્ષિત આત્મા નિર્ણયનો જે કાંઇ પ્રકાશ પોતાના ઉપર પડે તેને પ્રભુનો પોતાનો પ્રકાશ ગણીને તેનો સત્કાર કરતા; કોઇ પણ રીતનો નિર્ણય એવી સ્થિતિમાં અમને એટલો બધો જરૂરનો લાગતો, એ નિર્ણયથી એમને એટલું બધું સુખ મળતું કે તે નિર્ણયને એ ગ્રેબીલ ફિરસ્તાની પ્રેરણા સમજી લેતા. ખોટા દસ્તાવેજ બનાવનારા અને હાથ ચાલાકીના ખેલ કરી બતાવનારા જેવા હમે એમને ગણો છો ? નહીં, નહીં ! આ ઉદાર ઉત્સાહી હૃદય, વિચારોની મોટી ભઠ્ઠીની પેઠે ઉકળતું અને અવાજ કરતું આ હૃદય, કોઇ હાથ ચાલાકીના ખેલ કરી બતાવનારાનું નહોતું. એમની જીંદગી તે એમના મનથી એક સત્ય હતું; પ્રભુનું રચેલું આ વિશ્વ તે એમના મનથી એક પ્રૌઢ અને ગંભીર સત્ય હતું. એમનામાં દોષો છે. એ માણસ અશિક્ષિત, અડધા જંગલી જેવા, કુદરતના બાળક હતા. અરણ્યમાં ભટકનારા અરબ લોકોના લક્ષણ હજી એમનામાં ટકી રહ્યાં હતાં, એ આપણે કબુલ કરીશું. પોતાના સૃષ્ટાનો પણ સ્વર્ગીય દસ્તાવેજો બનાવી કાઢવાને તૈયાર થાય, તથા પોતાની જાતનો મહોટામાં મોહટો દ્રોહ કરતાં પણ ન અચકાય, કોઇ ક્ષુદ્ર સ્વાર્થને ખાતર આવું અધાર્મિક છેતરપિંડીનું કૃત્ય કરવાને ઉત્સુક બને એવા દૃષ્ટિ કે હૃદય વિનાના ભુખાળવા ડોળઘાલુના જેવા એમને આપણે કદી ગણીશું નહીં. એવા એમને આપણે કદી ગણી શકીશું નહીં. કુરાનની મોટામાં મોટી ખુબીજ એ છે કે એ પુસ્તક સાચા દિલથી નીકળેલું છે. અશિક્ષિત અરબ લોકોને એ મુલ્યવાન થઇ પડયું તેનું કારણ એજ છે.”[1]

1. જુઓ ગી. મોહનલાલ પાર્વતીશંકર દવે એમ એ. એલ. એલ. બી. નો સાંજ વર્તમાન વાળો લેખ. કુરાનેશરીફનું પુસ્તક પેગમ્બરની મળી ત્યારથી ઉતરવાનું શરૂ થએલું તે હમણા પુરૂં થઇ રહ્યું. “કુરઆન શરીફના ચમત્કારોનું

કુરાન શરીફના દ્વેશીઓ જેઓ કુરાન પાક વિષે તરેહવાર બનાવટી વાતો કરે છે તેવાઓના બોલવા-લખવામાં કેટલી બધી અસત્યતા છે, તે માટે નીચલો એક દાખલો બહુજ ઉપયોગી થઈ પડશે.

મી. મીલ લખે છે કે " હિંદુઓની સ્મૃતિ ધર્મશાસ્ત્ર અને કાયદાની રચના તથા વર્ગીકરણ બન્ને ઉલટ સુલટ છે જેથી હીંદુ રાષ્ટ્રની અસભ્યતા સિદ્ધ થાય છે. એ લોક કોઈ પણ ચીજનો અવેજ રખાવ્યા વિના કરજે નાણા આપતા નહતા તે પણ એ લોકના જંગલીપણાનો એક નમુનો છે. હીંદુઓનો ધર્મગ્રંથ ખોટી જુબાની આપવાને એક ગુણ માને છે, અને શાસ્ત્રોમાં અનિશ્ચિતપણું પુષ્કળ છે જેથી ધર્મશાસ્ત્રના અર્થ કરતાં એ પંડીતો કદી પણ એકમત થાય નહીં. મુસલમાની ધર્મશાસ્ત્ર હિંદુઓના ધર્મશાસ્ત્રથી બહુજ ઉત્તમ છે.[1]"

---

તમામ બાબતોનું જો વિગતવાર વર્ણન કરવામાં આવે તો તેના ઘણા પુસ્તકો બની જાય કેમકે કુરઆન શરીફમાં ફકત મોઅજેઝા સાતહજાર કરતાં પણ વધારે છે. અને મોટા મોટા શાસ્ત્રીઓ-ઉલ્માઓએ કુરઆન શરીફની પાંચ પાંચ અને દશ દશ બલ્કે ઇમામ ગીઝાલી સાહેબે તો તેની ટીકામાં ચાલીસ મોટાં પુસ્તકો તૈયાર કરેલાં છે. તો પણ આખીરમાં આ કામ પોતે જોઇએ તેવી રીતે પુર્ણ કરી શકયા નથી એમ જણાવી ગયા છે. જર્મનીના પ્રખ્યાત વિદ્વાન મી. ડૉકીમ ડી. યોઝાફ લખે છે કે 'કલામે શરીફના અગત્યના વિભાગો ઉપર અધાપી પર્યંત કોઇ યુરોપીઅને વિચાર કીધો નથી. તે વિવેચન, તે આજ્ઞા તથા તે ધારાઓ સાથે સંબંધ રાખે છે કે જે કુરઆને શરીફમાં આરોગ્યતાના રક્ષણ સંબંધી પોતાના અનુયાયીઓ ઉપર ફરજ કીધેલા છે. હું ઘણીજ ખાત્રીપુર્વક કહી શકું છું કે સૃષ્ટિ ઉપરના સઘળા આકાશી પુસ્તકોમાં કુરઆને શરીફે તેના આ કારણે ખાસ સર્વોપરી કીર્તિ સંપાદન કરી છે. જો અમો તેના મોતબર પણ સાદા વાજેબ તથા ફરજો ઉપર વિચાર કરી જોઇએ કે જે આરોગ્યતાના રક્ષણ સંબંધી કુરઆને શરીફમાં વર્ણવેલા છે કે તેમાં શી રીલસુફી સમાયલી છે જેને માટે તે પોતાના અનુયાયીઓને મોટા સ્વર્ગ (જન્નત) ના અધીકારી ઠરાવે છે તો અમારા ઉપર પ્રકાશિત થઈ જશે કે જો તે આકાશી તથા ખુદાઈ પુસ્તક ( કુરઆન શરીફ ) એશિયાટીક લોકોને ન મળ્યું હોત તો તેનો પવિત્ર ભૂમી યુરોપને ખારતીમાં નાખનારી નીવડી હોત. કલામે શરીફે સ્વચ્છતા, પવિત્રતા અને શુદ્ધતાના સાદા અને નીર્દોષ પાઠોનો પ્રસાદ પીરસી ભયંકર રોગોને અટકાવી પાડયા છે એટલુંજ નહીં પણ ઝેરી વસ્તુઓને હરામ ઠરાવી આપવી એ કુરઆને શરીફનો ઘણો મોટો ઉપકાર છે જેના ભારે બોજાથી મનુષ્ય કદીપણ મુક્ત થઈ શકતો નથી. અમો સંસાર સુધારાનો દાવો કરતી યુરોપી પ્રજાએ આ સંબંધમાં તેને માનનારાઓ ઉપર અદેખાઇ કરવી જોઇએ. મી. ઇબ્રાહીમ કૃત " પરધર્મીઓના વિચારો "

1. ( જુઓ Mill's India VOL II )



# પ્રકરણ ૧૧ મું.

## છેલ્લો સમય.

ખુદાતાઆલા ફરમાવે છે કે " અમે કોઈ મનુષ્યને તારા પહેલાં ( આ સંસારમાં ) અમર બનાવ્યું નથી. શું ત્યારે જો તું ઉઠી જાય તો તેઓ અમર છે ? દરેક જણ મોતનો સ્વાદ ચાખનાર છે અને અજમાયશ તરીકે અમે તમારા દુઃખ અને સુખથી કસોટી કહાડીશું, અને અમારા તરફ તમારે પાછા ફરવાનું છે. "—કુરાને શરીફ[1].



ઈમામત—" આજે મેં તમારે માટે તમારો ધર્મ સંપૂર્ણ કર્યો છે; તમારા ઉપર મેં પુરેપુરી મહેરબાની કરી છે; અને તમારે સારૂ મેં ઇસ્લામ ધર્મ પસંદ કર્યો છે.[2] " એવી વહી[3] આવી ત્યારે હઝરત સલ્અમ સમજ્યા કે હવે વખત પાસે આવી ચુકયો છે. તેમનું મન સંસારથી તદન અલગ થઈ ગયું હતું. તેઓ ઘણી વખત અંધારી રાત્રે કબ્રસ્તાનમાં જઇ પોતાના મરહુમ અસહાબોની[4] કબર આગળ આંસુ ટપકાવતા, અને તેમના

---

૧. સુરતુલ અન્બીઆ, આયત ૩૪-૩૫.

૨. આ ખોદાનું ફરમાન છે. જુઓ કુરાન-શરીફ. સુરએ માએદા. આયા. ૨. અલયૌવમા અકમલ્તો લકુમ દીનકુમ વ અતમમ્તો અલયકુમ નેઅમતી વ રદીતો લકોમુલ્ઇસ્લામ દીના.

૩. પેગામ. સત્યનો સંદેશો. Prophetic inspiration. ખુદાનો સંદેશો. Revelation.

૪. સાથીઓ. Colleagues, Companions.

આત્માની શાંતી સારૂ પ્રાર્થના કરતા. તેમણે પોતાના જાતીભાઇઓ તરફથી ઘણી તકલીફ વેઠી હતી. જંગલ અને પહાડમાં ભુખ્યા અને તરસ્યા રખડી જીવ સાટે દિવસો ગાળ્યા હતા. હાથપગ ધોઇને પાછળ લાગેલા દુશ્મનોથી બચાવ કરવાની ચિંતા, રાત દિવસની રખડપટ્ટી, બાળબચ્ચાં નજર આગળ ગુજરી ગયાં તેનો ઘા, અને યહુદણે આપેલા ઝેરની અસર વિગેરેથી તેમનું શરીર જીર્ણ થઇ ગયું હતું. દિવસે દિવસે કમજોરી વધતી ગઇ. એક દિવસ રાત્રે મહાન હઝરતની ઉંઘ બિલકુલ ઉડી ગઇ. માથું ઘણુંજ દુઃખવાથી તેમને ઘણી બેચેની થવા માંડી. તેઓ બિછાનામાંથી ઉઠયા અને એક જણને સાથે લઇ ઘરમાંથી બહાર નીકળ્યા. આ વખતે આખું શહેર નિંદ્રાવશ હતું. તેઓ બંને જણા ચાલીને કબરસ્તાન તરફ ગયા. ત્યાં જઈ પોતે કબરસ્તાનમાં સુતેલાઓના આત્માઓને સલામ[1] નાખતા અંદર ગયા અને તેમને માટે ખરા જીગરથી પ્રાર્થના કરી આશિર્વાદ આપ્યો કે "હે કબરના લોકો તમારા ઉપર સલામતી થજો, ખુદા તમને માફી આપજો, અને તમને સુખમાં રાખજો. તમે અમારી પહેલાં ગયા છો અને અમારે તમારી પાછળ આવવાનું છે." આવી રીતે ત્યાં દોઆ કર્યાથી અને ખુદાનું ધ્યાન ધર્યાથી તેમનું મન શાંત થયું અને વેદના ઓછી થઇ. તેઓ ઘેર આવ્યા પણ તેમને તદન આરામ થયો નહીં જેથી તેઓ બીબી આએશા સિદ્દીકાની ઓરડી મસ્જીદની નજીક હોવાથી તેમાં રહેવા લાગ્યા. બીજે દિવસે એકદમ સખ્ત તાવ આવ્યો અને તેનું એટલું જોર વધ્યું કે તેનાથી તેમની તબીયત વધારે લથડી ગઇ, અને થોડા વખતમાં એવી હાલત થઇ ગઇ કે, તેમનાથી મસ્જીદમાં જુમાના દિવસે ઇમામત[2] કરવા પણ જવાયું નહિ. તેમણે પોતાની પત્નિ બીબી આએશાને કહ્યું કે "આજે મારાથી મસ્જીદમાં જવાય એવું નથી. તમે હઝરત અબાબકર[3] સિદ્દિકને કહેવરાવોકે તેઓ ઇમામત કરે." બીબી આએશાએ કહ્યું કે "મારા પિતાજીનું હૈયું કાચું છે. તે આપની ગેરહાજરી સહન કરી શકશે નહિ. આપને ત્યાં નહિ જુએ તો ઘણા ગભરાશે માટે આપ હઝરત ઉમરને કહો તો સારૂં." હઝરતે કહ્યું કે "તમે તમારે હું કહું છું તેમ કરો. તેમના હોવા છતાં બીજો કોઇ ઇમામત કરે એ વ્યાજબી

---

૧. કબરસ્તાનમાં પેસતાં ત્યાં સુતેલાઓની અરવાહ (આત્મા)ને સંબોધી સલામતી ચાહી હઝરત તેમને માટે દોઆ માગતા હતા.

૨. નમાઝમાં આગેવાન થવું. નમાઝ પઢાવવી. આગેવાની. To lead the Prayers.

૩. અબાબકર સિદ્દિક બીબી આએશાના પિતા હોવાથી હઝરતના સસરા થતા હતા.

નથી." તેમની બીજી પત્ની બીબી[1] હફસાએ પૂછ્યું કે "યા રસુલુલ્લાહ[2] આપ બિમાર છો તેથી હઝરત અબાબકર સિદ્દિકને નીમો છો ?" તેમણે જવાબ આપ્યો કે "હું નીમતો નથી પણ ખુદાતાલા નીમે છે.[3] આથી હઝરત

---

૧. બીબી હફસા હઝરત ઉમરની દીકરી હતાં.

૨. હે ખુદાના પેગમ્બર.

૩. જુઓ મિશ્કાત શરીફ; તથા મી. ઑકલેનો અરબસ્તાનનો ઇતિહાસ પાનું ૮૨.

ખલીફા હઝરત અબાબકર સિદ્દીકને પોતાની પાછળ પોતાના પ્રતિનિધી તરીકે કાયમ કરવાની આ એક સુચના હતી એવું કહેવામાં આવે છે; ત્યારે કેટલાક લોકો ગદીરે ખુમનો બનાવ આગળ લાવે છે, અને તેની રૂએ હઝરત અલી કરમ૦ તરફ મહાન હઝરતનો ખિલાફત વિશે ઈશારો હતો એવું કહે છે. પણ એ વિશેનો ખુલાસો કરતાં વડોદરા કૉલેજના પ્રોફેસર મોલવી સૈયદ નવાબઅલી સાહેબ એમ. એ. પોતાના તઝકેરતુલ-મુસ્તુફા નામના પુસ્તકની બીજી આવૃત્તિના ૨૭૪ મા પાને લખે છે કે "છેલ્લી હજની ક્રિયા કર્યા પછી મહાન્ હઝરત સલ્અમ પોતાના સહાગીઓની સાથે મક્કેથી મદીને પધારતા હતા ત્યારે રસ્તામાં ગદીરે ખુમ નામની જગા જે મક્કા તથા મદીના વચ્ચે હજફાની નજીક છે ત્યાં પહોંચતાં મહાન હઝરત સલ્અમને ખબર થઈ કે કેટલાક લોકો હઝરત અલી મુર્તુઝાથી બદગુમાન થઇ ગયા છે, અને યમામા પ્રાંતના બંદોબસ્તનું કામ જે હઝરત અલી કરમ૦ ના હવાલે સોંપવામાં આવ્યું હતું તે સંબંધી નકામી ટીકાઓ કરી રહ્યા છે. આ વાત મહાન્ હઝરત સલ્અમને ઠીક લાગી નહિ તેથી પોતે ત્યાંજ થોભી ગયા અને હઝરત અલી મુર્તુઝાના ગુણો લોકોમાં જાહેર કરી તેમને માટે લોકો જે નકામી વાતો કરતા હતા તેનાથી તેમને રોકયા. તે પછી તેમણે હઝરત અલીનો હાથ પકડીને ત્યાં જાહેર કર્યું કે હે ખુદા, જેનો હું મોલા-હામી-મદદગાર છું તેનો અલી મોલા છે. હે પરવરદિગાર, અલીને જે માણસ દોસ્ત ગણે તેને તું પણ દોસ્ત ગણ, અને અલીને જે માણસ દુશ્મન ગણે તેને તું પણ દુશ્મન ગણ. અસલ હકીકત આ પ્રમાણે છે. કેટલાક લોકોએ આ હકીકતને જુદું રૂપ આપી તે ઉપર જે પાનાં ભર્યાં છે તે વિશ્વાસ પાત્ર ગણાય એવાં નથી." આ પ્રમાણે પ્રોફેસર સાહેબે તેનો ખુલાસો કર્યો છે, અને કેવા સંજોગોમાં મહાન હઝરતે આ શબ્દો કહ્યા છે તે પણ સ્પષ્ટ રીતે બતાવી આપ્યું છે.

સુન્નત જમાઅતના લોકોનો મહાન્ હઝરત સલ્અમના ફરમાવ્યા પ્રમાણે એજ યકીન છે કે જે હઝરત અલીનો દોસ્ત છે તે ખુદાનો દોસ્ત છે, અને જે તેમનો દુશ્મન છે તે ખુદાનો દુશ્મન છે. હઝરત અલીની દુશ્મનાઇ રાખનાર તો મુસલમાન હોવાનો દાવો પણ કરી શકે નહીં. તો પછી સુન્નત જમાઅતમાંનો હોયજ કેવી રીતે શકે ? સુન્ની લોકો હઝરત અલીની મહત્તા માટે જરા પણ શંકા રાખતા નથી. જો એવું કહેવામાં આવતું હોય કે સુન્ની લોકો હઝરત અલી મુર્તુઝાના વિરોધી છે; તો આવું કહેનાર

ગલતી કરે છે. હઝરત અબાબકર સિદ્દીકને પહેલા ખલીફા માનવાથી હઝરત અલી મુર્તુઝાના મરતબામાં ખામી આવે છે એમ માનવું એજ હઝરત અલી મુર્તુઝા વિશે હલકો વિચાર બાંધવા સમાન છે. છેલ્લી ઘડી વખત નમાઝમાં ઈમામત કરવાનો હઝરત અબાબકર સિદ્દીક તરફનો મહાન હઝરત સલ્અમનો આ ઇશારો અર્થ વગરનો છે એમ માનવા ઉભા થવું એ હઝરત અબાબકર સિદ્દીકને "સિદ્દીક" નો મરતબો આપનાર મહાન હઝરત સલ્અમ તરફ શંકાની નજરથી જોવા જેવું છે.

જસ્ટીસ અમીર અલી પોતે હઝરત અબાબકર સિદ્દીક વિશે પોતાના "હિસ્ટરી ઑફ ધી સૅરેસન્સ" નામના પુસ્તકમાં પાન ૨૭ માં લખે છે કે "તેઓ ઘણા ખુબસુરત હતા. તેમનું મ્હોડું પાતળું હતું. તેમનું કદ નાઝુક અને જરા વાંકવાળું હતું. તેઓ મહાન હઝરત સલ્અમના શિષ્ય થયા તે પહેલાં મક્કાના લોકો ઉપર એક વડા ન્યાયાધીશ તરીકે ઘણી બહોળી સત્તા ભોગવતા હતા. એક મોટા વેપારી હોવાથી તેમની પાસે ઘણી દોલત હતી, અને તે સાથે ન્યાયાધીશની હુકમત પણ હતી; તેથી લોકો ઉપર તેમનું ઘણું વજન હતું. પોતાના ગુરૂની માફક હઝરત અબાબકર સિદ્દીક પણ પોતાની રીતભાતમાં ઘણાજ સાદા હતા. તેઓ નમ્ર પણ દ્રઢ સ્વભાવના હતા. તેમણે મક્કામાં નવી જન્મ પામેલી ( ઈસ્લામી ) હુકમત માટે તથા લોકોના કલ્યાણ માટે પોતાનું સરવસ્વ ખરચી નાખ્યું હતું. તેઓ સંકટમાં સપડાએલાઓને મદદ કરવા અને ગરીબોનું દુઃખ નિવારણ કરવા રાતની વખતે વસ્તીમાં ફરતા હતા."

જેમનામાં આવી ખુબીઓ હોય, જેમણે પોતે મોટા વેપારી અને મોટા ન્યાયાધીશ હોવા છતાં પોતાની દોલત અને પોતાના વડપણનો કાંઈ પણ ખ્યાલ નહીં રાખતાં મહાન હઝરતને પેગમ્બર તરીકે માનવામાં ઉમર લાયક પુરૂષોમાં પોતાનો નંબર પહેલો મુકાવ્યો હોય, જેમણે ઇસ્લામના કામ માટે પોતાની તમામ દોલત પેગમ્બર સલ્અમના ચરણ આગળ મુકી દીધી હોય, જેમણે દુઃખના દોહેલા દિવસોમાં હમેશાં પોતાના મહાન પેગમ્બર સલ્અમની સાથે રહી તેમના સત્સંગનો હમેશાં લાભ લઇ તેમની સેવા ચાકરીમાં પોતાનો તમામ વખત ગુજાર્યો હોય, જેમણે પોતાની નાની ઉમરની પુત્રી બીબી આએશાના લગ્ન ઉમરનો સવાલ ઉઠાવી જરા પણ વાંધો નહીં કહાડતાં એકદમ હઝરત સલ્અમની સત્યતાથી આકર્શાઇ તેમની સાથે કરી આપ્યાં હોય, જેમણે પોતાના પેગમ્બરને તકલીફ ન થાય તેટલા માટે પોતાના ઘેરથી તે ઠેઠ ગારે હિરાની ગુફા સુધી પોતાના ખભા ઉપર હઝરતને ઉપાડી જઇ ત્યાં તેમની સેવામાં રાત દિવસ હાજર રહી તેમને દુશ્મનોના પંજામાંથી બચાવવા મદીને પહોંચાડવાનાં જોઈતાં સાધનો પુરાં પાડ્યાં હોય, અને જેમણે આખી જીંદગી પોતાના મહાન પેગમ્બરની અને તેમના ઈસ્લામની સેવામાં ગુજારી હોય તેમનો મરતબો કેટલો સમજવો એ વાંચનારની મુનસફી ઉપર છે.

મસ્જીદમાં નહિ આવી શકવાથી તેમને ઘણું લાગ્યું; પણ તેઓ ન છુટકે ઇમા-
મત કરવા તૈયાર થયા. પોતાના સરદાર આજે તબીયત ઠીક નહિ હોવાથી
મસ્જીદમાં આવી શક્યા નહિ તેથી તેમને ઘણી દીલગીરી પેદા થઈ. તેમનું
હૈયું એકદમ ભરાઈ આવ્યું અને રોઇ પડયા. તેમની હાલત જોઈ લોકો પણ
રોવા લાગ્યા. જ્યારે આ વાતની હઝરતને ખબર પડી ત્યારે તેઓ તકલીફ લઇ
હઝરત અલી મુર્તુઝા અને હઝરત ફઝલ-બિન-અબ્બાસના ખભા ઉપર હાથ
મૂકી મસ્જીદમાં આવ્યા. લોકોને દિલાસો આપ્યો અને પોતાને ઠેકાણે હઝરત
અબાબકર સિદ્દીકને નમાઝ માટે ઇમામ મુકરર કરી પોતે તેમની પાછળ નમાઝ અદા
કરી. નમાઝ પુરી થયા પછી કહ્યું કે "હે ગૃહસ્થો ! હવે મારે આ દુનિયામાંથી પરદે
" થવાનું છે. તેથી હું તમને હવે માલિકને હવાલે સોંપું છું. તેનો ડર રાખજો
" અને હંમેશાં તેની બંદગી કરજો. હવે મારો વખત પુરો થયો છે. મારા
" જવાથી તમને દીલગીરી થશે; પણ તમે જાણો છો કે બધા પેગમ્બરો દુનિયા
" છોડી ચાલ્યા ગયા છે, અને મારો પણ વખત આવ્યો છે. દરેક ચીજ
" માલિકની મરજી મુજબ બને છે અને જે થવાનું હોય તે પોતાના વખત
" પ્રમાણે થએ જાય છે. હું જેણે મને મોકલ્યો છે તેની પાસે જાઉં છું,
" અને જતાં જતાં તમને કહેતો જાઉં છું કે તમે બધા હળીમળીને ચાલજો.
" ઇસ્લામ ઉપર કાયમ રહેજો અને નેકીથી વર્તજો. નેકીથી હમેશાં કલ્યાણ
" થાય છે અને બદીથી પાપના ખાડામાં પડવાનો વખત આવે છે. હું
" તમારા પહેલાં જાઉં છું અને તમે પાછળ આવશો. મોત કોઇને છોડ-
" વાનું નથી. તેનાથી નાસવું એ નાદાની છે. મારૂં જીવવું તમારા ભલા
" માટે હતું અને મારૂં મરવું પણ તમારા ભલા માટે થશે.[1] અને મર્યા
" પછી પણ હું તમારોજ રહીશ." બોલતાં બોલતાં તેમને ઘણો જોસ ચડયો
અને તેઓ કહેવા લાગ્યા કે " હે પરવરદિગાર ! મેં તારો સંદેશો લોકોને
પહોંચાડયો છે. તેં મને સોંપેલું કામ મેં બરાબર બજાવ્યું છે અને તું તેનો
સાક્ષી છે. " વળી આગળ કહેવા લાગ્યા કે " ગૃહસ્થો ! મારાથી કોઇનું
કાંઈ નુકસાન થયું હોય તો કહો અને જે બદલો લેવો હોય તે લો; હું
અહીં હાજર છું. તમારે એમ સમજવાનું નથી કે પેગમ્બરથી બદલો
લેવામાં તમે જબરજસ્તી કરો છો. નાના તેમ નથી." એક સખસ ઉભો થઇને
કહેવા લાગ્યો કે " મારી પાસેથી આપે એક ગરીબ માણસને ત્રણ દિરમ[2]

---

૧. જુઓ જામેઉસ-સગીર, જલાલુદ્દીન સયૂતી, સહી-બુખારી અને તફ્રીહુલ
અઝકીયા નામનાં પુસ્તકો.

૨. દિરમ એક સીક્કો જેની કીંમત આશરે દસ આના થાય છે. ( 10 d.)

અપાવ્યા હતા તે મને પાછા મળ્યા નથી." હઝરતે તરતજ તેને તે આપી દેવાડયા અને કહ્યું કે "આકેબત[1]માં શરમ વેઠવી તેના કરતાં અહીં વેઠવી એ વધારે સારૂં છે." તે પછી એક ઉકાશા નામનો સખસ ઉભો થયો અને કહેવા લાગ્યો કે "આપ એક વખત સવાર થઇને જતા હતા ત્યારે આપના હાથમાંનો ચાબુક મને વાગ્યો હતો. આપનો હુકમ થયો છે તેથી હું જાહેર કરૂં છું." હઝરતે ચાબુક મગાવ્યો અને ઉકાશાના હાથમાં આપી પોતાની પીઠ ઉપર મારવાનું કહ્યું. ઉકાશા ચાબુક લઇને મારવા ઉઠયો એટલે મસ્જીદમાં તો કોલાહલ થઈ ગયો. હઝરત અબાબકર સિદ્દિક, હઝરત ઉમર, હઝરત ઉસ્માન, હઝરત અલી રદી૦ વગેરે કહેવા લાગ્યા કે ઉકાશા તું જાણે છે કે એ પીઠ ચાબુક ખાવા લાયક નથી; તેમ તે ચાબુક ખમી શકે એવી સ્થીતિમાં પણ નથી. મહાન હઝરતની તબીયત સારી નથી તેવા વખતમાં તું ચાબુક મારવા ઉભો થાય એ અમારાથી જોઇ શકાતું નથી.તું તેમના બદલે અમને મારે તો કાંઇ હરકત જેવું નથી; પણ પેગમ્બર માટે તારે આવો ખ્યાલ કરવો એ તદ્દન ગેરવ્યાજબી છે. એટલું કહ્યા છતાં પણ ઉકાશાએ માન્યું નહી અને કહ્યું કે મારે તમારાથી કાંઇ બદલો લેવો નથી પણ હઝરતથી લેવાનો છે. હઝરત સલ્અમે તેને કહ્યું કે ભાઇ તું તારે તારૂં કામ કર. ત્યારે તે બોલ્યો કે "તે ચાબુક વાગ્યો ત્યારે મારી પીઠ ઉઘાડી હતી." હઝરતે પહેરણ ઉતારી નાંખ્યું અને પીઠ ઉઘાડી કરી તેના આગળ ધરી. પીઠ ઉઘાડી થવાથી તે ઉપરની મોહરે-નબુવ્વત[2] ઉકાશાની નજરે પડી. તે તેના સામું આનંદ દષ્ટિથી જોઇ રહ્યો અને અપૂર્વ લાભ મળ્યો હોય એમ જાણી તેને ચુંબન કર્યું, અને કહેવા લાગ્યો કે "હે દીન દુનિયાના સરદાર! મારા જેવા પામર પ્રાણીનું શું ગજું કે આપની પાસે બદલો માગું. મારી મતલબતો આપની મોહરે-નુબુવ્વતનાં દિદાર કરવાની હતી." એમ કહી તે બેસી ગયો.

**સ્વર્ગવાસ.**—પેગમ્બરને બદલો આપવા માટે દિન મુખે ઉભેલા જોઇ લોકોનાં મન ગળગળિત થઈ ગયાં હતાં. કરૂણારસનો દેખાવ નજરે પડવા લાગ્યો હતો. બધાંને શાંત જોઇ હઝરત સલ્અમ તેમના કલ્યાણ માટે પ્રાર્થના કરી, અને પ્રાર્થના પુરી કરી રહ્યા પછી મક્કાના રહેવાસીઓને કહ્યું કે "તમે મદીનાના અનસારીઓનું સન્માન રાખજો. હવે મુસ-

---

૧. પરલોકમાં.

૨. "મોહરે-નુબૂવત" એ પેગમ્બરીનું એક નિશાન છે. તે હઝરતની પીઠના ઉપલા ભાગ ઉપર બે બાવડાં વચ્ચે કબુતરના ઇંડા જેવડું એક મોહોર ઘાટનું કુદરતી નિશાન હતું. "Seal of Prophecy."

લમાનોની સંખ્યા દહાડે દહાડે વધશે; પણ અનસારીઓ કાંઇ વધવાના નથી. તેમને હું મારા કુટુંબના માણસો તરીકે ગણું છું. તેમણેજ મને આશ્રય આપ્યો છે. જે લોકો તેમના મિત્ર છે તે તેમનું ભલું કરે છે, અને જે તેમના શત્રુ છે તે તેમની સાથે મિત્રતા રાખવા ચાહતા નથી." પછી બધાઓને સંબોધીને બોલ્યા કે "અરબસ્તાનમાં મૂર્તીપૂજાનાં કાંઇ પણ ચિન્હ રહેવા દેશો નહીં. જે લોકો મુસલમાન થયા છે તેમને પોતાના ખરા ભાઈ સમજજો, અને માત્ર એકજ ખુદાતાલાની બંદગી કરજો." આટલું કહ્યા પછી કુરાન શરીફમાં આવેલું ખુદાનું વચન કહી સંભળાવ્યું કે "ભવિષ્યનું રહેઠાણ અમોએ જે લોકો દુનિયામાં મોટાઇ મેળવવા અને ધાંધલ કરવા ઇચ્છતા નથી તેમને માટે બનાવ્યું છે. સારૂં ફળ ધર્મિષ્ટ માણસોને માટે છે.[1]" આવી રીતે લોકોને બોધ કરી તેઓ મસ્જીદમાંથી પાછા ખભા ઉપર હાથ મૂકીને બીબી આએશાના હુજરા[2]માં ગયા. ત્યાં ગયા પછી તબીયત વધારે બગડી. લોકો ગભરાવા લાગ્યા; પણ બીજે દિવસે બિમારીનું જોર નરમ પડી ગયું. ફરી મધુર હસવું તેમના મુખ ઉપર શોભવા લાગ્યું. લોકો તેમને તંદુરસ્ત જોઇ પોતપોતાને ઘેર ગયા. બીબી આએશા, બીબી ફાતમા, અને હઝરત અલી મુર્તુઝા તેમની પાસે રહ્યાં હતાં. જેમ ઓલવાતો દીવો છેવટની વખતે ઘણોજ પ્રકાશિત થાય છે તેવીજ આ હાલત હતી. બીમારીએ પાછો ઉથલો ખાધો અને તબીયત પહેલાં કરતાં વધારે બગડી. હઝરતે જે કાંઇ[3] ઘરમાં હતું તે ગરીબોને આપી દેવડાવ્યું. પછી તેઓ પરવરદિગાર આગળ કહેવા લાગ્યા કે "હે માલિક! કૃપા કર." ખુદાની મરજી તેમને આ દુનિયામાંથી ઉઠાવી લેવાની હોવાથી મોતનો ફરિસ્તો હવે આવી હાજર થયો અને હઝરત ખુદાનો હુકમ માથે ચડાવવા તૈયાર થયા. ફરિસ્તાના આગમનથી તેમને સતેજ થએલા જોઇ બીબી ફાતમા કહેવા લાગ્યાં કે "શું છે?" ત્યારે તેમણે કહ્યું કે સ્ત્રીઓને વિધવા કરનારો અને બાળકોને નિરાધાર બનાવનારો મોતનો ફરિસ્તો મને લેવા આવ્યો છે. આથી બધાં સ્તબ્ધ થઇ ગયાં. બીબી ફાતમા રડવા લાગ્યાં. હઝરતે તેમનો હાથ લઇ પોતાની છાતી ઉપર મૂક્યો અને આંખો ઉઘાડી. થોડી વાર પછી આંખો બંધ કરી. બીબી ફાતમાએ ફરી તેમને બોલાવ્યા પણ કાંઈ જવાબ ન મળ્યો. ફરી તેમણે હઝરતને બોલાવ્યા અને કહ્યું કે "બાપુ, મારી સામું જુઓ અને વાત કરો." હઝરતે આંખ ઉઘાડી અને કહ્યું કે "મારી દીકરી!

---

૧. કુરાને શરીફ સૂરએ—કસસ, આયા ૮૨.

૨. ઓરડી.

૩. આ વખતે ઘરમાં ફક્ત સાત દિરમ એટલે સાડા ત્રણ રૂપીઆ જેટલા પૈસા હતા.

ના રહે. તારા રડવાથી આખુ અર્શ રડે છે.[1] તારે અહીં વધારે રહેવાનું નથી. તું મને સૌથી પહેલાં આવીને મળશે." એમ કહી પોતાના હાથે તેમનાં આંસુ લુછ્યાં અને દીલાસો આપી કહ્યું કે " હે ખુદા ! તું આને શાંતી આપ નહિ તો કોણ જાણે એ મારા વગર શું કરશે. " એ પછી બીબી ફાતમાને તેમણે કહ્યું કે " મારા ઉઠી ગયા પછી રડીશ નહિ. ખુદાની મરજી ઉપર રાજી રહેજે, અને કહેજે કે અમે ખુદાના તરફથી આવ્યા છીએ અને તેની તરફ પાછા જનાર છીએ. "[2] હઝરત પાસે એક પાણીનું વાસણ ભરેલું હતું તેમાં પોતાના હાથ બોળી પોતાના મ્હોં ઉપર ફેરવતા હતા. ફરિસ્તો આજ્ઞાંકિત થઇ ખુદાએ ફરમાવેલું કામ બજાવવા લાગ્યો હશે એટલામાં એકાએક આકાશ તરફ હાથ લંબાવી તેઓ કહેવા લાગ્યા કે " હે પરવરદિગાર ! તારી ઇચ્છા પૂર્ણ કરી મને શ્રેષ્ટ સમાગમમાં દાખલ કર. " આટલું બોલ્યા પછી ધીમે સ્વરથી પ્રાર્થના કરતાં કરતાં તેમનો પવિત્ર આત્મા આ નાશવંત દુનિયાનો ત્યાગ કરી માટીના દેહ સાથેનો સંબંધ તોડી પરમાત્માના અનંત સમાગમમાં તેજરૂપ થઇ સમાઇ ગયો. આંખ મિચાઈ ગઇ. પ્રાણ પક્ષી ઉડી ગયું. શરીર ટહાડું પડયું. જીંદગી પુરી થઈ. બીબી આએશાએ તેમનું માથું એક તકીઆ ઉપર મૂકયું, અને

---

૧. અર્શ એટલે ખુદાનું તખત.

બીબી ફાતેમા મહાન હઝરતને ઘણાં પ્રીય હતાં. તેઓ જ્યારે મહાન હઝરત પાસે આવતાં ત્યારે મહાન હઝરત તેમને માન આપતા. તેમની તમામ રીતભાત મહાન હઝરતના જેવીજ હતી. હઝરત સલ્અમ ફરમાતા કે ફાતેમા મારા જીગરનો કટકો છે. તે જેથી રાજી થાય છે તેથી હું રાજી થાઉં છું અને તે જેથી નારાજ થાય છે તેથી હું નારાજ થાઉં છું. તેમને "ઝકીયા" "રઝીયા" "બુતૂલ" "ઝહરા" વિગેરે નામથી પણ લોકો બોલાવતા હતા. તેમનો જન્મ મહાન હઝરતને પેગમ્બરીની વધી મળી તેના પાંચ વરસ પહેલાં એટલે આસરે ઈ. સ. ૬૦૬ માં મકકામાં થયો હતો.

જસટિસ અમરઅલી પોતાના "હિસ્ટરી ઑફ ધિ સૅરેસન્સ" નામના પુસ્તકમાં લખે છે કે બીબી ફાતમા પોતાના જમાનાના ઘણા પ્રખ્યાત બાહોશ, સર્વગુણ સંપન્ન, અને આનંદી બાનુ હતાં. તેમના બોધ વચન, કાવ્યો અને શીખામણો જોવાથી તેમના સ્વભાવની દ્રઢતા, મનની મજબુતાઇ, તથા ઉદારતા સાફ જણાઇ આવે છે. તેઓ આવા સદગુણને લીધે " ઝકીયા " (Our lady of the light) નામથી ઓળખાય છે; તેઓ ઉંચા કદનાં, નાજુક તથા ઘણા સ્વરૂપવાન હતાં તેથી તેઓ " ઝહરા (Beautiful લાવણ્યવતી ) પણ કહેવાય છે. "

૨. ઇન્ના લિલ્લાહે વ ઇન્ના ઈલઐહે રાજેઊન.

એકદમ ચુમ પાડી ઉઠયાં. તેમનો અવાજ સાંભળી લોકો દોડી આવ્યા. દીલ-ગીરીના પોકારોથી આકાશ તુટવા લાગ્યું. આ માઠા સમાચાર વીજળીની પેઠે આખા નગરમાં ફરી વળ્યા, અને બધે હોહાકાર થઈ રહ્યો.[1] હઝરત ઉમર ફારૂક જમીન ઉપર તુટી પડયા, હઝરત ઉસ્માન બેહોશ થઈ ગયા; અને હઝરત અલી મુર્તુઝાની એવી હાલત થઈ ગઇ કે કાંઇ કહેવાનીજ વાત નહિ. હઝરતની પવિત્ર પુત્રી બીબી ફાતમાને પણ એવો ઘા વાગ્યો કે તેમણે તેજ વખતથી પથારી પકડી.[2] ટુંકામાં એક માયાળુ શિરછત્રના જવાથી તમામ મંડળ ઉજ્જડ પડી ગયું.

હઝરતને સુતેલા જોઈ લોકો કાંઇ કાંઈ વિચાર દોડાવવા લાગ્યા. કોઇએ કહ્યું કે માલિકના ધ્યાનમાં છે, કોઇએ કહ્યું કે સમાધી ચડાવી છે. અને કોઇએ કહ્યું કે જીવ બ્રહ્માંડ ઉપર જતો રહ્યો છે. હઝરત અબાબકર સિદ્દિક રદી૦ બોલ્યા કે "હે ગૃહસ્થો ! તમે જે કહો છો એમાંનું કાંઇ નથી. તેઓ તો સતધામ પધારી ચુક્યા. તમે જો એમને પૂજતા હો તો એતો ગુજરી ગયા; પણ જો ખુદાને પૂજતા હો તો તેતો અમર અને અવિનાશી છે. હઝરત સલ્અમ ખુદાના પેગમ્બર હતા. તેઓ આગલા પેગમ્બરોની માફક દુનિયા છોડી ચાલ્યા ગયા. કુરાન શરીફમાં ફરમાવ્યું છે કે 'મોહમ્મદ એક પેગમ્બર છે જેને સત્યનો સંદેશો સોંપવામાં આવ્યો છે. તેની પહેલાં પેગમ્બરો થયા હતા. તેમને પણ એવા સંદેશા સોંપવામાં આવ્યા હતા અને તે પણ આખરે ગુજરી ગયા"[3] ત્યારે, હઝરતનાં ઉઠી ગયા પછી શું તમે તમારી એડીઓ ઉપર પાછા ફરશો ? શું તમે તમારા પેગમ્બરની આંખ મીચા-વાથી તેમણે શીખવેલો ધર્મ છોડી દેશો ? શું તમે તેમણે તમારી ઉપર

---

૧. હીજરી સન ૧૧ તા. ૧૨ માહે રબીઉલ અવ્વલ. ઈ. સ. ૬૩૨ તા. ૮ જુન. હઝરત જે દિવસે પેદા થયા હતા તેજ દિવસે દુનિયાથી ઉઠી ગયા હતા. ગુજર્યા ત્યારે તેમની ઉમર ૬૩ વરસની હતી. તે દિવસે ઘરમાં બાળવા તેલ સરખું પણ નહોતું.

૨. તેજ વખતથી બિમાર પડયાં અને છ મહિનામાં તેમની પાછળ ૨૮ વરસની ભર જુવાન ઉમરે ચાલતાં થયાં. હી. સ. ૧૧

આ બીબી ફાતેમાની એક દીકરી બીબી ઉમ્મ કુલ્સુમ સાથે હઝરત ઉમર ફારૂકનાં લગ્ન થયાં હતાં. એટલે બીબી ફાતેમા હઝરત ઉમરનાં સાસુ પણ થતાં હતાં. આ લગ્ન હઝરત ઉમરને "એહલે બેત"માં દાખલ કરવા માટે કરવામાં આવ્યાં હતાં. આથીજ હઝરત ઉમરની ઓલાદ "સૈયદી" ઉપર પોતાનો હક બતાવે છે. જેની સાસુ બીબી ફાતેમા અ૦ અને જેના સસરા હઝરત અલી અ૦ હોય તેનો મરતબો કેટલો સમજવો એ વાંચનારની મુનસફી ઉપર છે.

૩. કુરાને શરીફ, સૂરએ- આલે ઇમરાન આયત, ૧૪૩.

કરેલા ઉપકારનો બદલો આવી રીતે વાળશો ? શું આવી રીતે કરવાથી તમને ફાયદો થશે ? ના, ના, નુકશાન થશે, અને પાછા અંધકારમાં પડશો. પણ જો તેમણે શીખવેલા ધર્મ પ્રમાણે ચાલશો તો સુખી થશો. ” હઝરત અબાબકર સિદ્દિકનાં આવાં વચન સાંભળી લોકો દીલગીર થઇ રડવા લાગ્યા.

ખરેખર શું મહાન હઝરતનું મૃત્યુ થયું છે ? ના કદી નહીં. મહાત્માનું મૃત્યુજ નથી. તેમના આત્માને પાણી, માટી, આગ કે તલવાર કાંઇ પણ કરી શકતી નથી. તેમનો આત્મા તો અજર અને અમર છે.

**કબર.**—મહાન હઝરતનાં સગાવાહલાંઓએ તેમની પવિત્ર લાશને નવરાવી ધોવરાવી કફન પહેરાવીને સુગંધી વિગેરેથી સુવાસિત કરી. હઝારો લોકોના મુખમાંથી પ્રાર્થનાના ધ્વની નીકળવા લાગ્યા. ત્રણ દિવસ સુધી તેમના શરીરની રક્ષા કરવામાં આવી. ત્રણ દિવસ સુધી મદીનાના લોકોએ આંખ મીચી નહોતી કે અન્નપાણી લીધું નહોતું. પોતાના મહાન પેગમ્બરના ઉઠી જવાથી તેમને કોઇ પણ ચીજ સારી લાગતી નહોતી. જ્યારે હઝરતની પવિત્ર લાશને દફનાવવાનો વખત આવ્યો ત્યારે સવાલ ઉઠયો કે કયે ઠેકાણે દફન કરવી. હઝરત અબાબકર સિદ્દિકે કહ્યું કે “ મેં હઝરત સલ્અમના મ્હોડે સાંભળ્યું છે કે પેગમ્બરો જ્યાં દેહ છોડે ત્યાંજ દફન થાય છે; માટે તેમને પણ તેમણે જ્યાં દેહ છોડયો હોય ત્યાં દફન કરવા જોઇએ. તેમના ખુલાસાથી લોકો શાંત થયા. સઘળા લોકોએ જનાઝાની નમાઝ પઢી[1] અને પછી તેમને બીબી આએશાના હુજરામાં દફન કર્યા.[2] ખુદા તેમના પવિત્ર આત્માને શાંતી આપો.[3]

---

૧. પ્રાર્થના કરી. કોઈ મુસલમાન ગુજરી જાય છે ત્યારે જનાઝાની નમાઝ પઢવામાં આવે છે, અને તેના આત્માની શાંતી સારૂ ખુદાનો આશિર્વાદ માગવામાં આવે છે.

૨ ઈન્ના લિલ્લ્લાહે વ ઇન્ના ઇલયહે રાજેઊન ( અમે ખુદાના તરફથી આવ્યા છીએ અને તેની તરફ પાછા જનાર છીએ ). જુઓ કુરાને શરીફ, સૂરએ—બકર.

૩. મી. ટેલર લખે છે કે “ હઝરત મોહમદની લાશ એક લોઢાની પેટી—સંદુકમાં મુકી તેને લોહચુંબકના આકર્ષણ—જોરથી હવામાં લટકાવવામાં આવી છે એવી જે કઢંગી વાત આપણામાં ચાલે છે એ ખરેખર જુડી છે. આપણે એ પેટી શોધી કહાડવા માટે ઘણાં ફાંફાં માર્યા છે પણ કાંઇ વળ્યું નથી. ” જુઓ મી. ટેલરકૃત “ મહોમેડનીઝમ ” નામનું પુસ્તક પાન ૧૨૬.

**ચાલીસ વરસની ઉમરમાં તેમને પેગમ્બરીનો દરજ્જો મળ્યો હતો. તે પછી તેર વરસ સુધી પોતે મક્કામાં રહ્યા હતા પછી ખુદાના હુકમ પ્રમાણે પોતે મદીને રહેવા ગયા. ત્યાં દસ વરસ રહ્યા અને આખા અરબસ્તાનને ઈસ્લામની પ્રસાદી આપી, ત્રેસઠ વરસની ઉમરે આ દુનિયાથી પરદે થયા.**

પહેલેથી તે છેલ્લે સુધી જગતનિયંતાની અને જગતની સેવા માટે અર્પણ કરેલી જીંદગીનો અંત આવ્યો.

ભક્તોનો એક મહાત્મા, સત્યનો સર્વથી મોટો પ્રચારક, જગતનો એક મોટો સુધારક, ગરીબોનો મિત્ર, નિરાધારનો આધાર, અંધકાર અન્યાય અને જુલમને તોડનાર, ધર્મભાવ અને નિર્મળ જ્ઞાનનો સર્વથી મોટો સાધક, વિશ્વાસ, ભક્તિ અને સદ્‌ગુણનો ભંડાર, જગતનો આ છેલ્લો મહાન શુરવીર પેગમ્બર તા. ૧૨ મી રબીઉલ અવ્વલ હી: સ. ૧૧ ના રોજ દિવ્ય ધામમાં સીધારી ગયો.[1]



1. જનની જણુતો ભક્ત જન, કાં દાતા કાં શૂર;
નહિ તો રહેજે વાંઝણી, મત ગુમાવે નૂર.
ઉપલું વચન તુલસીદાસનું છે; તેમાં તેઓ માણસમાં ભકતી, સખાવત-ઉદારતા અને બહાદુરી એ ત્રણ ગુણમાંનો એક ગુણ માગે છે, અને તેવા ગુણવાળાને સારો ગણે છે; ત્યારે મહાન હઝરતમાં તો આ ત્રણે ગુણો સંપૂર્ણ હતા એમ વાંચક વર્ગની ખાતરી થઇ ગઇ હશે.



# પ્રકરણ ૧૨ મું.

## પેગમ્બરનું જીવન.

ખુદાતાલા ફરમાવે છે કે "ખરેખર (તહકીક) ખુદા અને તેના ફરિશ્તાઓ પેગમ્બર ઉપર સલવાત (આશિર્વાદ) મોકલે છે. હે મોમેનો તમે તેની ઉપર સલવાત પઢો અને આધીન રહી તેના ઉપર સલામ પઢો."[1]

"જે કોઇ આ સંસારમાં આંધળો છે તે આખેરતમાં પણ આંધળો છે અને તે વધારે ખોટે રસ્તે ગએલો છે."[2] -કુરાને શરીફ.



અનેક પ્રકારનાં સંકટોનો મુકાબલો કરી શકે એવી શું બીજી જીંદગી નિવડશે? પ્રચંડ અગ્નિની જ્વાળામાં રહી સહીસલામત નીકળે એવી શું બીજી જીંદગી જડશે? શું માલિકની કૃપા સિવાય એક નિરાધાર અભણ માણસ અરબસ્તાન જેવા કઠોર મુલક ઉપર સત્યની છાપ બેસાડી આખી પૃથ્વી ઉપર ઇસ્લામની આણ ફેરવી શકે ખરો? શું એક સ્વાર્થિ માણસ આખા દેશને દુશ્મન બનાવી ટકી શકે ખરો? ગામ ગરાસ અને સગા સંબંધીઓ સાથેનો સંબંધ તોડી ધર્મને માટે આખી જીંદગી સંકટ વેઠી જે માણસ લોકોને અંધકારના ખાડામાંથી કાઢી સત્યના પ્રકાશમાં લાવે એ શું જૂઠો હોય ખરો? શું જૂઠો સ્વાર્થિ અને ધુતારો લોકોના કલ્યાણ અર્થે આખા દેશની દુશ્મનાઇ માથે લઇ અસલથી જડ ઘાલી બેઠેલા ખોટા રિવાજો તરફ ધુળારો મચાવી શકે

1. કુરાને શરીફ, સૂરતુલ-અહઝાબ, આયત ૫૫-૫૬.
2. કુરાને શરીફ, સૂરતુલ-બની ઈસરાઇલ, આયત ૭૨.

ખરો ? જે સખસને તેની નેક નિષ્ઠા માટે "અમીન" કહેતાં કહેતાં લોકોની જીભ ઘસાઈ ગઇ હતી તે ચાલીસ વરસની ઉમર થયાં પછી જૂઠું બોલે ખરો ? એક ગરીબ બોધકર્તા જેને એક વખત પોતાની જન્મ ભૂમિમાંથી કાઢી મૂકવામાં આવ્યો હતો, અને જેના ઉપર માલિકનો મહિમા જાહેર કરવામાં પથરા પડયા હતા, તે માલિકની મહેરબાની સિવાય નવ વરસ જેટલા ટુંક અરસામાં લોકોને જંગલીપણાના વમળમાંથી ખેંચી કાઢી જ્ઞાનના પ્રકાશમાં લાવી શકે ખરો ? ટુંકામાં જે દેશમાં વિદ્યા હુન્નરનું નામ નહોતું તેવા દેશનો એક માબાપ વગરનો અને બીન કેળવાયલો અરણ્યવાસી જેણે સ્વપ્નમાં પણ નિશાળનું મ્હોડું જોયું ન હોય તે જો ખરો પેગમ્બર ન હોય તો ઇસ્લામ જેવો મહાન્ ધર્મ જેમાં અનેક વિદ્વાનો અને મહાત્માઓ થઈ ગયા છે તે કાયમ કરી કુરાન શરીફ જેવો અનુપમ ગ્રંથ જાહેર કરી શકે ખરો ?

**મી. નારાયણ હેમચંદ્ર**[1] કહે છે કે "લગભગ તેરસો વરસ વ્યતિત[2] થતાં ચાલ્યાં છે, જવલંત[3] વિશ્વાસ અને અદમ્ય[4] ઉત્સાહના[5] અવતાર હઝરત મોહમ્મદ સાહેબ આ લોક છોડીને ગયા છે; પરંતુ ભારતવર્ષથી[6] અલજીરીયા સુધી આખા ભૂભાગના મુસલમાનોનાં હૃદય આજ પણ તેમનાં નામથી નાચે છે. તેઓનુંજ નામ રાત દહાડો પ્રાણ મન ખોલીને ઉચ્ચ[7] સ્વરથી[8] ઘોષણા[9] કરે છે. આફ્રિકાનાં જંગલો, અરબસ્તાનનાં રેતાળ રેણું, ભારતનાં દરેક શહેર અને ગામડાં, અફગાન રાજયના દરેક પહાડની ટોચ, તુર્કસ્તાનની વિશાળ તળેટી, ઇરાનના મનોહર બગીચા, અને તુર્કસ્તાનના દરેક નગરમાંથી આજ પણ રાત્ર દિવસ હઝરત મોહમ્મદનો જયનાદ[10] થાય છે. કોઇ કોઇ કહે છે કે હઝરત મોહમ્મદ કપટાચારી હતા. તેરસો વરસ થયા જેમની વાત કરોડો માણસનાં અન્નપાન થઇ રહી છે તે શું કપટાચારી હતા ? જેઓ તેમને અંતર બાહારથી સારી પેઠે જાણતા હતા, જેઓ તેમના ઘણાજ પાસેના સગા હતા, તેઓજ તેમના સર્વથી પહેલા અનુરાગી[11] શિષ્ય થયા હતા. કપટાચારી હોત તો તેમનાં સગાંવહાલાં સર્વ પહેલાં જાણત. જાદુગરની ઇંદ્રજાળમાં દુનિયાનાં દસબાર માણસો મુગ્ધ[12] થઇ શકે છે. પરંતુ અઢાર કરોડ[13] ઇશ્વરના પુત્રો આ લોક અને પરલોકની[14] એક માત્ર વસ્તુ

---

૧. જુઓ નારાયણ હેમચંદ્ર કૃત હઝરતનું જીવનચરિત્ર. ૨. ગુજર્યાં ૩. તેજ, જોશવાળો. ૪. નહિ ઘટે તેવો. ૫. જોશ. ૬. હિંદુસ્તાન. ૭. ઉંચો, મોટો. ૮. અવાજ. ૯. પોકાર. ૧૦. ફતેહનો પોકાર. ૧૧. ચાહનારા, ખરા. ૧૨ ફસાઈ જવું. લોભાઈ જવું ૧૩. હાલ પૃથ્વી ઉપર ૪૨ કરોડ મુસલમાનોની વસ્તી છે. ૧૪ આકેબત.

કરી શકે નહિ. વંચનાથી[૧] કોઇ કદી પણ ધર્મ સ્થાપવાને સમર્થ થતો નથી. પ્રવંચકનો[૨] ધર્મ પાણીના પરપોટાની પેઠે જોતજોતામાં મળી જાય છે. જગતની જીવન-પ્રહેલિકાનો[૩] ઉંડો અર્થ કાઢતા જતાં તેઓએ અરબ દેશમાં નવા ધર્મનો આરંભ કર્યો હતો. તેઓ સ્વદેશની ઘણીજ દુર્દશા જોઇને વ્યથિત[૪] થયા હતા. શુભ ક્ષણમાં જગતના પરિત્રાતા[૫] ખુદાએ તેમને દર્શન આપીને 'નવજીવન આપ્યું' તેના બળથી તેઓ નવા ધર્મનો પ્રચાર[૬] કરવા પામ્યા. ધન, માન તથા ગૌરવની[૭] ઇચ્છાથી પરિચાલિત[૮] થઇને તેમણે મુસલમાની ધર્મનો પ્રચાર કર્યો નથી. રાજમુકુટ[૯] તેમની આગળ તુચ્છ હતો. પૃથ્વી ઉપરનું રાજ્યસિંહાસન[૧૦] તેમણે ઠોકર મારીને ફેંકી દીધું. તેઓ પૃથ્વીના તુચ્છ[૧૧] યશના ભીખારી નહોતા. જીવન-મૃત્યુનું[૧૨] ઉંડું તત્વ જાહેર કરવું એજ તેમના જીવનનું ફક્ત લક્ષ હતું. તે કામ પુરૂં કરીને આ લોકમાંથી ગયા હતા. ધન માન તેમના પગ તળે રોળાતાં હતાં; પરંતુ પોતે તેનો સ્પર્શ[૧૩] કરતા નહોતા. સમસ્ત[૧૪] અરબ દેશ તેમની આંગળીની ઇશારતથી કાંપતો હતો. વિજિત[૧૫] જાતિની અતુલ[૧૬] ગરીબાઇ ભરી દશા ત્યાગ કરી નહોતી. સામાન્ય-સાધારણ કપડાં પહેરીને લજ્જા નિવારણ કરતા હતા. ખજુર ખાઇને જીવન ધારણ કરતા હતા. સાદડી ઉપર સૂતા હતા. પોતાનાં કપડાં, પોતાના જોડા પોતે દુરસ્ત કરતા હતા. ઘરનું કામકાજ પોતે કરતા હતા. રાજમુકુટ તેમના પગ નીચે હતો, તથાપિ તેઓએ એવા ગરીબ વેષથી જીવન ગાળ્યું છે. તેમની આંખ દુનિયાના નાશ પામનાર ધનમાનની ઉપર પડતી નહોતી. સર્વદા[૧૭] ઉપર મ્હોં રાખીને ઇશ્વરમાં નિમગ્ન[૧૮] થઇ રહેતા. સત્યના સેવક થઇને તેમણે જીવન ગાળ્યું હતું. સત્યના બળથીજ તેઓએ એકલાએ હજારો શત્રુનો પરાજય[૧૯] કર્યો છે.

**મી. ટૉમસ કાર્લાઇલ** લખે છે કે " હઝરત મોહમ્મદ વિષે આપણા ( ક્રિશ્ચિયનો ) માં જે વાર્તાઓ ચાલુ છે કે તે ઢોંગી, અને જૂઠા હતા. અને તેમનો ધર્મ પણ એક ઢોંગ અને મુર્ખાઇનો પંચભેળ સન્નિપાત છે તે વાત

૧. લાલચ. ૨. ઠગ, છેતરનાર. ૩. જીવન દોરી. રેલો. વહેવાર. ૪. પીડા પામતા હતા. ૫. ઉદ્ધાર કરનાર, બચાવનાર. ૬. ફેલાવ. ૭. વૃદ્ધિ. ચડતીકળા, આબરૂ. ૮. લલચાઇને, ડગીને. ૯. તાજ. ૧૦. વખત. ૧૧. હલકા, નજીવા. ૧૨. જીંદગી અને મોત. ૧૩. અડકવું તે. હાથ લગાડવું. ૧૪. તમામ. ૧૫. દ્દતાયલી, અનુયાયી થયેલી. ૧૬. ઘણીજ, બેહદ. ૧૭. હમેશાં. ૧૮ તલ્લીન થઇને. આનંદ માનીને. ૧૯. હાર ખવડાવી છે.

આપણામાં કાંઇ પણ આધાર વગર ચાલુ થએલી અત્યારે આપણને જણાય છે. આપણા ઘણા ઉત્સાહી પુરૂષોએ આ શખસ માટે જે જૂઠના ઢગલા ખડકેલા છે તેનાથી અત્યારે આપણી પોતાનીજ હલકાઇ થતી આપણને લાગે છે. આપણા મનમાંથી એ બધું હવે ક્હાડી નાખવાનો વખત આવ્યો છે. એ શખસે ભાખેલું વચન અત્યારે છેલ્લા ૧૨૦૦ વરસથી ૧૮ કરોડ[1] માણસોનાં જીવનનો એક માર્ગદર્શક પરવાનો થઇ પડયું છે. આ ૧૮ કરોડ માણસો ખુદાએ આપણા જેવાજ બનાવ્યા છે. માલિકે પેદા કરેલાં પ્રાણીઓની મોટી સંખ્યા અત્યારે કોઇ પણ પુરૂષનાં વચન કરતાં હઝરત મોહમ્મદનાં વચનને વધારે માને છે. જે હકીકતને માલિકે પેદા કરેલાં પ્રાણીઓ સૈકાના સૈકાઓથી માનતાં આવ્યાં છે તેને શું અત્યારે આપણે ઘડી ક્હાડેલી જાદુઇ ઇંદ્રજાલનો તમાસો માનવો[2] ?"

મી. ટૉમસ કાર્લાઇલ કહે છે કે " આપણે હઝરત મોહમ્મદને એક ખાલી અંતઃકરણવાળા વેષધારી, લોભી કે તાલિમબાજ કહી શકતા નથી. તેમણે જે સંદેશો દુનિયાને પહોંચાડયો તે ખરો હતો. જો કે તે ગોઠવણી વગરનો હતો તો પણ તે એવા મૂળમાંથી નીકળ્યો હતો કે જેનો કોઇ પાર પામ્યું નથી. એ શખસનાં વાકયો અને કૃત્યો અસત્ય નહોતાં. તેણે કોઇની નકલ કે દેખાદેખી કરી નહોતી. તે અનંત જીવનું એક નૂરાની શરીર હતું જે કુદરતના વિશાળ પટમાંથી દુનિયાને રોશન કરવા આવ્યું હતું, અને ખુદાનો એવોજ હુકમ હતો.[3] "

" પોતે અસલ ખરા હેતુઓ ઉપર છે , એ ખ્યાલ તેમના મનમાંથી કદી ગયો નથી. જો તેઓ ઢોંગી હોત તો મોત વખતે તેમનું મન ડગુમગુ થઇ જાત; પણ આપણે જોયું છે કે તેમણે હીંમત અને વિશ્વાસથી મોતના ફરિશ્તાની મુલાકાત કરી છે "[4]

જે લોકો ઘોર નિંદ્રામાં સૂતેલા હતા તેમને તેમણે જાગૃત કર્યા. જે લોકો રાત દિવસ લડી મરતા હતા તેમને એક ભ્રાતૃમંડળમાં કાયમ કરી તેમનામાં ઐકયનો પવન ફુંકી દીધો. જે પ્રકાશ પ્રથમ માણસના મન ઉપર કકડે કકડે

---

૧. હાલમાં દુનિયામાં ૪૨ કરોડ માણસો ઇસ્લામમાં છે.

૨. જુઓ ટૉમસ કાર્લાઇલ કૃત " હીરો ઍન્ડ હીરો વર્શિપ " નામનું પુસ્તક લેકચર ૨ જું.

૩. જુઓ હિરો ઍન્ડ હિરો વર્શિપ નામનું પુસ્તક, લેકચર ૨ જું.

૪. જુઓ મી. ટેલરકૃત " મહોમેડનીઝમ " નામનું પુસ્તક પાન ૧૨૯.

પડતો હતો તેને તેમણે એક જથામાં કાયમ કર્યો જેનાં કિરણ આખી પૃથ્વી ઉપર પડવા લાગ્યાં. તેમણે પોતાના જીવની જરા પણ દરકાર નહિ કરતાં પોતાનું કામ દ્રઢતાથી કરી દેખાડયું. તેઓ ઝનુની અને હઠીલા મૂર્તિ-પૂજકોમાં પેદા થયા હતા, તો પણ તેમણે દુનિયા ઉપર પ્રકાશ પાડવા ખોટા રિવાજો સામે સખત ધુંજારો ચલાવ્યો, અને આખા દેશમાંથી તેમનો નાશ કરી લોકોને સત્ય દેખાડી આપ્યું. જે લોકો પોતાને મોટા ગણતા હતા તેમના મગજમાંથી મોટાઇનો ખ્યાલ દુર કરી નાંખ્યો, તેમનું જાત્યાભિમાન તોડી નાખ્યું, અને ઢોંગી લોકોએ ખુદાના રસ્તામાં કપટની જાળ પાથરી હતી તેનો નાશ કરી ખુદા માણસથી તદન નજીક છે એમ બતાવી આપ્યું.

**મી. કવીલીઅમ**[1] લખે છે કે " બારસો વરસ ઉપર એક બીન કેળવાએલો અને અશિક્ષિત માણસ જે જંગલી લોકોની માફક અંધકારમાં ઉછરેલો હતો તેના અંતઃકરણમાં સત્યનું જ્ઞાન પ્રગટ થયું. તેના બળવડે તેણે મૂર્તિપૂજા સામે સખત ધુંજારો ચલાવ્યો અને માલિકનો અદ્વૈત્ય મહીમા જાહેર કરી લોકોને તે કૃપાળુ અને ન્યાયી ખુદાએ નિર્માણ કરેલો સત્યનો માર્ગ દેખાડયો. પોતાની ખરી સમજવડે સત્યથી આકર્ષાઈ આ ઉંડા અને ખરા અંતઃકરણવાળા અરણ્યવાસીએ–કાળી તેજસ્વી આંખો અને ઉંડા અને નમ્ર જીવનવાળા પુરૂષે–લોકોને ખરા અંતઃકરણથી પોતાનો સંદેશો પહોંચાડયો. તે પોતાના મીત્રો આગળ સત્યનાં ભાષણ કરતો. સ્વદેશીઓને ખરેખરૂં કહી સંભળાવતો. અને જનસમૂહને બોધ કરતો. તેની સ્ત્રી અને કેટલાક સાથીઓએ તેનું કહેવું માન્યું હતું; પણ બીજા લોકોએ તો તેને ગાંડોજ ગણી કહાડયો હતો. "

**મો. ટૉમસ કાર્લાઈલ**[2] લખે છે કે " હઝરત મોહમ્મદની ભાષા ભેદ ભરેલા શબ્દોથી મુક્ત હોવાથી હું તેમને વધારે પસંદ કરૂં છું. તે એક સાદા અને પોતાના જાતીબળ ઉપરજ આધાર રાખનાર અરણ્યવાસી છે. તે પોતે જે છે તે કરતાં વધારે હોવાનો ડોળ ઘાલતા નથી. તેમનાંમાં મિથ્યાભિમાન નથી. વળી તે પોતાને તદન હલકા પાડતા નથી. પોતાને હાથે સમારેલાં લૂગડાં અને પગરખાંમાં જેવા છે તેવાજ છે. તે ઇરાનના શાહો અને ગ્રીસના બાદશાહોને તેમની જે જે ફરજો છે તે ખુલ્લે ખુલ્લી કહી સંભળાવનારા છે. ' તને ઘટતું માન, ' એ શબ્દથી માલમ પડે છે કે તે પોતાને બરાબર જાણી રહેલા છે. તેમનામાં રસિક બાબતોને વૃથા ગણી મુક્તિ મેળવવાની વાત છે."

---

૧. માન્ચેસ્ટરવાળા મી. અબદુલ્લાહ કવીલીઅમ.

૨. ટૉમસ કાર્લાઇલના હિરો ઍન્ડ હિરો વર્શિપ નામના પુસ્તકમાં બીજું ભાષણ જુઓ.

**મી. ગીબન** લખે છે કે " મહાન હઝરતનો ભલો વિવેક શહેનશાહી ભપકાને ધિક્કારતો હતો. તેઓ પેગમ્બર હતા તો પણ ઘરનું સઘળું કામ જાતે કરતા હતા. આગ સળગાવતા, પુંજો વાળતા, બકરીઓ દોતા, અને પોતાનાં ખાસડાં તથા લૂગડાં જાતે સમારતા. તપશ્ચર્યનું કષ્ટ નાપસંદ કરી તેઓ વગર અભિમાને એક અરબ અને સીપાઇનો સાદો ખોરાક ખાતા. કોઈ આનંદનો દિવસ આવતો તો તેઓ પોતાના સાથીઓને ખાવા તેડતા અને સાદી અને ખરા અંતઃકરણની ભારે સામગ્રી કરી તેમને જમાડતા; પણ તેમની ઘર ખાનગી જીંદગી તો એવી હતી કે દિવસોના દિવસ વહી જતા હતા તો પણ તેમના ઘરનો ચુલો સળગતો નહોતો. તેમણે એક દાખલો આપ્યો હતો તે ઉપરથી દારૂ પીવાની મનાઇ કરવામાં આવી છે. તેઓ જવની સુકીપાકી રોટલી ખાઇને પેટ ભરી લેતા હતા. દુધ અને મધ તેમને પ્રીય હતાં; પણ તેઓ ઘણી વખત ખજુર અને પાણીથી ચલાવી લેતા હતા. "[1]

**રીતભાત**[2]—તેમની નમ્રતા, તેમની ઉદારતા, તેમના અંતઃકરણની પવિત્રતા, તેમની ઉમદા રહેણી, તેમની પરોપકાર બુદ્ધિ, તેમની પ્રબળતા, તેમનું તેજ, અને તેમની સમજશક્તિ માલિકે એવી બનાવી હતી કે જે કોઇ તેમને જોતું તેના મનમાં પૂજ્યભાવ ઉત્પન્ન થયા વગર રહેતો નહિ. દયા, વિનય, અને ધીરજનો તો તેમનામાં પ્રવાહ વહેતો હતો. તેઓ ગરીબ અને નિરાધાર માણસો સાથે માયા મહોબ્બતથી વર્તતા હતા. રંક માણસને નિર્ધન હોવાનાં કારણથી હલકો સમજતા નહોતા. તે કદાચ રસ્તામાં પણ કાંઇ કહેવા માગતો તો પોતે ઉભા રહેતા, અને તે ત્યાં બેસતો તો પોતે પણ તેની સાથે ભોંય ઉપર બેસી જતા. તેઓ ગરીબ અમીરમાં ભેદ સમજતા નહોતા. એક ગરીબ ડોસીની સાથે જઇને તેનું કામ કરી આપતા. લોકોને પોતે કહેતા કે " હું કાંઈ બાદશાહ નથી; પણ તમારા જેવો એક માણસ છું. મારાથી ડરશો નહિ." તેઓ માંદા માણસને જોવા જતા અને પોતાનાં મીઠાં વચનથી તેને દિલાસો આપતા. તેમની દયાવૃત્તિ કુદરતી રીતે ઘણીજ પ્રબળ હતી. કોઇને દુઃખમાં પડેલું જાણતાંજ તેને મદદ કરવા ચાલ્યા જતા. તે માણસ આવીને તેમની આગળ અરજ કરે એવી કદી પણ આશા તેઓ રાખતા નહોતા; પણ તેવાને તે પોતેજ શોધી કહાડતા. જે કોઈ પોતાને મળવા આવતું તેને માન આપતા.

---

૧. જુઓ મી. ગીબનકૃત " ડિક્લાઈન ઍન્ડ ફૉલ ઑફ ધી રોમન એમ્પાયર " પાન ૫૧૬. દસ વાનીઓથી ખાનારા લોકો પોતાના પેગમ્બરની રીત પ્રમાણે ચાલે તો કેવું સારૂં ?

૨. ખુલ્ક વિરેક.

કોઈની વાતને તોડી નાખતા નહોતા. તેઓ ગુલામનું નોતરૂં પણ કબુલ કરતા, અને લોકોને કહેતા કે મોટાઇમાં કાંઈ માલ નથી.

ઘરમાં ગાદી તકીએ બેસતા નહોતા. ઘરનું કામકાજ જાતે કરતા હતા. બજારમાંથી ચીજો લઈ આવતા, બકરીઓ દોહતા, લૂગડાં શીવતા અને બીજું એવું કામ પોતે કરી લેતા. પથારી મળતી તો તે ઉપર સુઇ રહેતા અને ન મળતી તો ભોંય સુઇ રહેતા. ઘણી વખત ચટાઇ ઉપર સુઈ રહેવાથી તેમના શરીર ઉપર તેનાં નીશાન પડી જતાં હતાં. લોકો તેમને માટે નરમ બીછાનું અને સારાં સારાં લૂગડાં તૈયાર કરવાનું કહેતા ત્યારે પોતે ફરમાવતા કે મારે દુનીયાથી કાંઇ કામ નથી. હું તો જેવી રીતે એક ઘોડે સ્વાર કોઈ ઝાડ નીચે આરામ લેવા થોભે છે અને ચાલતો થાય છે એવો છું. તેઓ વર્ષમાં ઘણા ભાગે રોજા રાખતા અને ખજૂર કે જવની રોટલી ખાઈ દહાડા કહાડતા. કાચું લસણ કે કાચી ડુંગળી જેવી દુર્ગંધવાળી કોઇ ચીજ ખાતા નહોતા. એક ગરીબ માણુસની માફક ખાઈ લેતા. ચાંદી સોનાના થાટ કે ચીનાઈ રકાબીઓમાં જમતા નહોતા. તેમનો પાણી પીવાનો પ્યાલો લાકડાનો હતો.[1] ખાવાનું ચાહે તેટલું હલકું હોય તો પણ તેમાં એબ કહાડતા નહોતા. કદાચ ખાવાનું મન ન થતું તો ન ખાતા; પણ તેમાં સ્વાદ નથી કે સારૂં નથી, એવું કદી કહેતા નહિ. ખાઈ રહ્યા પછી માલિકનો ઉપકાર માનતા અને કહેતા કે સર્વ તારીફ ખુદાને માટે છે જેણે આપણુને ખાવા પીવા આપ્યું છે અને ઇસ્લામ ધર્મ એનાયત કર્યો છે.

દુનિયાની ચાહે તેવી વાત હોય તો પણ તેમા તેમને ગુસ્સો ચડતો નહોતો. કોઇના હાથથી કાંઇ નુકશાન થતું અથવા કોઇથી કાંઇ કામ બગડી જતું તો તેને તેઓ મન પર લેતા નહોતા. તેમને ખાનગી કામમાં જરાએ ગુસ્સો નહોતો. હઝરત 'અનસ' કહે છે કે હું હઝરતની સાથે દસ વરસ રહ્યો પણ તેમણે મને 'ઉફ' સરખું કહ્યું નથી.[2] અલબત ધર્મની બાબતમાં તો તેમને ઘણું માઠું લાગતું. કદાચ કોઇથી નારાજ થતા તો મ્હોડું ફેરવી લેતા પણ તેને કાંઇ કહેતા નહિ.

જેની સાથે મુલાકાત થતી તેને પહેલાં સલામ કરતા. સામાવાળાના

---

૧. આ પ્રમાણે કેટલા લોકો પોતાના પેગમ્બરની રહેણી ઉપર ચાલે છે ?

૨. જુઓ મી. કુરેશી તથા મી. મોમિન કુત હઝરતનું જીવન ચરિત્ર.

સલામની રાહ જોતા નહોતા. તેની સાથે મુસાફો[1] કરતા અને તેની સાથે ખુશી રીતે વાત કરી તેને રાજી રાખતા. જે કોઇ તેમને બોલાવતું તેને "લબ્બૅક[2]" કરીને જવાબ આપતા. રસ્તામાં ચાલતાં છોકરાંઓ તેમની આજુબાંજુ ફરી વળતાં અને મહોબતથી તેમની સાથે ગેલ કરતાં.

બુજુર્ગો[3] અને આગેવાનોને માન આપતા. તથા ખાનદાન આબરૂદાર માણુસ ગમે તે કોમનો હોય તો પણ તેનું સન્માન રાખતા. કોઈ મંડળીમાં જતા તો બધાથી છેલ્લે એક બાજુએ બેસી જતા. બધાની વચમાં થઇ કદી આગળ વધવાનો કે ઉંચા સ્થાને બેસવાનો પ્રયત્ન કરતા નહિ. મિજલસમાં અસહાબો સાથે હળીમળીને બેસતા. ત્યાં લોકોને પોતે સૌથી પહેલાં સલામ કરતા. બીજાના સલામની વાટ જોતા નહોતા. નાનાં છોકરાંઓને પણ પોતે સલામ કરતા. મિજલસમાં કદી બેઅદબીથી બેસતા નહિ, કે લોકો પોતાને વધારે માન આપે અગર ભારે ઠાઠથી સત્કાર કરે એવી ઇચ્છા રાખતા નહિં. ઘણાં માણસો સાથે વાત કરવાનો પ્રસંગ આવતો તો વારા ફરતી તેમની સામુ જોઇ તેમની સાથે વાત કરતા. એકની સાથે વાત કરી બીજાને પડતો મેલતા નહોતા. માણસની સમજ શક્તી જોઇને સુખન કહાડતા અને કહેતા કે જે વાતમાં કાંઇ લાભ ન હોય તે કરવામાં માલ નથી. કોઇ દિવસ મોટા સ્વરે બોલતા નહિ. જે કહેવું હોય તે ધીમેથી કહેતા. કોઈ દહાડો ખડખડ હસતા નહોતા. ખુશી થતા તો માત્ર મ્હોડું મલકાવતા. બધાથી હળીમળીને ચાલતા. કોઇને નારાજ કરતા નહિ. પોતાની ઉમ્મતની[4] ઘણી કાળજી રાખતા. તેમની પાસે આવનારાઓમાંનું કોઇં ગેરહાજર રહેતું તો તેની ખબર પૂછતા અને તેના સમાચાર મંગાવતા.

જે કોઇ તેમની સાથે દુશ્મનાઇ કરતું તેના ઉપર તેઓ ઉપકાર કરતા અને માફી આપતા. કદી ખોટું ભાષણ કહાડતા નહોતા. કોઇને ગાળ દેતા નહોતા. સખતમાં સખત વચન તેઓ એ કહેતા કે "એના કપાળ ઉપર કાદવ પડજો." દુશ્મનોએ જ્યારે તેમને મ્હેણાં[5] મારી તથા ખરૂં

---

૧. હાથ મેળવવો. જ્યાં સુધી સામાવાળો હાથ ન છોડે તો ત્યાં સુધી પોતે છોડાવતા નહીં. આથી જણાય છે કે મુસાફો કરવો જોઇએ.

૨. જી. હાજર છું.

૩. મહાત્માઓ.

૪. શિષ્યો, અનુયાયી પ્રજા. followers.

૫. અબતર—( વાંઝીઆ મ્હેણું ) પેયગમ્બર સલ્અમના બે દીકરા હતા અને તે એક નહાની ઉમરમાંજ આ દુન્યાથી કુચ કરી ગયા હતા

ખોટું કહી તેમને ઘણું દુઃખ દેવા માંડ્યું ત્યારે લોકોએ કહ્યું કે "એમને શ્રાપ આપો." ત્યારે પોતે કહ્યું કે "ખુદાએ મને શ્રાપ માટે મોકલ્યો નથી. પણ આશીર્વાદ માટે મોકલ્યો છે."

તેઓ હમેશાં નીચી નજરથી ચાલતા. વધારે વખત ચુપ રહેતા. જરૂર વગર બોલતા નહોતા. જ્યારે બોલતા ત્યારે તેમના શબ્દો એવા જોસભેર નીકળતા કે સાંભળનારનાં અંતઃકરણ ઉપર અસર થતી. સારી વાત સિવાય બીજું કાંઇ બોલતા નહિ. મોટાઈ કરવી, રકઝક કરવી, ખોટું બોલવું એ વાતોનો તો તેમને વા પણ વાયો નહોતો. કોઇને પોતાનાં વખાણ કરવા દેતા નહોતા. પોતાની સાથેનાં માણસનો ઘણો ખ્યાલ રાખતા. તેમને કોઇ વાતે હેરાન થવા દેતા નહિ. કદી રાત્રે ઘરમાંથી ઉઠીને બહાર જવું પડતું તો ધીરે રહીને જોડા પહેરતા, ધીમેથી ચાલતા, અને આસ્તે રહીને કમાડ ઉઘાડતા. કદી મોડેથી ઘેર આવતા ત્યારે પણ સઘળું કામ ધીરેથી કરતા કે કોઈની ઉંઘ બગડે નહિ.

કોઈ પોતાની પાસે કાંઈ ચીજ માગતું તો તેને આપી દેતા. માગનારને કોઈ દિવસ તેમણે પાછો કહાડયો નથી.[1] પોતાની પાસે હોય તો આપી દેતા અને જો નહોય તો મિઠાશથી વાત કરી બીજી વખત આવ-

---

આથી હઝરતના વીરોધીઓ કહેતા કે આ માણસ (એટલે પેયગમ્બર સલ્લઅમ) ના ધાર્મિક બખેડા તેની જીંદગી સુધીનાંજ છે, કેમકે તે પોતે "અબતર" છે. એક વખત આસ-બીન-વાએલ પેગમ્બર સલ્લઅમને રસ્તામાં (બની સહમના દરવાજા આગળ) મળ્યો. હઝરત તેની સાથે થોડીકવાત કરી ચાલ્યા ગયા. તેટલામાં કુરેશના કેટલાક સરદારોએ મજકુર માણસને પુછયું કે તું કોની સાથે વાત કરતો હતો ? ત્યારે તેણે જવાબ આપ્યો કે હું તે "અબતર" સાથે વાત કરતો હતો. જ્યારે હઝરતને આ વાતની ખબર પડી ત્યારે પોતે જરા દિલગીર થયા. આથી ખુદાવંદ પાકે તેમને દિલાસો આપ્યો કે તમારે દીકરો નથી પણ તમામ દુનિયાની સપાટી ઉપરના મુસલમાનો જે કયામત સુધી થતા રહેશે તે સર્વ તમારા ફરજંદ છે, બલ્કે દીકરાઓ કરતાં પણ વધારે તમારી તાબેદારી કરશે. દીકરાથી અસલ મતલબ નામ કાયમ રહેવાનાં છે તો તમારા દીનની જડ કયામત સુધી નાબુદ થનાર નથી, અને ખરેખર તમારો દુશ્મન તે પોતેજ વાંઝીઓ (અબતર) છે. આ વાત બેશક ખરી પડી; કારણકે હઝરતના ગુલામો દુનીયા ઉપર ચાલીસ કરોડ મોજુદ છે, અને તે અબતર કહેનારાઓને યાદ કરનાર એક પણ ઇસમ નજરે પડતો નથી. આથી સાબિત થાય છે કે ખરા વાંઝીઆ એ લોકોજ છે. જુઓ મી. ઇબ્રાહીમ હુસેનનું "પર ધર્મીઓના વિચારો" નામનું પુસ્તક.

૧. આ ઉદારતા શું જેવી તેવી છે ?

વાતું કહેતા. તેમણે પોતાની પાસે જે કાંઇ આવ્યું તે ગરીબ ગરબાને માટે લુટાવી દીધું. તેમની હાજતો પુરી પાડતા અને તેમને રાજી રાખતા. ઘર વિનાનાં માણસોને પોતાના ઘર આગળ મસ્જીદમાં સવડ કરી આપતા, અને પોતાની સાથે રાખી તેમને દરેક વાતે મદદ કરતા. પોતે મોટાઇનો જરાપણ ખ્યાલ રાખતા નહોતા. લોકો તેમને પોતાના સરદાર તરીકે સમજતા હતા; તો પણ તેઓ ફુલાઈ જતા નહોતા. એક વખત એવું બન્યું કે તેઓ પોતાના અસહાબો[1] સાથે જંગલમાં ગયા. રસ્તામાં રસોઇનો વખત થઇ જવાથી બધાઓએ મળી રાંધવાની તૈયારી કરવા માંડી. દરેક શખ્સે થોડું થોડું કામ ઉપાડી લીધું. જ્યારે તેમને ભાગ કાંઇ ન આવ્યું ત્યારે તેમણે કહ્યું કે "હું લાકડાં વીણી લાવીશ." લોકોએ ઘણુંએ ના કહ્યું; પણ તેમણે કહ્યું કે "જે માણસ માન ધારણ કરી ખાઇને બેસી રહે છે તેને ખુદા પસંદ કરતો નથી." એમ કહી તેઓ જંગલમાં ગયા અને લાકડાં વીણી લાવ્યા.

કોઇ તેમના ઉપર સખતી કરતું તો તેનો બદલો લેવા ચાહતા નહિ. તેમણે કોઇ દિવસ પણ નોકર ચાકર કે બીજા કોઇને માર્યો નથી. તેઓ લોકો સાથે હસમુખ રહેતા; પણ ખુદાના કામમાં કોઇનો પક્ષપાત રાખતા નહોતા. તેના ફરમાનો ઉઘાડે છોગે સંભળાવી દેતા, પણ કોઇનાં છિદ્ર ઉઘાડતા નહિ. મોટા મોટા અમીરોએ તેમને જો તેઓ તેમના મતને મળતા થાય તો જોઇએ તેટલાં સાધનો પુરા પાડવા ઇચ્છા બતાવી; પણ તેમણે દ્રવ્યને લાત મારી. બેહદ આફતો વેઠી પણ સત્યથી ડગ્યા નહિ. તેમનો મદદગાર ખુદા સિવાય બીજો કોઈ નહોતો. ઘરબાર, સગાં વહાલાં, અને દેશ તજ્યો, ખુદાનો મહિમા જાહેર કરતાં લાખો સંકટો માથે આવી પડયાં તે વેઠયાં, તેમના શિષ્યોને દુશ્મનોએ ધગધગતી રેતી ઉપર સુવાડયા, તેમની છાતી ઉપર પથરા મૂકયા, કેટલાકને મારી નાખ્યા અને કેટલાકને કેદ કર્યા; પણ તેમના શિક્ષણમાં ખામી આવી નહિ

એક વખત એવો હતો કે દુશ્મનો તેમના લોહીના તરસ્યા થઇને ફરતા હતા. આટલી વિશાળ પૃથ્વી પણ તેમને જગા આપી શકતી નહોતી. ચારે તરફ અહીં તહીં ફરી દિવસો ગાળતા પણ સત્યથી ડગતા નહોતા. ખરેખર મહાન પુરૂષોની કામત પોતાના વતનમાં થોડીજ થાય છે. સ્વદેશ કરતાં પરદેશમાંજ તેઓ વધારે મનાય છે. આખી દુનિયાના મહાન પુરૂષોનાં ચરિત્રો જોશો તો તે આ બાબતની સાખ પુર્યા વગર રહેવાનાં નથી.

---

1. સાથીઓ—Companions

તેઓ દરેક કામ બિસ્મિલ્લાહ[1] બોલીને કરતા. કુરાન શરીફ પઢતા[2] અથવા બીજા કોઇને પઢતાં સાંભળતા તો ખુદાના ડરથી શોચમાં પડી જતા અને ઘણી વખતે રડતા. તેના ખ્યાલમાં ને ખ્યાલમાં ઉંઘતા પણ નહિ. ઉઠતાં, બેસતાં હમેશાં ખુદાને યાદ કરતા, અને તેની એટલી બધી બંદગી કરતા કે નમાઝ પઢતાં પઢતાં પગ પણ સૂજી જતા.[3] તેઓ કહેતા કે " માણસ સિજદો[4] કરતી વખતે તદન ખુદાની નજદીક પહોંચી જાય છે." તેમનો વિશ્વાસ એવો દઢ હતો કે આખું અરબસ્તાન તેમનું દુશ્મન થઇ બેઠું હતું; તોપણ તેમણે કોઇની પરવા રાખી નહી. તેઓ ખુદા ઉપર ભરોસો રાખી ઉઘાડે છોગે દુશ્મનોમાં ફરતા અને તેમના ખોટા રિવાજો તરફ ધુજારો મચાવતા.

તેમની પવિત્રતા, સત્યતા, અને નેક નિષ્ટા એવી હતી કે લોકો તેમને અસલથીજ "સાદિક[5]" અને "અમીન[6]" કહી બોલાવતા હતા. પાછળથી તમામ અરબસ્તાનના ધણી થયા હતા; પણ તેમની રીતભાત બદલાઇ નહોતી. એક દિવસ પોતાની ચડતીના વખતમાં મહાન હઝરત બીબી ફાતમાના ઘેર ગયા તો પોતે ખુશી થઈ પોતાના પિતાને લેવા માટે ઘરના બારણા સુધી ગયાં. તે વખતે તેમના હાથમાં રૂપાનાં કડાં પહેરેલાં હતાં અને દરવાજા આગળ એક સુંદર લુગડું લટકાવેલું હતું. આ બંને ચીજો જોતાંજ હઝરત ઘરમાં ન પેસતાં પાછા ફરી ગયા. જનાબ બીબી ફાતમા રદી૦ આથી ઘણા અફસોસમા પડી ગયાં અને મનમાં કહેવા લાગ્યાં કે હઝરતને આ ચીજોને લીધેજ માઠું લાગ્યું હશે તેથી તેમણે એ કડાં તથા પેલું લુગડું લઇને પોતાના બંને ફરજંદ હઝરત ઈમામ હસન અને હઝરત ઈમામ હુસેનને તેમની સેવામાં મોકલ્યા અને કહ્યું કે હઝરત સલ્અમને જઇને કહેજો કે ફક્ત આ બે ચીજોજ ઘરમાં આવવા પામી છે. બીજી કાંઈ ચીજ આવી નથી. માટે એ બંને આપ લઈ લો અને આપની મરજી પ્રમાણે તેનો ઉપયોગ કરો. આથી પોતે ઘણા ખુશ થયા અને પોતાનાં બાળકોને આશિર્વાદ આપી એક માણસને હુકમ કર્યો કે આ કડાં ટીપાવીને પતરું બનાવી તેના નાના નાના

---

૧. પ્રથમ ખુદાનું નામ લેવું તે. ૨. વાંચતા.

૩. ઈબાદત કરનારાઓએ આનો વિચાર કરવો જોઇએ.

૪. નમાઝ પઢતી વખતે માથું જમીન ઉપર મુકવું. ખુદાને પગે લાગવું. Prostration.

૫. પ્રમાણિક. ખરો—True.

૬. ઇમાનદાર—દયાનતદાર. સત્યનિષ્ઠ—Trustworthy. Upright. Honest. Trusty.

કટકા કરો. કટકા થયા પછી તેમણે એ કટકા તથા લુગડું મસ્જીદમાંના ગરીબ લોકોને વહેંચી આપ્યું. અને પોતે રાજી થઇ બીબી ફાતમાના ઘેર જઇ ફરમાવ્યું કે બેટા, દુનિયાના ઘરેણાથી આપણને કાંઇ લાભ નથી. ખુદાતાલા પોતાનાં ઘરેણા પહેરાવે તો બસ છે. ખુદાની પાસે જે ચીજો છે તે દુનિયાની ચીજોથી ઘણીજ ચડીઆતી છે. જો તારા બાપને ધન દોલતની જરૂર હોત તો ખુદા અરબસ્તાનના કાંકરાની માફક પણ સોનાના ઢગલા કરી નાખત પણ મારે ધનની બીલકુલ તમા નથી. મને તો આજના દિવસનું મળે એટલે બસ છે કે હું તે ખાઇને માલિકનો ઉપકાર માનું, અને બીજા દીવસના ખાણાને માટે ખુદા આગળ યાચના કરૂં કે તેને ભુલી જવાનો વખત આવે નહીં.[1]

એક વખત એવું બન્યું કે મહાન હઝરત એક યહૂદીના ત્યાં કેટલીક ચીજો ખરીદ કરવા ગયા; પણ પાસે પૈસા નહીં હોવાથી યહૂદીએ કહ્યું કે કાંઇ ફિકર નહીં આટલી મુદતમાં આપજો એમ કહી વાયદો કર્યો. યહૂદીના મનમાં આવ્યું કે તેમને સતાવવાનો ઠીક પ્રસંગ હાથ આવ્યો છે એમ જાણી તે યહૂદી મુદત પહેલાં પૈસા માગવા ગયો. હઝરતે કહ્યું કે હજુ તમારી મુદત બાકી છે ને હમણાથી પૈસા માગો છો. તો તેણે કહ્યું કે મને તો હમણાજ જોઇશે. હું વધારે વાર થોભી શકતો નથી. ગમે તેમ કરી હમણા ને હમણા મારા પૈસા પતાવી દો. હઝરતે ધારેથી કહ્યું કે તમારે પૈસાની જરૂર પડી હશે તે હું સમજું છું; પણ હમણા મારે પૈસા લાવવા કયાંથી ? જ્યારે મારા ઘરમાંજ નથી તો પછી હું કયાંથી આપું ? યહૂદીએ કહ્યું કે જો પૈસા નહીં આપો તો હું તમને જવા દઇશ નહીં. હઝરતે કહ્યું ભલે તમારી મરજી. તમે કહેશો તો હું તમારી પાસે બેસી રહીશ. એમ કહી પોતે બેશી રહ્યા. યહૂદીએ પણ તેમને બીજા દીવસ સુધી છોડયા નહીં. હઝરતે નમાજ પણ ત્યાંજ પડી. અસહાબોને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેઓ યહૂદીના આવા વર્તનથી ઘણા નારાજ થયા અને હઝરતને કહેવા લાગ્યા કે એ શું વાત છે કે એક આવો માણસ આપને રોકી રાખે અને અમે મુંગે મહોડે જોયા કરીએ. ત્યારે પોતે ફરમાવ્યું કે મારે માટે કોઇ ઉપર કાંઈ પણ જબરજસ્તી થાય તે હું જોવા માગતો નથી. હું એનો કરજદાર છું. મારી પાસે હાલ એક પાઈ સરખી પણ નથી, તો પણ હું તેના પૈસા ચુકવી આપવા બંધાએલો છું. જ્યાં સુધી પૈસા ન ચુકે ત્યાં સુધી તે મારા ઉપર કબજો રાખવા માગે છે તો ભલે, હું તેની મરજી ઉઠાવવા રાજી છું. આ પ્રમાણે કહી પોતે તેના હવાલામાં સવાર

---

૧. દીનના આગેવાન ગણુતા લોકોએ આ બાબત ધ્યાનમાં રાખવાની છે.

સુધી બેસી રહ્યા અને ત્યાંજ ખુદાની બંદગી કર્યા કીધી. હઝરતની આટલી બધી નરમાશ જોઇને તે યહુદી ઘણોજ અજાયબ થયો. તેની ખાતરી થઈ ગઈ કે સાધારણ માણસમાં આવા ગુણ હોયજ નહી. બેશક હઝરત ખરા પેગમ્બર છે એમ કહી હઝરતને નમી પડયો અને ઇસ્લામમાં દાખલ થયો.[1]

એક વખત લડાઇમાંથી દુશ્મનોનો કેટલોક માલ મુસલમાનોના હાથ આવ્યો હતો તે જાણી એક જંગલી અરબ તે લેવાના ઇરાદાથી મહાન હઝરત પાસે આવ્યો. આ વખત હઝરત સલ્અમ ખભે પીછોડી નાખીને બહાર જતા હતા તે તેને રસ્તામાં મળ્યા. પેલો જંગલી માલની લાલચમાં એવો અંધ બની ગયો હતો કે તેણે એકદમ મહાન હઝરતની પીછોડી પકડી અને એવા જોરથી આંચકો માર્યો કે હઝરત ઠેઠ તેની છાતી સુધી ખેંચાઇ ગયા, અને પીછોડીની જાડી કોરની ગરદનમાં ગાંઠ પડી જવાથી શરીરે લીલઝામો પડી ગયો. તે જંગલીએ તોછડાઇથી કહ્યું કે હે મોહમ્મદ આવેલો માલ કાંઈ તમારા એકલાનો નથી. આથી પોતે તેને હસ્તે ચહેરે શાંત પાડયો અને તેના કહેવા પ્રમાણે માલ આપી રાજી કરી વિદાય કર્યો.[2]

જેવી રીતે તેમને લોકો માટે પ્રથમ લાગણી હતી તેવીજ પાછળથી પણ કાયમ હતી. દુર્દશામાંથી સારી હાલતે પહોંચ્યા પછી માણસના સ્વભાવમાં ફેર પડે છે; પણ તેમની રૂઢી તો હમેશાં એકજ હતી. તેઓ હમેશાં ગરીબાઇમાંજ આનંદ માનતા. તેઓ કહેતા કે " હે ખુદા! મને ગરીબીમાં રાખજે ગરીબીમાં જીવાડજે, ગરીબીમાં મારજે, અને ગરીબીમાંજ ઉઠાડજે. " ગરીબ ઘરમાં વસનારા સુંદર આત્માઓ! તમે ભલે સદા ગરીબજ રહો. તમને શ્રીમંતોની શી પરવા છે! શ્રીમંતોને તમારાં જેવાં સુખ, શાંતિ અને આનંદ કયાં છે!

તેઓ આખા અરબસ્તાનના ધણી હતા, પણ તેમણે દેશની પેદાશમાંથી પોતાના ખાનગી ખરચ માટે એક પઇનો પણ ઉપાડ કર્યો નથી. તેમણે અમીર અથવા સરદારોની માફક ભવ્ય મકાનો કે દિવ્ય મહેલો બનાવ્યા નહોતા. ઘરની સ્ત્રીઓને સારાં સારાં લુગડાં ઘરેણા ઘડાવી આપ્યાં નહોતાં. પોતાને માટે કાંઇ ઉમદા ઉમદા લિબાસ તૈયાર કરાવ્યા નહોતા. સુવા માટે છતરી પલંગ, કમાનદાર ઢોલીઓ કે રૂની તળાઇ વાળી હીંચોળા ખાટો

૧. લોકોનું લઇને ઇનકાર કરનારા, પરાયાની મિલકત પચાવી પડનારા તથા દેવાળાં કાઢી લોકોનાં નાણાં ખોટાં કરનારા માણસો પોતાને મુસલમાન કહેવા પહેલાં આ ઉપલી વાત ધ્યાનમાં રાખે તો કેવું સારૂં ?

૨. માલ માટે ગરીબોના દિલ દુઃખાવનારાઓએ આથી ધડો લેવો જોઇએ.

રાખ્યા નહોતાં. તેમણે એટલે સુધી સાદાઇ રાખી હતી કે રાત્રે દીવો અગર બત્તી ન મળતી તો પણ ચલાવી લેતા; અને જે કાંઇ પાસે આવતું તે ગરીબ માણસો, નિરાધાર બાળકો, અને અનાથ વિધવાઓને વહેંચી આપતા.[1] ગુજરાન માટે જવની રોટલી પણ પુરી મળતી નહોતી, અને છેવટ છેવટ તો એવો વખત આવી ગયો હતો કે તેમનું પહેરવાનું બખતર પણ થોડા જવ પેટે ધરેણે મુકવું પડ્યું હતું. આખરી વખતમાં દવા કરાવવા જેટલા પૈસા પણ ઘરમાં નહોતા. તેમને પેગમ્બરની જે પદ્વી મળી હતી તે ધર્મનો ફેલાવ કરવા માટે હતી અને ધર્મ તરફજ તેમનું લક્ષ હતું. ધન, આબરૂ, અને હુકમતની કાંઇ પરવા નહોતી. તેમના ઘણા સગા પૈસાવાળા હતા. બીબી ખદીજાની સાથે લગ્ન થવાથી પણ પૈસો મળ્યો હતો. વળી મક્કાના અમીરો તેમને પોતાના મતને મળતા થાય તો હજારો રૂપીઆ આપવાનું કહેતા હતા. પૈસો મેળવવાનું જોઇએ તેટલું સાધન હતું, ત્યારે આબરૂ નહોતી એમ નહિ. તેમનું કુરેશી ખાનદાનમાં પેદા થવું એજ તેમના માટે ભારે આબરૂ હતી; કારણકે કુરેશી ખાનદાન સૌથી ચડીઆતું ગણાતું હતું. કાબાના ધામની દેખરેખ રાખવાની સત્તા અને તેના અંગે મક્કાની હુકમત અસલથી તેમ નાખાનદાનમાં હતી. આવી રીતે ધન, આબરૂ, અને હુકમત એ ત્રણે મેળવવાના સંજોગો તેમને માટે હતા. પણ તેની પરવા નહિ કરતાં તેમણે સત્યધર્મના ફેલાવ માટે ગરીબાઇમાં દિવસ કહાડયા. તેમણે જોઇ લીધું હતું કે લાલચ એ એક મોટી નાશકારક વસ્તુ છે, તે સર્વ પાપોનું મૂળ છે, અને ધીરે ધીરે તેનું જોર વધી જતાં તે મનુષ્યના બીજા સારા ગુણોને પણ ધૂળમાં મેળવી દે છે, માટે મનુષ્યે લાલચથી દુર રહેવામાંજ તેનું કલ્યાણ છે. આવા વિચારથી તેઓ વારંવાર પરમાર્થની પ્રશંસા કરતા અને લોકોને ધનને દાટી નહીં રાખતાં સારા માર્ગે વાપરવાનો હમેશાં ઉપદેશ કર્યા કરતા. તેમણે લોકોને ખોટા રસ્તેથી બચાવવા માટે ખુદાતાલાના હુકમથી સત્યધર્મ સ્થાપ્યો. તેમાં તેમનો હેતુ કાંઇ આબરૂ મેળવવાનો, નામના કહાડવાનો, ધન મેળવવાનો મોટા કહેવડાવવાનો, કે બાદશાહ થવાનો નહોતો પણ માત્ર લોકોનું કલ્યાણ કરવાનો હતો. આખરી વખતે ઘરમાં સાડા ત્રણ રૂપીઆ જેટલી જુજ રકમ રહી હતી તે પણ ગરીબોને અપાવી દેવડાવી. અને કહ્યું કે એક પૈ પણ મારી પાસે હોય તેવી હાલતમાં હું માલિકની રૂબરૂ જવા ઇચ્છતો નથી.[2] તેમનામાં

---

૧. પોતાને વારેસુલ અંબીયા કહેવરાવનારા લોકોએ આ બાબત ખાસ ધ્યાનમાં લેવા જેવી છે.

૨. પૈસા ભેગા કરવાની લાલચ ધરાવનારા આલિમો આ વાત ઉપર ધ્યાન આપે તો ઈસ્લામને ફાયદો થયા વિના રહે નહી.

જરા પણ લાલચ કે કપટ હોત તો તેઓ ધીમે ધીમે સઘળું ધન કબજે કરી એક લખપતિ થઇ બેઠા હોત, અને સાહેબીથી એશ આરામમાં જીંદગી ગુજારી હોત. આખું અરબસ્તાન તેમને માનતું હતું; પણ કોઈ દહાડો તેમણે મોટાઇ કરી નથી. **મી. ઇર્વીંગ** લખે છે કે "તેમની લશ્કરી ફતેહમંદીએ તેમના મનમાં ગર્વ કે મિથ્યાભિમાન પેદા કર્યું નહોતું. જો સ્વાર્થની રૂએ એ ફતેહમંદી મેળવવામાં આવી હોત તો એવું થયા વિના રહેત નહિ. તેમણે પોતાની રીતભાત અને દેખાવમાં જેવી રીતે દુઃખના દિવસોમાં સાદાઇ રાખી હતી તેવી ચડતીના દિવસોમાં પણ રાખી હતી. બાદશાહી દમામની વાત તો બાજુ ઉપર રહી પણ મકાનમાં પેસતી વખતે પણ કદાચ કોઇ તેમને હદથી વધારે માન આપતું તો તેમને ઠીક લાગતું નહિ. કદાચ તેમણે આખી દુનિયા ઉપર અધિકાર મેળવવાની આશા રાખી હોય તો તે માત્ર ધર્મને માટે હતી. દુનિયાની સત્તા જે તેમના હાથમાં ઉછરી હતી અને જેનો ઉપયોગ તેઓ કાંઇ પણ ઠાઠમાઠ વગર કરતા હતા તેને પોતાના કુટુંબમાં કાયમ રાખવા તેમણે કાંઇ પણ પગલું ભર્યું નથી.[1] "

એક દિવસ મહાન હઝરતને તેમની દીકરી બીબી ફાતમાએ કહ્યું કે બાવા સાહેબ મારે એક લોંડીની જરૂર છે માટે લાવી આપો તો સારૂં કે મારી તકલીફ દુર થાય. આ સાંભળી મહાન હઝરતની આંખમાંથી આંસુ ટપકવા લાગ્યાં અને ફરમાવ્યું કે બેટા મસ્જીદમાં ચારસો માણસ તારા કરતાં પણ માઠી સ્થીતીમાં પડેલા છે, અને મને પ્રથમ તેમની તકલીફ દુર કરવાનો ખ્યાલ છે. તેમની તકલીફ દુર થશે ત્યારે તારે માટે લોંડીનો વિચાર કરીશ, પણ તું તારા ઘરમાં જાતે કામ કરશે તો તેનો બદલો ખુદા તરફથી તને મળશે, અને જો લોંડી કામ કરશે તો તારૂં પુણ્ય તે લઇ જશે પછી તો તારી મરજી.[2]

તેમણે માલિકે પોતાને સોંપેલું કામ પુરેપુરૂં કરી દેખાડયું. ખુદાનાં ફરમાનો લોકોને ઉઘાડે છોગે કહી સંભળાવ્યાં અને તેમને પવિત્રતાના માર્ગે લાવવા ધર્મશાસ્ત્રના નિયમો શીખવાડયા.[3] જંગલી લોકો જે મૂર્તિપૂજા અને વહેમના ખાડામાં પડેલ હતા તેમને વિશુદ્ધિના માર્ગ ઉપર લાવી તેમના મન

---

૧. Irving's "Life of Mahomet" મી. ઇર્વીંગ ઇસ્લામના પાકા વિરોધી ગણાય છે તો પણ તેમને પણ આટલું તો ન છુટકે કહેવું પડયું છે.

૨. પોતાના પેગમ્બરની આ રહેણી લોકોએ ભુલવી જોઇતી નથી.

૩. જુઓ કુરાન શરીફ, સૂરતુલ-જુમા, આયત ૨.

ઉપર ખરા ખુદાની છાપ બેસાડી, અને જે લોકો રાત દિવસ લડી મરતા હતા તેમને તેમણે પ્રીતિની પવિત્ર ગાંઠથી સજ્જડ કર્યા.

પ્રથમ સ્ત્રીઓને બાપની લાખો રૂપીઆની પુંજીમાંથી કાંઈ પણ વારસો મળતો નહોતો.[1] મરનારના સગા તેની બધી પુંજી બથાવી પડતા અને તે બિચારીને ખાલી હાથે રાખતા. તેની કોઇ દાદ કે ફરિયાદ સાંભળતું નહિ. જ્યારે આવું હતું ત્યારે મા, બહેન, સ્ત્રી કે છોકરી સાથે મર્યાદાથી વર્તવું, અને તેમની સાથે વિનયથી બોલવું તો હોયજ ક્યાંથી ? એક માણસ દસ, પંદર, કે વીસ સ્ત્રીઓ પરણતો અને તેમની સાથે ગમે તેમ વર્તતો પણ કોઇથી કાંઇ ચું કે ચાં થઇ શકતું નહોતું, અને વળી મરજીમાં આવે ત્યારે ગમે તેને હાંકી મૂકતો.

આ દુઃખને લીધે કેટલાક લોકો પ્રથમથી પોતાની છોકરીઓને જીવતીને જીવતી દાટી દેતા, યા તો જન્મતાંજ કુવા અથવા ખાઇમાં નાંખી દેતા કે રખેને તે દુશ્નોના કબજામાં જઈ તેમની ગુલામગીરી કરી પોતાના કૂળને હલકું પાડે.[2] આવો ખ્યાલ હોવાથી છોકરી પેદા થતાંજ ઘરમાં મહોકાણ મંડાતી. જો કોઇ માણસની મરજી પોતાની છોકરીને જીવતી રાખવાની હોય તો તે તેને ઉનના એક કપડામાં મૂકી જંગલમાં ઢોર ચારનાર પાસે મોકલાવી દેતો. પણ જો મારી નાંખવાની હોય તો છોકરી ૭ વરસની થતાં તેનો બાપ જંગલમાં જઈ એક ઉંડો ખાડો ખોદીને ઘેર આવી પોતાની સ્ત્રીને કહેતો કે છોકરીને સારાં કપડાં પહેરાવ, તેના માથામાં તેલ નાંખ, અને તેને સુગંધી લગાડ કે હું તેને દેવ દેવીનાં દર્શન કરવા લઇ જાઉં. તે તૈયાર થતી કે તેનો નિર્દય પિતા કહેતો કે " ચાલો આપણે દર્શન કરવા

---

૧. જુઓ નારાયણ હેમચંદ્ર કૃત હઝરત સલ્અમનું જીવન ચરિત્ર, પાનું ૨૩૮. તે કહે છે કે " હઝરત મોહમ્મદ સાહેબની વેળાએ કન્યાને પિતૃધનમાં કાંઇ અધિકાર નહોતો. પુત્ર હોય તો મુસલમાન દેશ સિવાય બીજા કોઈ દેશમાં પિતાના ધન ઉપર કન્યાનો કાંઈ અધિકાર નથી. સુધારાના ખ્રિસ્તીઓ અને સંસ્કૃત હિંદુજાતિ, પુત્ર હોય તો કન્યાને સઘળા અધિકારથી દૂર રાખવામાં આવે છે; પરંતુ સામ્યમંત્રમાં દિક્ષિત હઝરત મોહમ્મદ સાહેબે પુત્રને તેમજ કન્યાને પિતાના ધનની અધિકારી કરી છે. નારી જાતિના સંસારિક અધિકાર વિષે કોઇ પ્રાચિન ધર્મ પ્રચારકો આવા ભાવ પ્રતિષ્ઠિત કરી ગયા નથી. "

૨. લડાઈ વખતે અથવા બીજા કોઈ પ્રસંગે દુશ્મનોના હાથમાં જે કુટુંબની સ્ત્રીઓ સપડાતી તેની ઘણી હલકાઈ થતી, અને તેની બહાદુરીને મોટો ડાઘ લાગતો, કારણકે દુશ્મનો તેમને લોંડીઓ તરીકે ગણી ઘરમાં ઘાલતા.

જઇએ," એમ કહીને તેને પેલા ખાડા આગળ લઇ જતો, અને કહેતો કે "અંદર જો." જેવી તે નિર્દોષ બાળકી અંદર ઝાંખતી કે પેલો રાક્ષસ તેને ધક્કો દઇ ખાડામાં હડસેલી મૂકતો અને ખાડો પુરી નાખતો. આવી રીતે તે બિચારીને જીવતુંને જીવતું દટાવું પડતું. વળી કેટલાક તો જેવી છોકરી જન્મતી તેવીજ દાટી દેતા.[1]

કેટલાક માણસો પોતાના છોકરાઓનો પણ મૂર્તિઓ આગળ ભોગ આપતા. તેઓ પ્રથમ મૂર્તિની બાધા રાખતા કે "જો મને પાંચ સાત કે દસ છોકરા થશે તો એકનો હું ભોગ આપીશ. જ્યારે તેટલા છોકરા થતા ત્યારે તે એકનો ભોગ આપતો. હઝરત સલ્અમના ખાનદાનમાં પણ એવો દાખલો બન્યો હતો. કહે છે કે હઝરતના દાદા હઝરત અબદુલ–મુત્તલિબે બાધા લીધી હતી કે જો મને ઘણા દીકરા થશે તો એકનો હું મૂર્તિને ભોગ આપીશ. આખરે એમજ થયું. તેમને દસ પુત્ર થયા. તેમણે પોતાની બાધા ઉતારવાનો ઠરાવ કર્યો. કેટલીક રકઝક પછી નક્કી થયું કે હઝરત અબદુલ્લાહનો ભોગ આપવો. હઝરત અબ્દુલ–મુત્તલિબ તેમનો ભોગ આપવા તૈયાર થયા, અને જેવી તેમની ગરદન કાપવા જાય છે તેવોજ એક બુઝુર્ગ સખસ વચ્ચે પડયો અને કહ્યું કે "જો આ છોકરાને બદલે ૧૦૦ ઉંટનો ભોગ આપશો તો તમારી માનતા પુરી થશે." આથી હઝરત અબદુલ–મુત્તલિબે ૧૦૦ ઉંટોનો ભોગ આપ્યો અને હઝરત અબદુલ્લાહનો પ્રાણ બચ્યો.[2]

લોંડી ગુલામોની હાલત પણ ઘણી ખરાબ હતી. તેમના ઉપર ઘણી સખ્તી ગુજરતી હતી. લોંડીયોને જબરદસ્તીથી અનીતિના કામમાં સામિલ કરવામાં આવતી, અને લોંડી ગુલામો જાણે માણસ નથી એમ ધારી તેમના ઉપર જુલમ ગુજારવામાં આવતો.

થોડા વખત ઉપર અરબસ્તાનની આવી હાલત હતી; પણ ટુંક વખતમાં ત્યાં એક અજાયબ જેવો ફેરફાર થઇ ગયો. સત્યનો પવિત્ર આત્મા સઘળી ભૂમી ઉપર ફરી વળ્યો, અને તેણે અંધકારમાં ડુબેલા લોકોનાં અંતઃકરણમાં

---

૧. આ દુષ્ટ રિવાજ એકલા અરબસ્તાનમાં હતો એટલુંજ નહિં પણ દુનિયાના ઘણા ખરા ભાગમાં હતો. હિંદુસ્તાનમાં પણ કેટલાક હિંદુઓ છોકરીઓને મારી નાખતા અને દુધ પીતી કરતા, તેથી એ રિવાજ બંધ કરવા માટે સરકારને કાયદા પણ ઘડવા પડયા છે. આવો કાયદો ઈસ્લામે તેરસો વરસ ઉપર ઘડયો છે.

૨. હઝરત અબદુલ્લાહ મહાન હઝરત મોહમ્મદ પેગમ્બરના પિતા થતા હતા.

સત્યનો પ્રકાશ પાડી દીધો. જે દેશમાં કાયદા કાનુન અને નીતિવાળી વ્યવસ્થાનું નામ નહોતું તે એક રમણીય બગીચાની માફક થઈ ગયો, અને તેમાં લાંબા વખતથી જડ ઘાલી બેઠેલા પાપી રિવાજ જોતજોતામાં નાબુદ થઈ ગયા.

હઝરત સલ્અમે લોકોને સમજુત કરી કહ્યું કે કન્યાઓની હત્યા કરવામાં ઘણું પાપછે. તેમની આબરૂ અને સુખનો આધાર ઘણે ભાગે દેશની કેળવણી ઉપર છે. જો લોકો સત્યના માર્ગે કેળવાય અને કન્યાઓને સત્યની કેળવણી આપે તો દેશનું કલ્યાણ થયા વિના રહે નહિ. કન્યાઓની હત્યા કરવાની કાંઇ જરૂર નથી. ખુદા જેવું બીજાનું પોષણ કરે છે તેવું તેમનું પણ કરશે. જો તે તમને છોકરીઓ આપશે તો સાથે તેમનું પોષણ કરવાનાં સાધનો પણ આપશે.[1] "

હઝરત સલ્અમે બાંધેલા કાનુનથી હવે એવું થયું કે કોઈ પણ પોતાની છોકરીને હાથ લગાડી શકે નહિ એટલુંજ નહિ, પણ તેને હજારો રૂપીઆનો વારસો આપવામાં પણ કોઇથી ચું કે ચાં થઈ શકે નહિ. ઇનસાફ માગવા માટે જેટલો હક પુરૂષોનો હતો તેટલોજ સ્ત્રીનો થયો. માને માન આપવું, બહેન સાથે મિઠાસથી બોલવું, સ્ત્રી સાથે માયાથી વર્તવું, અને છોકરીનું પ્યારથી પોષણ કરવું એ કાનુનો હવે જારી થયા. સ્ત્રી સાથે તોછડાઇ વાપરવી એ ગૃહસ્થાઇથી ઉલટું ગણાવા લાગ્યું. કાબાની આસપાસ નાગા થઇ ફરવાનું, અને પારકા પુરૂષો સાથે બેસવા ઉઠવાનું બંધ થયું.[2]

**સ્ત્રીનો મરતબો.**—હઝરતનું એક અગત્યનું શિક્ષણ એ છે કે "સ્ત્રીને માન આપો." કુરાન શરીફમાં ફરમાવ્યું છે કે "હે માણસો! તમારા ખુદાનો ડર રાખો જેણે તમને એકજ જણમાંથી પેદા કર્યાં છે, અને તેમાંથીજ તેની સ્ત્રી પેદા કરી છે અને તે બેમાંથી ઘણાં પુરૂષો અને સ્ત્રીઓ ઉત્પન્ન કર્યાં છે. અને ખુદાનો ડર રાખો કે જેના નામથી તમે એક બીજા પાસે ( મદદ ) માગો છો, તેમજ સગાવાહલાં ( સ્ત્રીઓ ) નો ( ત્યાગ કરવામાં ડર રાખો એટલે તેમની નીગેહબાની રાખો ). ખરેખર ખુદા તમારી ઉપર નિગેહબાન છે.[3] વળી હઝરતે સ્ત્રીને "આખી દુનિયામાં એક બેમૂલ ચીજ" "ખુદાની કારીગરી," અને "માણસોની માતા" કહી છે. કુરાન શરીફમાં ફરમાવ્યું છે કે "અને તમે કદી શક્તિમાન નથી કે તમે

---

૧. જુઓ કુરાને શરીફ, સૂરત ૧૭, આયત ૩૦.

૨. શું આટલું બસ્ય! છતાં પણ કોઇ એમ કહી શકશે કે હઝરતે સ્ત્રી માટે કાંઇ કર્યું નથી?

૩. જુઓ કુરાને શરીફ સૂરતુન-નિસા આયત ૧

તમારી સ્ત્રીઓ સાથે ન્યાયથી વર્તો જોકે તેમ કરવા તમે ઇચ્છા રાખતા હોવ તો તમારૂં સઘળું વલણ એકજ તરફ કરો નહિ જેથી તમે બીજીને લટકતી જેવી રાખો. પણ જો તમે સલાહ કરો અને ડર રાખો તો ખરેખર ખુદા માફી આપનાર ( અને ) દયાળુ છે. "[1] વળી ફરમાવ્યું છે કે "પુરૂષો માટે તેમજ સ્ત્રીઓ માટે માબાપ અને સગાંવાહલાં જે પાછળ મૂકે તેમાં ભાગ છે, જોઇએ તો તે ઓછું હોય કે વધારે હોય. તેમાં ખુદા તરફથી ભાગ ફરજ થએલો છે. "[2] વળી ફરમાવ્યું છે કે " ( પરણેલી ) સ્ત્રીઓને તેમની મહેર ( સ્ત્રી ધન ) આપો જે તેમને એક બક્ષીસ છે. પછી જો તેઓ પોતાની ખુશીથી તેનો કાંઇ પણ ભાગ તમને બક્ષિસ આપે તો તે સુખે અને ખુશીથી તમે ખાઓ. "[3]

એક માણસે મહાન હઝરતને પુછ્યું કે " સ્વર્ગ કયાં છે " ત્યારે પોતે ફરમાવ્યું કે " માના પગ નીચે છે.[4] " ઇસ્લામમાં સ્ત્રીનો આવો દરજ્જો રાખવામાં આવ્યો છે.

વળી ઇસ્લામમાં સ્ત્રીને ખુદ મુખત્યાર ગણવામાં આવી છે. તે પોતાનું લગ્ન ગમે તેની સાથે પોતાની ઇચ્છા પ્રમાણે કરી શકે છે. જો ઉમર લાયક ન હોય અને કોઇએ તેનાં લગ્ન કરી આપ્યાં હોય તો ઉમર લાયક થતાં તે લગ્ન રદ કરવાની તેને સત્તા છે. વળી વારસો મેળવવાને પણ તે લાયક ગણાય છે. ચાહે તેટલા છોકરા હોય પણ છોકરીને તેના માબાપની પુંજીમાંથી ઇસ્લામ વરાડ પ્રમાણે વારસો અપાવે છે. છોકરાઓ આપવાનું ના કહે તો તેમનું કાંઈ ચાલે નહિ. છોકરાઓ તો ધંધોરોજગાર કરી ગમે તેમ કમાણી કરી પોતાનો કારભાર ચલાવશે પણ છોકરીથી કયાં જઈ શકાવાનું હતું. તેથી બધી બાબતનો વિચાર કરીને ઇસ્લામે સ્ત્રીને સર્વ બાબત માટે લાયક ગણેલી છે. વળી પોતાને મળેલા ધનની તે સ્વતંત્ર માલિક છે અને તેનો પોતાની મરજી પ્રમાણે ઉપયોગ કરી શકે છે.[5]

વધારે સ્ત્રીઓ પરણવાના રિવાજ ઉપર અંકુશ મુકવામાં આવ્યો.[6] અને

---

૧. જુઓ કુરાને શરીફ સૂરતુન-નિસા આયત ૨૯.

૨. જુઓ કુરાને શરીફ સૂરતુન નિસા આયત ૭.

૩. જુઓ. ,, ,, ,, આયત ૪

૪. જુઓ " ફેથ ઑફ ઇસ્લામ " પાન ૫૪.

૫. બીજાં શાસ્ત્રોની સરખામણીમાં શું ઈસ્લામ સ્ત્રી જાતને હલકી ગણે છે?

૬. જે સ્ત્રી તમને ઠીક લાગે તેની સાથે શાદી કરો. બે અથવા ત્રણ અથવા ચાર ( સાથે ); પણ જો તમને ધાસ્તી લાગે કે તમે ( તે બધી સાથે ) એક

બનતા સુધી એકજ સ્ત્રીથી સંતોષ માનવા ભલામણ કરવામાં આવી. સ્ત્રીઓને મલાજાથી રાખવી,[1] તેમની સાથે સન્માનપૂર્વક વર્તવું, અને તેમને ખરી અર્ધાંગના ગણવી વગેરેનું શિક્ષણ આપવામાં આવ્યું. એકથી વધુ સ્ત્રીઓ પરણી તેમને એક સરખી રાખવી એ ઘણુંજ મુશ્કેલ છે. જો એવી રીતે ન્યાય પૂર્વક ન રાખી શકે તો બીજા વધારાના લગ્નને ઇસ્લામ ઉત્તેજન આપવાનું પસંદ કરતો નથી.

સ્ત્રીના અબળાપણાનો ખ્યાલ રાખીને પતિ પત્નિમાં જે સંતોષ, પ્રેમ, મોહબ્બત, સંપ તથા એક બીજાની લાગણી હોવી જોઇએ તેને માટે કુરાને શરીફમાં સાફ હુકમ છે કે " સ્ત્રીઓ તમારો પોશાક છે અને તમે તેમના પોશાક છો."[2] એટલે જેવી રીતે લૂગડાં માણસ માટે સુખ, શોભા, તથા શરીર ઢાંકવાનાં સાધન છે તથા હમેશાં શરીરની સાથેજ રહે છે તેમ સ્ત્રીઓ પણ પુરૂષો માટે આરામ, પવિત્રતા, ઇમાનદારી, સુખ તથા સંતોષનું સાધન છે. વળી તે ઉપરાંત તેમને માટે કુરાને શરીફમાં ફરમાવ્યું છે કે " સ્ત્રીઓના પુરૂષો ઉપર એવાજ હક છે જેવા પુરૂષોના તેમની ઉપર છે "[3]

મીસ કીટ—લખે છે કે " હઝરત મોહમ્મદ પેગમ્બર સલ્અમના પ્રગટ થવા પહેલાં સ્ત્રીઓ પરણવાની કાંઇ સિમા નહોતી. જેમ માણસ પોતાની મરજીમાં આવે તેટલાં ઢોર ઢાંખર પાળવા સ્વતંત્ર છે તેવીજ રીતે તે પોતાની મરજીમાં આવે તેટલી સ્ત્રીઓ પરણવાનો અધિકાર ધરાવતો હતો. હઝરતે

---

સરખી રીતે નહિ વર્તી શકો તો માત્ર એકનીજ સાથે લગ્ન કરો. કુરાન શરીફ સૂરતુન્નિસા. આયત ૨. હાલમાં યુરોપમાં લડાઈને લીધે પુરૂષોની સંખ્યા ઓછી થઈ જવાથી અને સ્ત્રીઓની સંખ્યા વધી જવાથી વધુ સ્ત્રીઓ કરવાની છુટ આપવા વિચાર ચાલી રહયો છે. ત્યારે શું ઇસ્લામનો કાયદો લાગુ પડતો નથી?

૧. ઇમાનવાળી સ્ત્રીઓને કહે કે તેઓ પોતાની આંખો કાબુમાં ( હરામ ચીજ જોવાથી બંધ ) રાખે, અને પોતાનું પતિવ્રત સાચવી રાખે, ને પોતાની મેળે જણાય એવા શણગાર સિવાય બીજો શણગાર દેખાડે નહિ. શરીર યોગ્ય સ્થિતિમાં ઢાંકે. ધણી, બાપ, ધણીના બાપ, દીકરા, આગલા ઘરના ધણીના દીકરા, ભાઇ, બાપ, ભાઈના દીકરા, બહેનના દીકરા, સ્વધર્મી સ્ત્રીઓ જેનો પોતાનો જમણો હાથ માલિક થયો છે તે ( લોંડીઓ ) તથા એવા પુરૂષો જે પાછળ ચાલી ( ઘડપણ વિગેરેના કારણથી ) સ્ત્રીઓની હાજત રાખતા નથી તે સિવાય બીજા કોઇને પોતાનો શણગાર બતાવે નહિ. જુઓ કુરાન શરીફ સૂરતુન-નૂર, આયત ૨૯.

૨. કુરાને શરીફ—સૂરએ બકર. હુન્ના લેબાસુલ્લકુમ વ અન્તુમ લેબાસુલ લહુન્ના.

૩. કુરાને શરીફ સૂરએ-બકર.

પુરૂષોનો એ હક—એ અધિકાર કહાડી નાખ્યો. તેમણે સોસાએટીમાં જેટલી પદ્વી સ્ત્રીની વધારી શકાય તેટલી વધારી. સ્ત્રીઓને જેટલા હકો આપી શકાય તેટલા બધા હકો આપ્યા. જે સ્ત્રીઓ ઘરના રાચરચીલા અથવા ઢોર ઢાંખર કરતાં વિશેષ ગણાતી નહોતી તેમને "માતા" નો ટાઇટલ આપ્યો અને ફરમાવ્યું કે **"સ્વર્ગ એ તમારી માતાઓના પગ નીચે છે"**[1]

મહાન હઝરતના શિક્ષણથી ભયંકર ગુલામગીરી નાબૂદ થઇ ગઇ. મુસલમાનો એક બીજાના ભાઇ છે. એક ભાઈ બીજા ભાઇનો ગુલામ થઇ શકે નહિ. ગુલામો આપણા જેવાજ માણસ[2] છે માટે તેમને તેમની મરજી વિરૂધ્ધ આપણા તાબેદાર બનાવવા અને તેમની પાસે બળાત્કારે કામ કરાવવું એ વ્યાજબી નથી. વળી લોંડીઓને જોર જુલમ કરી આડે માર્ગે દોરવી નહિ[3], વગેરે કાનુનો બંધાયા.

મી. ગૉડફ્રે હેગિન્સ લખે છે કે, "હવે આપણે એ જોઇશું કે ઇસ્લામે ગુલામગીરી માટે શું કર્યું છે. બેશક તેણે એ બાબતમાં પણ સુધારાનું પગલું ભર્યું છે. બલકે સ્ત્રીઓ માટે જે નિયમ થયા છે તેના કરતાં પણ ગુલામગીરીની બાબતમાં પ્રમાણ જોતાં વધારે સુધારો કરેલો છે. બેશક હઝરત મોહમ્મદે ગુલામગીરીને તદન નાબૂદ કરી નથી; કારણકે તે દેશની તે વખતની સ્થીતિ તથા સંજોગો જોતાં તેને તદન નાબૂદ કરવાનું ઠીક નહોતું એટલુંજ નહીં, પણ તેમ કરવું અશકય હતું. પણ એટલુ તો ચોકસ છે કે તેમણે ગુલામોને મુક્ત કરવા માટે લોકોના મનમાં લાગણી ઉત્પન્ન કરી, અને એવો

---

૧. જુઓ "મીસ કીટનું ઇસ્લામ" એ નામનું મી. વલી મોહમ્મદ મોમિનનું પુસ્તક. પાન ૧૩૦ ઈ–સ ૧૯૧૦ ની આવૃતી.

૨. શું તમે જેનો તમારો જમણો હાથ માલિક થયો છે (એટલે જે તમારા ગુલામ છે) અને જેનો અમે તમને જે રોજી આપી છે તેમાં ભાગ છે તેમને તમારી બરાબર ગણો છો ? અને તમે પોત પોતામાં (એક બીજાથી) ડરો છો તેમ તેમનાથી ડરો છો ? આ પ્રમાણે જે લોકો અમારી નિશાનીઓ સમજે છે તેમને માટે વિગતવાર વર્ણવીએ છીએ. બલકે જેમણે જુલમ કર્યો છે તે મન સ્વિપણે અજ્ઞાનતાના રસ્તા ઉપર ચાલે છે. જુઓ કુરાને શરીફ સૂરત–૩૦મ આયત. ૨૮–૨૯.

૩. જો તમારી લોંડીઓ પાકદામન (પવિત્ર) રહેવા માગે તો આ દુનિયાના નજીવા ફાયદા માટે જબરાઇથી તેમની પાકદામની (લાજ) લુંટી પાપમાં ઉતરશો નહિ. જો કોઈ તેમને જબરાઈથી અનીતિને રસ્તે લઈ જશે તો માલિકની દયા અને મદદ લોંડીઓ તરફ ખેંચાશે-જુઓ કુરાને શરીફ સૂરત ૨૪ આયત. ૩૩.

નિયમ ઘડી કહાડ્યો કે જે પકડાએલો કેદી મુસલમાન થઇ જાય તેને બીજા-ઓની માફક સ્વતંત્ર ગણવો જોઇએ. વળી તે કરતાં પણ અગત્યની વાત એ છે કે તેમણે એવો હુકમ આપ્યો કે કોઇ ગુલામને મુક્ત કરવામાં આવ્યો હોય અને તેણે પોતાની જીંદગી ઘણી મહેનત કરી પ્રમાણિકપણા તથા ઇજત આબરૂથી પસાર કરી હોય તો તેને કોઇપણ પ્રકારે હલકો ગણવો નહીં, અને તેની સરખામણીમાં બીજા પણ જે ગુલામગીરીની હાલતમાં હોય તેમની સાથે પણ ઘણી માયા મહોબત તથા નરમાશથી વર્તવું જોઇએ. તેમણે પોતાની છેલ્લી હજ વખતે ખુત્બામાં[1] ફરમાવ્યું હતું કે હે મુસલમાનો તમે ગુલામોને તેજ ખવરાવો જે તમે ખાઓ છો, અને તેવાંજ લુગડાં પહેરાવો જેવાં તમે પહેરો છો; કારણ કે તે પણ ખુદાના બંદા[2] છે તેથી તેમને તકલીફ આપવી એ ઠીક નથી. એટલે ગુલામ જે આવા નિયમ તથા આવા ઉત્તમ ધાર્મિક કાયદાના આશ્રય તળે હોય તે "ગુલામ" શબ્દનો હાલના જમાનામાં જે અર્થ થાય છે તેવો ગુલામ કહેવાય નહીં. આ વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે જેનો અર્થ ગુલામ થતો હોય એવો કોઇપણ શબ્દ કુરાને શરીફમાં છેજ નહીં. કુરાનમાં જે કાંઇ વાક્ય માલમ પડે છે તે આ પ્રમાણે છે, " જે તમારા જમણા હાથના કબ્જામાં છે તે ". આનો અર્થ એજ થઈ શકે કે જે લોકો કાયદેસર લડાઇમાં કેદ પકડાયા હોય તથા પોતાની સ્વતંત્રતા ગુમાવી બેઠા હોય. આવા કેદીઓ જો મુસલમાન થઇ જતા તો તેમને છુટા કરી સ્વતંત્ર ગણવામાં આવતા, અને જો મુસલમાન ન થતાં પોતાના મૂળ ધર્મ ઉપરજ કાયમ રહેતા તો તેમને માટે પણ પોતે એજ હુકમ આપ્યો હતો કે તેમને ભાઇ તરીકે સમજવા. પોતે ફરમાવ્યું છે કે જે ધણી પોતાના ગુલામ ઉપર મહેરબાની કરે છે તેની ઉપર ખુદા પ્રસન્ન થાય છે, અને જે પોતાના અધિકારનો ગેરઉપયોગ કરે છે એટલે પોતાના ગુલામને તકલીફ આપે છે તે સ્વર્ગમાં જઇ શકશે નહી. એક મુસલમાને તેમને પુછ્યું કે મારો ગુલામ મને નારાજ કરે તો મારે તેને કેટલી વખત માફી આપવી? ત્યારે પોતે ફરમાવ્યું કે દહાડામાં સિત્તેર વખત. હઝરત મોહમ્મદે એક અર્ધ સુધરેલા રાજ્યના હાકમ તરીકે કેદી સ્ત્રીઓને ઘરમાં નાખવાનું યોગ્ય ગણ્યું; પણ તે સ્ત્રીને આમ કરવાથી ઓલાદ થાય તો તેને માટે એવો હુકમ છે કે તેને ઓલાદથી જુદી કરી શકાય નહી, તેમ તે કોઇના હાથે વેચાય નહીં એટલુંજ નહીં પણ તેના માલિકના ગુજરી

૧. ખુત્બો–Sermon. વ્યાખ્યાન.
૨. બંદા એટલે સેવક. Servant.

જવા પછી તે તદ્દન સ્વતંત્ર ગણાય[1]. આ માયાળુ કાનુન જેમ આપણે આશા રાખી શકીએ તેમ હઝરત મૂસા પેગમ્બરની શરીઅતની માફક છે એટલુંજ નહી પણ ઘણીખરી બાબતો જોતાં તો તેથી પણ સારા છે. બલ્કે એવા છે કે ગુલામોનો વેપાર કરનાર કોઈ પણ યુરોપીયન અથવા અમેરિકન સંસ્થાને પોતાના નિયમના એકીકરણમાં તે વખત સુધી દાખલ કર્યા નહોતા. જ્યારે ક્રિશ્ચયાનીટીના[2] મોજા–છોળે ગુલામગીરી તદ્દન નાબૂદ કરી નાખી[3] ત્યાં સુધી એક યહૂદી કોમનો માણસ કદી ગુલામ થઇ જતો તો તેને માટે તેમના ( હજરત મૂસા પેગમ્બરના ) ધર્મમાં એવો હુકમ હતો કે જ્યારે તે પોતાની ગુલામીની મુદ્દત પુરી કરી લે ત્યારે તે છુટો ગણાય; પણ જે સ્ત્રીનું તેના માલિકે તેની સાથે લગ્ન કરી આપ્યું હોય તે સ્ત્રી તથા તેના બાલબચ્ચાં તેના એ છુટા થએલા ધણીથી જુદાં પાડી ગુલામ તરીકે રાખવામાં આવતાં. જો કોઇ મુસલમાન પોતાના ગુલામ ઉપર વિના કારણ ગુસ્સે થાય તો તેની પણ તે ગુલામને તરત છુટો કરવાની ફરજ આવી પડે છે; પણ યહૂદી ધર્મમાં તેમ નહોતું. તેમાંતો એટલી બધી છુટ હતી કે કદાચ કોઇ માણસ પોતાના ગુલામને એટલો બધો રીબાવે કે તેથી તેનું મોત થાય તો પણ તેને માટે એકજ સજાનો હુકમ હતો, અને તે સજા દરમ્યાન પણ જો પેલો ગુલામ એક બે દિવસ જીવતો રહેવા પામતો તો તે મારનારને તદ્દન છોડી મુકવામાં આવતો. ઇંજીલ [ બાઇબલ ] ના અંગ્રેજી તરજુમામાં ભયાનક સખત શબ્દોમાં આ વિશે એવું વર્ણન કરેલું છે કે ' ગુલામ પોતાના માલકનો માલ છે, ' એટલે તે જે પ્રમાણે ધારે તે પ્રમાણે તેનો ઉપયોગ કરે. જે અમેરીકન સંસ્થાનોમાં ગુલામગીરી માન્ય ગણવામાં આવતી હતી તેમાં ગુલામોને કાંઇ કાયદાનો હક નહોતો. તેમનામાં જો કોઇ માણસ પોતાની લોંડી સાથે સારૂં વર્તન ચલાવતો તો તે માત્ર તેની માણસાઇનો ગુણ ગણાતો; પણ જેમ ઇસ્લામમાં માણસ ગમે તેવી મોટી પદ્વીનો હોય તો પણ ન્યાયાધીશોને તેને પોતાના ગુલામ ઉપર મહેરબાની કરવા ફરજ પાડવાનો અખત્યાર છે તેમ તેમાં નહોતું. તમામ માણસો ખુદાની નજરમાં એક સરખા છે એ સિદ્ધાંતને હઝરતે દરેક સ્થળે જોર દીધેલું છે, અને એજ પ્રમાણે આ સિદ્ધાંત ગુલામગીરીની બાબતમાં જાતભાતના ખ્યાલને તદ્દન નાબૂદ કરી નાખતો હતો તેથી તેણે ગુલામ-

---

૧. આવી સ્ત્રીની ઓલાદને તેના ધણીના માલમાંથી બીજી ઓલાદ માફક વારસો મળવાનો હુકમ છે. કારણકે તેની ઓલાદ કાયદેસર ગણાય છે.

૨. સંસાર સુધારાનું મોજું લખત તો યોગ્ય કહેવાત.

૩. વિલિમ વિલ્બરફોર્સની લડતથી હમણા થોડાજ વખત ઉપર ઠુ ગુલામગીરોના વેપાર ઉપર અંકુશ નાખવામાં આવ્યો છે.

ગીરીના નીચપણાને પણ નાબૂદ કરી નાખ્યું. મોહમ્મદની નજરમાં મહેનત મજુરી કરવી એ કાંઈ હલકાઇનું કારણ નહોતું. તથા અરબસ્તાનનો ગુલામગીરીનો રિવાજ [ જેમાં મોહમ્મદની રહેમદીલીને લીધે માબાપ, બાલબચ્ચાં તથા સગા વહાલાઓને એક બીજાથી જુદા પાડવાની સખત મનાઇ હતી તે ] જો કે નિયમ તરીકે માન્ય કરી શકાય નહીં તો પણ તેમના પ્રતાપથી ગુલામગીરી એ એક પ્રકારનો વધારે મજબૂત તથા વધારે ધાડો સગપણરૂપ સંબંધ થઇ ગયો, અને તે બીજા દેશોના લોકોના ઘરોમાં પારકાઓ પાસે કામ કરાવવાનો રિવાજ હતો તેથી કાંઇ તે વધારે ખરાબ ગણવાને લાયક નહોતો. ”

યહૂદી ધર્મ અને ક્રિશ્ચિયન ધર્મની ઘણા વખતથી લોકોને અંધકારમાંથી ખેંચી કહાડવાની કોશીશ હતી, પણ એકંદરે તે ફળીભૂત થઇ નહિ. જ્યારે લોકોએ ‘ માલિકે મોકલેલા ’ પુરૂષના ‘ પુરૂષાર્થવાળા સ્વરો ’ સાંભળ્યા ત્યારે તેમને ભાન આવ્યું. હઝરતે તેમને જે ઉપદેશ ગયા ચોવીસ વરસમાં કર્યો તે તેમના અંતઃકરણ ઉપર કોતરાઇ ગયો, અને તેમની કાર્યસિદ્ધી માટે ખરો આધાર થઇ પડયો. તેમને માટે જે ગોઠવણ કરવામાં આવી છે તે આ દુનિયા માટેજ છે એમ નહિ, પણ આગળ ઉપર પણ તે એક પવિત્ર વસ્તુ તરીકે તેમને ખેરાત, દયા, ન્યાય, અને પ્રીતિભાવ તરફ દોરે છે. તેમનો ખુદા કાંઈ લાકડાનો કે પત્થરનો આજકાલનો ઘડી કહાડેલો નથી; પણ તેતો એક નિરાકાર અને અવિનાશી સ્વયંભૂ છે. તેમના પેગમ્બર એક જીવતા જાગતા ધર્મના મૂળ છે જેમાંથી હજારો લોકોની પવિત્ર આશાનાં કિરણો ફુટે છે.

**ડૉકટર માર્કસ્ ડૉડસ્**[1] લખે છે કે “ ત્યારે શું હઝરત મોહમ્મદ કોઈ પણ રીતે પેગમ્બર કહેવાયજ નહિ? શા માટે નહિ. તેમનામાં ખાસ કરીને પેગમ્બરની સૌથી વધારે અગત્યની બે ખૂબીઓ હતી. તેમના જમાનાના બીજા લોકોને ખુદાના તરફનું સત્ય દેખાયું નહિ, અને તેમને દેખાયું. તેમના અંતઃકરણમાં નહિ રોકી શકાય એવો જોસ હતો, અને આ જોસ ઉઘાડો પાડવામાં તેમની ઇસ્રાઇલ પ્રજાના બહાદુરમાં બહાદુર મનના પેગમ્બર સાથે સરખામણી કરી શકાય છે. સત્યને માટે તેમણે પોતાની જીંદગી જોખમમાં નાખી, વરસો સુધી અનેક સંકટો સહન કર્યાં, દેશ છોડયો, મિલકત ગુમાવી, લોકોની ઇતરાજી મેળવી, ટુંકામાં એક જીવ જવો બાકી હતો, તો પણ દરકાર નહિ કરતાં તેમણે પોતાનું કર્તવ્ય જારી રાખ્યું. લાંચ, ધમકી, કે લાલચ

---

૧. Dr. Marcus Dod's Opinion; આ એક અંગ્રેજ ગ્રંથકાર હતો.

તેમને ચૂપ કરી શકી નહિ. ' જો સૂર્ય મારી જમણી બાજુએ અને ચંદ્ર મારી ડાબી બાજુએ ઉભા રહે અને મને રોકે તો પણ હું મારા કામથી પાછો હઠનાર નથી ' એવી દઢત્તા અને માલિકની એકતા જાહેર કરવા માટેની અચળ શ્રદ્ધા વગેરે એવી બાબતોથીજ તેમણે ઇસ્લામનો પાયો નાંખેલો છે. મૂર્તિપૂજકોમાં એક ખુદાને માનનારા માણસો પેદા થયા હશે; પણ એક ખુદાને માનનાર મજબૂત અને સહનશીલતાવાળા ધર્મનો સ્થાપનાર કોઇ થયો નથી. " તેમણે આકાશ તથા પૃથ્વીનાં પટ ચીરી નાખીને તથા સ્વર્ગ અને નર્ક નજરો નજર ભાસ દેખાડીને લોકોને બીજું કાંઇ નહિ શીખવતાં ઇસ્લામ શીખવ્યો છે.

**મિસ્તર ગીબન**[1] લખે છે કે " તેમણે ( હઝરત મોહમ્મદે ) ખુદાના તખ્ત આગળ અરબસ્તાનની મૂર્તિઓ તોડી નાખી. માણસના ભોગને બદલે નમાઝ, રોઝા, અને ઝકાત[2] જેવી નિર્દોષ ચીજો કાયમ કીધી; અને અભણ માણસો સમજી શકે તેવી રીતે કયામતના[3] દિવસના સવાબ[4] અને અઝાબ [5] સમજાવ્યા. પોતાની ઉમ્મતમાં [6] ભાઇચારા અને સખાવતનાં[7] બી રોપ્યાં. સદ્ગુણની ભલામણ કરી. બેવાઓ[8] અને યતીમો[9] પર થતો જુલમ અને ગેરઇન્સાફ ઉપર કાયદા કાનુનથી અંકુશ મૂકયો. અરબસ્તાનની તમામ કોમોએ એકજ ધર્મ અખત્યાર કર્યાથી કુસંપનાં બી નાબૂદ થયાં; અને આખા દેશમાં એકજ પ્રજા સંપથી રહેવા લાગી. "

**મી. ઇર્વીંગ** લખે છે કે " હઝરતના જન્મના જમાનાથી લઇને તેમની વચલી જીંદગી (યુવાવસ્થા) સુધીના તમામ બનાવો સંબંધી કેટલાક અજ્ઞાન લોકો

---

૧. જુઓ મી. ગીબનનું "ડિક્લાઇન ઑફ ધી રોમન ઍમ્પાયર" નામનું પુસ્તક.

૨. નમાઝ એટલે બંદગી, રોઝા એટલે ઉપવાસ, અને ઝકાત એટલે ફરજીઆત ખેરાત. સો રૂપીઆની પુંજી ઉપર બાર મહિને અઢી રૂપીઆની ઝકાત આપવામાં આવે છે.

૩. ખુદાને જવાબ આપવાનો દિવસ. The day of Resurrection. The Day of Judgment. The Day of Decision.

૪. પુન્ય Reward. Merit. સારા કામનો બદલો.

૫. પાપ. Torture. સખતી.

૬. શિષ્યો. Followers.

૭. ખેરાત.

૮. વિધવાઓ.

૯. માબાપ વગરનાં બાળકો. અનાથ બાળકો

તરફથા તેમના ઉપર જુદા તોહમતો મુકવામાં આવ્યાં છે અને આવે છે, જેથી મને આશ્ચય અને દીલગીરી ઉત્પન્ન થાયછે. કેમકે તકરારને ખાતર એમ માની લેતાં પણ જણાઇ આવે છે કે એમ કરવાથી **તેમને કયો સ્વાર્થ સાધવાની મતલબ** ( લાલસા ) હતી જેથી પોતે માલ મીલ્કત મેળવી શકવાના હતા ? કારણકે તે અરસામાં તો પોતે બીબી ખદીજા સાથેના નેકાહથી શ્રીમંત થઇ ચુકયા હતા; અને વળી તેમણે પોતાની ઇશ્વરી વાણીના દાવાને જાહેર કરવા પહેલાં સાફ સાફ કહી દીધું હતું કે મને મારી દોલત વધારવાની કશી જરૂર નથી. ત્યારે શું અધીકારની ઉત્કંઠા હતી ? જોકે તેઓ પ્રથમથીજ પોતાના વતનમાં અક્કલ અને અમાનતમાં ( અખંડ વિશ્વાસના પ્રતાપે ) આબરૂદાર કુરેશના ઉંચા કુળમાં હતા. ત્યારે શું તેમને કાંઇ હોદ્દાની ઇચ્છા હતી ? એમ માનીએ તો પણ કંઇક પેઢીઓથી કાબાની માલકી અને હરમ (શરીફ)ની ઇમારત ખાસ એમનાજ કબીલામાં હતી. પરંતુ તેમને પોતાના બાહુબળ અને શક્તિથી રૂત્બો ( પદ્દી ) મળવાની સંપૂર્ણ ખાત્રી હતી. જે ધર્મમાં તેમણે ઉંચુ નીચું ( અવ્યવસ્થાનું ) સ્વરૂપ ભાળ્યું તેનોજ નાશ કરવામાં પોતાના સર્વ નફાની જડ ખોદી નાખી. જોકે અસલ બુતપરસ્ત મજહબી તરીકાની મદદ કરવામાંજ પોતાના કબીલાથી સંપૂર્ણ આબરૂ ઇજ્જત મેળવવાની તક હતી છતાં, તેજ રદ કરવાની ખાસ જરૂર એમણે જોઇ હતી. એટલે તુરતજ તેમના સગાં સ્નેહીઓની દુશ્મની અને સ્વદેશીઓનો ક્રોધ તથા સર્વ કાબાના પરહેજગારોની અદાવત પેદા કરી લીધી. શું એમનો એવો વિચાર–પેગમ્બરીના દાસત્વમાં કોઈ એવી ચીજ પ્રત્યક્ષ અને પ્રકાશીત છે કે જેનાથી એમના માટે એક પછી એક આવતાં અનેક સંકટોનો મજબુત બદલો થાત ? અને તેથી તેવી ઉત્કંઠાની લાલચમાં પડત ? બલકે એથી ઉલટી શરૂઆત તો ડરથી છુપી રીતે થઇ, અને તે એવી રીતે કે વર્ષો સુધી એમાં કોઇ ધારેલી ફતેહમંદીનો સુમાર ( અંદાજ ) કાઢવા પ્રમાણે ન થઇ. જેમ જેમ પોતાની શિક્ષણ પદ્ધત્તિ પ્રત્યક્ષ જાહેર કરી અને જંગલીઓને તેમણે જાણીતા કર્યા તેમ તેમ લોકોએ એમની હાંસી, મશ્કરી અને તરેહવાર બદબોઇ શરૂ કરી દીધી; પણ તેથી કાંઈ ન વળતાં આખરે અતિ ખરાબ રીતે એમને ઇજાઓ આપી જેથી તેમની અને તેમના દોસ્તોની રયાસતો ( મતાનુયાયી પ્રજા ) બરબાદ થઇ ગઇ. એમના કેટલાક મિત્રો બીજા મુલકમાં જઈ વસવાનો નિશ્ચય કરવા લાગ્યા, બલકે ઘણાકોએ અમલ બજાવણી પણ કરી લીધી. પણ એમને એમનાજ શહેરમાં છુપાઇ રહેવું પડ્યું. આખરે કોઇ ઠેકાણા સિવાયના સ્થળમાં ઘરો શોધવાના નિશ્ચય માટે એમને

પણ વતન છોડવું પડયું. તો પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે-કે એ બધું ક્યા સ્વાર્થ ( લાલચ ) ને માટે હતું ? અને વરસો સુધી કહેવાતા જુઠાણાને સચાવવાની યુક્તિઓમાં હઠ કરવાનું શું પ્રયોજન હતું ? યદા કદાચીત તેમ હતું એમ ઘડીભર માનીએ તો પણ અંતઃકરણ તેમ કરતાં અટકાવે છે. જો એમજ હતું તો આવી રીતે સર્વ સંસારી [ દુન્યવી ] દોલતો પ્રાપ્ત કરવાને બદલે ગુમાવવાની શી જરૂર હતી ? પરંતુ એમના માટે પ્રથમથીજ દુન્યવી લાલચો હાંસલ ( પ્રાપ્ત ) કરવાનો જમાનો (સમય ) રહ્યો નહતો. એટલે એમનો કોઇ પણ મુદ્દો ભષ્મીભુત ન થાય એવા ઉદ્દેશની ભલામણ એઓ સતત કર્યા કરતા હતા.[૧] ”

કેટલાક વિરૂદ્ધ પક્ષના લોકો કહેતા અને કહે છે કે હઝરતને વાયુનો રોગ હતો અને તેમના મગજનું ઠેકાણું નહોતું. અહીં આપણે તેમને એટલુંજ પુછીશું કે વાયુના રોગથી પીડાતો અને મગજના ઠેકાણા વગરનો માણસ શું એક આવો ધર્મ સ્થાપી શકે ખરો ? આપણે જોઇએ છીએ કે એવા વાયુવાળા માણસો ભાન વગરના થઇ જાય છે અને બેભાનીમાં તેઓ શું કરે છે તે પણ તેમને યાદ રહેતું નથી; તો પછી વાયુરોગની આંચકીમાં વારંવાર સપડાતો માણસ ઇસ્લામ જેવો એક મહાન ધર્મ કેવી રીતે સ્થાપન કરે અને પવિત્ર કુરાને શરીફ જેવો એક અનુપમ ગ્રંથ કેવી રીતે લાવે એ સમજાતું નથી. શું ભુત વળગેલા અથવા વાયુની ભ્રમણાવાળા મનુષ્યમાં પ્રભુ પ્રેમની અખંડ જ્યોતિ પ્રકટી શકે ખરી ? શું એવા મનુષ્યને ખુદાના પ્રેમનું ભાન રહી શકે ખરૂં ? જે માણસ સ્વાર્થનો વિચાર છોડી પરમાર્થમાં મચ્યો રહેતો હોય તેને જો ગાંડો કહેવામાં આવે તો તે અક્કલ કબુલ રાખી શકે ખરી ? જગતના ઉદ્ધારની અંતિમ લાગણીને જો ગાંડપણ કહેવામાં આવે તો ભલે તેવા ગાંડા થવામાં તો દરેક મહાત્મા અને ખુદાનો લાલ આનંદ માનશે; કારણકે તેવું ગાંડપણ કાંઈ વિચાર શક્તિની શુન્યતાને લીધે હોતું નથી. તેતો જગતનું કલ્યાણ કરી દેખાડવાની જાગૃત થએલી પ્રબળ ઇચ્છાઓને લીધે હોય છે. એ ઇચ્છાઓ ગમે તેવી આફતમાં પણ નાબુદ થતી નથી. એવી ઘેલછા સિવાય બીજા કોઇ પણ સાધનથી કાર્ય પ્રસિદ્ધી થઈ શકતી નથી. જયાં સુધી માણસમાં એવી ઘેલછા આવતી નથી ત્યાં સુધી તે કાંઇ પણ મહાન કાર્ય કરવાને શકતીવાન થઇ શકતો નથી.

---

૧. મી. ઇબરાહીમ હુસેનની બુક ઉપરથી. મી. વૉશીંગટન ઈર્વીંગનો લેખ. પાન ૧૮૭-૧૮૯.

**મી. કાર્લાઇલ લખે છે કે**—"હઝરત મોહમ્મદના ધર્મની નફસાનીઅત–વિષયપરાયણતા વિષે ઘણું કહેવામાં આવ્યું છે અને ઘણું લખવામાં આવ્યું છે, યોગ્ય હતું તેના કરતાં ઘણું વધારે કહેવામાં આવ્યું છે. આપણને જે દુષ્ટતાથી ભરેલા લાગે તેવા રિવાજોની છુટ એમણે આપી; પણ તે રિવાજો કંઈ એમણે નવા કાઢયા નહોતા. એ રિવાજો અરબસ્તાનમાં અનાદી કાળથી ચાલ્યા આવતા હતા, અને લોકો તેને ખુશીથી વળગ્યા રહેતા હતા. એમણે તો એ રિવાજોની દુષ્ટતા ઓછી કીધી, એ રિવાજો ઉપર કેટલાક અંકુશ મૂકયા, એક દિશાથી નહિ પણ અનેક દિશાથી એ રિવાજોને નિયમમાં આણ્યા. એમનો ધર્મ કાંઇ સહેલો નથી. નકોડા અપવાસ, વારંવારની સ્નાનવિધી, સખ્ત ગુચવણ ભરેલા મંત્રો, દિવસમાં પાંચ વાર પ્રાર્થના, અને મધપાનનો નિષેધ એ સઘળું જે ધર્મમાં હતું તે ધર્મ 'સહેલો હોવાને લીધે ફાવ્યો' એમ આપણાથી કહી શકાશે નહિ. શું કોઇ પણ ધર્મ સહેલો હોવાને લીધે કદી ફાવે છે ખરો ? આરામ, ઉપભોગની આશા, બદલો મેળવવાની આતુરતા–આ દુનિયામાં કે બીજી દુનિયામાં કોઈ પણ પ્રકારની પ્રસાદી મેળવવાનો સંભવ, એ વડે કરીને માણસ વીર કર્મો કરવાને પ્રેરાય છે એમ કહેવું એ માણસ જાતિનું મોટામાં મોટું અપમાન છે. હલકામાં હલકા માનવીના હૃદયમાં પણ એ કરતાં કોઇ વધારે ઉંચી ભાવના રહી હોય છે. બિચારો લશ્કરનો સીપાઇ, શત્રુ સૈન્ય તરફની બંદુકની ગોળી ખાઇને મરવા–મારવા માટે પૈસા આપીને રખાયલો માણસ, તેનામાં પણ લશ્કરની કવાયત અને રોજનો એક શિલિંગ એના કરતાં તદ્દન જુદીજ એવી 'સિપાઇની આબરૂ'નું અભિમાન રહ્યું હોય છે. મીઠી મીઠી ચીજોનો સ્વાદ લેવાને નહિ પણ મોટાં અને સાચાં કૃત્યો કરવાને માટે, પ્રભુના ન્યાયાસન આગળ ઇશ્વરના બાળક તરીકેનું પોતાનું ગૌરવ સ્થાપિત કરવાને માટે, રંકમાં રંક માનવી પણ કંઇક ન સમજાય એવી રીતે આતુર બની રહ્યો હોય છે. એ ગૌરવ સ્થાપિત કરવાનો માર્ગ તમે એને બતાવો ! એ માર્ગ જાણતાંની સાથેજ હલકામાં હલકો વૈતરો તે એક વીર નર બની જશે. માનવી આરામ મેળવવાની ઇચ્છાથી લલચાય છે એમ જેઓ કહે છે તેઓ માનવજાતિનું મોટામાં મોટું અપમાન કરે છે. માનવીનાં હૃદય ઉપર અસર કરવાની ખરેખરી **લાલચો** તે મુશ્કેલી, સ્વાર્થ ત્યાગ, સ્વાર્પણ અને મૃત્યુ એ છે. એના અંતરના ઉંચા જીવનને તમે પ્રદીપ્ત કરો ! એ વડે જે જવાળા પ્રકટશે તે સઘળા ક્ષુદ્ર વિચારોને બાળીને ભસ્મ કરી નાખશે. સુખ નહીં પણ સુખ કરતાં કોઇ વધારે ઉંચી વસ્તુ ! હલકા વર્ગના લોકોમાં પણ 'આબરૂનો

રૂવાલ,' ને એવાં એવાં વચનોથી એજ સત્ય માલમ પડે છે. આપણી તૃષ્ણાઓને તૃપ્ત કરવાથી નહીં, પણ દરેક હૃદયમાં જે વીરતાનો ભાવ રહ્યો હોય છે તેને પ્રદીપ્ત કરવાથીજ કોઇ પણ ધર્મના અનુયાયીઓ થઈ શકે છે."

"હઝરત મોહમ્મદને વિષે જેને જે કાંઇ કહેવું હોય તે કહે, પણ એ જાતે વિષયાશક્તિવાળા માણસ નહોતા. આ માણસને જો વિષય સુખમાં મગ્ન રહેનારા, ક્ષુદ્ર વસ્તુઓના ઉપભોગ તરફજ ધ્યાન રાખનારા, સાધારણ માણસ આપણે ગણીએ તો આપણી મોટી ભુલ છે. કોઈ પણ રીતના ઉપભોગ તરફ એમનું લક્ષજ નહોતું, એમનો ઘર સંસાર સાદી કરકસરવાળોજ હતો; જવના રોટલા અને પાણી એ એમનો રોજનો ખોરાક હતો;[1] કેટલીક વાર મહિનાના મહિના સુધી એમના રસોડામાં દેવતા સળગાવવામાં આવતોજ નહીં. યોગ્ય અભિમાન સાથે એ લોકો જણાવે છે કે એ જાતે પોતાના જોડા સુધારતા, એ જાતે પોતાનો ડગલો શીવતા. એ ગરીબ, મહેનતુ, સાધન વગરના માણુસ હતા; હલકા વિચારના માણસો શેને માટે મહેનત કરતા તે જાણવાની એમને દરકાર નહોતી. એ કાંઇ ખરાબ માણસ નહોતા. કોઇ પણ રીતની તૃષ્ણા નહીં, પણ કંઈ વધારે ઉંચી વસ્તુ એમનામાં હતી. જો એમ ન હોતતો ૨૩ વર્ષ સુધી એમની સાથે રહીને લડનારા, નિરંતર એમના પરિચયમાં આવનારા, આ જંગલી આરબ લોકો એમને આવું માન આપત નહીં. એ માણસો જંગલી હતા, વારે ઘડીએ તેઓ એક બીજા સાથે લડી પડતા; ખરેખરી લાયકાત અને ખરેખરી માણસાઇ વગર કોઇ પણ માણસ તેઓની સરદારી કરી શકત નહીં. તે લોકો એમને પેગમ્બર કહેતા હતા એવું તમે કહો છો ? એ તેઓની આગળ પ્રત્યક્ષ ઉભા હતા; એ ઉઘાડા હતા, કોઇ પણ રીતની ગહનતામાં એ છુપાયલા ન હોતા. તેઓની નજર આગળ એ પોતાનો ડગલો પોતાને હાથે સીવતા; પોતાના જોડા પોતાને હાથે સુધારતા; તેઓની વચમાં રહીને એ લડતા, એ ઉપદેશ આપતા, એ હુકમ કરતા. એ માણસ કેવા હતા તે તેઓએ જોયુંજ હશે, એમને કેવા કહેવા તે વીશે તમારી મરજીમાં આવે તેમ તમે કરો ! પોતાના હાથનાં સીવેલાં કપડાં પહેરનારા આ માણસ જેટલું માન મેળવતા તેટલું માન રાજ્ય મુકુટ ધારણ કરનારા મોટા મોટા બાદશાહોને પણ મળ્યું નહોતું. સખ્ત કસોટીનાં ૨૩ વર્ષ એમણે ગાળ્યાં તેમાં એમને એવુંજ માન મળતું

---

૧. પોતાને હઝરતના વારસ કહેનારા કેટલા લોકો આવો ખોરાક ખાતા હશે? જો તેઓ આવો સાદો ખોરાક ખાવાનું અખત્યાર કરે તો, યતીમો, બેવાઓ, અને મિસ્કીનોના ઉપયોગ માટે કેટલો પૈસો બચાવી શકે?

રહ્યું એટલી એકજ વસ્તુ તરફ આપણે લક્ષ આપીએ તો એવાં પરાક્રમને માટે સાચી વીરતાની જરૂરિયાત આપણને જણાવ્યા વગર રહેતી નથી.[1] "

**મી. કુરેશી**[2] લખે છે કે "હઝરત એવા વિજયી નીવડયા કે આખી આલમમાં કોઇપણ માણસ તેમનો મુકાબલો કરી શકયો નહિ. તેઓ આખી આલમના બાદશાહ બન્યા હતા. પણ કેવા બાદશાહ? તેમણે પોતાની બાદશાહતમાં કાંઈ પોતાના નામનો સિક્કો ચલાવ્યો નહોતો. શત્રુઓથી બચવા માટે ફોજ, લશ્કર, કે સીપાઇ કાંઇ રાખ્યું નહતું. ખજાનો કે ખજાનચી ઠરાવ્યો નહોતો. તેમની પાસે હથિયારો કે શસ્ત્રો ભરી રાખવાનો કાંઈ ભંડાર કે તોપખાનું નહોતું. ન્યાય માટે કાંઇ હાઇકોર્ટ અથવા દુશ્મનોથી બચવા માટે કાંઇ કિલ્લો કે છાવણી નહોતી. તેમને સારાં સારાં પકવાનો ખાવાથી કે બાદશાહી તખ્ત ઉપર બેસવાથી અથવા માથા ઉપર બાદશાહી મુગટ પહેરવાથી કાંઇ કામ નહોતું. તેમને જે કામ હતું તે માત્ર મુશરિકો,[3] કાફરો, અને મૂર્તિપૂજકોને ખુદાની એકતાનો ઉપદેશ કરવાનુંજ હતું, જે તેમણે એવું કરી બતાવ્યું કે અદ્યાપી લગી તેનો પ્રકાશ ચમકી રહ્યો છે; અને દિન પ્રતિદિન (કોઈ પણ તેને માટે કોશીશ કરનાર નથી તો પણ) વધુ ને વધુ તેજસ્વી થતો જાય છે, જેને જોઈ પૃથ્વી ઉપરના સઘળા વિદ્વાનો હયરત[4] અને આશ્ચર્યમાં પડી સ્તબ્ધ થઇ ગયા છે. તે હઝરત હમેશાં ફાકાઓમાં[5] રહી પરવરદિગારની ભક્તિમાં ગુંથાએલા રહેતા હતા. તેમના સિક્કા બદલ દરેક મુસલમાનના હૃદય ઉપર તેમના પવિત્ર નામનો સિક્કો સજ્જડ જામેલો હતો અને છે. તેમના સૈન્યમાં તમામ મુસલમાનો હતા. તેમનું દ્રવ્ય મુસલમાનોનું ફકર[6] અને ફાકા[7] હતું. તેમનું નાનું સરખું ઝુંપડું તેમની હાઇકોર્ટ હતી. અરબસ્તાનનું દરેક શહેર તેમની છાવણી હતી. દરેક શૂરવીર મુસલમાન રાત દિવસ પોતાનો પ્રાણ અર્પણ કરવા હઝરતના હુકમની રાહ જોતો તત્પર રહેતો હતો. મહાન્ કિરતારે તેમને વિજયનાં વચનો આપ્યાં અને તેમની જીંદગીમાંજ પુરાં કરી દેખાડયાં."



---

૧. મી. મોહનલાલ પાર્વતીશંકર દવે એમ. એ. એલ. બી. ના લેખ ઉપરથી.

૨. જુઓ મી. કુરેશી તથા મી. મોમિન કૃત હઝરતનું જીવન ચરિત્ર.

૩. બીજા દેવતાઓને ખુદાના ભાગીદાર ગણનારા. ખુદા સિવાય બીજાને પૂજનારા.

૪. અજાયબી. ૫. ભૂખ વેઠવી તે.

૬. ગરીબાઇથી દહાડા કહાડવા.

૭. ભુખ્યા રહેવું. કયાં છે આવા ચલણના ખરા મુસલમાનો ?



# પ્રકરણ ૧૩ મું.

## ઇસ્લામ.

**ખુદાતાલા** ફરમાવે છે કે " તમે એક તરફ ફરીને પોતાનું મ્હોડું આ દીન તરફ સીધું રાખો. ખુદાએ જે ગુણ ( દીન ધર્મ ) સાથે લોકોને પેદા કર્યા છે તે પ્રમાણે ચાલવાનું અખત્યાર કરો. જે ચીજ પર ખુદાએ તમામ માણસોને પેદા કર્યા છે તે બદલવી જોઇએ નહીં. ખરો ધર્મ આજ છે, પણ ઘણા માણસો જાણતા નથી. તમે ખુદા તરફ લક્ષ રાખી તેના ધર્મ ઉપર દ્રઢ રહો, અને તેનો ડર રાખો અને નમાઝ ઉપર કાયમ થાઓ અને શિર્ક કરનારાઓમાંના થાઓ નહીં " **કુરાને શરીફ**[1].



આગળ આપણે જે વાંચ્યું તે ઉપરથી આપણી ખાત્રી થાય છે કે આવા સત્ય ઉપર ફિદા થએલા પેગમ્બરનો ધર્મ કદી અસત્ય હોય નહિ. તેનું શિક્ષણ કદી ખોટું હોય એમ મનાય નહિ. જેનું મન સત્યના પ્રકાશથી ભરપૂર હોય તે અંધકાર તરફ કદી દોરાય નહિ. જેને માલિકે પેગમ્બર બનાવી લોકોને સારે માર્ગે લાવવા મોકલ્યો હોય તે તેમને કદી ખોટે રસ્તે લઇ જાય નહિ. જેનો આત્મા પરમાત્માની સાથે મળેલો હોય તે પરમાત્મા સિવાય બીજાનું સેવન કરે નહિ. ખુદાએ તેમને દુનિયા ઉપર રહેમત[2] કરવા મોકલ્યા હતા તેથી તેમણે ઇસ્લામ ધર્મ

---

૧. સૂરતુર-રૂમ, આયત ૩૦-૩૧.

૨. કૃપા, મહેરબાની, કલ્યાણ. જુઓ કુરાને શરીફ, સૂરતુલ—અંબીયા. આયત ૧૦૭. " અને અમે તને હે મોહમ્મદ ! ખાસ આખા વિશ્વ માટે એક આશિર્વાદ તરીકે મોકલ્યો છે. "

શીખવાડયો, અને ખુદાતાલાએ પોતાને સોંપેલું કામ પુરેપુરૂ કરી દેખાડયું.

હવે **ઇસ્લામ** શું છે અને તેનું શિક્ષણ કેવું છે તેનું અવલોકન કરીએ.[૧]

---

૧. મી. બૉસવર્થ સ્મીથ પોતાના પુસ્તક "ધી મોહંમદ ઍન્ડ મોહમેડનીઝમ" માં ઈસ્લામ અને હ. મોહંમદ સલ્અમ માટે જણાવે છે કે "**ઈસ્લામનો અર્થ** ખુદાની ઇચ્છા અને આજ્ઞા ઉપર નમ્રતાથી યકીન લાવવાનો અને તે ઉપર સંતોષી રહેવાનો થાય છે, અને મુસલમાનોની જીંદગી ગાળવાની રીતી પણ એજ છે. ટીકાકારો એવી ટીકા કરી શકે કે આ બન્ને મુળતત્વમાં એવી કંઈ વાત છે જે વિશે એમ કહેવામાં આવે કે તે નવી હતી? અથવા હઝરત મોહમ્મદ સલ્અમનેજ સુઝી હતી? નિ:શંસય છે કે એ વાતમાં કાંઇ નવું ન હતું. બલકે એ વાતો એવી પુરાણી હતી કે જાણે હઝરત મુસાનો જમાનો; બલ્કે આગળ વધી કહું તો ખરેખર એ વાત એવી જુની પુરાણી છે કે જાણે હઝરત ઇબ્રાહીમ સ. ના જમાનાની વાત, કારણકે હઝરત મોહમ્મદ સલ્અમે પોતે વારંવાર અતી ગંભીરતાથી ફરમાવ્યું છે કે 'હું અરબો માટે કોઇ નવિન વાત લઇને જાહેર થયો નથી. હું **બલકે માત્ર હ. ઇબ્રાહીમ ( અ. સ. ) ની શરીઅતને બીજીવાર સજીવન કરવા આવ્યો** છું. જે શરીયત હમેશાં અહીં ચાલુ હતી તે સર્વ લોકો ભૂલી ગયા છે અથવા તેનાથી ગાફેલ થઇ ગયા છે.' કોમથી ગમગીન ( નાખુશ ) અને માંહો માંહે લડનારા યહૂદીઓ, ત્રણ ખુદાને માનનારા ખ્રીસ્તીઓ અને ભિન્ન ભિન્ન પ્રકારના શ્રેષ્ટ પદાર્થોનું પુજન કરનારાઓમાં કોઇ નવી વાત શીખાડવા માટે નહિ પણ તેઓ જે જુની પુરાની વાત ભૂલી ગયા હતા તે યાદ અપાવવા માટે અરબ ભુમીમાં એક ઉંટ હાંકનારો આવ્યો ! અરબ ભુમી ઉપર ૨૦૦૦ વર્ષ પહેલાં એક એવો માણસ ( મુસા અ. સ. ) જે જંગલમાં ( પોતાના સસરાની ) બકરીઓ ચરાવતો હતો તેને આકાશ વાણીનો ચાતક આપનારો સંદેશો મળ્યો કે 'હું છું જે હું છું. સાંભળ હે ઇસ્રાઇલ, અમારો માલીક ખુદા, એક ખુદા છે. જા અને હું ત્હારી જીભ સાથે હોઇશ, અને શીખવાડીશ, તારે જે કાંઇ કહેવું હોય.' આ શબ્દો સાંભળીને તે માનવંતી પ્રજા આફ્રિકાથી એશીયામાં ચાલી ગઇ, ગુલામો આનંદ ( છુટા ) થઇ ગયા અને એક વિશાળ ખાનદાન એક કોમ-એક પ્રજા બની ગઈ ! પછી એજ અરબની **ભુમી ઉપર વળી પાછો એજ અવાજ એક બીજા બકરીઓ ચરાવનારને આવ્યો અને એવી ચમત્કારિક રીતે તે અવાજ આવ્યો કે દુન્યામે** સામાન્ય રીતે ફાયદો પહોંચાડનારા પહેલાંના અવાજ કરતાં કોઇ પણ **પ્રકારે ઓછો ન હતો**. એટલે "અલ્લાહો અકબર, લાઈલાહા ઇલ્લલ્લાહો મોહંમદુર **રસુલુલ્લાહ**." તે **રીસાલત કબુલ** કરવામાં આવી અને ખુદાનો **સંદેશો** જાહેર કરી દેવામાં આવ્યો, અને એકજ **સદીમાં તે અવાજના પડઘા એડનથી સ્પેન ( અન્તાકીયા ) સુધી અને સેવિલથી સમરકંદ સુધી પડવા લાગ્યા; અને આ સર્વ દેશોએ તેની સત્યતાને માની લીધી જે અદ્યાપિ**

ઇસ્લામનો અર્થ સલામ કરવાનો, નમવાનો, શાંતીથી ચાલવાનો પોતાની ફરજ બજાવવાનો, સલામતી ઇચ્છવાનો, મુક્ત મેળવવાનો, ખુદા ઉપર ભરોસો રાખવાનો, તેની મરજીને આધિન રહેવાનો, ખરા મનથી તેની તાબેદારી કરવાનો, નેકીથી ચાલવાનો, વિગેરે થાય છે.

**કલમો**—ઇસ્લામનો પહેલો રૂકન[1] કલ્મો છે. એટલે ખુદા વાહેદ[2]—એક છે, અને હઝરત મોહમ્મદ તેના પેગમ્બર છે, એવું ખરા અંતઃકરણથી માનવું તેનું નામ કલ્મો છે. ઇસ્લામમાં તમામ બાબતો કરતાં ખુદાની વેહદાનિયત[3] ને ઘણું વજન આપવામાં આવે છે. ખુદા એક છે. તેને સગાં વ્હાલાં કે કુટુંબ નથી. તે સ્વતંત્ર અને ખુદ મુખ્ત્યાર છે. તેના કામમાં કોઇ હાથ ઘાલી શકતો નથી. તે અમર અને અવિનાશી છે. સઘળી ચીજો નાશ પામશે, પણ તે તો હમેશાં કાયમજ રહેવાનો છે. તે આખા વિશ્વનો સરજનહાર છે. તમામ ચીજો તેણે બનાવી છે. આકાશ, પૃથ્વી, સૂર્ય, ચંદ્ર, તારા, માણસ, પશુ, પક્ષી વિગેરે તમામ જીવવાળી અને નિર્જીવ ચીજો તેણે બનાવી છે. સૂર્યમંડળમાં આ પૃથ્વી એક ગ્રહ છે, અને ચંદ્ર એક ઉપગ્રહ છે. એવાં અનેક સૂર્યમંડળ તેણે બનાવ્યાં છે, અને તેઓ તેની આજ્ઞાનુસાર નિયમિત ભ્રમણ કરે છે. તેણેજ પૃથ્વી ઉપર વસતાં અસંખ્ય નાનાં મોટા પ્રાણીઓ બનાવ્યાં છે, અને તેજ તેમનો પાલનકરતા છે. તેનો કોઇ જોડીઓ બરોબરીઓ કે ભાગીઓ નથી. તે સર્વ શકિતમાન, ડહાપણવાળો, ઇનસાફી અને માયાળુ છે. તે માટીનું પૂતળું, પત્થરની મૂર્તિ કે કાગળની છબી નથી, તે સૂર્ય, ચંદ્ર કે તારા નથી, તે પવન, પાણી કે અગ્નિ નથી, તે ગાય, પોઠીઓ કે મોર નથી; પણ તે આખા વિશ્વનો સરજનહાર નિરંજન નિરાકાર છે. દુનિયાની તમામ ચીજ તેની સત્તા હેઠળ છે. તેનો અધિકાર સર્વત્ર પ્રસરી રહેલો છે. આલોક અને પરલોકમાં બધે તેનુંજ રાજ્ય છે. તે ગમે તે વખતે પોતાની સત્તા અજમાવી શકે છે. ભલું બુરું સો તેના હાથમાં છે. તે **સર્વ શક્તિમાન** છે. કોઇ વાત તેની શક્તિ બહાર નથી. તે તમામ ચીજો જાણે છે. કાંઇ પણ વાત તેનાથી છુપી નથી. ભૂત, વર્તમાન અને ભવિષ્ય સઘળું તેને રોશન છે. તેનામાં સર્વ પ્રકારનું જ્ઞાન સમાએલું છે.

---

જેમની તેમ ચાલુ છે." મી. ઇબ્રાહીમ હુસેન કૃત "પરધર્મીઓના વિચારો" નામનું પુસ્તક જુઓ.

૧. સિદ્ધાંત. સ્થંભ. Pillar or Base. બિના. પાયો.

૨. એક અદ્વિતીય.

૩. એકપણું. એકતા. અદ્વૈત્ય.

તે દરેક ચીજ સાંભળી શકે છે. કીડીનો અવાજ પણ તેનાથી છાનો રહી શકતો નથી. તે સઘળું જોઇ શકે છે અને સમજી શકે છે. ચાહે તેવી છુપી વાત અને ચાહે તેવો ગુપ્ત ભેદ હોય અને તે ચાહે તો હજારો પડદામાં હોય તોપણ તે જાણી શકે છે. તેનું જ્ઞાન બધે પહોંચી શકે છે. તે **સર્વ વ્યાપક** છે. વિશ્વમાં જે કાંઈ છે તે સઘળું તેનુંજ છે. તેના સિવાય બીજો કોઇ ખુદા નથી. તે માત્ર એકજ ખુદા છે. જો બે ખુદા હોય તો દુનિયાનો કારભાર જે સારી રીતે વ્યવસ્થાસર ચાલે છે તે કદી ચાલે નહિ. કારણ કે એક ખુદા કહે કે આજે સૂર્ય ઉગાડવો નથી અને બીજો કહે કે ઉગાડવો છે, તો એની રકઝકમાં કાંઇનું કાંઇ થઇ જાય. વળી જો એક ખુદા બીજાનો હુકમ માને અને તેની મરજી પ્રમાણે ચાલે તો તે તેનાથી ઉતરતો કહેવાય. એટલે તે કોઇપણ હાલતમાં સર્વોપરી કહેવાય નહિ. આથી સાફ જણાય છે કે જગતનો સરજનહાર ખુદા તો સ્વતંત્ર અને સર્વોપરી છે. તેની વેહદાનિયતને[1] કોઇ પહોંચી શકતું નથી. તે **સર્વોપરિ** અને અદ્વિતીય છે. તે જગતનો ત્રાતા અને કયામતના[2] દિવસનો માલિક છે. તેના સિવાય બીજો કોઇ ખુદા નથી.

જે પેગમ્બરે ઉપરની બાબતો ઉપર પ્રકાશ પાડી આપણને તે શીખવી છે તેમને ખુદાના ખરા પેગમ્બર જાણવા એ દરેક મુસલમાનનો ધર્મ છે. તેઓ ખુદાના તરફથી આવ્યા હતા, એટલે ખુદાના પસંદ કરેલા પેગમ્બરને માનીએ તોજ આપણે ખરા સેવક કહેવાઇએ. માલિકે આપણી ઉપર કૃપા કરી પ્રસાદરૂપે એવા પેગમ્બર મોકલ્યા[3] કે જેમણે મહેનત કરી આપણને અંધકારમાંથી કહાડયા અને નિતીનો પ્રસાદ આપ્યો; આપણને આપણા કલ્યાણની વાતો શીખ-

---

૧. એકતા. અદ્વૈત્ય.

૨. લેખાં લેવાનો દિવસ. ઈનસાફનો દિવસ.

૩. કહે છે કે ૧ લાખ અને ૨૪ હજાર પેગમ્બરો થયા તેમાં છ ઘણા મોટા ગણાય છે. (૧) હઝરત આદમ (૨) હઝરત નૂહ (૩) હઝરત ઇબ્રાહીમ (૪) હઝરત મૂસા (૫) હઝરત ઈસા (૬) હઝરત મોહમ્મદ. પેગમ્બરો કાંઈ ખુદા નહોતા, પણ ખુદાએ પસંદ કરી મોકલેલા મુનીમ અને ધર્મ શિક્ષક હતા. તેમણે દુનિયામાં આવી લોકોને શિક્ષણ આપ્યું કે મૂર્તિપૂજા મુકી દો, એકલા ખુદાનાજ બંદગી કરો, અને નીતિથી ચાલો; અને તેનાં બીજાં ફરમાનો માથે ચડાવો. તેમની ફરજ માત્ર જાહેર બોધ કરવાની હતી. કેટલાક ઈસાઇ તથા યહુદી લોકોએ પોતાના આગલા પેગમ્બરોને ખુદા સાથે શરીક કરી તેમની પૂજા કરવાનું મંડાણ માંડયું હતું તેથી હઝરત સલ્અમે આખર વખતમાં મુસલમાનોને બોધ આપ્યો હતો કે જેવા એ લોકો પોતાના પેગમ્બરોને ખુદા માની બેઠા છે અને તેવા ખ્યાલથી તેમની પૂજા કરે છે તેમ

વાડી તેમને પેગમ્બર તરીકે માનીએ અને તેમના ફરમાનો માથે ચડાવીએ તોજ ખુદા આપણાથી રાજી રહે.

ખુદા એક છે અને મોહમ્મદ બરહક[1] છે એવું જીભે કહેવું અને તેના ઉપર ખરા અંતઃકરણથી યકીન રાખવું એ મુસલમાનોની પહેલી ફરજ છે. જીભે સારૂં બોલવું અને મનમાં કપટ રાખવું એ મુનાફિક[2] ની નિશાની છે. ઇસ્લામના પહેલે પગથીએજ એવું શીખવાડવામાં આવે છે કે અંતઃકરણથી મ્હોં જુદું રાખવું નહિ. જે અંતઃકરણમાં હોય તેજ વાસ્તવિક રીતે બહાર આવવું જોઇએ. આ ગુણ એવો છે આપણને આ લોક અને પરલોકમાં જોઇએ તેવાં સાધનો કરી આપે છે.

**નમાઝ.**—ઇસ્લામનો બીજો રૂકન નમાઝ છે. રાત દિવસ મળી પાંચ વખત[3] નમાઝ પઢવાનો હુકમ ફરમાવેલો છે કે જેથી આપણે હર વખત ખુદાનું સ્મરણ કરતાં રહીએ. તે આખા જગતનો સરજનહાર છે. પૃથ્વી, આકાશ, સૂર્ય, ચંદ્ર, તારા, નદી, ઝાડ, પર્વત, માણસ, પશુ, પક્ષી, કીડા, જીવજંતુ વિગેરે તમામ ચીજ તેણે પેદા કરેલી છે. તે આખા જગતનું પોષણ કરે છે, અને સાંઢાની ચયળ અને કાષ્ટના કીડા સુદ્ધાંને ખાવાનું આપે છે. આપણને તેણે પેદા કરેલા છે અને પ્રાણીઓમાં આપણો દરજો સૌથી મોટો રાખી[4] આપણને જોઇએ તેવાં સુખ સાધનો આપેલાં છે. જેવી રીતે માબાપ આપણને પાળી પોષી મોટા કરે છે તથા અનેક સંકટ, આફત,

---

તમે મને પાછળથી ખુદા માની મારી પૂજા કરશો નહીં, પણ ફક્ત ખુદાનેજ ખુદા ગણને અને તેની બંદગી કરજો. આથી લોકોએ પેગમ્બરનો મહાન મરતબો ભુલી જવો જોઇતો નથી; તેમ તેમને માત્ર એક મોટા ભાઇ તરીકે ગણવાના નથી, પણ શરૂઆત કરનાર મહાન સરદાર ગણવાના છે.

૧. ખરા. સત્ય.

૨. ઢોંગી કપટી. Hapocrite.

૩. પરોઢીએ સૂર્યોદય પહેલાં, બપોર વખત, બપોર પછી સાંજના, સંધ્યાકાળ વખત અને રાત્રે એ પાંચ વખત નમાઝ માટે ઠરાવેલા છે. એ પાંચ વખતની નમાઝ ઉપરાંત ઇસ્લામ ધર્મમાં બીજી પણ કેટલીક નમાઝો છે. ચંદ્રગ્રહણ અને સૂર્યગ્રહણ વખતે, દુષ્કાળ વખતે, ધાસ્તીની વખતે, ધરતીકંપ વખતે, મરી ગએલા સખસને માટે, જુમ્મા–શુક્રવાર, રમઝાન ઈદ, અને બકરી ઈદને દિવસે એવી જુદી જુદી નમાઝો પઢવામાં આવે છે.

૪. આપણને તેણે " અશરફુલ–મખલૂકાત " એટલે પ્રાણીઓમાં સૌથી શ્રેષ્ઠ બનાવ્યા છે. Lord of Creation.

અને પીડામાંથી આપણું રક્ષણ કરે છે તે કરતાં પણ વધારે કાળજી રાખીને તે દયાળુ માલિક બાળક જન્મતાં પહેલાં તેના પોષણ માટે માની છાતીમાં દૂધ પેદા કરે છે, તથા ડગલે ડગલે તેનું રક્ષણ કરે છે. તે આકાશમાંથી પાણી મોકલે છે અને મરી ગએલી જમીનને સજીવન કરી આજીવિકાનાં સાધન પુરાં પાડે છે. તેજ આપણી અરજ સાંભળનારો છે, તેજ આપણી હાજતો અને મુસ્કેલીઓ દુર કરનારો છે અને તેજ આપણી વા'રે ચડનારો છે. આપણને હાથ, પગ, મ્હોડું, નાક, કાન, આંખ જેવા કીમતી અવયવો તેણે આપ્યા છે એટલુંજ નહિ પણ ખાવાને અન્ન, રહેવાને ઘર, અને પહેરવાને વસ્ત્ર જેવાં સુખ સાધનો પુરાં પાડયાં છે. તેણે આંખ જેવી એક એવી અમુલ્ય ચીજ આપી છે કે એક પલ્લામાં તેને મૂકીએ અને બીજા પલ્લામાં આખી દુનીયાની દોલત મૂકીએ તો પણ તેની બરાબર તે થઈ શકે નહિ. આવી આવી ન્યામતો[1] માટે આપણે તેનો જેટલો ઉપકાર માનીએ તેટલો થોડો છે. માણસે પોતાના માન મરતબા અને વૈભવથી ફુલાઇ જવું જોઇએ નહિ. શરીર પડી ગયા પછી આ ન્યામતોમાંની એક પણ આપણી પાસે રહેવાની નથી. આપણી પાસેથી આપણા અવયવો સુદ્ધાં પડાવી લેવામાં આવશે અને આપણે એક દિવસ માટીમાં મળી માટી થઇ જઇશું. નેકી સિવાય બીજી કાંઇ ચીજ આપણી સાથે આવવાની નથી માટે જેમ બને તેમ નેકી કરી ખુદાનું સ્મરણ કરવું એજ ઉત્તમ છે. કુરાને શરીફમાં ફરમાવ્યું છે કે "બંદગી કરવામાં કાયમ રહો. તેહકીક[2] બંદગી માણસને ખોટાં કામ કરવાથી બચાવે છે, અને ખુદાનું સ્મરણ કરવું એ એક પવિત્ર ફરજ છે.[3]" વળી ફરમાવ્યું છે "મુક્તિ પામેલો તે છે જે પોતાને શુદ્ધ બનાવે છે અને માલિકનું નામ લઇ તેની બંદગી કરે છે.[4]"

નમાઝની ઘણી તાકીદ કરી છે. મુસાફરીના, બિમારીના અથવા બીકના વખતમાં નમાઝની સરળતાની જોગવાઇ કરી આપવામાં આવેલ છે.[5]

---

૧. ઉમદા ચીજો. પ્રસાદ. ૨. ખરેખર. verily.

૩. જુઓ કુરાને શરીફ સૂરત (૨૯) અનકબૂત; આયત ૪૫.

૪. જુઓ કુરાને શરીફ સૂરત (૮૭) અઆલા. આયત ૧૪-૧૫.

૫. મુસાફરીમાં કટકે કટકે નમાઝ પઢવાનો હુકમ છે. એટલે સંગાથ જતો હોય તો થોડી વાર થોભી નમાઝ પઢવી જોઇએ અને પછી લોકોની સાથે થઇ જવું જોઇએ. પછી આગળ ચાલી થોડી નમાઝ અદા કરવી જોઇએ. બિમારીમાં ઉભા ન થવાય તો બેઠાં બેઠાં નમાઝ પઢવી જોઇએ, અને જો હાલી ચાલી નહિ શકાય તો માત્ર ઈશારાથી પઢવી જોઈએ. જો ઘણીજ ધાસ્તી હોય તો ધાસ્તી મટયા પછી તરત પઢવી જોઇએ.

તે તરછટ માફ થઇ નથી. કુરાને શરીફમાં ફરમાવ્યું છે કે "તમે નીમેલી નમાઝ અદા કરો, ખાસ કરીને વચલી નમાજ, અને ખુદાની સામે એક ધ્યાનથી ઉભા રહો, અને જો તમને (જોખમ અથવા નુકશાનની) બીક હોય તો પગે ચાલતાં ચાલતાં અથવા (સવારી કરતાં કરતાં) નમાઝ પઢો, પણ જ્યારે સલામતી (ભરેલી જગા) માં પહોંચો ત્યારે જે ખુદાએ તમે જે જાણતા નહોતા તે શીખવ્યું છે તેને યાદ કરો.[1]" વળી ફરમાવ્યું છે કે "જે કુરાન અમોએ તારી ઉપર મોકલ્યું છે તે તું વાંચ અને નમાઝ અદા કરવામાં તું કાયમ રહે. તેહકીક[2] નમાઝ માણસને નીચ અને ખોટાં કામો કરવાથી બચાવે છે. ખુદાનું સ્મરણ કરવું એ બેશક સૌથી ઉત્તમ વાત છે.[3]

નમાઝ અદા કરતાં પહેલાં વુઝૂ[4] કરી હાથ પગ અને મ્હોડું ધોવું ખાસ આવશ્યક છે; કારણ કે ઇસ્લામમાં સફાઇ માટે ઘણીજ તાકીદ કરેલી છે. સફાઈ વગર ઇસ્લામની એક પણ ફરજ અદા થઇ શકતી નથી. તેટલા માટે ફરમાવ્યું છે કે ધર્મનો ખરો આધાર સફાઇ ઉપર છે. તેના વગર ખુદાની બંદગી કબુલ થતી નથી. વળી નમાઝ પઢતી વખતે મ્હોડું મકકા તરફ રાખવામાં આવે છે તે એટલા માટે કે ઇસ્લામ ધર્મના મથકનો ખ્યાલ તેમના મનમાંથી નીકળી ન જાય. નહિ તો ઇસ્લામ ફરમાવે છે કે "પુર્વ અને પશ્ચિમ ખુદાનીજ છે. તેથી જે તરફ તમે મ્હોડું રાખશો તે તરફ ખુદા છે. તેહકીક[5] ખુદા સર્વ વ્યાપક છે અને બધે હાજર નાજર છે.[6] પૂર્વ તરફ કે પશ્ચિમ તરફ મ્હોડું રાખવામાં ખરૂં પુછો તો નેકી રહેલી નથી; પણ ખુદાની વેહદાનિયત,[7] કયામતનો દિવસ,[8] ફરિશ્તાઓની હસ્તી, ખુદા તરફના ધર્મશાસ્ત્રો, અને પેગમ્બરો ઉપર ઇમાન લાવવામાં, પોતાનાં સગાં સંબંધીઓને, યતીમોને[9] મિસ્કીનોને[10] ભીખારીઓને, મુસાફરોને, કેદીઓને, ખરા ભક્તોને મદદ કરવામાં,

---

૧. જુઓ કુરાને શરીફ સૂરતુલ (૨) બકર —આયત ૨૩૯.

૨. ખરેખર. verily.

૩. જુઓ કુરાને શરીફ સુરત (૨૯) અનકબૂત—આયત ૪૫.

૪. વુઝૂ કરવામાં હાથ, પગ, મ્હોડું ધોવામાં આવે છે, કોગળા કરવામાં આવે છે અને પાણીથી નાક સાફ કરવામાં આવે છે, વળી મસોહ કરવામાં આવે છે એટલે હાથ માથા ઉપર, કાન ઉપર, ગરદન ઉપર અને હાથ ઉપર ફેરવવામાં આવે છે.

૫. ખરેખર. ૬. જુઓ કુરાને શરીફ સૂરત. ૨. આયત ૧૭૯. ૭. એકતા. Unity. ૮. ખુદા જે દિવસે હિસાબ માગશે તે દિવસ, The Day of Decision. ૯. નિરાધાર બાળકો. ૧૦. ગરીબો.

ખેરાત આપવામાં, વાયદા વફા કરવામાં, અને સંકટની વખતે ધીરજ રાખવામાં રહેલી છે. "

ઇસિલામની **નમાઝમાં કેટલો બધો ચમત્કાર** સમાયલો છે તે વીશે વડોદરા નીવાસી રા. રા. કાશીશંકર મુળશંકરે "સ્પર્શા સ્પર્શ વિચાર" ના નીબંધમાં લખ્યું છે. કે:–

" પેશાબનો એક કણ માત્ર જો શરીરને કે કપડાંને અડકે તો અપવિત્રતા ઉત્પન્ન થઇ તે માણસ ખુદાની બંદગી કરવાને ના લાયક બને છે. હાથ પગ ધોયા ( વુઝુ : બનાવ્યા ) સિવાય ખુદાની બંદગી કરવામાં આપત્તિકાળેજ ( નહી છુટકેજ ) તયમ્મુમ વુઝૂની[1] સંમતી અપાય છે. રજસ્વલા સ્ત્રીનો પડછાયો લેવાની તેમાં મના કરેલી હોય એવી રીતે પદ્ધતિ પાળવામાં હાલના સાચા મુસલમાનો હજી પણ ચુસ્ત છે. "

" ખુદાની બંદગી કરી મસ્જીદમાંથી બહાર આવતા મુસલમાનભાઇઓનાં મુખમાંથી અમૃત જેવો પ્રવાહ વહે છે, અને તે માટે સાંજે બંદગી વખતે ઘણાં સ્ત્રી પુરૂષો બાળકોનાં અનેક રોગના નિવારણને અર્થે મસ્જીદ આગળ જાય છે અને શરીરના દર્દી ભાગ ઉપર મસ્જીદમાંથી બહાર નીકળતા શખ્સો પાસે ફુંક મરાવે છે."

**રોઝા.**—ઇસ્લામનો ત્રીજો રૂકન રોઝા છે. તે ખાસ કરીને રમઝાન[2]

---

૧. તયમ્મુમ વુઝૂ માટે પાણી ન મળે. અગર પાણી નુકશાન કરે તેવા સંજોગોમાં ચોખી માટીથી કરવાનો હુકમ છે.

૨ આ મહિનો મુસલમાની સાલનો નવમો મહિનો છે. મુસલમાની સાલના (૧) મોહરમ, ( મોહરમ ) (૨) સફર, ( તેજીયાં ) (૩) રબી-ઉલ-અવ્વલ, ( મોલુદ્દાં ) (૪) રબીઉલ-આખર, (મેંધીયાં) (૫) જમાદીઉલ-અવ્વલ, (મદાર) (૬) જમાદીઉલ-આખર, (શાહ આલમ) (૭) રજ્જબ, (રજબ) (૮) શાબાન, ( સુબરાત ) (૯) રમઝાન, ( રમઝાન ) (૧૦) શૌવ્વાલ, (ઇદ) (૧૧) ઝિલ્કદ, (ખાલી) (૧૨) જિલ્હજ, (બકરી ઈદ) એવા બાર મહિના છે. તેમાં રમઝાન મહિનો ઘણો મુબારક છે. કુરાન શરીફ આજ મહિનામાં ઉતર્યું હતું. આ આખા મહિનામાં મુસલમાનો રોઝા રાખે છે, હમેશાં ખુદાની બંદગી કરે છે, અને ખેરાત કરે છે. આ મહિનામાં સ્વર્ગનાં બારણાં ખુલ્લાં જાણી હજારો મુસલમાનો નેકીનાં કામો કરે છે. આ મહિના ઉપરાંત રજ્જબ અને શાબાન મહિનામાં બની શકે તેટલા અને દરેક મહિનામાં ૧૩, ૧૪, અને ૧૫ એ ત્રણ તારીખે રોઝા રાખવા એ ઘણું ઉત્તમ ગણાય છે. કૌંસમાં ઉપર જે નામો મહીનાનાં આપેલાં છે તે સાધારણ માણસોમાં બોલાતાં હોવાથી તેમની સમજણ માટે આપેલ છે.

મહિનામાં રાખવામાં આવે છે. માણસનું મન આમ તેમ ન ભટકે તેટલા માટે ઇબાદત તરીકે રોઝા રાખવાનો હુકમ આપવામાં આવ્યો છે. રોઝા રાખવાથી માણસની મનકામનાઓ ઉપર દાબ મૂકાય છે અને તેનું મન આમ તેમ નહિ દોડતાં એકાગ્ર થાય છે. મન શાંત થવાથી ખુદાની ભક્તિ સારી રીતે કરી શકાય છે અને આગળનો માર્ગ ખુલે છે. રોઝા રાખવામાં દિવસે ખાવાપીવાની મનાઇ કરવામાં આવી છે એટલુંજ નહિ, પણ ભુંડું બોલવાની, ગીબત કરવાની, અપશબ્દ બોલવાની, અને કામ, ક્રોધ, મદ, લોભ વિગેરે ઉત્પન્ન થાય એવી વાતમાં નહીં પડવાની ભલામણ કરવામાં આવી છે. મન ઉપર કાબુ રાખવા અને શરીર અને આત્માની શાંતી માટે ખુદાની ઇબાદત તરીકે રોઝા રાખવા ઇસ્લામનું આ ફરમાન થયું છે.

કુરાન શરીફમાં ફરમાવ્યું છે કે "હે મોમેનો[1] ! જેમ તમારી પહેલાં થઇ ગએલા લોકોને રોઝા રાખવાનો હુકમ આપવામાં આવ્યો હતો તેમ તમને પણ આપવામાં આવ્યો છે કે તમે પરહેઝગાર[2] થાઓ. રોઝા અમુક દિવસો સુધી રાખવાના છે; પણ તમારામાં જે કોઈ બિમાર હોય, અથવા મુસાફરીમાં હોય તો તેણે બીજી વખત તેટલાજ રોઝા રાખવા જોઇએ; પણ જે લોકો રોઝા રાખવાને શકિતવાન નથી તેમણે[3] તેના બદલામાં એક ગરીબ માણસને ખવરાવવું જોઇએ; પણ જે કોઇ પોતાની ખુશીથી (ગરીબોનું) વધારે ભલું કરે છે તો તેને વધારે સારૂં ફળ મળે છે, અને તમે રોઝા રાખો તો તે તમારે માટે વધારે સારૂં છે જો તમે જાણો તો.[4]"

તમામ માણસો ઉપર રોઝા રાખવાની ફરજ છે; પણ કોઇ સખસ મુસાફરીમાં હોય અને ત્યાં રોઝો રાખી શકવાની સવડ ન હોય અથવા તબી-

---

૧. મોમિન એટલે ઇમાનવાળો. મોમેનો માત્ર તેજ છે કે જેમના અંતઃકરણ જ્યારે ખુદાનું નામ લેવાય છે ત્યારે ડરે છે, જેમનો વિશ્વાસ જ્યારે ખુદાનાં ફરમાનો તેમની આગળ વાંચવામાં આવે છે ત્યારે વધતો જાય છે, અને જેઓ પોતાના માલિક ઉપરજ આધાર રાખે છે, નમાઝ પઢે છે, અને તેમને જે રોજી આપી છે તેમાંથી ધર્માદા આપે છે. તેઓજ ખરેખર સાચા મોમેનો છે. જુઓ કુરાને શરીફ. સૂરતુલ્-અન્ફાલ્. આયાત ૨-૩-૪.

૨. ધર્મિષ્ટ. પ્રરહેજી કરનારા.

૩. કોઈ લાંબી મુસાફરીમાં હોય, અથવા તબીયત રોઝા રાખવાથી વધારે બગડશે એવી બીક હોય, અથવા સ્ત્રી ભારે પગે હોય, અથવા તેને નાનું છોકરૂં ધાવતું હોય તે વખત તેઓ રમઝાનમાં રોઝા ન રાખે તો ચાલે; પણ તેવો વખત પુરો થયા પછી તેમણે ખંડન થએલા રોઝા બીજી વખત રાખવા જોઇએ.

૪. જુઓ કુરાને શરીફ, સૂરએ બકર. આયાત. ૧૮૩-૧૮૪.

યત રોઝા રાખવાથી વધારે બગડશે એવી સીક હોય, ઘણી વૃદ્ધાવસ્થા થઈ હોય, અથવા કોઇ સ્ત્રી ભારે છેડે હોય અથવા તેને છોકરૂં ધાવણું હોય અથવા જેની ઉમર બાર વરસ અંદરની હોય તો તેવી હાલતમાં રોઝા ન રખાય તો પોતાના જીવને નુકસાનમાં નાંખવા ઇસ્લામ દબાણ કરતો નથી. વળી રોઝા રાખવામાં નમાઝ પાંચે વખતની પઢવી જોઇએ. કારણ કે ખુદાની બંદગી વગર એકલા રોઝા રાખવાથી જોઇએ તેવું સાર્થક થતું નથી. ખુદાની ભક્તિ ન થાય તો માણસ જે મુક્તિ મેળવવા ધારે છે તેનો માર્ગ ખુલ્લો થતો નથી.

**ઝકાત.**—ઇસ્લામનો ચોથો રૂકન જકાત છે. ગરીબોને મદદ કરવી, નિરાધારોની તંગીઓ પુરી પાડવી, ધર્માદા ઇસ્પિતાલો સ્થાપવી, ધર્મશાળાઓ બંધાવવી, જળાશયો બંધાવવાં, મિસ્કીનોને ખાવાનું અને લુગડાંલત્તાં આપવાં વિગેરે એવાં ધર્માદા કામ કરવા માટે પોતાની પુંજીનો[1] અમુક ભાગ ખરચવા ઇસ્લામે ખાસ ભલામણ કરી છે. તેવી ખેરાત કાંઈ લોકોને દેખાડવા કે પોતાના બણગાં ફુંકાવવા કરવાની નથી પણ અંતઃકરણથી ગરીબોનું ભલું કરી ખુદાને રાજી રાખવા માટે કરવાની છે. કુરાને શરીફમાં ફરમાવેલું છે કે[2] "લોકો તને પુછે કે જકાતમાં કેટલું ખરચવું? ત્યારે તેમને કહે કે જેટલું તમારાથી ખરચાય તેટલું" વળી ફરમાવ્યું કે "(ખરચ ઉપરાંત) બાકી રહેલું એટલે જે લોકો પોતાની પુંજી ખુદાને રસ્તે વાપરે છે તેમનું ઉદાહરણ એક અનાજના દાણા જેવું છે જેમાંથી સાત અનાજના ડુંડા નીકળે છે, દરેક ડુંડામાં સો દાણા હોય છે. ખુદા જેને ચાહે તેને બમણું કરી આપે છે. ખુદા ઉદાર અને જ્ઞાનવાળો છે. જે લોકો પોતાની પુંજી ખુદાને રસ્તે વાપરે છે અને જેને તેઓ ખેરાત આપે છે (તેને ધમકાવી) તેના ઉપર આભાર ચડાવતા નથી અને ઇજા પહોંચાડતા નથી તેનો બદલો તેમના ખુદા[3] સાથે છે. તેમને કાંઈ ધાસ્તી નથી અને તેઓ દુઃખી થવાના નથી" કોઇને દુઃખી કરીને ખેરાત આપવી તેના કરતાં નરમાશથી ના પાડવી એ વધારે સારૂં છે. હે મોમેનો! જે માણસો લોકોને દેખાડવા ખેરાત કરે છે અને ખુદા અને છેલ્લા દિવસ ઉપર ઇમાન લાવતા નથી તેમની માફક

---

૧. સો રૂપીઆની પુંજી ઉપર બાર મહિને જે અઢી રૂપીઆની ફરજીયાત ખેરાત આપવામાં આવે છે તે. સો રૂપીઆથી વધુ પુંજી ઉપર એજ પ્રમાણમાં વધુ ઝકાત આપવામાં આવે છે. ઝકાત એ માલનો મેલ ગણાય છે તેથી પરહેજગાર માણસો તે લેતા નથી અને જો તે લે તો તેમની ગણત્રી ઉતરતી પંકતીમાં થાય છે.

૨. જુઓ કુરાન શરીફ સૂરતુલ-બકર આયત ૨૧૯.

૩. જુઓ કુરાને શરીફ; સૂરએ-બકર ૨ આયાત ૨૬૧-૨૬૨.

તમે તમારી ખેરાત ઉપકાર ચડાવીને અને ઇજા પહોંચાડીને રદ બાતલ કરો નહિ. * * * * * *
હે મોમેનો! જે સારી કમાણી તમે કરી છે તેમાંથી અને જમીનમાંથી અમે જે કાંઈ તમારે માટે ઉત્પન્ન કર્યું છે તેમાંથી ખેરાત કરો, અને જે (ખરાબ) ચીજ તમે પોતે પણ આંખ મીચ્યા (સૂગ ચડાવ્યા) વગર લઈ શકો નહિ તેવી ચીજ ખેરાતમાં આપવાનો વિચાર કરશો નહિ. * * *
* * જો તમે ખેરાત ખુલ્લી રીતે કરો તો ઠીક છે પણ જો ગુપ્ત રીતે કરો અને ગરીબોને આપો તો તે તમારે માટે વધારે સારૂં છે."

વળી લખ્યું છે કે "ઝકાત (ખેરાત) ફકીરો, મિસ્કીનો, ઝકાત એકઠી કરનારા, જેમનાં અંતઃકરણનું ઇસ્લામ તરફ વલણ થએલું છે (એટલે જેઓ નવા મુસલમાનો છે) તે, ગુલામોને છુટા કરનારા, દેવાદારો, ખુદાના રસ્તાના (એટલે ધર્માદા) કામ અને અશક્ત મુસાફરો માટે છે[1]" આપણી પુંજીમાં ગરીબોનો પણ પણ ભાગ છે, અને તેટલા માટેજ સો રૂપીઆની મૂડી ઉપર વરસ દહાડે અઢી રૂપીઆ ઝકાત આપવાની ઠરાવેલી છે. માણસને ગરીબ અને નિરાધાર પ્રત્યે કેટલી લાગણી છે તે આથી જણાઈ આવે છે. ઝકાત એ એક પ્રકારની ઇબાદત[2] છે. નમાઝ અને રોઝાની ઇબાદત શરીરથી થાય છે ત્યારે જકાતની ઇબાદત ધનથી થાય છે. ધન એ વાપરવા માટે છે કાંઈ છાતી ઉપર બાંધી જવા માટે નથી. તે મનુષ્ય જાતીના કલ્યાણ અર્થે ખર્ચ કરવા માટે છે, કાંઇ જમીનમાં દાટી મુકવા માટે નથી. માલિકે આપણને જે પુંજી આપી છે તેથી આપણે ન્યામતો[3] અને સુખસાધનો મેળવી ખુશાલીમાં દિવસ ગુજારીએ છીએ. આપણા સુખની સાથે બીજા આપણા ગરીબ ભાઇઓનાં સુખનો પણ આપણે ખ્યાલ રાખવાનો છે. તેટલા માટે દ્રવ્યનો ઉપયોગ ખુદાને રસ્તે કરવો એ ખરા અંતઃકરણવાળા માણસની ફરજ છે.

**હજ્જ,**—ઇસ્લામનો પાંચમો રૂકન હજ્જ છે. ઇસ્લામ ધર્મ પ્રમાણે જે મુસલમાન ઉમર લાયક હોય, શરીરે તંદુરસ્ત હોય, પૈસે ટકે સુખી હોય, અને પોતાની પાછળ પોતાના કુટુંબના ભરણપોષણ માટે જોગવાઈ કરી

---

૧. જુઓ કુરાને શરીફ સૂરએ તોબા, આયા ૬૦. ઝકાત ગરીબ અને મિસ્કીનને માટે, જે લોકો તેમને માટે મહેનત કરી જકાત એકઠી કરે છે તેમને માટે, કેદીઓને છોડવવા માટે, કરજદાર અને મહોતાજની તંગીઓ દુર કરવા માટે, ધર્માદા કામ માટે અને નિરાધારને મદદ કરવા માટે છે.

૨. બંદગી, પ્રાર્થના.

૩. ઉમદા ચીજો, પ્રસાદ.

શકે એમ હોય તેને મક્કે હજ્જ કરવા જવું જોઇએ. હજ્જ કરવાથી ઘણું પુણ્ય થાય છે તેટલા માટે લાખો હાજીઓ દર વરસે દુનિયાના જુદા જુદા ભાગોમાંથી મક્કામાં એકઠા થાય છે.[1] ઇસ્લામના મથક મક્કાની મુલાકાત ઠરેલા વખતે લેવાની દરેક મુસલમાનને ઇસ્લામ ભલામણ કરે છે. કુરાન શરીફમાં ફરમાવેલું છે કે "ખરેખર પહેલવહેલું ઘર માણસોને માટે જે બાંધવામાં આવ્યું તે મક્કામાં છે. તે સઘળા માણસોને મુબારક અને ખરો રસ્તો બતાવનાર છે. તેમાં સ્પષ્ટ નિશાનીઓ છે. તેમાં એક મુકામે-ઇબ્રાહીમ છે, અને જે તે ઘરમાં દાખલ થાય છે તે સહીસલામત છે. આની હજ્જ કરવી એ જે લોક ત્યાં જવા શક્તિમાન હોય તેની ઉપર એક વ્યાજબી ફરજ છે, અને જે કોઈ નથી માનતો તો ખરેખર ખુદા કોઇની પરવા રાખતો નથી.[2] " વળી ફરમાવ્યું છે કે " હજ્જ અમુક મહિનાઓમાંજ થાય છે; માટે જે કોઇ તે મહિનાઓમાં હજ્જની ફરજ બજાવવા જાય છે તેણે હજ્જની દરમ્યાન સ્ત્રીઓ સાથે [ અનીતિનો ] વહેવાર રાખવો નહિ તેમજ કાંઇ પાપ કે કજીઆ કરવા નહિ. જે સારાં કામ તમે કરોછો તે ખુદા જાણે છે. તમારી [ હજ્જની ] મુસાફરી માટે સામગ્રી કરો; પણ સર્વથી ઉત્તમ ભાતું નેકી છે. હે ડાહ્યા માણસો ! મારો ડર રાખો. હજ્જ દરમ્યાન [ વેપાર કરી ] ખુદા પાસે તમારી પુંજીમાં વધારો થવાનું માગો તો એમાં કાંઇ પાપ નથી.[3] "

જે માણસ હજ્જ કરવા જવા માગતો હોય તેણે પ્રથમ પોતે કરેલા ગુન્હા[4] માટે તોબા[5] કરી ખુદાની માફી માગવી જોઇએ. પોતાનું તમામ કરજ અદા કરવું જોઇએ; અને બધાની માફી માગી પોતાની જીંદગીનો ખુદા ઉપર ભરોંસો મૂકી પૂર્ણ શ્રદ્ધાથી બિસ્મિલ્લાહ[6] બોલી નીકળવું જોઇએ. જેવી રીતે અંત વખતે માણસ સઘળી ઉપાધીઓથી મુક્ત થવા માગે છે તેવી રીતે આ વખતે પણ તેણે સઘળી જંજાળથી નચીંત થઇ ખુદા તરફ પોતાનું ચિત્ત ચોટાડવું જોઇએ. એટલે કે તેણે ખુદાનો દરેક હુકમ ઉઠાવવા

---

૧. કોન્ગ્રેસો, કોન્ફરન્સો, કમીટીઓ, મીટીંગો, પ્રદર્શનો વિગેરે ભરી હજારો લોકોને ભેગા કરવા પ્રયત્ન કરવામાં આવે છે તો ધર્મનીજ એવી આજ્ઞાઓ હોય તો શું ખોટું કે બાર મહિને લાખો માણસો નીમેલે દિવસે ભેગા થાય અને જે કાંઈ કરવું હોય તે કરી શકે.

૨. જુઓ કુરાને શરીફ, સૂરહલુ-આલે-ઇમ્રાન-આયાત ૯૬-૯૭.

૩. જુઓ કુરાને શરીફ, સૂરએ-બકર. આયાત ૧૯૭-૧૯૮.

૪. પાપ. ૫. પસ્તાવો.

૬. પ્રથમ ખુદાનું નામ લેવું તે.

તૈયાર થઈ રહેવું જોઇએ. ક્યારે કાળ આવશે તે કહી શકાય નહિ, માટે પ્રથમથીજ તૈયારી કરી રાખવી જોઇએ. આવું કરવાથી તે પાપ કરવાં મૂકી દે છે અને ઉપાધીઓથી મુક્ત થઇ શાંતિ અખત્યાર કરે છે. મક્કામાં પહોંચતાં પહેલાં તે એક ફકીરી લિબાસ ધારણ કરે છે. ત્યાં તે કાંઇ વત્તું ઓછું બોલી શકતો નથી, કોઇની સાથે લડાઇ કજીઓ કરી શકતો નથી; તેમજ કોઇના ઉપર જબરાઈ વાપરી શક્તો નથી. તેને રાત દિવસ ખુદાનું સ્મરણ કરવાનું હોય છે. તેના ઉપર જે સખતી ગુજરે તે તેને ખમવી પડે છે. પોતાના જાતી ભાઇઓનાં સુખ તરફ ધ્યાન આપવું પડે છે, પોતાના કલ્યાણ માટે ખેરાત કરવી પડે છે, અને મહાન્ હઝરત સલ્અમે છેલ્લી હજ્જ વખતે જે ક્રિયાઓ કરી હતી તેનું અનુકરણ કરવું પડે છે.[1]

**ઇસ્લામની નીતિ.**—ઉપરનાં ફરમાનો સિવાય ઇસ્લામમાં બીજાં પણ ઘણાં ફરમાનો છે. કુરાન શરીફમાં ફરમાવ્યું છે કે “ કહે આવો, જે ચીજો પરવરદિગારે તમારે માટે હરામ[2] કરેલી છે તે હું તમને વાંચી સંભળાવું. તે એ કે તમે કોઇને તેની સાથે શરીક[3] કરો નહિ. માબાપ સાથે સારી વર્તણુકથી ચાલો, અને તમે તમારાં છોકરાંને ગરીબાઇની બીકથી મારી નાખો નહિ. અમે તમને અને તેઓને આજીવિકાનાં સાધન આપીએ છીએ. પાપ ઉઘાડાં હોય કે છુપાં હોય પણ તે તરફ જાઓ નહિ. તમને હક્ક મળ્યો હોય તે સિવાય જે જીવને માલિકે [ મારવાનું ] હરામ કરેલું છે તેને કતલ કરો નહિ. આ સર્વ ખુદાએ તમને ફરમાવેલ છે કે કદાચ તમે સમજો. માબાપ વગરનાં બાળકોની માલ મિલકતની ઉત્તમ વ્યવસ્થા કર્યા સિવાય અને જ્યાં

---

૧. હાલમાં જે લોકો હજ માટે જાય છે તે મદીને શરીફ પણ જાય છે. કાબેતુલ્લાહવાળા શહેર મક્કા મોઅઝ્ઝુમા તેઓ જાય છે ત્યારે સાથે સાથે મદીને શરીફ પણ તેઓ જઇ મહાન હઝરત સલ્અમના રોજા મુબારકની જયારતથી ભાગ્યશાળી થયા છે, અને દુનિયામાં ઇસ્લામની રોશની ફેલાવનાર **રસૂલે અરબી** (અરબી પેગમ્બર) ના રોજા મુબારક ઉપર હાજર થઇ તેમણે પોતાને આપેલા ઈસ્લામરૂપી પ્રસાદ માટે તેમનો ઉપકાર માની તેમની શફાઅતના ઉમેદવાર થાય છે, અને તેમ કરી પોતાના બળતા અંતઃકરણને શાંત કરે છે. હઝરતે ફરમાવ્યું છે કે જે માણસ મારી કબર આગળ આવી મારે વાસ્તે ખુદા આગળ પ્રાર્થના કરશે અને આશિર્વાદ માગશે તેને માટે કયામતના દિવસે શફાઅત કરવી—ખુદા આગળ બક્ષિસ ચાહવી મારે માટે આવશ્યક થઇ પડશે.

૨. મનાઇ. રદ્દ કરેલી.

૩. શરીક એટલે ભાગીઓ, મદદગાર. ખુદાને કોઇનો હાથ છે કે કોઇની મદદ છે એવું જાણો નહિ.

સુધી તે બાળકો ઉમર લાયક ન થાય ત્યાં સુધી તમે તે માલ મિલકતને અડકો નહિ.[1] ન્યાયપૂર્વક ખરૂં માપ અને પુરો કાંટો રાખો.[2] અમે કોઇ જીવને તેની શક્તિ ઉપરાંત તકલીફ આપતા નથી. જ્યારે તમે બોલો ત્યારે જો તે સગાના સબંધમાં હોય તોપણ ન્યાયથી બોલો, અને ખુદાનું વચન બરાબર માથે ચડાવો. ખુદાએ તમને આ સર્વ ફરમાવ્યું છે કે કદાચ તમે શીખામણ લો.[3]"

વળી ફરમાવ્યું છે કે " તારા પરવરદિગારે હુકમ આપ્યો છે કે તેના સિવાય બીજા કોઇની બંદગી કર નહિ. માબાપનું ભલું કર. જો તેઓ બંનેમાંથી એક અથવા બંને ઘરડાં થયાં હોય [ અને ગરીબ હોય ] તો તેમને કાંઈ પણ તુચ્છ શબ્દ કહીશ નહિ. તેમની સાથે મોટેથી બોલીશ નહિ. બંને સાથે સારાં વચનોથી વાત કર, તેઓ આગળ નમ્રતાની આંખ મમતાથી નીચી નમાવ[4] અને કહે કે હે પરવરદિગાર ! તેમણે બંનેએ મને નાનપણથી ઉછેર્યો છે; માટે તેમના ઉપર દયા કર. જો તમે સુકૃત કરનાર હોવ તો તમારાં અંતઃકરણમાં જે છે તે તમારો માલિક સારી રીતે જાણે છે. ખરેખર ખુદા તોબા કરનારને માફી આપનારો છે. સગાંવ્હાલાંને તેમજ ગરીબ અને મુસાફરોને તેમના હક આપ. તારો માલ ઉડાઉપણે ઉડાવ નહિ. ખરેખર ઉડાઉ માણસો શેતાનના ભાઇ છે, અને શેતાન પોતાના માલિકનો કદી આભાર માનતો નથી. * * * * * * તું તારો હાથ તારી ગરદન સાથે બાંધેલો રાખ નહિ ( એટલે કંજુસ થા નહિ ). તેમજ તદ્દન ખુલ્લો રાખ નહિ, (એટલે ઉડાઉ થા નહિ ) કે જેથી તું ઠપકાને પાત્ર અને નિર્ધન થાય.[5] * * * * વ્યભિચાર તરફ જા નહિ, ખરેખર તે એક દુષ્ટ કામ અને ખરાબ માર્ગ છે. તમે માબાપ વગરનાં બાળકોની માલમિલકત પાસે જે ઉત્તમ રીત છે તે (અખત્યાર કર્યા) સિવાય જાઓ નહિ જ્યાં સુધી તેઓ ઉમર લાયક થાય. તમે તમારો કરાર પુરો

---

૧. યતીમોના માલને બે પરવાઇથી ખરચ કરનારાઓએ આ ભુલવું જોઇતું નથી.

૨. ઓછાં માપ રાખી જૂઠાણું ચલાવનારા વેપારીઓએ આ બાબત ધ્યાનમાં રાખવાની છે.

૩. સગા સંબંધીઓનો ખોટો પક્ષ ખેંચનારા બચવાના નથી.

૪. માબાપને નારાજ કરનારા પછી ગમે તો તે આલિમ હશે તો પણ ખુદા તેને છોડનાર નથી.

૫. એક બે વાનીઓથી ચાલી શકે તેવું હોય છે છતાં ખાણામાં પંદર વીસ વાનીઓ તૈયાર કરી નકામો ખરચ કરવામાં આવે છે તે આલીમોએ જોવું જોઈએ.

પાળો. ખરેખર કરાર વિષે પુછવામાં આવશે. જ્યારે તમે માપ ભરો ત્યારે પૂરેપૂરો ભરી આપો, અને ખરા કાંટાથી તોલ કરો. આ (પ્રમાણે કરવું) વધારે સારૂં છે અને પરિણામે ઉત્તમછે. જે વિષે તને જ્ઞાન નથી તેનું અનુકરણ કર નહિ. * * * * *
અને તુ પૃથ્વીમાં મગરૂબીથી ચાલ નહિ."[1]

વળી ફરમાવ્યું છે કે "હે મોમેનો! ખરેખર દારૂ, જુગાર, મૂર્તિઓ અને ગેરકાયદે રમતનાં તીર એ શેતાનનાં દુષ્ટ કામોમાંના છે. માટે તેનાથી દુર રહો કે કદાચ તમને મુક્તિ મળે. શેતાન માત્ર ઇચ્છે છે કે તમારી વચ્ચે દારૂ અને જુગારથી દુશ્મનાઈ અને દ્વેષભાવ નાખે, અને તમને ખુદાનું સ્મરણ કરતાં અને નમાઝ પઢતાં અટકાવે, ત્યારે શું તમે અટકવાના છો?[2]" વળી ફરમાવ્યું છે કે "હે મોમેનો! એક કોમે બીજી કોમની મશ્કરી કરવી જોઇએ નહિ કદાચ તે વધારે સારી હોય. તેમજ સ્ત્રીઓએ સ્ત્રીઓની મશ્કરી કરવી જોઇએ નહિ, કદાચ તે તેમના કરતાં વધારે સારી હોય. તમે એક બીજાની ખામી કહાડશો (નીંદા કરશો) નહિ. એક બીજાને તોછડા નામથી બોલાવશો નહિ. ઇસ્લામ ધર્મ કબુલ કર્યો પછી એમ કરવું એ બહુ ખરાબ છે. જે આવા કામ કરવા માટે પસ્તાતા નથી તે જુલમગાર છે. હે મોમેનો! ઘણી ખરી દુષ્ટ કલ્પનાથી અલગ રહો. ખરેખર કેટલીક કલ્પના પાપ છે. બીજાઓના ખાનગી કામથી વાકેફ થવા ઇચ્છા રાખો નહિ; અને એક બીજાની નીંદા કરશો નહિ. શું તમારામાંનો કોઇ એવું ઇચ્છે કે તે મુએલા ભાઇનું માંસ ખાય[3]? તમે તે કામ ધિક્કારો, અને ખુદાનો ડર રાખો, ખરેખર ખુદા પશ્ચાતાપ સ્વીકારનાર અને દયાળુ છે.[4]"

વળી ફરમાવ્યું છે કે "મોમેનો! તમે ખુદાને હાજર નાજર જાણી ન્યાયપૂર્વક જબાની આપો, પછી તે તમારી પોતાની, તમારાં માબાપની,

---

૧. જુઓ કુરાને શરીફ, સૂરએ બની-ઇસ્રાઈલ, આયત ૨૨ થી ૩૭.

૨. જુઓ કુરાને શરીફ, સૂરએ-માએદા, આયત ૯૦—૯૧. આવાં શેતાની કામો છોડી દઇ માણસે નમાઝ ઉપર કાયમ થઇ જવું જોઇએ.

૩. કોઈની ગીબત કરવી એ મુએલા ભાઈનું માંસ ખાવા બરાબર છે. પોતે ખરા રસ્તે ચાલનારા છે એવો ઘખારો રાખી બીજાઓની જે લોકો ગીબત કરે છે તે સુવ્વરનું તો શું પણ મુવેલા ભાઇનું ગોશ્ત-માંસ ખાય છે. કેટલા લોકો આ બુરાઇથા બચ્યે છે?

૪. જુઓ કુરાને શરીફ, સૂરતુલ હોજોરાત, આયત ૧૧—૧૨.

તમારાં સગાંવહાલાંની, અથવા પૈસાદાર કે ગરીબની વિરૂદ્ધ હોય (તો પણ ફિકર નહિ.) કારણકે ખુદા તમને સારી રીતે ઓળખી શકેછે.[૧] " "હે મોમેનો! ધીરજ રાખો. ધીરજમાં દૃઢતા મેળવો, મક્કમ થાઓ અને ખુદાથી ડરો કે કદાચ તમને મૂક્તિ મળે.[૨] "

**ચૅમ્બર્સના ઍન્સાઈક્લોપીડીઆમાં** લખ્યું છે કે "ઇસ્લામનો એક ભાગ જે જમાનાના ફેરફારથી પણ ઝાઝો બદલાયો નથી અને જે તેના સ્થાપક (હઝરત મોહમ્મદ સલ્અમ) ના મગજની ખુબીઓ દર્શાવે છે. તે કુરાને શરીફમાં વર્ણવેલી નીતિ છે. ગેર ઇનસાફ, જૂઠ, મગરૂબી, આડંબર, કપટ, નિંદા, મજાક, કંજુસાઇ, ઉડાઉપણું, દુરાચાર, અને અવિશ્વાસ એવી બાબતોને ઇસ્લામ ધિક્કારે છે; જ્યારે ઉદારતા, સખાવત, વિનય, મલાજો, ક્ષમા, ધીરજ, કરકસર, સચ્ચાઇ, પ્રમાણિકપણું, અદબ, સારી રીતભાત, સંપ, વિશ્વાસ, ખુદા ઉપર ભરોસો રાખવો, અને રાજીખુશીથી તેની મરજીને સ્વાધિન થવું એ એક ખરા મુસલમાનનાં મુખ્ય લક્ષણ છે.[૩]"

હઝરત મોહમ્મદ પેગમ્બર સલ્અમે શીખવેલો ઇસ્લામ આવો છે. તે કાંઇ ખાલી બકારો નથી; પણ એક શક્તિવાળું અને ચૈતન્ય આપનારૂં તત્વ છે. તે ખરૂં ધારવું, ખરૂં બોલવું અને ખરૂં કરવું વિગેરે ગુણોનું એક ખરૂં ધોરણ છે.

**સર વિલિયમ મ્યૂર** લખે છે કે "જે ધર્મ હઝરત મોહમ્મદ પોતાની પાછળ મુકી ગયા તેણે ઘણા ફાયદા કીધા છે. આપણને વગર વાંધે કબુલ કરવું પડે છે કે અરબસ્તાનમાં સેંકડો વરસથી ચાલતા આવેલા વહેમો તેણે નાબૂદ કરી નાંખ્યા છે, ઇસ્લામના તેજ આગળ મૂર્તિપૂજા ઝાંખી પડી ગઇ છે, ખુદાની ગેબી સંપૂર્ણ શક્તિ અને વેહદાનીયતના[૪] સિદ્ધાંતો લોકો

---

૧. જુઓ કુરાને શરીફ, સૂરતુન-નિસા. આયત ૧૩૫. પોતાને પાકા નમાઝી અને પરહેજગારમાં ખપાવનારા કેટલા મુસલમાનો આવા નીકળશે?

૨. જુઓ કુરાને શરીફ, સૂરતુલ-આલે-ઇમ્રાન. આયત ૨૦૦.

૩. આજકાલ જમાનો એવો આવ્યો છે કે વ્યાજ ખાનારા, જુઠું બોલનારા, નાણા ઉચાપત કરનારા, દેવાળાં કહાડનારા પણ પોતાને પરહેજગારમાં ખપાવવા માગે છે છતાં આલિમો તેમના તેજમાં અંજાઇ જઈ તેમની વિરૂદ્ધ એક શબ્દ પણ બોલી શકતા નથી; પણ ઉલટા તેમનાજ રોટલા ખાઈ તેમને પુષ્ટી આપે છે.

૪. અદ્વૈત. એકતા. એક હોવું.

માનવા લાગ્યા છે, અને એકજ ખુદાના ઉપર ભરોસો રાખતાં શીખ્યા છે. સંસાર સુધારામાં એ ધર્મ કાંઇ પાછળ પડતો નથી. સર્વ મુસલમાન એક બીજાના ભાઈ છે એવું શિક્ષણ મળવાથી તેમનામાં ઘણે દરજ્જે ભાઇચારો વધેલો છે. યતીમોનું[1] રક્ષણ કરવું, ગુલામો સાથે માયાથી વર્તવું, અને શરાબથી[2] છેટે રહેવું વિગેરે બાબતો એ ધર્મે શીખવી છે.[3] "

**શ્રીયુત રણછોડભાઈ ઉદયરામ** લખે છે કે "હઝરત મોહમ્મદ પેગંબર સાહેબે શ્રી મુખે કહ્યું છે કે, 'નીતિનો મહીમા વધારવા માટે પ્રભુ બણીથી મને મોકલવામાં આવ્યો છે;' વળી તેમણે આજ્ઞા કરી છે કે 'પરમેશ્વરની **નીતિની** ટેવ પાડો'. આમ આજ્ઞા કરવાનું કારણ એટલુંજ કે તેમના અનુયાયી અથવા ધર્મ માનનારા નિશ્ચય જાણે કે નીતિ એ ખરેખર પરમેશ્વરી આજ્ઞા છે, અને એના જેવો બીજો એકે સદ્ગુણ નથી. શ્રદ્ધાવાન લોકોને પગલે ચાલવાવાળાઓ જે જાગરણ કરે છે, અને રોઝો (અપવાસ) રાખે છે, તેઓને નીતિને રસ્તે ચાલવાની ફરજ છે; કારણ કે કયામતને દિવસે જે શુભ નીતિ અને શુભ કરણી હશે તે કાંટામાં તોલાશે. પંડીતો કહી ગયા છે કે નીતિનો સુધારો એ એક સીધો માર્ગ છે, જે માર્ગ ચડયા વીના શ્રેષ્ટ સરદારીરૂપી જે છેવટ સ્થાન છે તે સ્થાને પહોંચી શકાય એમ છે નહીં. વળી એવી જાતની નીતિ વિના સદ્ગુણરૂપી સામગ્રી પશુપણાના વનમાંથી મનુષ્યપણાની રાજધાનીમાં લઈ જઇ શકાય એમ નથી."[4]

" અયોગ્ય વચન અને નિન્દાકરણીથી પોતાની મનોવૃત્તિનેજ રોકી રાખવી, તથા યોગ્યતા પ્રમાણે પોતાની તેમજ બીજા મનુષ્યોની પ્રતિષ્ઠા રાખવી, તેમજ કોઇ પ્રકારે કોઇનું માન ઘટાડવું નહિ, એનું નામ વિનય છે. હઝરત મોહમ્મદ ( સ. અ. વ. ) પેગમ્બર સાહેબને અનુસરીને આપણે વિનય શીખવો; કારણ કે તે એક વિનયનો ભંડાર હતા; અને હઝરત મોહમ્મદ પેગમ્બરના જેવા સુધરેલા અને વિનયવાળા ઘણા ઓછાજ થયા છે, માટે એમનું ઉદાહરણ લઇને વિનય શીખવો. કેમકે તેઓમાંના વિનયનો ગુણ પ્રભુ બણીથી પ્રાપ્ત થયેલો હતો.[5] "

---

૧. માબાપ વગરનાં બાળકો. અનાથ બાળકો. ૨. દારૂ. મદિરા.

૩. જુઓ મી. જાફરભાઇ રહેમતુલ્લાહ કૃત "ખોજા કોમનો ઇતિહાસ," પાન ૩૭.

૪. જુઓ કચ્છના માજી દિવાન મી. રણછોડભાઈ ઉદયરામ રચિત " પાદશાહી રાજનીતી " નામક પુસ્તકની પ્રસ્તાવના.

૫. એજ મી. રણછોડભાઇ ઉદયરામે પાદશાહી રાજનીતિમાં " વિનય—અદબ " ના હેડીંગથી ૧૦ મા પ્રકરણમાં ઉપર પ્રમાણે લખ્યું છે.

પંજાબવાળા મી. લાલા લજપતરાય કહે છે કે " હું એમ કહેતાં જરા પણુ અચકાતો નથી કે ઇસ્લામના પેગમ્બર માટે મારા મનમાં ઘણીજ ઇજ્જત છે. ધર્મગુરૂઓ અને સુધારકોમાં તેમનો દરજ્જો ઘણો બુલંદ છે.[1]

મહારાજા કિશન પ્રસાદ કહે છે કે "મારી આસ્થા કોઇ વલી કે નબી સાથે સ્વાર્થને લીધે નથી અને મારે મારા ધર્મને સંતાડવાની જરૂર નથી. જોકે એ જાણીતું છે કે હું લડવૈયા કોમનો એટલે ક્ષત્રી છું, પણ મારો ધર્મ કેવળ સૂફી છે. હું તેને ખરા અંતઃકરણથી માનનાર છું, અને કહું છું કે પરમકૃપાળુ પરમેશ્વર મને મારી આ ધારણામાં સફળ કરે. હું આ પવિત્ર અને સ્વચ્છ ધર્મને મુદ્રાલેખ બનાવું છું. હું હઝરત મોહમ્મદ સલ્અમ તરફ જે ભાવ દેખાડું છું તેથી તે મારી રાજકીય ચાલ અથવા અમુક હેતુ છે એમ કેટલાકો તરફથી કહેવામાં આવે છે. આથી મને ખરેખર હસવું આવે છે. જ્યારે સારી વાત જાણુવામાં ન આવી ત્યારે વાતો ઘડવા લાગ્યા; મતભેદનું પરિણામ ઇચ્છાનુસાર નીકળતું નથી તો પણ હું આ કારણને લીધે ખુશ થાઉં છું કે મારી ઇર્ષા કરવામાં આવે છે. હું ઇર્ષા કરતો નથી. પણ મતભેદ દૂર કરવાને મારા થોડા વિચારો પ્રસિદ્ધ કરવાની મને જરૂર પડી છે" વિગેરે તેમણે લખ્યું છે; અને તે પછી આ લેખના છેવટના ભાગમાં રસુલુલ્લાહ (સ. અ. વ.) ની તારીફમાં કેટલાંક કાવ્યો લખ્યાંછે.[2]

"હઝરત મોહમ્મદ પેગમ્બર (સલ્અમ) પણ યોગી હતા તે તેમનું દીલ સખી, અને ગુફામાં એકાંત બેસી રહેવાની તથા અરધી કે પોણી રાત સુધી પ્રાર્થના તથા મનસોચારણ કરવાની તેમની ટેવ કહી આપે છે.....

એ પેગમ્બરને સંસારની રાજદ્વારી ખટપટનો સંબંધ રહેવા છતાં જે તેમણે અંતર દ્રષ્ટિથી જોએલું વર્ણવ્યું છે તે યોગી[3] વિધર્થીઓ માટે સારૂં છે."[4]

---

૧. જુઓ મી. સદરૂદ્દીન કૃત હમારા નબીનું પવિત્ર જીવન, પૃષ્ટ ૫૮.

૨. મહારાજા સર કિશન પ્રસાદ બહાદુર (હૈદરાબાદી) કે. સી. આઈ. જે નીઝામ હૈદરાબાદના મુખ્ય દીવાન હતા તે.

૩. યોગી–સૂફી–મહાત્મા–બુઝુર્ગ–દુર્વેશ.

૪. જુઓ સુરતના મી. બહેરામજી ડોસાભાઇ બસલા કૃત "અંતર જગત પ્રવાસ" પૃષ્ટ ૧૨૫–૧૨૭.

**તલવાર.**—મી. કૃષ્ણલાલ ઝવેરી કહે છે કે "ઇસ્લામને માથે સાધારણ રીતે એવો દોષ મુકવામાં આવે છે કે, પોતાના ધર્મમાં વટલાવવા માટે કાફરો ઉપર ગમે તેવી રીતે જુલ્મ કરવો એવું હઝરત મોહમ્મદ ( સ. અ. વ. ) નું ફરમાન હતું, પરંતુ એ વાત ખોટી છે. કુરઆને શરીફમાં ઠેકાણે ઠેકાણે એવાં વચનો છે કે, ' ખરા મુસલીમની ફરજ તો એ છે કે જે પરધર્મનો હોય તેને સમજાવી સાચો માર્ગ બતાવવો, જો તે સમજે તો ઠીક છે ને ન સમજે તો અલ્લાહ તેને જોઇ લેશે. ' આવા ફરમાનમાંથી માત્ર દાખલા તરીકે એકજ અત્રે ઉતારી લીધું છે. કુરઆને શરીફના ૩ જા પ્રકરણ ( ૩, ૧૯ ) માં ફરમાવ્યું છે કે ' જે અભણ ( અને અજ્ઞાની ) છે તેઓને કહો કે તમો મુસલમાન થશો ? જો તેઓ મુસલમાન થાય તો તેઓએ ખરેખર સીધો રસ્તો મેળવ્યો છે, અને તેઓ પોતાની પીઠ ફરવે તો તારી ઉપર માત્ર સંદેશો પહોંચાડવાનું ( કામ ) છે. અને ખુદા પોતાના બંદાઓને જોનાર છે.[1] "

લાહોર ગર્વન્મેંટ કૉલેજના અંગ્રેજ પ્રિન્સીપાલ પ્રૉફેસર મી. ટૉમસ આર્નલ્ડ લખે છે કે " ધર્મનો ઉચ્ચ ઉદ્દેષ આપી આપીનેજ મુસલમાનોએ પૃથ્વી ભરમાં ઇસ્લામ ધર્મનો પ્રચાર કર્યો છે. તેઓએ પ્રત્યેક મુસલમાન ધર્મ પ્રચારકોના નામ ઠામ લખીને ઘણી ઉત્તમ રીતે ખુલાસેવાર સમજાવી દેખાડી દીધું છે કે તેમણે યુરોપ આફ્રિકા અને એશિયાના પ્રત્યેક દેશમાં તથા પ્રશાન્ત સમુદ્રના ટાપુઓમાં કેવા શાન્ત ભાવથી ઇસ્લામનો પ્રચાર કર્યો છે. શું તલવારના બળથીજ ચીન દેશના લગભગ ૧/૪ લોક ઇસ્લામ ધર્મને માનનારા થયા છે ? જોકે ચીનમાં તો મુસલમાનો કોઇ પણ વખત વિજય પૂર્તીમાં સામેલ થયા ન હતા તેમ તેમનું ત્યાં રાજ્ય પણ ન હતું. સુમાત્રા, જાવા, બોર્નિયો અને આફ્રિકામાં અરબી ઉપદેષકોના ભારી પરિશ્રમ અને ઉદ્યમથી મુસલમાન ધર્મનો પ્રચાર થયો છે. ખ્રીસ્તીઓમાં ધર્મનો પ્રચાર કરનારા માત્ર ગણ્યાગાંઠ્યા લોકોજ હશે; પરંતુ મુસલમાનોમાં તો દરેક મનુષ્ય પોતાના ધર્મનો પ્રચારક છે. તેમની ધર્મ ઉપર અધીક આસ્થા હોવાના પ્રતાપે સઘળા મુસલમાન ઉપદેષકો તેમાં ઘણું કરી અરબી ઉપદેશકો અવકાશ મળતાંજ ધર્મનો ઉપદેશ ઘણાંજ ઉત્તમ દ્રષ્ટાંતો દેખાડીને અનેક દેશમાં

1. મી. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી એમ. એ. એલ. એલ. બી. એમણે " ગુજરાતમાં ઇસ્લામી ઉપદેશકો " અથવા " ધર્મોપદેષકો માટે કુરઆનનું ફરમાન " એ વિષય નીચે એ પ્રમાણે લખ્યું છે.

ઇસ્લામ ધર્મનો પ્રચાર કરી ગયા છે, અને વળી કુરાન [ પાક ] માં પણ પરધર્મીઓ ઉપર સદ્વર્તન કરવા સંબંધી ઢગલા બંધ ઉપદેશ સમજાવવામાં આવ્યા છે.[1] "

**મી. ડેવનપોર્ટ** લખે છે કે " હઝરત મોહમ્મદે પોતાનો ધર્મ તલવાર વડે દુનિયામાં ફેલાવ્યો એમ સમજવું એ એક હડહડતી ભૂલ છે. એટલું તો કબૂલ કરવું પડશે કે હઝરત મોહમ્મદનો ધર્મ જેમાં માણસના ભોગને બદલે નમાઝ અને ઝકાતની, અને દુશ્મનાઇને બદલે ભાઇચારા અને સંસારી સદ્ગુણોની ભલામણ કીધી છે તેણે સામાન્ય સુધારા ઉપર ઘણી સારી અસર કરેલી હોવી જોઇએ. આવા ધર્મના ફેલાવ માટે મૂર્તિપૂજા નાબુદ કરવા જે તલવારની બહોળી મદદ હઝરત મૂસા પેગમ્બરે લીધી હતી તે તલવારની કાંઇ જરૂર નહોતી[2]

**મીસ કીટ** એક અંગ્રેજ બાનું મી. જોસફ ઉપરના પત્રમાં લખે છે કે " તમે હઝરત મોહમ્મદ સલ્અમના ધર્મને મારફાડનો ધર્મ કહો છો પણ તેમાં હું તમને દોષ દેતી નથી. એ દોષ તો એ ધર્મને એવો ચીતરનાર ખ્રિસ્ત પાદરીઓનો છે. ખરેખર સાધારણ બુદ્ધિના માણસ પોતાના એબ ન જોતાં બીજાઓની ખુબીઓને એબ ગણે છે; પણ દાના અને શાણા માણસો વિચાર કરે છે, પહેલાંથીજ શબ્દ મ્હોડામાંથી બહાર કહાડતાં પહેલાં સર્વ બાજુઓ તપાસી જુવે છે, ધ્યાનમાં લે છે, અને વખોડતાં આંચકો ખાય છે. એતો ઇશુ ખ્રીસ્ત ઉપર આસ્થા રાખવાથી નિડર થઇ ગએલા ખ્રિસ્તિ સાધુઓજ બીજાઓની ખુબીઓને એબ તરીકે ગણવાની હીંમત ધરે છે. ઓલ્ડ ટૅસ્ટૅમેન્ટ ( તવરેત ) નું પુસ્તક વાંચી જુઓ અને પછી કહો કે કયો ધર્મ દયાવાળો છે.[3]

મક્કામાં જે લોકો પ્રથમ ઇસ્લામમાં દાખલ થયા હતા તેમાંનો એક પણ કાંઈ લાલચ, ધમકી કે વચનથી થયો નહોતો; પણ તેઓ સત્ત્વળા ખરાપણાને લીધે થયા હતા. અને દુશ્મનોએ જોકે તેમને તેટલા માટે ઘણી ઘણી આફતોમાં નાખ્યા હતા તો પણ તેઓ ડગવા પામ્યા નહોતા. દુશ્મનોનું અતિશય જોર હતું. તે વખતે મહાન હઝરત સલ્અમ લોકો ઉપર

---

૧. જુઓ મી. આર્નલ્ડનું " પ્રીચીંગ ઑફ ઇસ્લામ" નામનું અંગ્રેજી પુસ્તક.
૨. જુઓ ડૉકટર ડેવનપોર્ટ કૃત " ઍપૉલૉજી ફૉર મોહમ્મદ." નામનું પુસ્તક.
૩. જુઓ મી. વલી મોહમ્મદ મોમિને પ્રકટ કરેલું " મીસ કીટનું ઇસ્લામ " એ નામનું પુસ્તક પાન ૧૩૩ ઈ. સ. ૧૯૧૦.

કાંઇ પણ દબાવ કરી શકે એવી સ્થીતી નહોતી. તો પછી ઇસ્લામ તલવારના જોરથી ફેલાયો એવું કહેવું કેટલા દરજ્જે ટકી શકે છે. ?

"એક તરફ કુરાન અને બીજી તરફ શમશેર, મતલબ કે કાંતો મુસલમાની ધર્મમાં આવો અથવા તો મૃત્યુને શરણ થાઓ, એવો જુલમ પાછલા વખતમાં ઝનુની ઇસ્લામીઓને હાથે થતો હશે, પણ તેને માટે ખુદ કોરઆને શરીફમાં કોઇ પણ રીતનું ફરમાન મળતું નથી; તેમજ હઝરત મોહમ્મદ પેગમ્બરની આખી જીંદગી એ વાતને ખોટી પાડે છે. એઓ પોતે કહે છે કે ધર્મ સંબંધે કાંઇ દબાણ કરવાનું નથી.' (પ્રકરણ ૨-૨૫૬). એઓ પોતાને ખુદાના રસૂલ એટલે પરમેશ્વરના કાસદ કહેવડાવતા હતા, અને તેના તરફથી મળેલો સંદેશો પહોંચાડવો એટલીજ ફરજ સમજતા હતા. શરૂઆતમાં ઇસ્લામમાં જે જે પુરૂષ અને સ્ત્રી વરેલાં તે એમનાં સગાંમાંથી અથવા તો સ્નેહીઓમાંથી હતાં. તે વખતે એમની પાસે કશી સત્તા નહોતી કે જેને જોરે તેમને પોતે વટલાવી શકે. તેમજ જ્યારે એમના મતને અનુસરનારાઓની સંખ્યા સેંકડોની ને હજારોની થઇ, ત્યારે પણ તેમણે તો પોતાની અસલ સમજાવટની પધ્ધતિજ ચાલુ રાખી. એમણે કોઇને કડવો સુખન યા ક્રોધનું વચન કહેલું નહિ, તો પછી 'કોરઆન કબુલ કરો કે કાંતો મોત કબુલ કરો' એવી જુલમી વર્તણુંક તો કયાંથીજ ચલાવી હોય ? અંગ્રેજીમાં જેને આપણે ધર્મપ્રચારક કહીયે છીએ તેનુંજ કામ એમણે કરેલું, અને પોતાની પાછળ થનારાઓને પણ તેજ કામ કરવાનો બોધ આપેલો.[1]

**મી. બ્રાઉન** લખે છે કે "ઘણું કરીને એમ માનવામાં આવે છે કે, ઇસ્લામી વીર નરો બે વાતમાં ફેંસલો કરતા હતા કે 'તમે કુરઆને મજીદને માનો અથવા તલવારની સામે ઉતરો પણ ખરી રીતે જોતાં આ વાત નથી. કેમકે યાહુદી, પારસી, હીંદુ વિગેરેને ધર્મની વાતમાં બિલકુલ છુટ હતી. ફક્ત તેઓની પાસેથી જઝીયા વેરો લેવામાં આવતો, જે ન્યાયપૂર્વક બંદોબસ્ત હતો; કેમકે ખલીફાઓની ઝીમ્મી[2] પ્રજા આ જઝીયા વેરો આપવાથી તમામ કોમી કાર્યો અને મામલાઓ જે મુસલમાનોના ઉપર ફરજ હતાં તેનાથી મુક્ત થતી હતી."

**મી.** કોલ્હટકર લખે છે કે–"એક મહાત્માએ કેવળ ધર્મનું મુખથી

---

૧. "સમાલોચક" માસિકનો જાનેવારી ૧૯૧૬ નો અંક જુઓ.

૨. ઝિમ્મી એટલે શર્ણાગત. જીતાએલી.

વિવેચન કરવું, અને એક મહાત્માએ પોતાની તલવારની તીખી ધારથી તે ધર્મને સારો ફેલાવવો, એ નિયમ પ્રત્યેક ધર્મ માટે દેખાઈ આવે છે. ઇસુ-ખ્રિસ્તના ધર્મને રોમન બાદશાહી સત્તાની જરૂર પડી હતી. બૌધ ધર્મને અશોક રાજાના બળથી જય મળ્યો. યાજ્ઞાવલકયનો તત્વોપદેશ રાજા જનકથી દીપી નીકળ્યો. એવી જે અક્કલ અને શક્તિ, એનું એકમેક પર અવલંબન હોવાથી કોઇ પણ નવો ધર્મ જન્મથી ઘણું કરી લુલોજ હોય છે. જે ધર્મ પ્રચારક લોક હોય છે તેનાજ હાથમાં જો રાજ્યસત્તા હોય અગર તત્વનો બોધ આપનારા જો રાજકુળમાં ઉત્પન્ન થાય તો કોઇબી નવા ધર્મપર પોતાના " ન્હાનપણમાં " લાંબી નજરનો ભેદક પવન સહન કરવાનો દુર્ઘટ પ્રસંગ આવશે નહિં. પરંતુ સુભાગ્યની અનુકુળતાથી મોહમ્મદી ધર્મને એવી ખેદજનક દશા કદી પણ અનુભવવી પડી નથી. તે ધર્મ પ્રકાશમાન અવસ્થામાંજ ઇતિહાસની ભૂમીપર ઉદય થયો. અને આજ સુધી તેને પરાક્રમી પુરૂષોની અતિશય મદદ હોવાના કારણે આજ સુધી તેનું દેદિપ્યમાન તેજ પહેલાંના જેવુંજ કડકપણે તલપી રહ્યું છે. મોહમ્મદી ધર્મનો આરંભ હઝરત મોહમ્મદના સામ્રાજ્યમાંથીજ થયો છે, અને તેના ઉપર કોઇ પણ પ્રસંગ આવે તો પણ હઝરત મોહમ્મદના વર્તનને જેનાથી ડાઘ લાગે એવી વાત તે પુણ્ય પુરૂષના આશિર્વાદથી કદી પણ થશે નહિ એવી ખાતરી કરવા માટે ઘણાંજ કારણો છે.[1] "

કેટલાક લોકો દલીલ કરે છે કે હઝરત મોહમ્મદે હઝરત મૂસાની માફક લડાઇઓનું કામ જારી રાખ્યું તો તેમણે હઝરત ઇસાની માફક પોતાનો જીવ આપી કેમ ન દીધો. તો આના જવાબમાં આપણે કહીશું કે હઝરત સલ્અમના સમયમાં જેટલી લડાઇઓ થઇ તે પોતાના બચાવ સિવાય ખાલી નહોતી. તે ચાર પ્રકારે થઈ હતી. (૧) દુશમનોના હુમલા રોકવા તથા નાબૂદ કરવા માટે કરવામા આવી હતી. (૨) લડવા માટે અથવા હુમલો કરવા માટે દુશમનો તરફથી લોકો એકઠા કરવામાં આવતા તો તેમનો ફિસાદ મટાડવા અને તેમને વીખેરી નાખવા માટે કરવામાં આવી હતી. (૩) જે લોકોએ પોતાના કરારનો ભંગ કર્યો હતો અથવા પોતાનું વચન તોડી દગલબાજી કરી હતી તેવા સાથે કરવામાં આવી હતી (૪) ખબર મેળવવા અને દેશ તથા લોકોની હાલતના સમાચાર જાણવા જે માણસો ઇસ્લામ તરફથી મોકલવામાં આવ્યા હતા તેમણે લડાઈ કરી પાડી હતી. એટલે આ લડાઇઓ એવી હતી જે

---

૧. જુઓ મી. અચ્યુત બળવંત કોલ્હાટકર બી. એ. એલ. એલ. બી. નો પુનાના માસિક "ચિત્રમય" જગતમાંનો લેખ, જાનેવારી ૧૯૧૨ નો અંક.

સાધારણ રીતે દેશનો કારભાર ચલાવવા તથા સુલેહ શાંતી જાળવવા માટે થાય છે. દુનિયામાં કોઇ કોમ એવી નથી જેણે દેશનો કારભાર હાથમાં લીધો હોય તેમ છતાં તેને આવી લડાઈ ન કરવી પડી હોય. આ લડાઇઓ હથીયાર વાપરી લોકોને બળાત્કારે ઇસ્લામમાં લાવવા માટે કરવામાં આવી હતી એ વાત કોઇપણ બુદ્ધિવાળો અને રાગ દ્વેષથી મુકત હોય તેવો માણસ તો કદી માનેજ નહિં. જે કોમની હુકુમત જે ઠેકાણે જામી જાય છે ત્યાં તેના ધર્મનો તેમજ તેના રીત રિવાજોનો પણ કુદરતી રીતે ફેલાવો થતો જાય છે અને લોકોનું તે તરફ વલણ થતું જાય છે. એજ પ્રમાણે ઇસ્લામી હુકુમતને લીધે સામાન્ય રીતે ઇસ્લામના ફેલાવને પણ મદદ મળી. પરંતુ એવી લડાઇઓ જે દેશની જરૂરીઆતો માટે તથા સુલેહ શાંતી જાળવવા માટે થઇ તે ઇસ્લામનો ફેલાવ કરવા તથા બળાત્કારે ઇસ્લામ કબૂલ કરાવવા માટે કરવામાં આવી હતી એમ કહેવું એ સાફ ગલતી ભરેલું છે. ઇસ્લામમાં એક પણ એવી બાબત નથી જે જીતેલા દેશના લોકોના ધર્મની સ્વતંત્રતાની આડે આવતી હોય. જઝીઆ વેરો જે આશ્રિતો પાસેથી તેમના રક્ષણના કામ માટે લેવામાં આવતો તેના કરતાં મુસલમાનો ઉપરનો ઝકાત વિગેરેનો વેરો કાંઇ ઓછો ન હોતો. મુસલમાનોને દર વરસે સો રૂપીયે અઢી રૂપીયા ઝકાત તરીકે આપવા પડતા હતા એટલુંજ નહી પણ લડાઇ થતી તો તેમને ફરજીઆત લડવા જવું પડતું હતું. એટલે બીજા ધર્મવાળા તે વખતે મુસલમાનો કરતાં સારી હાલતમાં હતા એટલુંજ નહી પણ લડાઇમાં જવાની ફરજમાંથી તદન મુક્ત હતા. ધારો કે કદાચ કેટલાક મુસલમાન બાદશાહોએ અન્ય ધર્મવાળાઓ ઉપર જુલમ કર્યો હોય અને તેમની ધર્મ સંબંધી સ્વતંત્રતા નાબુદ કરી નાખી હોય તો તે તેમનું અંગત કાર્ય છે અને તેને માટે તેઓ પોતે જવાબદાર છે. તેથી ઇસ્લામને કાંઈ લેવા દેવા નથી. તેમ મહાન હઝરતે કાબામાંથી મૂર્તિઓ નાબુદ નરી નાખી તેમાં તેમણે કાંઇ ગેરવ્યાજબી કર્યું નથી. કારણ કે કાબાનું ધામ તેમના વડીલ હઝરત ઇબ્રાહીમે ખાસ ખુદાતાલાની બંદગી માટે તૈયાર કર્યું હતું. પણ જ્યારે અરબ લોકોમાં મૂર્તિપૂજાએ જડ ઘાલી ત્યારે તેમણે કાબામાં પણ મૂર્તિઓ ગોઠવી દીધી. આવા કારણને લઇને હઝરત ઇબ્રાહીમના વડીલ પુત્રનો પુત્ર પોતાના બાપ દાદાએ તૈયાર કરેલા પવિત્ર ધામમાંથી મૂર્તિઓ નાબૂદ કરે અને તેમનો વેહદાનિયતનો અસલ ધર્મ પાછો સજીવન કરે એમાં વાંધો લેવા જેવું કારણ રહેતું નથી. અરબસ્તાનના ઘણાખરા લોકો હઝરત ઇબ્રાહીમની ઓલાદના હતા તથા હઝરત સલ્અમ પણ તેમાંનાજ હતા એટલે પોતાની કોમને મૂર્તિઓનો ત્યાગ કરી હઝરત ઇબ્રાહીમના ખાસ માલિકની

બંદગી કરવાનું શિક્ષણ આપવામાં તેમણે કાંઇ પણ ગેરવ્યાજબી કરેલું હોય તેમ કોઇ પણ કહી શકશે નહી.

હવે પેગમ્બરો આવી લડાઇઓ કરી શકે કે કેમ એ વાત ઉપર આપણે આવીશું. આ વાતનો ઇનકાર કરવો અને તેને અયોગ્ય સમજવી એ કુદરતના કાનુનથી વિરૂધ્ધ છે. તમામ પેગમ્બરો જ્યારે પોતાની કોમને સુધારવા ઉભા થાય છે અને આગળ પડે છે ત્યારે પ્રથમ ચારે તરફ તેમના દુશ્મનો હોય છે. જો તેઓ પોતાનો બચાવ કરવા તથા દુશ્મનોથી પોતાનું રક્ષણ કરવા કોશીશ ન કરત તો આજે દુનિયામાં ન ક્રિશ્ચયન ધર્મ હોત ન બીજો કોઇ ધર્મ હોત. લોકો હઝરત મૂસાના કામો તો ભુલી જાય છે અને હઝરત ઇસાની ગરીબાઈ તથા નિરાધાર હાલત આગળ ધરે છે; પણ અત્રે આપણે કહીશું કે હઝરત ઇસાએ ફકત ત્રણ વરસ જેટલી ટુંકી મુદતજ પેગમ્બરીનું કામ લોકો આગળ રજુ કરેલું છે. તેમની જીંદગીમાં તેમના અનુયાયીઓની સંખ્યા માત્ર સીતેરની હતી એટલે તેમને પોતાના દુશ્મનો સાથે લડાઇ કરી તેમને નાબૂદ કરવાનું જોર પ્રાપ્ત થયું નહોતું, અને તેથીજ તેમને દુશ્મનોના હાથમાં સપડાવું પડયું હતું. તો પણ પાછળથી તેમના અનુયાયીઓમાં તેમના ધર્મનું બળથી રક્ષણ કરનાર ન નીકળ્યા હોત તો આજે દુનિયામાં તેમના ધર્મસ્થાન જોવામાં પણ ન આવત. તેમ છતાં બીજા પેગમ્બરોના અને મહાન હઝરતના સંજોગોમાં ઘણો ફરક હતો. ધર્મનો પ્રચાર કરવા ઉપરાંત તેમને સામાજીક વ્યવસ્થા તરફ પણ ન છુટકે ધ્યાન દેવું પડતું હતું. અરબસ્તાનમાં બાદશાહતનું નામ નહોતું. દરેક વર્ગનો સરદાર હાકેમ હતો અને તેને બધા લોકો મોટો ગણતા હતા. તેને ન છુટકે અધિકાર લેવો પડતો હતો તથા વ્યવસ્થા કરવી પડતી હતી. જ્યારે સઘળા વર્ગના લોકો મુસલમાન થઇ ગયા ત્યારે તેઓ પોતાના પેગમ્બર મહાન હઝરત સલ્અમ સિવાય બીજાને પોતાનો ઉપરી બનાવે તથા બીજાના હુકમ ઉપર અમલ કરે એ બનવાજોગ નહોતું. જ્યારે આવી સ્થીતિ હતી તો પછી નિરાધાર મુસલમાન પુરૂષો, સ્ત્રીઓ, તથા બાળકોને દુશ્મનોના જુલમથી બચાવવા માટે તથા પોતાનું રક્ષણ કરવા માટે હથીયાર ધારણ કરવામાં આવે તો તેને કોણ અયોગ્ય કહી શકે એમ છે? આર્ય લોકો જ્યારે પોતાના અસલ વતનમાંથી નીકળીને હિંદુસ્તાનમાં આવ્યા ત્યારે વેદના નામે તેમણે અનાર્યો ઉપર જીત મેળવવા તથા તેમનો હક નષ્ટ કરી તેમને પોતાના પંજામાં લઇ કચડી નાખવા કેટલું કેટલું કર્યું છે તે ઇતિહાસ કહી આપે છે. આર્યોએ જો જોર જુલમથી હીંદુસ્તાનના ખાસ હકદાર અનાર્ય વતનીઓ ઉપર કેર

ન વરતાવ્યો હોત તો આજે આર્ય તથા વેદનું નામ પણ ન હોત. વળી આર્યોના ધર્મનેતાઓએ પણ ઘણી લડાઇઓ કરેલી છે.[૧] આથી સાબિત થાય છે કે કોઈ પણ કોમના કાંતો ધર્મપ્રચારકો અથવા તેમના શિષ્યોએ ધર્મને માટે લડાઇ ન કરી હોય એવું જણાતું નથી.

**મી. નારાયણ હેમચંદ્ર** લખે છે કે " લોકો કહે છે કે તલવારના " બળથી મુસલમાની ધર્મ જયવાન[૨] થયો છે. જ્યારે હઝરત મોહમ્મદ " સાહેબે ઇશ્વરનું દર્શન મેળવીને બીબી ખદીજાની પાસે મનની વાત જાહેર કરી " હતી ત્યારે તલવાર ક્યાં હતી ? જ્યારે ધીરે ધીરે એક પછી એક તેમના " શિષ્યની સંખ્યા વધવા લાગી ત્યારે તલવાર ક્યાં હતી ? જ્યારે કુરેશીઓનો " જેમ જેમ જુલમ વધવા લાગ્યો તેમ તેમ મુઠીભર મુસલમાનોનો વિશ્વાસ " અને વીર્ય[૩] અક્ષય[૪] થયો ત્યારે તલવાર ક્યાં હતી? જ્યારે ટોળાબંધ " માણસો વિશ્વાસને માટે સ્વદેશમાંથી દેશનિકાલ થઇને રેતીનાઃ રણમાં ઘણું " દુઃખ સહન કરીને પ્રાણ વિસર્જન[૫] કરવા લાગ્યા હતા ત્યારે તલવાર " ક્યાં હતી ? જ્યારે મદીનાના લોકો અડધી રાત્રે તેમની પાસેથી " અમોઘ[૬] પ્રતિજ્ઞામાં દિક્ષિત[૭] થયા હતા ત્યારે તલવાર ક્યાં હતી ? વિશ્વા-" સબળથી મુસલમાની ધર્મ ફેલાવ્યો છે. વિશ્વાસબળથી બળવાન થઇને " મુસલમાનો અનંત શત્રુસાગરમાં તર્યાં છે. વિશ્વાસના બળથી મુઠીભર મુસ-" લમાનોએ શત્રુસાગર પાર થઇને પોતાની વિજય પતાકા સ્વદેશમાં " ફરકાવી છે.[૮] "



૧. આર્યોનાં મહાભારત તથા રામાયણનાં પુસ્તકોમાં આવી લડાઇઓના દાખલા મળી આવ્યા વિના રહેશે નહીં.

૨ ફતેહમંદ.

૩. બળ. ૪. અચળ, દૃઢ.

૫. છોડવું.

૬. દૃઢ. ૭. દાખલ થવું. સ્વીકારવું.

૮. જુઓ મી. નારાયણ હેમચંદ્ર કૃત હઝરતનું જીવનચરિત્ર



# પ્રકરણ ૧૪ મું.

## ઇસ્લામ અને દુનિયા.

**ખુદાતાલા** ફરમાવે છે કે "હે લોકો, અમે તમને એક પુરૂષ અને એક સ્ત્રીમાંથી પેદા કર્યા છે અને તમને જુદી જુદી કોમ અને જુદા જુદા ખાનદાનના બનાવ્યા કે તમે એક બીજાને ઓળખી શકો ખુદાની આગળ તમારા સૌમાં વધારે માનવંત તેજ છે જે વધારે પરહેજગાર-ધર્મિષ્ટ છે. ખુદા સૌ જાણનાર અને પુરો માહિતગાર છે."—**કુરાને શરીફ.**[1]



ક્રિશ્ચયાનીટી અને ઇસ્લામ.—મી. સૈયદ મોહમ્મદ હસનખાન સી. આઇ. ઇ. લખે છે કે "ઇસ્લામે ક્રિશ્ચયાનીટીને જે મદદ કરી છે અને જે જે ફાયદા પહોંચાડયા છે તેથી માલમ પડે છે કે દુનિયામાં ઇસ્લામ કરતાં ક્રિશ્ચયાનીટીનો મિત્ર બીજો કોઇ ભાગ્યેજ હશે. ક્રિશ્ચયાનીટીનો મૂળ પાયો હઝરત યહયા[2] નામના એક નેક અને નમ્ર સ્વભાવના સખસ જે ખુદાતાલાનો રસ્તો દુરસ્ત કરવા નિર્માણ થએલા હતા તેમણે નાખ્યો હતો. પાછળથી તેનો સઘળો આધાર હઝરત ઇસા[3] ઉપર રહ્યો હતો અને તેમણેજ તેને ટકવી રાખી હતી. તેમની શક્તિ ઘણી અદભુત હતી અને તેમના ઘણા ચમત્કાર નજરે પડતા હતા તેથી પાછળથી તેમને લોકો એટલે દરજ્જે મહત્તાવાળા અને પવિત્ર સમજવા લાગ્યા કે તેઓ ખુદાના પુત્ર છે એમ ઠરાવ્યું. ઇસ્લામ

---

૧. સૂરતુલ-હોજોરાત, આયત, ૧૩.

૨. John the Baptist. જ્હોન ધી બાપ્ટિસ્ટ.

૩. Jesus Christ. જીસસ ક્રાઇસ્ટ;

ક્રિશ્ચયાનીટીની તરફેણમાં દ્રઢ અને મક્કમ રહી તેને મદદ રૂપ થઇ પડયો એટલુંજ નહીં પણ તેણે ક્રિશ્ચયાનીટીને દાબી દેવાનો પ્રયત્ન કરનાર યહુદી ધર્મનો મુકાબલો કર્યો, અને હઝરત યહયા ખુદાના ખરા પેગમ્બર અને હઝરત ઇસા પેગમ્બર તથા ખુદાના આત્મા ( રૂહુલ્લાહ ) છે એવું ચોખી રીતે સાબીત કરી દેખાડયું. ઇસ્લામ સિવાય બીજો કોઇ પણ ધર્મ એમ કહી શકવાની હીંમત ધરી શકશે નાહિં કે તેણે ક્રિશ્ચયાનીટીને કાંઈ પણ મદદ કરી છે કે તેને કાંઈ પણ ફાયદો પહોંચાડયો છે. ક્રિશ્ચયાનીટીના પ્રેરિતો ઉઠી ગયા પછી તેમાં ત્રીમૂર્તીનો[1] એક એવો ભેદ આવી પડયો જે ખુદાના અખંડ સત્યથી અને હઝરત ઇસાએ શીખવાડેલી તેમજ પ્રેરિતોએ બાઇબલમાં લખેલી બાબતોથી તદન વિરૂધ્ધ નીકળ્યો. ઇસ્લામે એને વખોડી કહાડી ફક્ત એકજ ખુદાતાલાનું સ્મરણ કરવાનું ફરીથી જારી કરાવ્યું અને હઝરત ઇસા પેગમ્બરે પ્રથમ શીખવાડેલી બાબતો ફરીથી તાજી કરાવી. ઇસ્લામ હમેશાં ક્રિસ્ચિયનોને જાગૃત કરતો રહ્યો, અને તેણે હમેશાં હઝરત ઇસાએ જે ખરા માર્ગનો બોધ કર્યો હતો તે ઉપર ચાલવા તેમને વારંવાર ભલામણ કરી. આથી ઇસ્લામની રોશની તરફ તેમની નજર ખેંચાઈ અને પોતે અંધારામાં છે એવું તેમને જણાઈ આવ્યું. તેમને પોતાનો અસલ દરજો પ્રાપ્ત કરવાની આતુરતા થઈ. આ વખતે ઇસ્લામ પોતાની વહેદાનાયતના તેજસ્વી કીરણો યુરોપ તરફ ફેંકતો હતો તેના પ્રકાશથી ક્રિસ્ચિયનોને ત્રીમૂર્તીનો સિદ્ધાંત હઝરત ઇસા પેગમ્બરના શિક્ષણ વિરૂદ્ધ છે એમ માલમ પડયું, અને તે પરથી તેમણે ખુદાતાલા એક છે અને હઝરત ઇસા તેના એક ખરા બંદા છે[2] એવું માનવાનું શરૂ કર્યું. ઇસ્લામનો સિદ્ધાંત પણ આજ છે, એટલે ક્રિસ્ચિયનો તે ઉપર આવવા લાગ્યા. તેમનો એક જથો તે ઉપર કાયમ થયો અને તેમણે પોતાનું નામ ' યુનીટેરિયન[3] ' રાખ્યું. આ સંપ્રદાય હજુ પણ એજ નામથી પ્રખ્યાત છે. જો યુનીટીનો[4] વાદ ક્રિસ્ચિયાનીટીમાંથી થોડા વખતને માટે ખસેડી લેવામાં આવે તો મી. ગીબનનો જે અભિપ્રાય છે કે "જો સેન્ટ પીટર[5] અને સેન્ટ

---

૧. Trinity. તસલીસ. પિતા, પુત્ર અને પવિત્ર આત્મા એ ત્રણે મળીને એકજ ખુદા છે એવો મત.

૨. બંદા એટલે સેવક.

૩. એકજ ખુદાને માનનારા.

૪. વેહદાનીયત. ખુદા એક છે એવો મત.

૫. ક્રિશ્ચયનોના આ એક મોટા મહાત્મા હતા.

પૉલ[1] હમણા પ્રકટ થઈ પોપના[2] વેટીકન[3]–મહેલમાં ઘુસી જાય તો એ વિશાળ ધર્મસ્થાનમાં અસરકારક રૂઢીઓથી જે દેવતાઓની પૂજા કરવામાં આવે છે તે દેવતાનાં નામ માહિતી લેવા તેમને પુછવાં પડે. ઑક્ષફર્ડ અને જીનેવામાં જવાથી તેમને એટલી બધી અજાયબી થાય નહીં. પણ એ દેવળમાં જવાથી તો વાકેફ થવા માટે તેમને સવાલ જવાબ કરવા પડે અને તેમના અસલ ગ્રંથકારોએ જે લખાણ લખ્યાં છે અને તેમના માલિકની વાણીનું જે વિવેચન કર્યું છે તે ઉપર તેમને ઉંડો વિચાર કરવો પડે " એ મી. ગીબનનો અભિપ્રાય ખરો પડયા વિના રહે નહીં. "

" ઇસ્લામે ક્રિશ્ચિયાનીટીને સઉથી દેખીતો ફાયદો તો એ પહોંચાડયો છે કે તેણે ક્રિશ્ચિયનોના મોટા ધર્મગુરૂ પોપની સર્વોપરી સત્તા અધર કરી તેમને તેના બંધનમાંથી મુકત કર્યા છે, અને તેમનામાં એક નવીજ જીંદગીનો આત્મા ફુંકી દીધો છે. ક્રિશ્ચિયનો પોપને ખુદાનો અને હઝરત ઇસાનો ખાસ કુલ મુખત્યાર પ્રતિનિધી સમજતા હતા અને તેને પાપ કદી અસર કરેજ નહીં એવો પવિત્ર માનતા હતા.[4] તેમનો એ વિશ્વાસ હતો અને હજુ પણ કેટલાકનો એવો વિશ્વાસ છે કે પોપને સ્વર્ગ અને નર્કના દરવાજા મરજી પડે ત્યારે ખોલવાનો આધકાર છે, તે પાપ નિવારણ કરી માણસને મુકતી પમાડી શકે છે, ગમે તેવી અપવિત્ર ચીજને તે પવિત્ર કરી શકે છે; ટુંકામાં પોપ એ બીજા હઝરત ઇસા પેગમ્બર છે વિગેરે તેઓ માનતા હતા; પણ ઇસ્લામે તેમને ખરી બિનાથી માહિતગાર કર્યા અને જે જે ખામીઓ હતી તે બતાવી આપી. તેમને આવા ગુલામગીરીનાં બંધનમાં પડી રહેવા માટે ઠપકો આપ્યો અને પાદરીઓની અયોગ્ય સત્તાનો ત્યાગ કરી ખરૂં શું છે તે પોતાની મેળે ખોળી કહાડવા સુચના કરી કે " હે કીતાબવાળાઓ.[5] ( ક્રિશ્ચિયનો ) જે વાત તમારા અને અમારામાં સરખી છે તે ઉપર આવો. એ વાત એ છે કે આપણે ખુદા સિવાય બીજાની પૂજા કરવી નહિ, કોઇને તેનો ભાગીદાર ગણવો નહિં અને એક ખુદા સિવાય બીજા ( પોપ અગર પાદ્રી ) ને ખુદા બનાવી બેસાડવા નહીં. " વળી કહ્યું કે " ક્રિશ્ચિયનો

---

૧. આ પણ તેમના એક મહાત્મા હતા.

૩. ક્રિશ્ચયનોનો સર્વોપરી સત્તા ધરાવનાર ગુરૂ જેને તેઓ પેગમ્બર સમાન ગણતા હતા.

૩. Veticau. પોપના મહેલનું નામ.

૪. હાલ પણ કેટલાક ક્રિશ્ચયનો તેને તેમજ માને છે,

૫. એહલે કિતાબ. People of the Book

ખુદા સિવાય તેમના પાદરીઓને સાધુઓને હઝરત ઇસાને તથા બીબી મરી-અમને ખુદા પ્રમાણે ગણે છે. તેમને ફક્ત એકજ ખુદાતાલાની બંદગી કરવાનો હુકમ આપવામાં આવ્યો હતો; કારણકે ખુદા એક છે અને તેઓ જે ચીજ તેને લાગુ પાડે છે તેનાથી તે બિલકુલ પાક છે.

" ક્રિશ્ચિયનોએ ઘણા દહાડા ઇસ્લામ તરફ દુશ્મનાઇની નજરથી જોયું અને તેની દરેક બાબત તરફ વગર સમજે અણગમો દેખાડતા રહ્યા પણ કેટલાક ઇનસાફી મનવાળાઓએ તેની તરફ નજર દોડાવી. કાલ્વીન અને લૂથર જેવા લોકોના મન ઉપર તેની કાંઇક અસર થવા પામી. ક્રિશ્ચિયનો પોપને તથા પાદરીઓને ખુદા તરીકે માને છે એવી ચાનક આપનારી આયતો-આજ્ઞાઓ કુરાને શરીફમાં છે એવું જ્યારે તે બંનેના જાણવામાં આવ્યું ત્યારે ઝટ તેમનું લક્ષ તે તરફ ખેંચાયું. તેમણે એ આયતો જોઇ અને પાદરી-ઓના શિક્ષણમાં કેટલી બધી ખામી છે તે તેમના જાણવામાં આવી. એ આયતોની અસરથી તેઓ સમજ્યા કે ઇસ્લામમાં બતાવ્યું છે કે દરેક શખ્સ પોતપોતાનો પાદરી છે એ બરાબર છે. આ વાત તેમને ખરી જણાયાથી તેઓ કહેવા લાગ્યા કે હવે અમને સમજ પડી ગઇ; અને તેજ વખતથી તેઓ પોપની ગુલામીમાંથી અલગ થઇ ગયા. તેમના બીજા સાથીઓની પણ આથી આંખ ઉઘડી અને તેઓ પણ તેમની સાથે થઇ ગુલામગીરીના બંધનમાંથી મુક્ત થયા. આ લોકોએ પાદરીઓ વિરૂધ્ધ ભાષણો કરવા માંડયાં જેનું પરિણામ એ આવ્યું કે રૅફરમેશન ( સુધારો ) થવાથી ઘણા માણસો પ્રોટેસ્ટંટ[1] થઇ ગયા. જો ઇસ્લામે આ લોકોની આંખ ન ઉઘાડી હોત તો ક્રિશ્ચિય-નોમાં રોમન કૅથલિક[2] લોકો જેમ હાલ મૂર્તીઓ પૂજે છે તેમ તે પણ પૂજતા હોત, અને સલીબ ( ક્રોસ ) ઉપર લટકતી હઝરત ઇસાની મૂર્તી આગળ માથું ઘસતા હોત. લૂથરની આંખ બેશક ઇસ્લામે ઉઘાડી હતી. તે હમેશાં ઇસ્લામનાં સિધ્ધાંતો જોયા કરતો હતો તે ઉપરથી કેટલાક ક્રિશ્ચિ-યન લોકો એમ પણ કહેતા હતા કે તે અંદરખાને મુસલમાન થઈ ગયો છે.[3] તેની વિરૂધ્ધ ઘણા ક્રિશ્ચિયનો થઇ ગયા હતા પણ તેણે તેમને ગણ-કાર્યા નહીં. અને તે છેવટે એવો સુધારો કરવાને ફતેહમંદ થયો જે રૅફર

---

૧. જુના મુર્તિપૂજક ક્રિશ્ચયન પંથમાંથી નીકળી જનારા.-સુધારા તરફ આવનારા. Protestants.

૨. Roman Catholic. જુના મૂર્તિપૂજક ક્રિશ્ચયનો.

૩. લૂથર ઉપર મુસલમાન થઈ જવાનો આરોપ પોપ તરફથી જેની બ્રાઉં નામના પાદરીએ મુક્યો હતો. જુઓ અંગ્રેજી કવાર્ટર્લી રિવ્યુ નંબર ૨૫૪.

મેશનના[1] નામથી ક્રિશ્ચિયન તવારીખમાં પ્રખ્યાત છે. આથી સ્પષ્ટ જણાય છે કે જો લૂથર વધારે જીવતો રહ્યો હોત તો તે તસલીસ—ત્રીમૂર્તિના સીદ્ધાંતની પણ વિરૂદ્ધ થઈ જાત અને હઝરત ઇસા પેગમ્બરે ખુદાની વેહદાનીયતનું જે શિક્ષણ આપ્યું હતું તે પાછું કાયમ કરત એટલુંજ નહિં પણ ક્રિશ્ચિયાનીટીને તેની ભુલો બતાવી તેનો બચાવ કરનાર મહાન હઝરત સલ્અમ ઉપર જરૂર ઇમાન લાવત. આ સઘળું જોતાં જણાય છે કે ક્રિશ્ચિયાનીટીએ ઇસ્લામનો જરૂર ઉપકાર માનવો ઘટે છે.[2] ”

ઈ. સ. ૧૮૮૭ ના અકટોબર માસની ૭ મી તારીખે વુલ વર્હામ્પટનમાં ધર્મ સંબંધી વાદવિવાદ ચલાવવા જે સમાજ મળી હતી, તેમાં **મી. કેનન ટેલર**[3] નામના પાદરીએ વિવેચન કરતાં જણાવ્યું હતું કે “ દુનિયાના “ મોટા ભાગ ઉપર ધર્મનો ફેલાવ કરવામાં ક્રિશ્ચિયન ધર્મ કરતાં ઇસ્લામ “ વધારે ફતેહમંદ નીવડ્યો છે. (ગભરાટ.) અંધકારમાંથી ઇસ્લામમાં “ દાખલ થએલા લોકો ક્રિશ્ચિયનો કરતાં પુષ્કળ છે એટલુંજ નહિ, પણ “ ક્રિશ્ચયન ધર્મ કેટલાક દેશોમાં ખરેખર પાછો હઠતો જાય છે. મુસલમાન “ પ્રજાને ક્રિશ્ચિયન બનાવવાની કોશીશો અપકીર્તિ સાથે નિષ્ફળ નીવડી છે. “ આપણે જોર પકડી શકતા નથી એટલુંજ નહિ, પણ આપણને આપણું “ સાચવી રાખવું પણ મુશ્કેલ થઇ પડે છે. ઇસ્લામ મોરોક્કોથી જાવા સુધી “ અને જંગબારથી ચીન સુધી પહોંચેલો છે. આફ્રિકામાં રાક્ષસી ડગલાં “ ભરી ફરી વળેલો છે. કાંગો અને ઝંબેસીમાં તેણે પ્રવેશ કર્યો છે. યુગેન્ડા “ જે હબશી રાજ્યોમાં સૌથી વધારે જોરાવર છે, તે હાલમાં બધો મુસ- “ લમાન થઇ ગયો છે. પશ્ચિમ તરફનો (યુરોપનો) સુધારો જે હિંદુ “ સ્તાનમાં હિંદુ ધર્મનું મૂળ ખોદે છે તે ઇસ્લામ માટે રસ્તો સાફ કરવાનું “ કામ સારે છે. હિંદુસ્તાનમાં સાડી પચીસ કરોડની વસ્તીમાં પાંચ કરોડ “ મુસલમાનો તો મોજૂદ છે,[4] અને આફ્રિકામાંતો અર્ધી વસ્તી કરતાં પણ “ વધારે મુસલમાનો છે. ઇસ્લામનો આ કાંઇ ઉપર ઉપરનો પ્રાથમિક ફેલાવો “ છે એમ સમજવાનું નથી; પરંતુ તે પોતાના શિષ્યોને કાયમને માટે

---

૧. Reformation. ઈંગ્લાંડના ઈતિહાસનો અભ્યાસ કરનારા આ હકીકત જાણે છે.

૨. જુઓ “એજાઝુત્તન્ઝીલ” નામનું પટીયાલાના દીવાન-વઝીર સૈયદ મોહમ્મદ હસનખાન બહાદુર, સી. આઈ. ઈ. નું રચેલું પુસ્તક. પાન ૧૪૫-૧૫૨.

3. Mr. Canon Taylor.

૪. હાલમાં હિંદુસ્તાનમાં કુલ્લ વસ્તી ૩૨ા કરોડની છે તેમાં ૯ કરોડ મુસલમાનો છે.

" કાબુમાં લઇ લે છે. ક્રિશ્ચિયન ધર્મ પોતાની પકડમાં જોઇએ તેવો મજબૂત
" નથી. કોઈ આફ્રિકન કોમે કદાચ મુસલમાન ધર્મ સ્વીકાર્યો તો પછી તે
" પાછી જંગલી સ્થિતિમાં જતી નથી એટલુંજ નહિ, પણ ક્રિશ્ચિયન ધર્મનો
" પણ સ્વીકાર કરતી નથી."

"ઇસ્લામે સુધારાને માટે ક્રિશ્ચિયન ધર્મ કરતાં વધારે સાધનો પેદા
"કરેલાં છે. ઇસ્લામના અનુભવસિદ્ધ પરિણામો વિષે અંગ્રેજી અમલદારો અને
"બીજા મુસાફરોએ વર્ણવેલા મજકુરને દાખલા તરીકે લઇએ તો માલમ પડે
"છે કે જ્યારે હબશી કોમ ઇસ્લામ ધર્મ અખત્યાર કરે છે કે તેમાંથી અધર્મ,
"મૂર્તિપૂજા, વહેમ, મનુષ્ય ભક્ષણ, મનુષ્ય ભોગ, બાળહત્યા, ધંતર મંતર,
"વગેરે સર્વ નાબૂદ થઈ જાય છે. તેઓ લૂગડાં પહેરવાં શરૂ કરે છે. તેમનામાં
"ગંદકીને બદલે સફાઇ આવે છે. તેઓ પોતાનો મોભો અને ટેક જાળવી
"રાખવાનું શીખે છે. મહેમાનદારી એ એક ધર્મ સંબંધી ફરજ ગણાવા લાગે
"છે. છાકટાપણું અને જુગાર બંધ થાય છે. વિનયરહિત નાચના જલસા
"અને સ્ત્રી પુરૂષોના ભેળસેળ સમાગમનો અંત આવે છે. પતિવ્રત એક
"ભારે સદ્‌ગુણ ગણાવા લાગે છે. દરિદ્રતાને બદલે ઉદ્યોગ વધે છે. નિયમિત
"વર્તન થવાથી સ્વેચ્છાચારીપણું બંધ થાય છે, વ્યવસ્થા અને શાંતી પ્રસરે
"છે, ખુની હુમલા કરવાની તથા જાનવરો અને ગુલામો ઉપર ઘાતકીપણુ
"ગુજારવાની મનાઇ થાય છે; દયા, પરોપકાર અને ભ્રાતૃભાવની લાગણી
"મનમાં પેદા થાય છે. વધારે સ્ત્રીઓ કરવાના અને ગુલામગીરીના રિવાજનું
"ધોરણ નક્કી કરવામાં આવે છે; અને તેથી થતી ખરાબી ઉપર દાબ
મૂકવામાં આવે છે."

" ઇસ્લામ એ આખી દુનિયામાં સૌથી જોરાવર મદ્યનિષેધક મંડળ[1]
" છે; પણ યુરોપીયન વહેવારની વૃધ્ધિતો હાલમાં ખરૂં પૂછો તો છાકટાપણા
" દુરાચાર અને ભ્રષ્ટતાના ફેલાવનીજ ગરજ સારે છે. ઇસ્લામ હલકા પ્રકા-
" રનો ઉપર ચોટીઓ સુધારો દાખલ ન કરતાં લખવા વાંચવાનું, સફાઇબંધ
" કપડાં પહેરવાનું, સ્વચ્છ રહેવાનું, સચ્ચાઇથી ચાલવાનું અને ટેક જાળવી
" રાખવાનું શીખવે છે. તેના હદમાં રાખનાર અને સુધારાનું શિક્ષણ આપ-
" નાર ગુણો ઘણા અજાયબ જેવા છે. આફ્રિકામાં પૈસાની ગંજાવર રકમો
" અને કીંમતી જીંદગીઓનો જે ભોગ આપણા તરફથી આપવામાં આવ્યો
" છે તેના પ્રમાણમાં આપણે કેટલું થોડું કરી દેખાડયું છે ? ક્રિશ્ચિયનોની

1. Temperance Society. ટેમ્પરન્સ સોસાએટી.

" ગણત્રી હજારોથી થાય છે ત્યારે મુસલમાનોની લાખોથી થાય છે. આવા
" ભારે મામલા સાથે આપણે મુકાબલો કરવાનો છે. આ વાતો ઘણીજ
" અણગમતી લાગે છે, પરંતુ તે હસી કાઢવી એ મૂર્ખાઈ છે.
" આપણે પ્રથમથી એમજ માનીને ચાલવાનું છે કે ઇસ્લામ એ
" ક્રિશ્ચિયન ધર્મથી ઉલટો ધર્મ નથી પણ તે અડધો ક્રિશ્ચિયન ધર્મ છે.
"ઇસ્લામ એ ક્રિશ્ચિયન ધર્મનાં મૂળતત્ત્વો સાથે હઝરત ઇબ્રાહીમ[1] અને હઝ-
"રત મૂસાના[2] ધર્મનો સાર છે. યહુદી ધર્મ બીજાને અંદર લેતો નથી,
"પણ ઇસ્લામે તો આખા જગતને માટે બારણાં ઉઘાડાં મૂકયાં છે. તે જોકે
"એકજ પ્રજામાં ફેલાયલો હતો, તોપણ તે આખી દુનિયાને પહોંચી વળવા
"ખુલ્લો થયો છે. મુસલમાનો માને છે કે મોટા પેગમ્બરો ચાર છે. ખુદાના
"દોસ્ત હઝરત ઇબ્રાહીમ, ખુદાના ફરમાન સમજાવનાર હઝરત મૂસા, ખુદાની
"લીલાથી પેદા થયેલા હઝરત ઇસા, અને ખુદાના પેગમ્બર હઝરત મોહમ્મદ.[3]

"હઝરત મોહમ્મદના શિક્ષણમાં ક્રિશ્ચિયન ધર્મ વિરૂદ્ધ કાંઇ નથી. તે
"યહૂદીધર્મ અને ક્રિશ્ચિયનધર્મ એ બે વચ્ચેનો પંથ છે. આ સુધારાવાળો
યહૂદી ધર્મ (ઇસ્લામ) આફ્રિકા અને એશીઆમાં જોતજોતામાં ફરી વળ્યો
"છે; કારણ કે આફ્રિકાના અને શામના[4] પાદરીઓએ ક્રિશ્ચિયન ધર્મ વિષે
"તરેહવાર બાબતો દાખલ કરી હતી. તેઓ કુંવારા રહીને બદફેલીની સામા
"થવાની કોશીશ કરતા હતા. દુનિયાના વહેવારથી અલગ રહેવું એ તેમનામાં
"વિશુદ્ધિનો માર્ગ હતો, અને ગલીચી એ સન્યાસની પવિત્રતાની એક ખુબી
"ગણાતી હતી.[5]"

"લોકો ખરૂં પુછો તો ખરા ખુદા સિવાય બીજાને માનતા હતા.
" પ્રાણાર્પણ કરનારાઓનું, ઋષીઓનું, અને દેવ દેવતાનું પૂજન કરતા હતા.
" ઇસ્લામે આ સઘળો સડો અને વહેમ નાબૂદ કરી નાંખ્યો. ધર્મ સંબંધી
" નકામા વાદવિવાદ કરનારાઓને તેણે ધ્રુજાવી મૂકયા, કુંવારાપણાની જીંદ-

---

૧. Abraham અબ્રહામ.

૨. Moses-મોઝિસ,

૩. વળી ખુદાએ પેદા કરેલા હઝરત આદમ અને ખુદાએ ખાસ બચાવી રાખેલા હઝરત નૂહ. એ સિવાય બીજા પેગમ્બરોને પણ મુસલમાનો માને છે.

૪. સીરિઆના.

૫ ક્રિશ્ચિયન સાધુઓ કુંવારા રહી તથા દુનિયાથી વિરકત રહી બદફેલીમાં પડતા હતા તે લગ્નને પાપ તથા બદફેલી ગણતા.

" ગીને ભક્તિની રાજગાદી ગણી તેની જે પ્રતિષ્ઠા વધારવામાં આવતી
" હતી તેને જાહેર રીતે વખોડી કાઢી, પ્રભુની એકતા અને શ્રેષ્ઠતા જેવા
" મુખ્ય ગુણો તે જાહેરમાં લાવી મૂકયા, મુનિવ્રતને ઠેકાણે પુરૂષાતન
" આણી મૂકયું, ગુલામને આશા આપી, માણસ જાતને ભાઇચારો આપ્યો
" અને માનવીના સ્વભાવની ખરી પરીક્ષા કરી આપી.

"**ઈસ્લામ** મિતહાર, સ્વચ્છતા, નેકી, ન્યાય, ધૈર્ય, હિંમત, પરોપકાર,
" મહેમાનદારી, પ્રમાણિકપણું, સંતોષ વિગેરે જે ગુણો જરૂરના છે તે શીખવે
" છે. તે ડહાપણ, ન્યાય નીતિ, કાયદાકાનુન, ધૈર્ય એ ચાર સદ્‌ગુણો ગ્રહણ
" કરવાનો અને સાત ભારે પાપોનો[1] ત્યાગ કરવાનો બોધ કરે છે. માણસના
" ભાઇચારા માટે ક્રિશ્ચિયન ધર્મનો સંકલ્પ ઘણોજ ભારે છે; પરંતુ ઇસ્લામનો
" ખરો વ્યવહારોપયોગી ભાઇચારો સઘળા મુસલમાનોની અરસ્પરસ સમાનતા[2]
" શીખવે છે. જે માણસ ઇસ્લામ ધર્મ સ્વીકારે છે તેને લગલોજ મિત્રાચારીના
" મંડળમાં દાખલ કરવામાં આવે છે જેથી તે એકદમ પંદર કરોડ[3] જેટલી
" સંખ્યાવાળા બંધુ વર્ગનો મેમ્બર થઇ જાય છે. ક્રિશ્ચિયન ધર્મ અખત્યાર
" કરનાર માણસને સામાજીક જીંદગીમાં બીજાઓની બરાબર ગણવામાં
" આવતો નથી; પરંતુ ઇસ્લામનો ભાઇચારો તો એક ખરો ભાઇચારો છે.
" લખવા વાંચવામાં તો 'પ્રિય બંધુઓ' કરતાં પણ વધારે મિઠાસવાળા શબ્દો
" વાપરવામાં આવે છે; પણ હમેશની જીંદગીમાં આપણે ભાગ્યેજ તેમને તે
" પ્રમાણે ગણીએ છીએ. કુરાનનું પુસ્તક સાકાર સ્વર્ગ બતાવે છે એ ખરૂં છે;
" પરંતુ તે પરસ્પર મિલનસારીના જે હક આપે છે તે વધારે મજબુત
" હેતુના હોય છે.

" આફ્રિકાના લોકોને ક્રિશ્ચયન બનાવવામાં વધારે સ્ત્રીઓ પરણવાનો
" રિવાજ અને ઘરખાનગી ગુલામગીરી એ બે બાબતો ખરેખરી આડે
" આવે છે. હઝરત મૂસાની માફક હઝરત મોહમ્મદે એ બાબતોની મનાઈ
" કરી નથી; (કારણકે) એ બનવું ઘણું અશકય હતું. પણ તેમણે તેથી "

---

૧. ૧. મૂર્તીપૂજા અને શિર્ક ૨ વ્યભીચાર. ૩. જુઠું બોલવું. ૪ જુગાર ૫ નીશો કરવો ૬. જૂઠી સાક્ષી આપવી. ૭. વ્યાજ ખાવું.

૨. ખરેખર મોમેનો એક બીજાના ભાઈ છે. માટે તમે ભાઈઓને રાજી રાખો અને ખુદાથી ડરો જેથી તમે તેની દયા મેળવી શકો. **કુરાન શરીફ; સૂરએ હોજોરાત, આયત, ૧૦**

૩. હાલમાં દુનિયામાં મુસલમાનોની સંખ્યા ૪૦ કરોડ જેટલી છે.

"થતી બુરાઇઓ ઘટાડવાનો પ્રયત્ન કરેલો છે. ગુલામગીરી એ કાંઈ ઇસ્લામ
"ધર્મના કાનુનો પૈકીનો ભાગ નથી. હઝરત મૂસા અને સૅન્ટ પૉલની માફક
"હઝરત મોહમ્મદે પણ તેને એક અનિવાર્ય બુરાઇ સમજી ચાલવા દીધી
"છે. તે મુસલમાનોમાં એક ઘણી સાલસ વીધીથી ચાલે છે; અને યુનેટેડ
"સ્ટેટસના હબશીઓની ગુલામગીરીથી ઘણે દરજ્જે કમી છે. ઘણી સ્ત્રીઓ
"પરણવાનો રિવાજ એ એક મુશ્કેલ સવાલ છે. હઝરત મૂસાએ[1] એ
"રિવાજ અટકાવ્યો ન હોતો, હઝરત દાઉદે[2] તેનો વહીવટ ચાલુ રાખ્યો
"હતો, અને ન્યૂસ્ટેટસમાં પણ તેની પ્રત્યક્ષ મનાઇ કરવામાં આવી નહોતી.
"હઝરત મોહમ્મદે તો વધારે સ્ત્રીઓ પરણવાની બેહદ છૂટ ઉપર દાબ મૂકયો
"છે. યુરોપી તુર્કસ્થાન, અલજીરીઆ અને મિસર જેવા સૌથી સુધરેલા
"મુસલમાન દેશોમાં પણ આ રિવાજ એક ખાસ નિયમ તરીકે નહિ,
"પણ એક અપવાદ રૂપે ચાલે છે.[3] વધારે સ્ત્રીઓ પરણવાના રિવાજમાં તેની
"સઘળી બુરાઇઓ છતાં બીજા બદલો વાળી આપનારા ફાયદા પણ ઘણા છે.
"તેણે સ્ત્રી જાતની બાળહત્યા નાબુદ કરી છે. દરેક સ્ત્રીને એક કાયદેસર
"વાલી આપ્યો છે. વધારે સ્ત્રીઓ પરણવાનો રિવાજ જેવી રીતે ઇસ્લામને
"બટ્ટો લગાડે છે તેથી હજાર દરજ્જે વધારે અનેક ધણી કરવાનો રિવાજ
"ખ્રિસ્તિ પ્રજા માત્રને બટ્ટો લગાડનાર છે. તેઓ પરકોમમાં નીકળી જવાના
"રસ્તાથી તદન બચેલા છે.

"મરજી પ્રમાણે અનેક ધણી કરવાનો રિવાજ જે ક્રિશ્ચયન સ-
"મસ્ત પ્રજાને કલંક લગાડનારો છે, અને જેનું ઇસ્લામમાં કોઇ નામ પણ
"જાણતું નથી, તેના કરતાં મુસલમાની દેશોમાંનો વધારે સ્ત્રીઓ પરણ-
"વાનો રિવાજ જેની ચોકસ હદ બાંધવામાં આવી છે, તે ઘણેજ ઓછે
"દરજ્જે સ્ત્રીઓની પ્રતિષ્ટા ઘટાડનારો અને તેને હાની પહોંચાડનારો છે.
"વધારે ધણી કરનાર ક્રિશ્ચિયન પ્રજાને વધારે સ્ત્રીઓ કરનાર મુસલમાન
"પ્રજા તરફ પથરા ફેંકવાનો કોઇ પણ પ્રકારે હક પહોંચતો નથી.
"બીજાના ઘરની ખાંપણ તરફ નજર દોડાવ્યા પહેલાં આપણે આપણા

1. મોઝિસ. Moses. 2 ડેવિડ. David.

3. ઇન્ડીઆમાં ચાળીસ હજાર મુસલમાનોમાં વધારે સ્ત્રીઓ પરણવાનો એક પણ દાખલો જોવામાં આવ્યો નથી. જુઓ Urquhart's "Spirit of the East" vol. I. page 388. હાલમાં લડાઈને લીધે પુરૂષોની સંખ્યા ઘટી જવાથી યૂરોપમાં વધારે સ્ત્રીઓ પરણવાનો રિવાજ દાખલ કરવાની હિમાયત થાય છે તેનું કેમ ?

" (પોતાના) ધર્મની ખાંપણ સુધારવી જોઇએ. મુસલમાન દેશોનાં ચાર
" દુષણો—૧ વધારે સ્ત્રીઓ પરણવાનો રિવાજ ૨ ગુલામગીરી ૩ લોંડીઓને
" ઘરમાં રાખવાનો રિવાજ ૪ છેડા છુટકાની છુટ—એ કાંઇ એકલા
" ઇસલામમાંજ નથી. જો કે હાલમાં નથી તો શું થયું પણ તે આપણી
" જાણમાં યુનેટેડ સ્ટેટસ જે એક ક્રિસ્ચિયન દેશ છે, અને જેમાં
" અંગ્રેજી બંધુ મંડળની પ્રજા વસે છે, તેમાં તો એથી પણ વધારે ખરાબ
" રૂપમાં ફેલાયલાં હતાં."

" મુસલમાનોનો સદાચાર કેટલીક બાબતમાં આપણા કરતાં વધારે
" ચઢતો છે એ આપણે યાદ રાખવાનું છે. માલિકની મરજીને આધિન રહે-
" વામાં, મિતાહારમાં, ખેરાતમાં, ઇમાનદારીમાં અને ભાઇચારામાં તેઓ એક
" એવો નમુનો આપણી આગળ રજુ કરે છે કે તે પ્રમાણે આપણે ચાલીએ
" તોજ આપણું ભલું થાય એમ છે. ઇસ્લામે છાકટાપણું, જુગાર અને
" વ્યભિચાર જે ક્રિસ્ચિય દેશોનાં મોટામાં મોટાં દુષણો છે તેમનો નાશ
" કર્યો છે. ઇસ્લામ જેણે પૂર્વ તરફના અથવા દક્ષિણ તરફના લોકોને
" પોતાના કાબુમાં લઇ લીધા છે, તે ક્રિસ્ચિયન ધર્મની તદન બરોબર આવી
" લાગ્યો છે. તે પ્રાચિન મિસરના અને આબિસીનિઆના ક્રિસ્ચિયન દેવળોના
" હલકા વહેમ કરતાં ઘણે દરજ્જે ચઢીઆતો છે.[1] "

**મી. જોઝફ ટૉમસન** નામના આફ્રિકામાં ફરી આવેલા એક પ્રખ્યાત યુરોપીઅન મુસાફરે "લંડન ટાઇમ્સ" પત્રના ઇ. સ. ૧૮૮૭ ના નવેમ્બર મહિનાની ૧૪ મી તારીખના અંકમાં એડીનબરોથી એક લખાણ મોકલ્યું છે તેમાં તે જણાવે છે કે " આપણા શાસ્ત્રની સાથે નિકટની સમાનતા ધરાવનારા
" ચાલુ ધર્મની કોઇ પણ ભલી વાત કબુલ કરવી અથવા ક્રિસ્ચિયન દેવળના
" કારભાર કરનારાઓએ પોતાનો ધર્મ ફેલાવવા માટે જે રીત આદરી
" છે તે ઉપર ટીકા કરવી એ કેટલું જોખમ ભરેલું છે તે હું અનુભવ
" ઉપરથી સમજી શકું છું. એ તો ચોકસ છે કે ટીકા કરનારનો હેતુ લોકોને
" બળતી રીતેજ સમજાવવામાં આવે છે એટલુંજ નહીં પરંતુ તે તરફ તિરસ્કાર
" પણ બતાવવામાં આવે છે. તેણે કહેલી ખરી હકીકતને ઘણે ભાગે કોઇ
" ધ્યાનમાં પણ લેતું નથી. વળી એ વાત ઉઘાડી છે કે દેવળનો કારભાર
" કરનારા અને ધર્મનો ફેલાવ કરનારાઓને પ્રકાશની ચાહ
" નથી. જે પ્રકાશ કોઇ વજનદાર જાળીયામાંથી, અથવા કોઇ ખાસ

1. જુઓ Faith of Islam. ફેથ ઑફ ઇસ્લામ મી. ક્વીલીઅમ ત.

"રંગીન કાચમાંથી પડે તેટલાની પણ તેઓ રૂચી રાખતા નથી. પૂર્વ,
"મધ્ય, અને પશ્ચિમ આફ્રીકા જ્યાં ક્રિશ્ચયાનીટી અને ઇસ્લામ એક
"હબશીની નજર આગળ આવી રહેલાં છે ત્યાંના કંઇંક જુદા
"જુદા અનુભવ જોનાર તરીકે મને મારી હકીકત લોકોને જણાવવાનો
"હક છે. તમારા કેટલાક ચર્ચાપત્રીઓએ એવું લખી માર્યું છે કે પૂર્વ આફ્રીકા
"અને નાઇલે નદીના કાંઠા ઉપરના પ્રદેશમાં ઇસ્લામે પોતાનું પોત પ્રકાશી ગુ-
"લામ વેચવાના ધંધા, સઘળાં પ્રકારનાં દુષણો, અને જુલમની જોઇએ તેવી
"સંગત કરવા માંડી છે. આના કરતાં બીજી નિર્મૂળ બાબત કઇ ખ્યાલમાં
"આવી શકવાની હતી ? હું ઉઘાડે છોગે કહું છું અને તમારા સઘળા
"ચર્ચાપત્રીઓ કરતાં પૂર્વ તરફના મધ્ય આફ્રિકાના બહોળા અનુભવ ઉપ-
"રથી લખું છું કે જે ગુલામગીરીનો ધંધો ત્યાં જોરભેર ચાલતો કહેવાય
"છે તેનું કારણ એજ છે કે એ દેશમાં હજુ ઇસ્લામ દાખલ થવા પામ્યો
"નથી. સૌથી સબળ કારણ જોવા જાઓ તો જણાશે કે જ્યાં ઇસ્લા-
"મનો ફેલાવ થયો કે ગુલામગીરીના વેપારનો અંત આવ્યો.

"હબશી લોકોને કોઈ ઇસ્લામનો બોધ કરતું નથી; કારણકે મસ્કતના
"આરબ લોકો ગુલામગીરીના વેપારનાં મથકો જેમ છે તેમ કાયમ રાખવા
"માગે છે. જો એથી ઉલટું થાય તો જ્યાં તેઓ દેશીઓને ગુલામ
"કરવાની આશા રાખે છે ત્યાં તેઓને મુસલમાન ભાઇ કરીને
"આવકાર આપવો પડે. તેજ પ્રમાણે આપણાં ક્રિશ્ચિયન વેપારી-
"ઓને પણ આપણી ક્રિશ્ચિયાનીટી જીન દારૂના ભારે વપરાસની વિરૂદ્ધ
"નથી એવું જો માલમ પડયું ન હોત તો તમે નક્કી માનજો કે તેઓ
"પણ પોતાના વેપારની જગાઓમાં પાદરીઓને ધર્મનો ફેલાવ કરવામાં
"આડે આવ્યા હોત. તો પણ લોકો જ્યાંસુધી ધર્મ શું છે એ પુરેપુરૂં
"સમજતા નથી ત્યાં સુધી તેમને ગુંચવાડામાં નાખવાનું ઘણી વખતે
"ઠીક પડે છે"

"સ્નેહમંદી સાથે જણાવવામાં આવે છે કે [ હઝરત ] મોહમ્મદનો
"ધર્મ આફ્રિકા ખંડના પૂર્વ ભાગમાં ફેલાયો નથી. આ વાત તદન ખરી
"છે. મેં પ્રથમ આનું એક સબળ કારણ જણાવ્યું છે, અને બીજું પણ
"એક એટલુંજ અગત્યનું કારણ છે. અહીંના દેશી લોકોમાં ઇસ્લામ પણ
"ક્રિશ્ચિયાનીટીની માફક એક પરદેશી કોમ તરફથીજ ફેલાયો છે. આ
"પરદેશી કોમ દરેક બાબતમાં દેશીઓ કરતાં આગળ પડતી છે; અને

"તેમને વાશેરઝી ( જંગલી ) ગણે છે. મસ્કતના અરબને હબશીથી
"બહોળા અંતરથી જુદો રાખવામાં આવ્યો છે. તે એ અંતર કાપ-
"વાની કોશીશ કરતો નથી. આવી રીતે કોમથી અળગો રાખવામાં
"આવેલો હોવાથી તે હબશી તે કોમનો ધર્મ અથવા રૂઢીઓ અખત્યાર
"કરવાની કોશીશ કરતો નથી; પરંતુ હું બેધડક કહુ છું કે ગુલામગીરીનો
"ધંધો પૂર્વ તરફના મધ્ય ભાગમાં આબાદ હાલતમાં છે તેનું કારણ એ
"છે કે ત્યાં ઇસ્લામ ફેલાએલો નથી. ફકત એકજ માણસ ઇસ્લામના લાભને
"માટે બોલનારો છે. હું ખાત્રીથી કહું છું કે જે (ઇસ્લામ) ધર્મનું ભુંડું
"બોલવામાં આવે છે તેણે ભારે સેવા બજાવેલી છે. તેણે દારૂના
"વેપારને તોડી પાડયો છે. જંગબાર જેવામાં ત્યાંનો સુલતાન પણ આ વેપાર
"બંધ પાડી શકતો નહોતો, કારણ કે ક્રિશ્ચિયન પ્રજા એ વેપારના અટકાવ
"સામે વાંધો લેતી હતી. સારા નસીબે સુલતાને તે વખતથી ત્યાં ધર્મના કાનુનો
"ફરજીયાત કરવાનો કાયદો ખુલ્લી રીતે અમલમાં આણ્યો જેણે સહેલાઇથી
"ખોટે રસ્તે ચડાવવામાં આવેલા કાળા લોકોમાંની ભ્રષ્ટતા અટકાવવામાં એક
"ભારે સેવા બજાવી. હવે જર્મની દેશના સુધારાના અગ્રેસરોની એ દેશમાં
"આવજા ચાલુ થઇ છે; ત્યારે હવે આવું ક્યાં સુધી રહેશે એ જોવાનું છે."

"હવે આપણે પશ્ચિમ આફ્રિકા અને મધ્ય સૂદાન જે બંને જોવાનો
"મને પ્રસંગ મળ્યો છે તે તરફ નજર કરીએ. ત્યાંની બિના તો કાંઇ
"જુદીજ છે. ત્યાં તો ઇસ્લામ પોતાના અસલ તેજ અને જુસ્સાથી ભરપુર
"ચંચળ અને જાગતી જોત શક્તિ છે. જે અજાયબ ફતેહમંદીને માટે
"તે પહેલાંથી પંકાયલો છે તેથી પણ વધારે ફતેહમંદીથી તે લોકોને મુસ-
"લમાન બનાવતો જાય છે. અહીં સીએરાલીઓનના મહોલ્લાઓમાં અને
"નેઝરના કાંઠા ઉપરની હલકી મનુષ્ય ભક્ષક કોમમાં પણ તેનો એક સરખી
"રીતે બોધ કરવામાં આવે છે. ઇસ્લામ ઉપર તેઓ જે કપટ બુદ્ધિથી
"ગુલામગીરીનો ધંધો કરવાનો આરોપ મુકવાની કોશીશ કરે છે તેવીજ
"કપટ બુધ્ધિથી ક્રિશ્ચિયન ધર્મના હિમાયતીઓ પૂર્વ તરફના મધ્ય આફ્રિ-
"કામાં ઇસ્લામની ફતેહમંદીની ખરી હકીકત સંતાડી તેને ગુંચવાડામાં નાંખવા
"માટે ફાંફાં મારે છે. કદાચ કોઈ નેક વાત ક્રિશ્ચિયન ધર્મના માર્ગ સિવાય
"બીજા કોઇ માર્ગે પ્રકાશમાં આવે છે તો તેને તેઓ કબૂલ નહિ રાખતાં
"તેના ફેલાવને આફ્રિકાના લોકો માટે એક ભયંકર આફત અને ચોકખી
"હાની જણાવે છે"

" તેમને નાનપણથી શીખવવામાં આવે છે તેમ તેઓ કહે છે કે
" ઇસ્લામતો ફક્ત ગોળી અને તલવારના સાધનથીજ ફેલાઇ શકે છે. એક
" હબકી ગયેલો હબશી ધુંટણીએ પડેલો હોય, તેની પાછળ તેની ઝુંપડી સળગતી
" હોય, તેનાં બાયડી છોકરાંને ઘાતકી માણસો દેડે રાસડી બાંધી પોતાના
" ગુલામ બનાવવા ઘસડી જતા હોય, અને એક રાક્ષસ જેવો મુસલમાન
" તેને કાંતો મોત કે કાંતો કુરાન એ બેમાંથી ગમે તે એક માગી લેવા
" તેની ગરદન ઉપર તલવાર ખેંચીને ઉભો હોય, એવા એવા ખોટા
" ચિતાર ચિતરવામાં તમારા ચર્ચાપત્રીઓ આનંદ માને છે. ઇસ્લામ
" કેવી રીતે ફેલાય છે તે બતાવવા આ એક જૂઠી બનાવટ ઘડી કહાડવામાં
" આવે છે; કારણ કે આવી બુદ્ધિ હું ધારૂં છું કે તેમને તેમના પહેલાના
" લોકો ( પૂર્વજો ) તરફથી મળી હશે. જણાવવાને આનંદ ઉપજે છે કે મને
" તે મારી જાતે જોવાનો અને વળી તે જુદી જુદી રીતે જોવાનો પ્રસંગ
" મળ્યો છે. મધ્ય અને પૂર્વ સુદાનમાં ઇસ્લામની ભારે ફતેહમંદીઓ
" આગલા વખતમાં ભરવાડથી અને હાલના વખતમાં ખંતીલા અને હીંમ-
" તવાન વેપારીથી[1] થએલી છે. ઘણું ખરૂં આશરે બારમા સૈકાથી તે
" ભરવાડ ચાગ[2] સરોવરથી તે આટલાન્ટિક મહાસાગર સુધી પોતાના
" ધર્મનો ફેલાવ કરવામાં રોકાએલો હતો, જેને પરિણામે તે આખો દેશ
" ગયા સૈકાની આખર સુધીમાં નાનાં મુસલમાની મંડળોથી મધપૂડા જેવો
" થઇ ગયો છે. તેમને મૂર્તિપૂજાનું બંધન તોડી પાડવા અને પરવરદિગારની
" એકતા જાહેર કરવા માટે ફક્ત એક આગેવાનની જરૂર હતી. આ
" સૈકો શરૂ થતાંજ એક **ફોડીયો**[3] નામનો શખ્સ આગેવાન તરીકે બહાર
" પડયો જેથી જોતજોતામાં ઇસ્લામ એ દેશમાં એક વિશાળ ભાગ
" ઉપર એક મહાન ધર્મ તરીકે કાયમ થઇ ગયો. તેણે જંગલી જાતો
" જેમનાથી અજાયબ જેવાં ફળ નીપજ્યાં છે તેમના અંતરમાં એક પ્રકા-
" રની જબરદસ્ત શક્તિ પ્રગટ કરી દીધી. ગયા છેલ્લા વરસોમાં હું પ્રથમ
" કહી ગયો તેમ ઇસ્લામને ફેલાવનાર મુખ્ય પુરૂષ વેપારી છે.[4] તે પોતાના
" કામની પવિત્રતાના બળથી પોતાના ઘેરથી હજારો માઇલ દુર સઘળી
" કોમોમાં જા આવ કરે છે. તે જંગલી માણસો સાથે પોતાના સગાની માફક
" મળે છે. તેમની સાથે એકજ ઘરમાં સુએ છે અને એકજ ખોરાક ખાય

---

૧. Hausa or Nupe ૨. Chag.
૩. Fodiye.
૪. Housa or Nupe

" છે. તે જ્યાં જ્યાં જાય છે ત્યાં પોતાનો ધર્મ લેતો જાય છે. તેના ધર્મના
" ઉંડા મધ્ય ભાગનું રૂપાંતર બીજાનાં ભારે અને અગમ્ય ધર્મ સિદ્ધાંતો આગળ
" પણ કદી નિસ્તેજ થતું નથી. તેની પાસે તેનો જંગલી ભાઈ સમજી શકે
" અને મનમાં ઉતારી શકે એટલીજ વાત છે. તે એક મહીનો અથવા છ
" મહીના ફરે છે અથવા તેને વરસ દહાડો પણ થઈ જાય છે. તેનાં લૂ-
" ગડાં સફાઈવાળાં હોવાથી તેનાં વખાણ થાય છે. તેની આસપાસના લોકો
" તેની નકલ કરવા માંડે છે. તેઓ તેની પાસે એવી કોઇ પણ ચીજ જોતા
" નથી જે તેઓ ગ્રાહ્ય કરવાની આશા ન રાખે. તેના ધર્મમાં એવી કોઇ પણ
" ચીજ નથી જે તેઓ સમજી ન શકે."

" આ પ્રમાણે ઈસ્લામે સુધારાનાં બી અનેક જંગલી કોમોમાં
" બહોળા વિસ્તારમાં પાથરેલાં છે. હવે મામલો એટલે સુધી વધી પડયો
" છે કે તે દેશ હાલમાં હજારો ઉદ્યોગોના અવાજથી ગાજી રહ્યો છે.
" સવારે બપોરે અને સાંજે ઇસ્લામની બાંગ પોકારવામાં આવે છે. જે
" ઘુંટણો પહેલાં લાકડાં અને પથરા આગળ નમતાં હતાં તે હવે એકજ
" ખરા ખુદા આગળ નમે છે. જે હોઠ માનવી બંધુના માંસનો આનંદથી
" સ્વાદ લેતા હતા[1] તે હવે માલિકની મોટાઈ અને દયા કબૂલ કરતા
" થઈ ગયા છે."

" જો ઇસ્લામ હર વખત આવા સલાહ શાંતીવાળા સાધનોથી ફેલાયો
" ન હોય તો પણ એમાં હરકત જેવું શું છે! આપણને પણ આપણો
" ધર્મ બીજાના ઉપર જબરદસ્તીથી નાખવાનો હક નથી એવું શીખવાને
" શું અઢાર સૈકા લાગ્યા નથી? જો આવુંજ છે તો પછી હોંશીલા ધર્મ
" પ્રચારકો પોતાના વહેમી અને અડીયલ બંધુઓ સાથે પોતાના સત્ય ધર્મનો
" પ્રસાદ આપવાની બાબમાં વખતો વખત સખ્ત નજરથી વર્તે તો એમાં
" નવાઇ જેવું શું છે[2]?"

**મી. ટૉમસ** લખે છે કે—"મહાન કૉન્સ્ટનટાઇને પોતાના રાજ્યમાં ખ્રીસ્તી ધર્મની સ્થાપના કરી જેના પરિણામમાં ખ્રીસ્તી ધર્મના વડાઓ જે કોઈ પોતાના ખ્રીસ્તી ધર્મની વિરૂદ્ધ મત દરશાવે તેમની સાથે ખુનખાર લડાઇ મચાવવાનો તેમનો જાણે હક્ક હોય તેવો જૂઠો ડોળ ઘાલવા લાગ્યા હતા. ખ્રીસ્તી

---

૧. આફ્રીકામાં લોકો પહેલાં માણસને કાપી ખાઈ જતા હતા. Cannibalism.
૨. જુઓ મી. કવીલીઅમ કૃત "ફેથ ઑફ ઇસ્લામ."

યાહૂદીઓ, મીસરના લોકો અને રોમના લોકો પોતપોતામાં જબરી વઢવાડ કરવા લાગ્યા હતા. પૂર્વ તરફના ખ્રીસ્તીઓ ધર્મના કાનુનોમાં વાદવિવાદ કરવામાં પોતાનો વખત ફોકટ ગાળવા લાગ્યા હતા. અને પશ્ચિમના ખ્રીસ્તીઓ વધારે અને વધારે મૂર્તીપૂજકોની ક્રિયાઓ અને રંગરાગ તરફ બહુ ઢળતા થઇ ગયા હતા.”

“વેપાર, હુન્નર અને વિદ્યાનો નાશ થયો હતો, અને ધર્મ માત્ર મશ્કરી રૂપે રહ્યો હતો. અરબસ્તાન ઇસ્લામના સબબથી ઘાતકી ઉથલ પાથલથી મોટે ભાગે બચી ગયું હતું, અને ત્યાં ખુદા ઉપર તવક્કલ (ભરોસો) અને ઇમાન–વિશ્વાસ રાખવાનો જુસ્સો સજીવન થયો હતો. ખ્રીસ્તી શિક્ષણના ઓઠાં તળે જે દુષ્ટ મીસરણ પસાર થતું હતું તેથી સચાઇનો ઉથલો જરૂરી હતો. હઝરત મોહમ્મદ ન હોત તો આજે ખ્રીસ્તી ધર્મ નાશ પામેલા પંથોની પંક્તિમાં હોત એવું જો કહેવામાં આવે તો તેમાં અતિશયોક્તિ કરેલી ગણાશે નહિ.[1]”

**જનરલ** ગૉડ કહે છે કે ‘હું મુસલમાનને પસંદ કરૂં છું. તે પોતાના અલ્લાહથી શરમાતો નથી; તેનું વર્તન એકંદરીમાં શુદ્ધ હોય છે.[2]”

**મિસીસ એની બીસેન્ટે** ઇ. સ. ૧૯૦૩ ની સાલમાં જુનાગઢમાં ભાષણ આપતાં કહ્યું હતું કે “યૂરોપમાં એમ જાહેર કરવામાં આવ્યું છે કે ઇસ્લામ ધર્મ વધારે સ્ત્રીઓ કરવાની છૂટ આપે છે, અને સ્ત્રીઓનું માન ભંગ કરવા તરફ તેનું વલણ હોય છે. જ્યારે હઝરત મોહમ્મદે ઇસ્લામનો ઉપદેશ કરવાની શરૂઆત કરી ત્યારે અરબસ્તાન વિષયવાસના અને અનાચારમાં ડુબેલો હતો. ચારે બાજુએ બદફેલી અને લુચ્ચાઈ પ્રસરી રહ્યાં હતાં. સ્ત્રી કરવાની કાંઇ હદ નહોતી. તેની અમુક હદ બંધાય તેટલા માટે દરેક પુરૂષ વધારેમાં વધારે ચાર સ્ત્રીઓ સુધી પરણી શકે એવી પરવાનગી આપી. વળી એથી પણ વધારે સખ્ત હદ બાંધવા ફરમાવ્યું છે કે પહેલી સ્ત્રીની સાથે જેવો પ્રેમ અને હેતભાવ રાખે છે તેવોજ બીજી સાથે રાખી શકે તોજ પરણે નહિ તો નહિ.” વળી આગળ ચાલતાં તે બાઇ કહે છે

---

૧. ઇંગ્લાંડમાં પ્રગટ થતા “રેનૉલ્ડ” નામના છાપામાં ટબલ્યુ. એમ. ટૉમસ નામના અંગ્રેજ બારીસ્ટરે “દુનિયાના મહાન ઉસ્તાદોએ આપેલું શિક્ષણ” એ મથાળા હેઠળ આ લેખ લખ્યો છે.

૨. મી. ગોવિંદભાઇ હાથીભાઇ કૃત “પૂર્વ તરફના દેશોનો પ્રાચિન સુધારો” પૃષ્ઠ ૧૭૪.

કે " મારો ખ્યાલ હમેશાં એજ પહોંચે છે કે ખ્રિસ્તિ ધર્મ કરતાં ઇસ્લામ ધર્મમાં સ્ત્રીઓને વધારે સ્વતંત્રતા આપવામાં આવેલી છે. જે ખ્રિસ્તિ ધર્મ એકજ સ્ત્રી કરવાનું શિક્ષણ આપે છે તે કરતાં ઇસ્લામ ધર્મ સ્ત્રીઓનું વધારે રક્ષણ કરે છે. પવિત્ર કુરાનમાં સ્ત્રીઓ માટેનો કાનૂન ઘણોજ ન્યાયી અને ઉદાર છે. ખ્રિસ્તિ ઇંગ્લાંડે તો ફક્ત વીસ વરસથીજ સ્ત્રીઓનો મીલકત ઉપરનો હક કબૂલ રાખ્યો છે; પરંતુ ઇસ્લામ તો પ્રથમથીજ કબૂલ રાખતો આવ્યો છે. પવિત્ર કુરાનમાં ફરમાવ્યું છે કે ' તમે તમારી સ્ત્રીઓ સાથે માયા અને હેતભાવથી વર્તો. જો કદાચ કાંઈ ટંટો થાય તો છેડો છૂટકો કર્યા પહેલાં સલાહસંપ શોધો, "

રા. બ. ગોવીંદભાઇ લખે છે કે—" ગુલામો પ્રત્યે માયાથી વર્તવા કુરાનમાં ખાસ આજ્ઞા છે. અને બીજી કેટલીક બાબતમાં હઝરત મોહમ્મદનો બોધ ખ્રિસ્તિ ધર્મના બોધ કરતાં ચઢીઆતો હતો. મુસલમાન કોમમાં ગુલામને કદી છુટકારો મળેજ નહિ એમ નહોતું. કોઈ ગુલામ આબરૂદાર મુસલમાન પાસે જઇને એટલુંજ કહે કે ' અલ્લાહ સિવાય બીજો કોઈ ખુદા નથી અને મોહમ્મદ તેના પેગમ્બર છે.[૧] ' તો તરતજ તેને તેની સ્વતંત્રતા મળતી.[૨] "

---

૧. આ વાકયને કલેમો કહે છે.

**સ્વામી રામતીર્થ** લખે છે કે " પ્રીયજનો, 'લાએલાહા ઇલ્લલ્લાહ' અર્થાત ઇશ્વર એક સત્ય છે, એ સિવાય સર્વ મિથ્યા છે. એ ખરૂં છે હઝરત મોહમ્મદના કહેવાના ભાવાર્થનો કેટલીક વખત ખોટો અર્થ કરવામાં આવ્યો છે અને ઘણી વખત એમને ખોટી રીતે અનુસરવામાં આવ્યા છે; પરંતુ જેને સત્ય જણાય છે, તેણે તો અવશ્ય એ સત્ય વાળા વિચારને પૂજ્ય ભાવથી પોતાનું મસ્તક નમાવવું જોઇએ. " જુઓ સ્વામી રામતીર્થનું જીવન ચરિત્ર.

રા. બ. **જમીયતરામ ગારીશંકર શાસ્ત્રી** બી. એ. સુરતવાસી જે ઉતર વિભાગના કેળવણી ખાતાના ઈન્સ્પેકટર હતા તે પોતાના "જગતના અર્વાચિન ઇતિહાસ" નામના પુસ્તકમાં ૩૭ માં પૃષ્ઠમાં લખે છે કે "આસ્તિક મુસલમાન ગ્રંથકારો એમના અતિશય વખાણ કરે એમાં નવાઇ નથી, અને જુના ખ્રિસ્તી અને યહુદી ઇતિહાસકારો એમની અતિ નિંદા કરે એ પણ સ્વભાવિક છે, કેમકે તેઓના ધર્મને એઓ તોડનાર હતા. હાલના યુરોપીયન ગ્રંથકારોમાં પણ મતભેદ છે. તેઓ એમનો પેગમ્બરપણાનો દાવો અને એમનાં ચમત્કારો કબૂલ ન રાખે એનાં કારણ ઉઘાડાં છે. એટલું તો બધા કબૂલ કરે છે કે પૃથ્વી ઉપર મોટા ફેરફાર કરનારા પ્રતાપી પુરૂષો થઇ ગયા છે તેમાં ઘણે ઉંચે દરજ્જે બેસવાને એઓ (હઝરત) લાયક છે. અરબોને એમણે બહુ સુધાર્યા અને વધારે સારો ધર્મ ઘણી પ્રજાઓને એમણે દેખાડયો."

૨. જુઓ રા. બ. ગોવીંદભાઇ હાથીભાઇ દેશાઇ કૃત "પૂર્વ તરફના દેશોનો પ્રાચીન સુધારો. " પાને ૧૯૨.

**મી. ગોખલે** લખે છે કે—ઇસ્લામી ધર્મમાં ડેમૉક્રસી (પ્રજા સત્તાક રાજ્ય) તેમજ એક સરખાપણાનો ઉત્સાહ એવી રીતે સમાયલો છે કે એક નીચા દરજ્જાનો મુસલમાન પણ માન મરતબાવાળી મહાન ટોચ ઉપર જેની ઉપર પહોંચવાની તે લાયકાત ધરાવતો હોય તો ખુશીથી પહોંચી શકે છે. એ ખાસ બાબતના અંદર દુનિયાની કોઇ પણ સોસાએટી ઇસ્લામનો મુકાબલો કરી શકતી નથી.[1] "

ઇસ્લામ એ એકજ ધર્મ છે જેના ઉપદેશક લોકોની મોટી સંખ્યાને બોધ કરવા માટે ઘણા થોડા હતા અને જે નવા થયલા સુધારામાં આગળ પડતા લોકોમાં ધીમે ડગલે ચાલતો હતો છતાં પણ પોતાના શિષ્યોને મૂર્તિ પૂજા કરતા અટકાવવામાં ફતેહમંદ નીવડ્યો છે. આ બિના એક એવી ચમત્કાર રૂપે છે જેથી ઇસ્લામની પરમ કીર્તિ અને તેના સ્થાપકની ઉમદા કાબેલીઅત સાબિત થઇ શકે છે.

**મી. જહાંગીરજી વીમાદલાલ** લખે છે કે—" ...... યુરોપ જ્યારે મધ્ય સદીઓના અંધકારમાં સબડતું હતું ત્યારે જે મૂર લોકોએ સ્પેનમાં દાખલ થઇ આજની પશ્ચિમાત્ય વિદ્યાનો પાયો નાખ્યો હતો તે મૂર (ઇસ્લામી) લોકોના સુધારા વધારાને બરપા કરનાર એક બીજા મહાન પેગમ્બર હઝરત મોહમ્મદ હતા જેમણે 'ઇમાન' નો મુદ્રાલેખ દઇ ઇસ્લામી ધર્મ સ્થાપી તે ઉપર મુસલમીન ઉન્નતિનો પાયો નાખ્યો."[2]

**મી. મણીભાઇ નભુભાઇ** લખે છે કે "ક્રીશ્રિયન ધર્મની પ્રવૃતિ પછી એશિયામાં હઝરત મોહમ્મદ પેગમ્બરે પ્રવર્તાવેલા ઇસ્લામનું સામર્થ્ય પણ જોવા જેવું છે. જે ધર્મ ભાવના હઝરત મોહમ્મદે જંગલી અરબોને સુમાર્ગે લાવવા પ્રવર્તાવી તેના મહિમાવડે છેક પેકીનથી તે પેરીસ સુધી એક વાર ઇસ્લામનું સામ્રાજ્ય થયું. તે કાળે સારાંમાં સારાં વિદ્યાકળા આદિ હતાં તે એ સામ્રાજ્યના ઓલમાઓના હાથમાં આવ્યાં તેમાં તેમણે ઘણો વધારો પણ કર્યો."[3]

---

૧. મરહુમ ઑ. સર ગોપાળ ક્રિષ્ણ ગોખલેએ લાહોરના ટાઉન હૉલમાં તા. ૧૮ ફેબ્રુઆરી સને ૧૯૦૭ ના દિને જે ભાષણ કર્યું હતું તેમાં એ બાબત જણાવી હતી.

૨. જુઓ સાંજવર્તમાન પતેતી નંબર. નવસારીવાળા મી. જહાંગીરજી જમશેદજી વીમાદલાલનો "પારસી કોમની હરતી તથા ઉન્નતી" વાળો લેખ.

૩. નડીઆદના જાણીતા હિન્દુ સાક્ષર શ. મણીભાઇ નભુભાઇ દ્વીવેદી રચિત "સુદર્શન ગ્રંથાવલી.–રાજ્ય અને ધર્મના વિષયમાં પાન ૫૧૭.

**કવી નર્મદાશંકર** લખે છે કે "ગમે તેમ કહો; હ. મોહમ્મદ (સલ્અમે) પોતાના દેશીઓને અનેક ધર્મમાંથી એક ધર્મમાં આણ્યા અને તેની સાથે અનેક રાજ્ય સત્તામાંથી એક રાજ્ય સત્તામાં આણ્યા એ તેમનો મોટો જય છે. તેમણે પોતાના દેશીઓની ધર્મ સંબંધી સ્થિતી સુધારીને તેઓને સંસાર વહેવારમાં વર્તવાના ધારા બાંધી આપ્યા એ તેમનો મોટો પરમાર્થ છે. તેમના વારસ ખલીફાઓએ[1] તેમના ધર્મનો પ્રચાર કરતાં મોટો જય મેળવ્યો હતો. અને તેમના ધર્મને માનનારી સંખ્યા આજે જગતમાં મોટી છે તે ઉપર વિચાર કરતાં, મૂળ પુરૂષમાં અસાધારણ સામર્થ્ય હતું એમ માન્યા વિના ચાલતું નથી."[2]

**સ્વામી વિવેકાનંદ** લખે છે કે "ત્યાર પછી સમતાનો સંદેશો આપતા માન્યવર પેગમ્બર હઝરત મોહમ્મદ સાહેબ પધારે છે. તમે પુછો છો કે 'તેમના ધર્મમાં તે વળી સારૂં હોવાનું શું ત્યારૂં?' જો તેમાં કાંઇ પણ સારૂં ન હોત તો તે ધર્મ જીવતોજ કેમ રહી શકત? જેટલું સારૂં હોય છે તેજ જીવન ધારણ કરે છે, તેજ માત્ર અવશિષ્ટ રહી શકે છે; કારણ કે માત્ર સારૂંજ બળવાન હોય છે, એટલા માટે યુધ્ધમાં તેજ સજીવ બાકી રહે છે. સર્વથા આ જન્મનોજ વિચાર કરો કે અશુદ્ધ આચરણવાળા માણસનું જીવન વધારે લાંબુ કેમ નથી થતું? તેથી વિરૂદ્ધ શુદ્ધાચારી મનુષ્યનું જીવન કેટલું બધું દીર્ઘ હોય છે? એ વિષે તો શંકાજ નથી કે પવિત્રતા તેજ બળ છે, સારાપણું તેજ બળ છે. જો તેમના ઉપદેશમાં કશીજ ઉત્તમતા ન હોત તો મુસલમાની ધર્મ આજ સુધી જીવતો કેમ રહી શકયો હોત? તેમાં પુષ્કળ ઉત્તમતા રહેલી છે. હઝરત મોહમ્મદ સમતાના પુરૂષ-કર્તા હતા. સર્વ મનુષ્યો, સવ મુસલમાન એક બીજાના બંધુ છે એજ તેમના પ્રતિપાદનનું રહસ્ય હતું.

"પેગમ્બર હઝરત મોહમ્મદે પોતાના જીવનચરિત્રથી બતાવી આપ્યું છે કે મુસલમાનોમાં પૂર્ણ સમતા-પૂર્ણ બંધુતા હોવી જોઇએ. તે કયા વંશનો છે, કઇ જાતિનો છે, કયા પંથનો છે, કયા વર્ણનો છે, સ્ત્રી છે કે પુરૂષ છે, એ પ્રશ્ન ત્યાં હતોજ નહિ. તુર્કસ્તાનનો સુલતાન આફ્રિકાના બજારમાંથી ગુલામને ખરીદી સાંકળથી બાંધીને તુર્કસ્તાનમાં લાવતો, પણ તેજ ગુલામ મુસલમાન થાય અને તેનામાં સંપૂર્ણ ગુણ તથા સામર્થ્ય

1. ખલીફા એટલે નાયબ. Viceregent. Deputy.
2. જુઓ સુરતવાસી મરહુમ કવી નર્મદાશંકરનું "નર્મગદ્ય"; પૃષ્ટ ૨૩૦-૨૩૧.

હોય તો તે ખુદ સુલતાનની શાહજાદી સાથે પણ સહજ સ્વભાવે લગ્ન કરી શકતો. એ ઘટનાની આ દેશ અમેરિકામાં જે પદ્ધતીથી નિગ્રો (હબશી) તથા અમેરિકન ઇન્ડિયનો સાથે વર્તવામાં આવે છે તે પદ્ધતિ સાથે તુલના કરો! અને હિન્દુઓ વળી શું કરે છે! જો તમારા કોઇ ધર્મોપદેશકનો ભૂલથી કોઈ કર્મ-કાંડ હિંદુના અન્નને સ્પર્શ થઇ ગયો એટલે તે અન્નને તે અસ્પર્શ્ય માનીને ફેંકી દે છે! અમારૂં તત્વજ્ઞાન આટલું બધું ઉચ્ચ પ્રકારનું હોવા છતાં વ્યવહારમાં અમારી તેટલીજ દુર્બળતા તમને પ્રત્યક્ષ દેખાઇ આવે છે; પણ ઇતર સર્વ જાતિઓ કરતાં મુસલમાનોમાં એ દૃષ્ટિથી કેટલી બધી ઉદારતા જણાઇ આવે છે તે જુઓ. તે તેમની ઉદારતા તેમની સમતામાં, જ્યાં જાતિ તથા વર્ણનો પ્રશ્નજ અવશિષ્ટ રહેતો નથી, તે સમતામાં દેખાઇ આવે છે."

"મુસલમાનોનું રાજ્ય પણ કાંઇ સર્વથા અધમ તો નહોતુંજ. આ વિશ્વમાં એવી એક પણ વસ્તુ નથી જે સર્વથા ગુણહિન હોય કે સર્વથા ગુણથીજ ભરેલી હોય. અર્થાત સર્વમાં ગુણાવગુણ ઉભયનો ન્યુનાધિક અંશે સમાવેશ થયેલો હોય છે. મુસલમાનોનો વિજય ભારત વર્ષમાં[1] દિન અને વ્યક્ત અધમ જનોના ઉદ્ધાર સ્વરૂપેજ આવ્યો હતો, અને એજ કારણથી ભારત વર્ષની પ્રજાનો ૧/૫ ભાગ અત્યારે મુસલમાન થયેલો આપણા જોવામાં આવી શકે છે. ભારત વર્ષના એટલા બધા લોકો મુસલમાન બની ગયા તે કાંઈ માત્ર તલવારનોજ પ્રતાપ નહોતો. જો આપણે એમજ કહીએ કે એ તો તલવાર અને અગ્નીનુંજ મહા કાર્યરૂપ પરિણામ હતું, તો તે આપણી મૂર્ખતાનું શિખરજ કહેવાય."[2]

વળી મરહુમ **શેઠ મનચેરજી કાવસજી** મનસુખ હઝરત મોહમ્મદ સલ્લમ માટે જણાવે છે કે:—

"હઝરત મોહમ્મદ પેગમ્બર જેવા બુલંદ દરજ્જો ધરાવનારને તેમનાં મોહત પાછલ કોઇબી પારસી બદગોઇ અથવા બેઅદબી ભરેલા શખુનો જાણી જોઇને બોલે અથવા લખે તો હમો કહીયે છીએ કે તેવો સખસ ખુદ પારસી-નાજ દીનનાં ફરમાન મુજબ તકસીરવાર છે, અને કોઇબી ખરો જરતોસ્તી

---

૧. ભારતવર્ષ એટલે હિન્દુસ્થાન.

૨. જુઓ ઠક્કુર નારાયણ વસનજી કૃત "વિવેકાનંદ વિચારમાળા" પૃષ્ટ ૨૪૯-૪૭૩-૪૭૪. આ ભાષણ સ્વામી વિવેકાનંદે અમેરિકામાં ત્યાંના લોકો રૂબરૂ આપ્યું હતું.

તેના બોલવાને કંઈમી વજન આપે નહી તે સત જાણવું."[1]

**મી. બ્રહ્મ પ્રકાશ દેવજી** લખે છે કે " ઇસ્લામના સ્થાપક હઝરત મોહમ્મદ જેમનાં જીવન વૃત્તાંતનો આ ટુંક અહેવાલ છે તેઓ તે શ્રેષ્ટ પુરૂષોમાંના નર છે જેમણે કુદરતના કાનુનો પ્રમાણે અજ્ઞાનતા તથા અંધકારના સમયમાં જન્મ ધારણ કરી સૃષ્ટમાં ઘણી સચ્ચાઇનો ફેલાવો કર્યો, અને લોકોને આત્મિક તથા સંસારિક ઉન્નતિનો શ્રેષ્ટ માર્ગ દેખાડયો."

" જેવી રીતે આર્યવૃતને શાકય મુની ગૌતમ બુધ અને રાજા રામ મોહનરાય, તથા ઇરાનને જરથુસ્ત, ચીનને કનફ્યુશિઅસ, અને યાહુદીઓને હઝરત મૂસાના પ્રતાપથી વડાઇ મળેલ છે તેવીજ રીતે અરબસ્તાનના રણને હઝરત મોહમ્મદ સાહેબથી વડાઈ અને માન મળેલ છે. એ ઉપરાંત એ હઝરતની જાતથી દુન્યાને જે જે ફાયદાઓ પહોંચ્યા છે તેને માટે ફક્ત અરબજ નહિ પણ આખી દુન્યાએ એમનો આભાર માનવો ઘટે છે. એવું કયું સંકટ હતું જે માણુસ જાતના ફાયદાને માટે આ મહાન નરે સહન કર્યું ન હતું, અને કઇ વિપત્તીઓને એઓ સાહેબે ઉઠાવી લીધી ન હતી? અરબ જેવા એક જંગલી અને ઉજાજડ મુલકને ઇશ્વરની એકતાનું શિક્ષણ આપી, સરળ માર્ગ ઉપર લાવવાનું મહાભારત કાર્ય એક એવાજ ફીલોસોફરનું કામ હતું; અને છેવટે તેમણેજ તે કરી દેખાડયું. ટુંક અંતઃકરણવાળા અને અદેખા ( વિઘ્ન સંતોષી ) પુરૂષો આવા મહાન નર માટે ગમે તે કહે, પરંતુ જે લોકો ન્યાયપ્રિય અને વિશાળ અંતઃકરણ ધરાવનારા છે તેઓ કદી પણ હ. મોહમદ સાહેબની જન સમાજની ઉન્નતિની મહાન સેવાઓ ભુલી જઈ ઉપકાર ઉપર અપકાર કરશે નહિ; અને જે લોકો એમ કરે છે તે પ્રથમ પંક્તિના ટુંકા દીલવાળા અને નગુણા છે.[2]"

**મી. ટૉમસ કાર્લાઇલ**[3] લખે છે કે " વળી બીજી તરફ ઇસ્લામ બીજા મોટા ધર્મની માફક માનવી તત્વ તરફ નજર કરી ખરેખર ચોકસ રીતે

---

૧. જુઓ મી. મનસુખનું " મુંબાઇનો ફેસાદ " નામનું પુસ્તક. પાન ૫૯.

૨. બ્રહ્મો ધર્મ પ્રચારક મંડળ તરફથી પંજાબવાળા જાણીતા તત્વજ્ઞાની મી. બ્રહ્મ પ્રકાશ દેવજીએ " હઝરતનું ટુંક વૃતાંત " નામનું પુસ્તક ઉર્દુમાં છાપી બહાર પાડેલ છે તેમાં આ લખેલ છે. એ પુસ્તક છ આનાની કીમતે લાહોરમાં " બ્રહ્મ પ્રચારક "ની ઓફીસમાંથી મળી શકે છે. આખું પુસ્તક બેશક જોવા જેવું છે.

૩. જુઓ મી. કાર્લાઇલ્ કૃત હીરો અને હીરોવર્શિપનું પુસ્તક. લેકચર ૨ જું. (મી. કાર્લાઇલનો જમાનો ૧૭૯૫-૧૮૮૧ સુધી હતો)

સઘળા માણસને સરખા ગણનારો ધર્મ છે. એક મુસલમાનના આત્માનું વજન સંસારના સઘળા રાજ્યાધિકાર કરતાં વધારે લેખાય છે. ઇસ્લામ પ્રમાણે જોતાં સઘળાં માણસો એક સરખાંજ છે. ફરી કહીએ તો હઝરત મોહમ્મદનો ધર્મ એકંદરે એક પ્રકારની ક્રિશ્ચિયાનીટીજ છે. ક્રિશ્ચયાનીટીની ઉમદા બાબતોનું ખરૂં તત્વ તેમાં સમાએલું છે. તે છેલ્લાં બારસો વરસથી દુનિયાની આખી વસ્તીના પાંચમા ભાગનો ધર્મ અને જીંદગી સુધીનો સાથી થઇ ચૂક્યો છે. સૌથી વધારે વાત તો એ છે કે તે એક એવો ધર્મ છે કે લોકો જેને ખરા અંતઃકરણથી માને છે. અરબ જેવા લોકો તે ધર્મ માને છે અને જીવ સાટે તેનાં ફરમાન પાળે છે. જેવી રીતે મુસલમાનો સમય અને અનંતકાળને ધ્યાનમાં રાખી પોતાના ધર્મને મક્કમપણે વળગી રહે છે તેવી રીતે હાલમાં ગણ્યા ગાંઠા યુરોપીયનો સિવાય બીજા ક્રિશ્ચિયનો પોતાના ધર્મને વળગી રહેલા નથી. રાત્રે 'કેરો[1] 'શહેરના મોહલ્લાઓમાં 'કોણ જાય છે' એવું ચોકીદાર જનાર ઇસમને પુછે છે, તો હાલમાં પણ તેને એજ જવાબ મળે છે કે 'ખુદા સિવાય બીજો અલ્લાહ નથી.[2] ઇસ્લામ માણસોના આત્મા અને હજારો લોકોની હસ્તીને પોતાના 'અલ્લાહો અકબર[3]' ના અવાજથી ગજાવી મૂકે છે."

ઇસ્લામ ધર્મ આવો છે. છેલ્લા મહાન પેગમ્બરના શિક્ષણ પ્રમાણે ખરા અંતઃકરણથી ચાલનારા અને દિવસમાં પાંચ વખત તેની બંદગી કરનારા ૩૦ કરોડ મુસલમાનોનો ધર્મપંથ આવો છે. તે આફ્રિકાના ઉત્તર કિનારા ઉપર મોરોક્કોથી લઇને દક્ષિણમાં ટ્રાન્સવાલ સુધી બધે જંગબાર સુદ્ધાંતમાં પ્રસરી રહેલો છે. મિસર, તુર્કસ્તાન, અરબસ્તાન, ઇરાન, અફ્ઘાનિસ્તાન વિગેરેમાં તેની સત્તા સર્વોપરી છે, અને હિંદુસ્તાનમાં તેના અનુયાયીઓની સંખ્યા ૭ કરોડ જેટલી છે. મલાયામાં તેનું જોર ઘણું છે. અને ચીનમાં તેણે સજડ જમાવ કરેલો છે. ફક્ત આફ્રિકાના કેપ કોલોનીમાં ૧૫ હજાર મુસલમાનો તો છે. વળી તેની મસ્જીદો સૈબીરિયાના ઉજડ મેદાનોમાં પણ મોજૂદ છે. રૂશીઆના સેન્ટ પીટર્સબર્ગમાં પણ મુસલમાનોની એક બારે

૧. કેરો શહેર ઇજીપ્ટ (મિસર)ની રાજધાની છે. Cairo. તેને ઉર્દુમાં "કાહેરા" કહે છે.'

૨. લાએલાહા ઇલ્લલ્લાહ—કલેમાના શબ્દો છે.

એ વખતે પણ કલેમો બોલે છે. જેથી સમજાય છે કે જનાર માણસ મુસલમાન છે.

૩. અલ્લાહ બળવાન છે. આ વાક્યને "તકબીર" કહે છે.

સંખ્યા છે, અને એ ધર્મનો પ્રચાર હજુ પણ અમેરીકાના યુનાઇટેડ સ્ટેટસ વગેરેમાં જારી છે.[૧]

"ખુદાએ તને જે આપ્યું છે તે વડે આવતી જીંદગીનું રહેઠાણ મેળવ; અને તું આ દુનિયામાં તારો ભાગ (જે ફકત એક કફન છે તે) ભુલી જા નહીં. અને તું ભલું કર જેમ ખુદાએ તારું ભલું કર્યું છે. અને તું પૃથ્વી ઉપર ફિસાદ કરવા યત્ન કર નહીં. ખરેખર ખુદા ફિસાદ કરનારાઓને ચાહતો નથી."—કુરાને શરીફ.[૨]

જનની જણ તો ભક્તજન, કાં દાતા કાં શૂર;
નહીં તો રહેજે વાંઝણી, મત ગુમાવે નૂર.




૧. જુઓ મી. એ. ક્વીલીયમ્ સાહેબ કૃત ફૅનટિકસ્ અને ફૅનટિસીઝમ નામનું પુસ્તક. હાલ દુનિયામાં ૪૦ કરોડ મુસલમાનો છે અને હીંદુસ્તાનમાં ૯ કરોડ છે.
૨. સૂરતુલ-કસસ, આયત ૭૭. જે બાબતોથી લોકોમાં ફિસાદ જાગે તેવું હોય તેનાથી માણસે દુર રહી હમેશાં શાંતિથી જીવન ગાળવુ જોઇએ.